# સ્વર્ગની કુંચી.

લખનાર

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીઆર.

ચોરવાડકર.

(સંસારમાં સ્વર્ગ, સ્વર્ગનું વિમાન, સ્વર્ગનો ખજાનો, સ્ત્રીઓનું સ્વર્ગ, સાચું સ્વર્ગ, પ્રેમ પ્રેમ ને પ્રેમ, ઇત્યાદિના લેખક.)

હરે રામ હરે રામ રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦૦.

અમદાવાદ
"વિજય પ્રવર્ત્તક" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭.

કિંમત રૂપિયો એક.

આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીઆર, મુંબાઇ—હનુમાનગલી.

ઠા. વસનજી પરમાણંદ ચાહેવાળા બુકસેલર. ઠેકાણું નરનારાયણના મંદિરના દરવાજા પાસે કાલબાદેવી રોડ. મુંબાઇ. તથા મુંબાઇના બીજા જાણીતા બુકસેલરો પાંસેથી મળશે.



" આ પુસ્તક રજીસ્ટર કરાવેલું છે. "

१५०७ ८१

ॐ

नारायण नारायण नारायण,

# અર્પણપત્રિકા.

હે
પ્રભુ,
તમે એક
છો, અખંડ છો,
અનંત છો, વ્યાપક છો,
નિર્વિકાર છો, સર્વાધાર છો,
સકળ વિશ્વના સ્વામી છો, અને
સર્વ શક્તિમાન છો. તમે સર્વ ગુણના
નિધિ છો, તમે દયાના સાગર છો, અને
તમે અધમ ઉદ્ધારણ છો. તમારો મહિમા અ-
ગાધ છે, તમારૂં ડહાપણ અપાર છે, તમે રાજાઓના
રાજા તથા દેવોના પણ દેવ છો, અને તમારી અકળ
ગતિનો કોઈ પાર પામી શકતું નથી. હે મહા મંગ-
ળકારી અખંડ સચ્ચિદાનંદ પરમ કૃપાળુ પવિત્ર
પિતા મહાન ઇશ્વર! તમારા એવા ગુણોને
મ્હોટાઈમાં મ્હારૂં મન લય કરવા માટે,
તમારી સત્ય સેવા કરવાને ખાતર
શુદ્ધ અંતઃકરણના પ્રેમથી મા-
નપુર્વક હજારો હજારવાર
દંડવત સાથે આ
પુસ્તક આપ-
ને અર્પણ
કરૂં
છું.

આપનો દાસાનુદાસ

અમૃતલાલ સુંદરજી.

# પેહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

આ શું ! સ્વર્ગની કુંચી? હા, સ્વર્ગની કુંચી. બેશક સ્વર્ગની કુંચી એ બહુ મોટું નામ છે અને બહુ ઉત્તમ નામ છે. સૌ લોકો કુદરતી રીતેજ એમ ઇચ્છેછે કે, અમોને "સ્વર્ગની કુંચી" મળી જાય તો સારૂં. માટે હવે આપણે એ જાણવું જોઇએ કે, સ્વર્ગની કુંચી એટલે શું ? અમોને તો આપણા પવિત્ર શાસ્ત્રોની મારફત એક મહાન ભક્તરાજ મહારાજે એમ શીખવેલું છે કે,

ભગવદ્ ઇચ્છાને આધીન થઇ બ્રહ્માર્પણ વિધિથી રૂડી રીતે દુનિયાંદારીની પોતાની ફરજો બજાવવી, પોતાના ધર્મના ઉત્તમ નિયમો સમજવા, સમજાવવા તથા પાળવા, સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથનાં મહામંગળકારી પવિત્ર નામનું જેમ બને તેમ વધારે સ્મર્ણ કરવું, દરરોજ ઇશ્વરપ્રાર્થના કરી આપણા અપરાધોની ખુલ્લા દિલે નમ્રતા પૂર્વક પ્રભુની માફી માગવી, આપણા ભાઇબંધોને આપણા આત્મા તુલ્ય ગણી તેમની ભૂલો માફ કરવાની તથા સુધારવાની કાળજી રાખવી, મન વચન કે કર્મથી કોઇ પણ જાતનું પાપ નહીં થઈ જાય તેની સંભાળ રાખવી, સત્સંગમાં પ્રેમ રાખવો ને હરિજન ઉપર હેત રાખવું, મોત તથા ધર્મ રાજાના ઇનસાફને યાદ કરી મોજમજાની વૃત્તિને કાબુમાં રાખી દુનિયાંદારીની આસક્તિ ઓછી રાખવી, પૂર્ણ શ્રદ્ધાથી ભક્તિમાર્ગ કે જ્ઞાનમાર્ગમાં લાગી જઇ ઇશ્વરી રસ્તામાં આવી જવું, જેમ બને તેમ અંતરમાંથી ચોખ્ખા થઇ દુનિયાંમાં સત્ય ધર્મ વધે એવાં કામો કરવાં, આપણું હૃદય ભગવદ્ આવેશથી ભરેલું રાખવું, અને તનથી, મનથી ને ધનથી તથા મન, વચન ને કર્મથી જ્યારે બને ત્યારે અને જેટલો બને એટલો પરમાર્થ કરવો, તથા સદા સર્વદા સર્વ ઠેકાણે મહાન પ્રભુનાં પવિત્ર નામનો જયજયકાર થઇ રહે એમ વર્તવું તેનું નામ " સ્વર્ગની કુંચી " છે. એ શિવાય એ કરતાં

વધારે સારી બીજી કોઇ સ્વર્ગની કુંચી અમે જાણુતા નથી. એટલે આ "સ્વર્ગની કુંચી"માં ઉપર વર્ણવ્યું તે જાતનુંજ જ્ઞાન આપવામાં આવેલું છે.

આ પુસ્તકમાં જે દાખલાઓ છે તે એક મહાન ભક્તરાજનીજ પ્રસાદી છે. "[1] એ ભક્તરાજ તરફથી મને જે દાખલા મળેલા છે તે સાદા, સેહેલા, અને હીંદુ ધર્મને બરાબર લાગુ પડે તેવા, તથા મંદિરોમાં છુટથી બોલી શકાય તેવા હતા, પણ મેં તેમાં જમાનાને અનુસરતા છુટાપણાના વિચારો ભેળેલા છે, એટલે એ દાખલામાંથી કોઇ ફટકો જો જરા વધારે સ્ટ્રૉંગ લાગે તો એ મારી તરફનોજ અંતરની લાગણીનો કડવો ડોઝ છે એમ સમજવું."

"આ પુસ્તકમાં જે કવિતા તથા પદો આવેલાં તે એક ભક્તમંડળમાં પ્રસંગોપાત સ્ત્રી પુરૂષો ગાતાં હતાં તેમાંથી લીધેલાં છે, એટલે કોઇ કોઇ ઠેકાણે તેમાં ભૂલો હોય એ બનવા જોગ છે. એ કવિતા તથા પદોના મૂળ કર્તા, તેને છપાવનારાઓ, તથા અમને એ લખાવનારા સજ્જનોનો હું માનપૂર્વક ઉપકાર માનું છું." એ પદો તથા ભજનો અમે હરિજનોને મ્હોડેથી સાંભળીને લખીએ છીએ, એટલે જે પુસ્તકમાં તે છપાયાં હોય તે પુસ્તકોની અમોને ખબર ન હોવાથી તેનાં નામ અમે આપી શકતા નથી. આ ગ્રંથની શરૂઆતમાં જે પદો છે તે ચોરવાડ વહીવટી ખાતાના દફતરી રા. રા. ત્રંબકરાય વિઠ્ઠલજી એ મને આપેલાં છે, અને માંગરોળવાળા ભક્તરાજ અનંતપ્રસાદ ત્રિકમલાલ વૈષ્ણવે પોતાનાં બનાવેલાં પદો લેવાની મને રજા આપી છે માટે હું તે બંને સાહેબોનો ઉપકાર માનું છું.

"આ પુસ્તકનાં સાંકળિયાંમાં ઘણા દાખલા બબે ત્રણ ત્રણ મથાળાં નીચે આવેલા છે; જેમ કે, એકજ દાખલો ભક્તિના પેટામાં, સત્સંગના પેટામાં અને ઇશ્વરના મથાળાં

૧. "સ્વર્ગના વિમાન" ની પ્રસ્તાવનામાંથી.

નીચે પણ આવેલો હોય છે. એ કાંઇ ભૂલથી નહીં પણ ખાસ એવી ગોઠવણ કરવામાં આવેલી છે, કારણ કે, એ દરેક વિષયમાં તે દાખલો લાગુ પડી શકે તેમ હોય છે. ”[1]

આ પુસ્તક છપાવીને પ્રજાની હજુરમાં મૂકી શકું છું તેનું માન શેઠ **દામોદર લખમીદાસ ખીમજીને** ઘટે છે; કારણ કે તેઓ સાહેબની કીંમતી મદદથી મને પુસ્તકો લખવામાં તથા છપાવવામાં બહુ સગવડતા થએલી છે, એટલુંજ નહીં પણ કહેવાને ખુશાલી ઉપજે છે કે, લોકો પણ “ સંસારમાં સ્વર્ગ, ” “ સ્વર્ગનું વિમાન, ” અને “ સ્વર્ગની કુંચી ” નો બહુ સારો લાભ લેય છે, માટે તેઓ સાહેબનો માનપૂર્વક ઉપકાર માનું છું.

છેવટ વાંચનાર ભાઇ બ્હેનોને વિનંતિ કરવાની કે, જો આ પુસ્તક વારંવાર વાંચશો તો પવિત્ર ધર્મની રૂડી ફરજો સેહેલાઇથી બજાવી શકશો, દુનિયાંદારીની જંજાળ વચે પણ શાંતિથી રહી શકશો, પાપથી બચી શકશો, ભગવદ્ ઇચ્છાને આધીન થઇ શકશો, અને પ્રભુપરાયણ જીંદગી ગાળી શકશો, એટલુંજ નહીં પણ મરતી વખત દિલાસો મેળવી શકશો, અને જો પવિત્ર હૃદયથી ‘‘સ્વર્ગની કુંચી’’માં બતાવેલા નિયમો પાળો તો ઇશ્વર કૃપાથી આ “ સ્વર્ગની કુંચી ” ખરેખરાં સ્વર્ગની સાચી કુંચીરૂપજ થઇ પડે તેમ છે, માટે આ પુસ્તક ફરી ફરીથી વાંચવાની અને તેના નિયમો પાળવાની એટલે કે આપણાં આચરણો સુધારવાની અમે મજબુત ભલામણ કરીએ છીએ, અને આ “ **સ્વર્ગની કુંચી** ” ખરેખરાં સ્વર્ગની કુંચી રૂપજ થઇ પડે એમ અમે જીગરથી ઇચ્છીએ છીએ.

તા. ૩૦–૪–૧૯૦૩

મુંબાઇ, હનુમાન ગલ્લી.

**વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર.**

ચોરવાડકર.

---

૧. સ્વર્ગના વિમાનની પ્રસ્તાવનામાંથી.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

"સ્વર્ગની કુંચી" માટે જે હકીકતો જણાવવાની જરૂર હતી તે પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં જણાવેલી છે, અને એ પ્રસ્તાવના પણ આ પુસ્તકમાં દાખલ કરેલી છે, એટલે એ બાબતમાં કાંઈ ખાસ નવું કહેવાનું નથી, પણ આ પ્રસ્તાવનામાં મારા સંતોષને ખાતર મારે કહેવું જોઇએ કે,

"સ્વર્ગની કુંચી"ની પહેલી આવૃત્તિનાં બે હજાર પુસ્તકો ત્રણ વરસમાં ખપી ગયાં છે અને હજી પણ એની બહુ માગણી થાય છે, એટલુંજ નહીં પણ ઘણાં કુટુંબોમાં એ પુસ્તક હમેશાં વંચાય છે. ઘણીએ સત્સંગની મંડળીઓમાં એ પુસ્તક હમેશાં વંચાયછે, ઘણાએ સાધુઓમાં હોંશે હોંશે વંચાય છે, અને બીજા ધર્મવાળા લોકો પણ એ પુસ્તક માટે બહુ ઉંચા વિચારો ધરાવે છે; એટલુંજ નહીં પણ "સ્વર્ગની કુંચી" "સ્વર્ગનું વિમાન," "સ્વર્ગનો ખજાનો" તથા "સંસારમાં સ્વર્ગ" એ પુસ્તકો વાંચવાથી કેટલાંક માણસોનાં ચરિત્ર સુધરી ગયાં છે અને કેટલાંક માણસોની જીંદગી સુધરી ગઇ છે. આ બધી વાતો એ પુસ્તકોનાં વખાણના મારી ઉપર જે સેંકડો કાગળો આવે છે તથા રૂબરૂ માણસો મળે છે તે ઉપરથી જાણીને મને બહુ આનંદ થાય છે. કારણ કે કોઈ પણ માણસની જીંદગી સુધારવામાં, કોઇ પણ માણસને સાચું જ્ઞાન સમજાવવામાં, કોઇ પણ માણસના વિકારો ઓછા કરવામાં, કોઇ પણ માણસને અંતરનો દિલાસો આપવામાં, કોઇ પણ માણસને ખરાબ રસ્તે જતો બચાવવામાં, કોઈ પણ માણસના દિલમાં ભક્તિનાં બી રોપવામાં, કોઈ પણ માણસને ઇશ્વરનો મહિમા સમજાવવામાં અને કોઇ પણ માણસને મનમાં દુઃખોમાંથી છોડાવવામાં જો મારૂં લખાણ ઉપયોગી થઇ શકતું હોય તો એ કરતાં વધારે આનંદ બીજો કયો ? માટે "સ્વર્ગની

કુંચી " આવી અસર કરી શકે છે એમ જાણીને મને બહુ આનંદ થાય છે; અને જેમ જેમ લોકો તેનો વધારે લાભ લેય તેમ તેમ હું મારી મેહેનત સફળ થએલી સમજુંછું.

આ પુસ્તકની પેહેલી આવૃત્તિ છપાવવાનું માન શેઠ દામોદર લખમીદાસ ખીમજી જે. પી. ને મળ્યું હતું તેમજ આ બીજી આવૃત્તિ છપાવવાનું માન પણ તેઓ સાહેબનેજ ઘટે છે. શેઠ દામોદરભાઇ મારાં પુસ્તકો છપાવવામાં મને બહુ મદદ કરે છે માટે તેઓ સાહેબનો માનપૂર્વક ઉપકાર માનુંછું.

આ બીજી આવૃત્તિમાં ઘણાંએ નવાં પદો " શ્રી ભજન સાગરમાંથી દાખલ કરેલાં છે તથા " ઇશ્વર પ્રાર્થના અથવા ભગવાન સાથે વાતો કરવાની રીતિ " એ પુસ્તક દાખલ કરેલું છે ને કાગળો પણ સ્વદેશી વાપરેલા છે તેથી પેહેલી આવૃત્તિ કરતાં આ પુસ્તક મોહું થયું છે છતાં પણ ઘણા લોકો લાભ લઇ તેની કીંમત માત્ર એક રૂપિયોજ રાખેલી છે. હજી એ કરતાં પણ ઓછી કીંમત રાખવા અને બની શકે તો કાંઇ પણ નફો લીધા વિના પડી કીંમતે પુસ્તકો આપવા મારો વિચાર છે પણ હજી એવાં સાધનો નથી તેથી લાચાર છું.

મુંબાઇ હનુમાનગલી.

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીઆર.

ચોરવાડકર.

# સાંકળીયું.

બાબત તથા દાખલાનો નંબર.

૧. ઈશ્વર વિષે.


૨. ઈશ્વરનાં નામ માહાત્મ્ય વિષે.


૩. પ્રભુપ્રેમ વિષે.


૪. ભગવત્સેવા તથા ભક્તિ વિષે.


૫. ભગવદ ઈચ્છાને આધીન થવાની જરૂર વિષે.


૬. પરમાર્થ વિષે.


૭. હરિજનો, સંતો, ભગતો, સાધુઓ, વૈષ્ણવો વિષે.


૮. સત્સંગ વિષે.


૯. માળા ફેરવવા વિષે.


૧૦. આપણાં આચરણો સુધારવા વિષે.

## મહાન ભક્તરાજ પ્રહ્લાદજી પોતાના પિતાજીને કહે છે કે;

(રાગ કલ્યાણ.)

મુંને વહાલું વહાલું વહાલું દાદા રામજીનું નામ,
મ્હારે અવર વિદ્યાતણું નથી કાંઈ કામ. મુંને વહાલું૦
મારે માધવ કૃષ્ણ મુકુંદ મુરાર,
ભજું મધુસૂદન કેશવ કીરતાર. મુંને વહાલું૦
મારે દામોદર અવિનાશીરે અનંત,
મારે ભજવો છે ભક્તવત્સલ ભગવંત. મુંને વહાલું૦
મારે પુરૂષોત્તમ પરબ્રહ્મ વાસુદેવ,
મુખ ભૂધર ભજવાની પડી બહુ ટેવ. મુંને વહાલું૦
હું તો રૂદેમાંહે લખી રાખું રામ ગોવિંદ,
વળી તન મન ધન મારે સચ્ચિદાનંદ. મુંને વહાલું૦
મારે શ્રવણે શ્રીરામજીનું રામજીનું જ્ઞાન,
મારે રામજીનું સમરણ રામજીનું ધ્યાન. મુંને વહાલું૦
મારે વિષ્ણુંનું વંદન સેવન શ્રીરામ,
મારે ધરમને કરમને સાચો સુંદર શ્યામ. મુંને વહાલું૦
હું તો સદાને સરવદા શ્રીહરિ કેરે શરણ,
કીધું આપ સમરપણ પ્રભુજીને ચરણ. મુંને વહાલું૦
મારે ધરણીધર પર દૃઢ વિશ્વાસ,
હું તો જનમ જનમ થકી દેવકેરો દાસ. મુંને વહાલું૦
મારે નિરધનનું ધન સારંગપાણ,
મારા મંદિરમાં જો તે જડી મોતીડાંની ખાણ. મુંને વહાલું૦
હું તો મૂકું નહીં મુખ થકી વિષ્ણુના વખાણ,
હું તો પૂરે પ્રેમે ભજ્યા કરૂં પુરૂષ પુરાણ. મુંને વહાલું૦
હું તો વિદ્યા તણું તત્ત્વ તપાસું રૂડી રીત,
ચારે વેદ વલોણામાં વિષ્ણુ નવનીત. મુંને વહાલું૦
એવા જુગજીવન ત્રિભુવન ત્રાણ,
કોણ સિંધુમાંહે કુદી પડે મેલી મોટાં વહાણ. મુંને વહાલું૦

(પ્રહ્લાદ આખ્યાનમાંથી.)

ૐ

# સ્વર્ગની કુંચી.

## ૧—એક સારૂં શાક ખાતાં આપણને કેટલી બધી મજા પડે છે ? ત્યારે અખંડ આનંદરૂપી હરિ-રસમાં કેટલી બધી મજા હશે એ ખ્યાલ તો કરો.

આહાઃ આજે તો કાંઈ કુરલીની ભાજી બનીતી ? એના સ્વાદની કાંઈ વાતજ ન પુછો. નવી નવી કુણી કુણી ભાજી, ને માંહી લીંબુ નીચોર્યું હતું તેથી એવી બની હતી કે જાણે આં-બાપુરીને પણ ભૂલી જઈએ. એ સ્વાદ તો દાઢમાંજ રહી ગયો છે. ત્યારે બીજી બાઈએ કહ્યું કે, આજે તો અમારી કબુએ એવી કઢી વઘારી હતી કે આખું ફળીયું ઘમઘમી રહ્યું હતું. શું એના સ્વાદની વાત ? જાણે આંગળાંજ ચાટયા કરીએ. હજી પણ એ સુગંધ મારા નાકમાંથી ગઈ નથી. એ સાંભળીને ત્રીજા એક જ-ણે કહ્યું કે, અમારે ત્યાં આજે એક ઠેકાણેથી ગોળ કેરી આવી-તી, પણ શું તેનો સ્વાદ ? એ તો ન ભૂતો ન ભવિષ્યતિ. ભલા-માણસ બદામી હલવો તો એની પાસે કાંઈ બીસાતમાંજ નહીં. જાણે એકલી એ ગોળ કેરીજ ખાયા કરીએ. ઘણી જાતનાં અથા-ણાં ખાધાં પણ એવી લેહેઝત કયાંઈ ન દેખી. ત્યારે ચોથાએ કહ્યું કે અમારે ત્યાં હમણાં પાપડ બનાવ્યા છે તેની શું વાત કરૂં ? એ પાપડ જયારે શેકાય ત્યારે તેમાંથી એવી ભભક છુટે કે પાંચમા માળ સુધી આખી ચાલીમાં સુગંધી ફેલાઈ જાય. ને એની ભભકથીજ મગજ તર થઈ જાય. એ પાપડ મોઢામાં મુક-તાં પેહેલાં તો ફોલવા ફોલવા થઈ જાય. એના એ બનાવવા વા-

ળાં, ને એનો એ મસાલો પણ એવા પાપડ અગાઉ કોઈ દીવસ બન્યા નહોતા. આની તો કાંઈ ખુબીજ ઓર છે, અમારા પાપડ તમને ન ખપે એટલે કાંઇ ઉપાય નહીં, બાકી એતો ખાવા જેવા છે.

ભાઇઓ ? આવી રીતે આપણે અને આપણાં પાડોશીઓ અસંગોપાત વાતો કરીએ છીએ, અને શાકભાજી તથા અથાણાના સ્વાદનાં વખાણ કર્યા કરીએ છીએ, પણ વિચાર તો કરો કે એ બધા સ્વાદોનો જે બનાવનારો છે અને જેણે આપણને એ સ્વાદો સમજવા માટે ઇન્દ્રીઓ, મન, બુદ્ધિ, તથા જીંદગી આપી છે તે સર્વ શક્તિમાન આદિ અંતરહીત આનંદ સ્વરૂપ મહાન-પ્રભુની ભક્તિનો–પ્રભુની સેવાનો–પ્રભુનાં સ્મર્ણનો–પ્રભુને અર્થે ગરીબોને આપવાનો–જ્યાં પ્રભુનો મહિમા ગવાઈ રહ્યો હોય એવા હરિજનોના સત્સંગનો અને સ્વર્ગનો આનંદ કેટલો બધો મોટો તથા કેવો અલૌકીક હશે એ વિચાર તો કરો. સ્વર્ગ ? કે જ્યાં ઇંદ્રની અપ્સરાઓ નાચી રહી છે, જેના ગુણના ગંધર્વો ગાન કરી રહ્યા છે, જ્યાં ઇચ્છિત ભોગ આપનાર કામધેનુ ને કલ્પવૃક્ષ રહ્યાં છે, જ્યાં સદાય કરોડો સૂર્યના જેટલો પ્રકાશ છે, જ્યાં દુઃખ એ શબ્દ કોઈ સ્વપ્નામાં પણ જાણતું નથી, જ્યાં ઉમરની ગણત્રી નથી, જ્યાં કાળનો ભય નથી, જ્યાં ચાલવા માટે હીરામાણેક ને મોતીની જમીનો છે, જ્યાં રોગ નથી, જ્યાં ભય નથી, જ્યાં ઘડપણ નથી અને જ્યાં મોત નથી પણ સદા આનંદ આનંદ ને આનંદજ છે તથા જ્યાં પ્રભુ પોતે બીરાજે છે ત્યાં જતાં કદી પણ કરમાય નહીં એવા ફુલોથી દેવતાઓ જેને વધાવી લેશે અને દેવીઓ જેનાં ઓવારણાં લેશે, તથા અપ્સરાઓ જેની દાસીઓ બનશે તે મહાન પવિત્ર ભગતોનાં હરિની હજુરનાં સુખો કેવાં અલૌકીક હશે એ ખ્યાલ તો કરો? પછે તમારા ભાજીમૂળાની ને સેવપાપડની વાતો કર્યા કરો. એવાં અમૂલ્ય સુખો, એવાં અખંડ સુખો, એવાં સાચાં સુખો ભગતોને પ્રભુની ભક્તિથી મળે છે માટે જેમ બને તેમ

સાચા દિલે ને સાચી રીતે પ્રભુના હુકમ પ્રમાણે પ્રભુની ભક્તિ થાય તેમ કરો. એટલે જગતનાં બધાં સુખો એની મેળે તમારી પાસે આવીને હાજર થશે. કારણ કે પ્રભુએ ગીતાજીમાં કહેલું છે કે, બ્રહ્માનંદમાં–ઇશ્વરી આનંદમાં આખા બ્રહ્માંડના બધા આનંદો સમાઇ જાય છે. અંહીના જે આપણા મોટામાં મોટા આનંદો છે તે આનંદો પણ બ્રહ્માનંદના એક રૂવાડાના આનંદની બરોબર પણ નથી ત્યારે આપણાં બાઇડી છોકરાંના–ધનમાલનાં–ધંધો રોજગારનાં ને ખાવાપીવાનાં સુખ તે શું બીસાતમાં ? માટે ભાઈઓ ? શાકભાજીના જેવાં જરાકવારનાં ખોટાં સુખમાં પડયા રહીને ઇશ્વરી આનંદ ગુમાવોમાં–અખંડાનંદના આનંદ ગુમાવો માં.

---

## ૨–બધાં માણસોને કાંઇ મોટા મોટા યજ્ઞયાગ કરવાની જરૂર નથી, પણ ભગવદ્ ઇચ્છાને આધીન થવાની જરૂરછે.

પ્રભુ આપણને એમ નથી કેહેતો કે તમારી પાસે સાધનો ન હોય તોપણ તણાઈ તોડાઇને પણ યજ્ઞ કરો. પ્રભુ આપણને એમ નથી કેહેતો કે તમે બાઇડી છોકરાંઓને રખડાવીને ત્યાગી થઇ જાઓ. પ્રભુ આપણને એમ નથી કહેતો કે તમે શિયાળામાં બરફમાં બેસો ને ઉનાળામાં અગ્નિની ધુણીયો તાપો. પ્રભુ આપણને એમ નથી કહેતો કે તમે ઉપવાસો કરી કરીને ભુખે મરી જાઓ. પ્રભુ આપણને એમ નથી કહેતો કે તમારા સંસાર વ્યવહારમાં પુળો મૂકીદો. પ્રભુ આપણને એમ નથી કેહેતો કે તમારા સુખના ફના ફાતીયા કરી નાંખો, અને પ્રભુ આપણને એમ નથી કેહેતો કે તમે વગર કારણે રીબાઈ રીબાઇને મરી જાઓ. પણ તે પરમ દયાળુ પવિત્ર પિતા માત્ર એટલુંજ કહે છે કે તમારી ઇચ્છા મને સોંપીદો એટલે કે પ્રભુની ઇચ્છામાં તમે આવી જાઓ. દુનીયાના સરવે ઉત્તમ ધર્મો-

નો સાર એજ છે, ને એમાંજ પ્રભુ રાજી છે. મોટા મોટા યજ્ઞ, બહુ બહુ બળીદાન, અને ઘણા ઘણા પ્રકારની દેહકષ્ટી એ પ્રભુ નથી માગતો પણ તે અખંડ દયાળુ પ્રભુ તો આપણું સર્વદા સુખજ ઇચ્છે છે. ભકતોના સુખમાંજ તે રાજી છે. તે સારૂ તેણે ભગવદ્ ઇચ્છાને આધીન થવાનો સેહેલામાં સેહેલો ને ઉત્તમમાં ઉત્તમ ધર્મ આપણને આપેલો છે, માટે ભાઇઓ ? જમીનના ને આસમાનના માલેક, ચંદ્ર સૂર્યના બનાવનાર, કોટિ સૂર્યના જેવા તેજોમય, જેની ગતિનો કોઇ પાર પામી શકતું નથી એવા પરમ દયાળુ પરમાત્માને શરણે જઈ પ્રેમથી ભગવદ્ ઈચ્છાને આધીન થવાનુ બળ મેળવો.

---

## ૩—જે કલમથી આપણા મરજી મુજબ સારા અક્ષર ન લખાય તે કલમને આપણે ફેંકી દઇએ છીએ તેમજ પ્રભુની ઇચ્છા મુજબ આપણે ન ચાલીએ તો આપણા પણ તેવાજ હાલ થાય છે.

કોઈ કોઈ વખત લખતી વખત આપણને જ્યારે ખરાબ કલમ મળી જાય છે ત્યારે આપણો મીજાજ કેવો બગડી જાય છે એ તમે કોઇ દીવસ ધ્યાન દઇને જોયું છે ? એ મીજાજ બગડવાનું કારણ શું છે? કારણ એજ કે તે કલમ આપણી ઇચ્છા પ્રમાણે ચાલતી નથી. આપણે ઝીણા અક્ષર લખવા ઇચ્છીએ છીએ ને તે કલમથી જાડા અક્ષર લખાય છે. આપણે ઉતાવળથી લખવા માગીએ છીએ પણ તે કલમ ઉતાવળથી ચાલતી નથી. અને આપણે સફાઇથી લખવા ચાહીએ છીએ પણ તે કલમ બગડેલી હોવાથી તેનાથી ડાઘ પડતા જાય છે. આમ થવાથી છેવટ લાચાર થઇને એ કલમનું આપણે શું કરીએ છીએ એ તમોને કયાં ખબર નથી ? જો તે જરાક બગડી હોય તો તેને કાપી કુપીને સુધારવા મહેનત કરીએ છીએ અને તેમ છતાં

પણ જો તે ન સુધરે તો તેને તોડીને ફેંકી દઇએ છીએ કારણ કે તે આપણું હથિયાર છે, અને આપણે એ કલમના બનાવનાર છીએ તેમ છતાં પણ આપણી ઇચ્છા મુજબ તે ચાલતી નથી માટે તેને ફેંકી દઇએ છીએ. આપણે અલ્પ જીવો જ્યારે આપણી ઇચ્છા પ્રમાણે ન થાય ત્યારે જડ કલમ ઉપર પણ એટલો બધો ગુસ્સો કરીએ છીએ ત્યારે ભાઇઓ ? વિચાર તો કરો કે આપણે તો ચૈતન્ય છીએ, બુદ્ધિશાળી છીએ, પ્રભુના નિયમો સમજીએ છીએ, શાસ્ત્રો વાંચીએ છીએ, સત્સંગમાં ભળીએ છીએ, અને આપણા અંતરમાં સદાય કુદરતી રીતેજ ભલી પ્રેરણા થતીજ રહે છે, છતાં પણ તેની દરકાર ન કરી જાગતાં છતાં પથારીમાં મુતરીએ અને દીવો લઇને કુવામાં પડીએ ! એટલે કે ભગવદ્ ઇચ્છાને આધીન ન થઇએ તો આપણા પોતાના પણ એ કલમના જેવા હાલ થાય તેમાં શું નવાઇ છે ? કલમને જેમ છોલી છાલીને તથા કાપી કુપીને સુધારવાની તક લઇએ છીએ તેમજ પ્રભુ આપણને કેટલાક પ્રકારનાં સુખં દુઃખ આપીને પણ આપણને સુધરવાની તક આપે છે પણ તેમ છતાં પણ જો ન સુધરીએ, તો પછી છેવટ કંટાળીને આપણે જેમ કલમને ફેંકી દઇએ છીએ તેમજ પ્રભુ પણ દિલગીર થઇને અંતે આપણને નરકમાં નાંખે છે, કારણ કે જેમ આપણી ઇચ્છા મુજબના અક્ષરો લખવા સારૂ આપણે કલમ બનાવીએ છીએ તેમજ પ્રભુએ પોતાની ઇચ્છા મુજબની ફરજો બજાવવા સારૂજ આપણને બનાવ્યા છે. અને તે સારૂજ આ દુનિયાંમાં આપણને મોકલેલા છે, માટે ભાઇઓ ? જેમ બને તેમ ભગવદ્ ઇચ્છાને આધીન થાઓ અને પ્રભુના હુકમો પાળો.

---

## ૪–કોઇ સારા માણસની દોસ્તીથી પણ ઘણો લાભ થાય છે ત્યારે પ્રભુની દોસ્તીથી કેવો મોટો લાભ થશે એ વિચાર તો કરો ?

એક અનુભવી માસ્તર છોકરાઓને સમજાવવા માટે તેમ

ની પાસે કહેતા કે, મને એક શેઠીયાની દોસ્તી થએલીછે તેથી હું બહુ આનંદમાં રહી શકું છું. એ દોસ્તી શાથી થઇ? એમ જો તમે મને પુછો તો હું કહીશ કે, નમ્રતા પૂર્વક એ શેઠની મરજી સાચવવાથી. ખરૂં છે કે એ શેઠની મરજી પ્રમાણે ચાલવાથી મારી ઇચ્છા પ્રમાણે થઇ શકતું નથી, પણ તેના બદલામાં એ શેઠની દોસ્તીથી મને બીજો એટલો બધો લાભ મળે છે કે તેની આગળ મારી ઇચ્છા પ્રમાણે કાંઈ કાંઇ બાબત ન થાય તો તેની મને દરકાર નથી, કારણ કે મારી મરજીને બાજુએ મૂકીને એ શેઠની મરજી પ્રમાણે ચાલ્યો ત્યારે તો તેની દોસ્તી થઇ છે ને એ દોસ્તીથી તો લેહેર કરૂં છું. એ લેહેરને મૂકીને હવે વળી મ્હારી મરજીને કયાં રહું?

શેઠની દોસ્તીથી હવે હું મારી સ્થિતિ કરતાં વધારે સારાં મંડળમાં ભેળાઈ શકુંછું. ગાડીઘોડા વાપરી શકુંછું. ખાવા પીવામાં આનંદ થાય છે. અને કાંઇ અડચણ આવી પડે તો મનમાંથી એમ હીંમત રહે છે કે શું ફીકર છે? વખત આવ્યે શેઠ આપણને મદદ આપી રહેશે. આવા વિશ્વાસને લીધે ફીકરમાં રહેવું પડતું નથી એટલે છુટથી ઘણું કામ કરી શકાય છે એક સાધારણ શેઠીયાની દોસ્તીમાં જ્યારે આટલો બધો લાભ છે અને આટલો બધો આનંદ છે ત્યારે કોઈ મોટા રાજાની દોસ્તીમાં કેટલો બધો લાભ હશે? અને ત્યારે મહારાજાઓના પણ મહારાજાધિરાજ, અનંત બ્રહ્માંડોના નાથ, સમર્થમાં સમર્થ, કાળના પણ કાળ, સર્વવ્યાપક, સત્‌ચિદાનંદ, પરમમંગળરૂપ પ્રભુની દોસ્તીમાં કેટલો બધો આનંદ હશે એ વિચાર તો કરો. શેઠીયાની દોસ્તીમાં જ્યારે બંગલો વાપરવા મળે છે ત્યારે પ્રભુની દોસ્તીમાં સ્વર્ગ કેમ નહીં મળે? શેઠીયાની દોસ્તીમાં જ્યારે ગાડીઘોડા મળે છે ત્યારે પ્રભુની દોસ્તીમાં રિદ્ધિસિદ્ધિ કેમ નહીં મળે? શેઠીયાની દોસ્તીમાં જ્યારે સારૂં સારૂં ખાવા પીવાનું મળે છે ત્યારે પ્રભુની દોસ્તીમાં કલ્પવૃક્ષના મનવાંચ્છિત ફળ અને અમૃત કેમ નહીં મળે? શેઠીયાની દોસ્તીથી જ્યારે

શ્રીમંતોમાં ફરાય છે, ત્યારે પ્રભુની દોસ્તીથી દેવોમાં ને મુક્ત જીવોમાં કેમ નહીં રહેવાય ? અને શેઠીયાની દોસ્તીથી જ્યારે ઘણા પ્રકારની ફીકર તથા ભય મટે છે, ત્યારે પ્રભુની દોસ્તીથી અનંતકાળની અખંડ શાંતિ કેમ નહીં મળે ? અને મોતનો તથા જન્મ મરણનો ભય કેમ નહીં છુટે ? છુટશેજ. માટે ભાઇઓ ? પ્રભુની દોસ્તીમાં આવો કે, જ્યાં સદા સર્વદા આનંદ, આનંદ ને આનંદજ છે. પણ યાદ રાખજો કે પ્રભુની દોસ્તી પ્રભુને આધીન થવાથીજ થાય છે. માટે હજાર વાતની એક વાત એજ કે મહાન પ્રભુના પવિત્ર હુકમો પાળી પ્રભુને રાજી રાખવામાંજ જીંદગી ગાળો.

---

## ૫–એક નાની ખીલી આડી આવી જવાથી મોટો સંચો અટકી પડે છે તેમ નાનું પાપ થઇ જવાથી પણ મોક્ષના માર્ગમાં મોટી અડચણ આવી પડે છે.

મુંબઈમાં એક મોટી મીલમાં પંદરસો ઘોડાના બળનું ઇંજીન હતું. પંદરસો ઘોડાનું બળ એ કેટલું બધું મોહું બળ થયું એ તમને ખબર છે ? સાત માણસોના બળ જેટલું એક આપણા ઘોડાનું બળ ગણાય છે. પણ એ માણસો મુંબઇનાં માણસો જેવાં આપણા જેવાં આપલ પોપલીયાં નહીં હો. સાત મજબુત માણસનું બળ જોઈએ, ત્યારે આપણા એક ઘોડાનું બળ કહેવાય છે. એવા ત્રણ ઘોડાનું બળ ભેળું થાય ત્યારે ઈંજીનના એક ઘોડાનું બળ ગણાય છે. એવા પંદરસે ઘોડાના બળનું એટલે કે સાડી એકત્રીસ હજાર મજબુત માણસના બળનું ઇંજીન હતું. એ ઈંજીનના ચક્કરમાં એક દીવસ ઇજનેરની ભુલથી નાનકડી લોઢાની ખીલી આડી આવી ગઇ તેથી આખું ઈંજીન અટકી બેઠું ને બધાય સંચા બંધ પડયા. કામ બંધ પડયું એટલે મજુરો નવરા પડવાથી અંદર અંદર મસ્તી કરવા લાગ્યા. ઇજનેર દોડાદોડ કરવા લાગ્યો. મીલવા-

ળો શેઠીયો મીલ ચાલુ કરવા માટે ઉતાવળ કરવા લાગ્યો અને મેનેજર બધાં ઉપર ગુસ્સે થવા લાગ્યો, પણ કાંઈ મીલ ચાલે નહીં. એ પછે બીજા એક હુશીયાર ઇજનેરને પાંચસો રૂપીયા ફ્રી ઠરાવીને બોલાવી લાવ્યા. તેણે આવીને બધા સંચા તપાસીને કહ્યું કે, આ બધા સંચા સારા છે, એમાં કાંઇપણ ખામી નથી, પણ આ એક નાનકડી ખીલી આડી આવી ગઇ છે તેથી ઇંજીન અટકી પડયું છે, એમ કહી એક નાનકડી પકડથી એ ખીલી ઉપાડી લીધી એટલે મીલ ચાલવા લાગી. એ નાનકડી ખીલી જોઇને બધા લોકો અજબ થયા અને મીલવાળો શેઠીયો બોલી ઉઠયો કે આહો ? આટલી નાની ખીલીએ આવડાં મોટાં ઇંજીનને અટકાવી રાખ્યું ? ત્યારે તે ઇજનેરે કહ્યું કે, સાહેબ અડચણ તે કેટલીક હોય ? ભુલ તે કેટલીક હોય ? એ તો જરાકજ બસ છે. મોટી હોય તો તો સત્યાનાશ કહાડી નાંખે. આટલી ભુલ સારૂ કરીને જ્યારે તમારે મને પાંચસો રૂપીયા ફ્રી દેવી પડી ત્યારે જો મોટી ભુલ હોય તો તો આવાં મોટાં કામમાં લાખો રૂપીયાના આંધરણ દેવાઇ જાય.

ભાઇઓ ? આમાંથી કાંઇ સમજ્યા ? મોટી મીલ તે આપણા સ્વર્ગનાં અને મોક્ષધામનાં સુખડાં છે. હરિની હજુરમાં રહીને ભગવત્ સેવાનો આનંદ ભોગવવો એ આપણી મીલનો નફો છે. એ મીલનો ઇજનેર તે આપણું મન છે. એ મીલનો માલેક શેઠીયો કે જે મીલ ચલાવવાની ઉતાવળ કરે છે તે આપણો જીવ છે કે જે પ્રભુની હજુરમાં જવાને માટે તલપી રહ્યો છે. એ નાનકડી ખીલી તે આપણાથી થઇ જતાં પાપ છે. અને એ ખીલી કાઢનાર બીજો હુશીઆર ઇજનેર તે આપણા સદ્ગુરૂ છે. મોટા કામમાં નાની ભુલથી પણ મોટી ખરાબી થઇ જાયછે, માટે યાદ રાખજો કે મોક્ષ મેળવવાનું કામ પણ કાંઈ નાનું સુનું, નથી એટલે એમાં જો જરાક પણ ભુલ થશે તો આ અમૂલ્ય જીંદગી વૃથા થઇ પડશે અને બીજો અવતાર લેવો પડશે માટે ભાઇઓ અને બેહેનો ? જરા પણ પાપ ન થઈ જાય એ ખુબ

સંભાળજો. કારણ કે નાની ખીલીથી આખી મોટી મીલ અટકી પડેછે. મહારાજા યુધિષ્ઠિરે–ધરમરાજાએ આખી જીંદગી સુધી ધરમનાં કામો કર્યાં હતાં માત્ર એકજ વખત જરાક જુઠું "નરો વા કુંજરો વા" એમ બોલાઇ ગયું હતું તે સારૂ કરીને–એટલાં પાપ સારૂ કરીને હિમાળો ગળવા ગયા ત્યારે તેની ટચલી આંગળી ગળી નહોતી. ધર્મનો રસ્તો--મોક્ષનો માર્ગ આવો વિકટ છે માટે ભૂલ્યે ચુકયે પણ પાપ ન થઇ જાય એ સંભાળજો, અને જો કદાચ પાપ થઇ ગયાં હોય–ખીલી આડી આવી ગઇ હોય તો તેને કાઢી નાંખવાની તજવીજ કરજો. એમને એમ રાખી મૂકશોમાં, નહીંતો આખો સંચો રદ થશે. એટલે કે ફેરો માથે પડશે. એવું ન થાય માટે ભગવદ્ આશરાનું બળ રાખીને પ્રભુના શરણમાં આવી જાઓ, પ્રભુના શરણમાં આવી જાઓ.

---

## ૬–ગરીબો તે આપણાં તુંબડાં છે તેને આધારે તરી શકાય છે.

સાધુઓને ભગતો કહેછે કે, ગરીબો તે આપણાં તુંબડાં છે. જેમ તુંબડાંને આધારે પાણીમાં તરી શકાયછે તેમ ગરીબોને આધારે આપણે સ્વર્ગના રસ્તામાં તરી શકીએ છીએ. માટે ભાઇઓ કદી પણ ગરીબોને ધિઃકારશોમાં, અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી લાચાર ભીખારીઓનો અનાદર કરશોમાં. કારણ કે પ્રભુની હજુરમાં ઈનસાફ વખતે કાંઇ આપણને એમ પુછવામાં નહીં આવે કે તમે કેટલા દાગીના પેહેરતા હતા? કેટલું અત્તર લગાવતા હતા? કેટલું સેંટ-પોમેટમ વાપરતા હતા? કેટલા છત્રી રૂમાલ વાપરતા હતા? કેટલા ટોપી ઉપર ને બુટ ઉપર ખરચતા હતા? કેટલા બીડીમાં ને પાન તંબાકુમાં ખરચતા હતા? કેટલા ગાડી ભાડામાં ખરચતા હતા? કેટલા મેળાઓમાં ઉડાવતા હતા? કેટલા નાચ રંગમાં ઉડાવતા હતા? કેટલા સોડા શર-

બતમાં ઉડાવતા હતા ? કેટલા બેંકમાં મૂકેલા છે ? કેટલા તીજોરીમાં મૂકેલા છે? અને કેટલાંનો તમારાં છોકરાંઓને વારસો આપી આવ્યા છો ? એમ આપણને ધર્મનો રાજા પ્રભુ નહીં પુછે, પણ તેતો એમ પુછશે કે, મારે નામે ને મારે અર્થે તમે ગરીબોને શું આપેલું છે? તમોને ડુબતા બચાવવા માટે-તમોને તરવા માટે મેં ગરીબોરૂપી તુંબડા આપેલાં છે એનો તમે કેવી રીતે લાભ લીધો છે ? ભાઇઓ ? સંતો કહે છે કે ઇનસાફને વખતે પ્રભુ આપણને એમ કહેશે કે,

ગરીબોનેરૂપે હું પોતે તમારી પાસે તમારાં કલ્યાણ માટે આવતો હતો અને તમે મને કાંઈપણ આપ્યાવિના ઉલટા દમ ભરાવીને હાંકી કાઢતા હતા. જીવો એ વખતે કહેશે કે, કૃપાનાથ તમે કયારે આવ્યા હતા ? અને અમે કયારે તમને પાછા ફેરવ્યા ? પ્રભુ કહેશે કે, રગતપીતયારૂપે હું તમોને રસ્તામાં મળ્યો હતો અને મેં તમારી પાસે અરધી માગી હતી પણ તમે આપી નહોતી. બીજી વખત જ્યારે તમારે ત્યાં નાત જમતી હતી ત્યારે કાઠીયાવાડી દુકાળીયા રૂપે હું તમારે ત્યાં વધ્યું ઘટયું એઠું જુઠું માગવા આવ્યો હતો પણ તમે મને ધુતકારી કહાડયો હતો. એક વખત હું ગરીબ રાંડી રાંડ રૂપે તમારો આશરો લેવા આવ્યો હતો. એ વખતે તમારી પાસે મારી એવી અરજ હતી કે મારા પૈસા મારો જેઠ દગો કરીને ખાઇ જાયછે માટે તમે તેને કાંઇક સમજાવો પણ તમે તમારા મીજાજમાં હતા એટલે મારી વાત સાંભળી નહોતી. એ પછે એક વખત હું તમારે ત્યાં ગરીબ વિદ્યાર્થી રૂપે આવ્યો હતો કે કૃપા કરીને મને થોડાં પુસ્તકો અપાવો, પણ મારી એ અરજ તમે સાંભળી નહોતી. વ્રજમાં જમનાજીને કીનારે હું તમારી પાસે બુઢ્ઢી ડોસી રૂપે આવ્યો હતો એ વખતે ટાઢથી મારૂં અંગ થરથર કાંપતું હતું પણ તમે મને જુનાં પુનાં ફાટયાં તુટયાં લુગડાનો કટકો પણ આપી શકયા નહોતા. એક વખત હું તમારી પાસે મુંબાઇમાં તમારા ગરીબ નાતીલા રૂપે આવ્યો

હતો અને તમને કહ્યું હતું કે, મારી મા મરકીથી મરી ગઇ છે પણ કોઇ ઉપાડવા વાળા નથી માટે તમે જરા સોનાપુર સુધી આવવાની મેહેરબાની કરો. તમે એ વખતે તો શરમા-શરમ હા પાડી, પણ પાછળથી આવ્યા નહોતા, એ સાંભરે છે કે? ભીંડી બજારના રસ્તા ઉપર બુઢ્ઢા ફકીરરૂપે માંદો થઇને હું પડયો હતો, હાથે પગે સોજા ચ્હડી ગયા હતા, ને તાવથી હણુગતો હતો, એ વખતે તમે મારી પાસે થઇને ચાલ્યા ગયા હતા અને તમારા દિલમાં દયા પણ આવી હતી તો પણ મને ઇસ્પીટાલમાં લઇ જવાની તમે દરકાર કરી નહીં એ યાદ છે કે? આવી રીતે હું તમારી પાસે જુદે જુદે પ્રસંગે ને જુદે જુદે રૂપે સેંકડો વખત આવી ગયો છું. પણ દરેક વખતે ઘણું કરીને તમે મને નિરાશજ કર્યા છે, તમને જરાપણ એવે વખતે હું યાદ આવ્યો નથી. શું તમે નહોતા જાણતા કે તમારા ગરીબ ભાઇબંધોમાં પણ જે આત્મા છે તે મારોજ અંશ છે. એટલુંજ નહી પણ તમારે યથાશક્તિ જે કાંઇ દેવું છે તે કાંઇ ભીખારી-ઓને ખાતર દેવાનું નથી પણ મારે ખાતર દેવાનું છે એમ સ-મજતાં છતાં પણ તમે મારે ખાતર કાંઇપણ કરેલું નથી, બોલો હવે હું તમને શું શિક્ષા કરૂં?

ભાઇઓ? મહાનપ્રભુ જ્યારે ઇનસાફને વખતે અતિ ભયં-કરરૂપ ધરીને આપણને એ પ્રમાણે પુછશે ત્યારે આપણે શું જવાબ દઇ શકશું? એ વખતે આપણને કેટલીબધી શરમ લા-ગશે ને કેવો પસ્તાવો થશે એ ખ્યાલ તો કરો? એમ ન થાય માટે આજથીજ ચેતો. અને આપણને તરવાના તુંબડાં જે ગ-રીબો છે તેની ઉપર રહેમ દીલથી જુઓ, અને સર્વ શક્તિમાન પવિત્ર પ્રભુને ખાતર તેઓને યથાશક્તિ મદદ કરો.

---

## ૭—સત્સંગ એ ચાવી છે તેથી અજ્ઞાનનાં તાળાં ઉઘડે છે.

હરિજનો કહે છે કે સત્સંગ એ ચાવી છે, એ ચાવીથી અ-

જ્ઞાનનાં તાળાં ઉઘડી જાય છે. બધાં માણસો કાંઇ હાઇસ્કુલોમાં ને કોલેજોમાં જઇ શકતાં નથી, બધાં માણસો કાંઈ પંડિતો થઇ શકતાં નથી અને બધાં માણસો કાંઇ ભગત પણ થઇ શકતાં નથી, પણ સર્વ માણસોને થોડાં ઘણાં જ્ઞાનની તો જરૂર પડેછે. એ જરૂર જેટલું જ્ઞાન મોટાં મોટાં પોથાઓ ઉથલાવ્યા વિના સત્સંગથી સ્હેજમાં મળી જાય છે, માટે હરિજનો સત્સંગનાં વારે વારે વખાણ કર્યા કરે છે. ભાવિક વૈષ્ણવો તો એમજ કહે છે કે, હરિજનોના પગની રજ પણ દુર્લભ છે તેથી જ્યાં ઘણા વૈષ્ણવો મળતા હોય તે જગ્યાની રજને પણ શિરોચરમ કરે છે. આમાંથી એ સમજવાનું છે કે જ્યારે ભક્તજનોના પગની રજ પણ પવિત્ર છે ત્યારે તેઓની વાણીમાં કેટલી બધી પવિત્રતા હશે? અને એ ભગતોની વાણીથી જાણ્યે અજાણ્યે કેટલા બધા જણનું કલ્યાણ થઇ જતું હશે એ ખ્યાલ તો કરો? એ બધું સત્સંગથી થાય છે, માટે સંતોએ અજ્ઞાન રૂપી તાળાં ખોલવાની સત્સંગને ચાવી ગણેલી છે. વળી એ ચાવીની ખુબી એ છે કે એમાં કાંઇ પૈસા ખરચવા પડતા નથી. એમાં કાંઇ માથાકુટ કરવી પડતી નથી, એમાં કાંઈ મુશ્કેલી પડતી નથી અને ગરીબ કે તવંગર, મુરખ કે ડાહ્યા, મોટા કે નાના, ઉંચા કે નીચા, જે કોઈ એનો લાભ લેવા ઇચ્છે તે સેહેલાઈથી લઇ શકે છે. એટલુંજ નહીં પણ સત્સંગની મંડળીઓમાં કાંઈ એકજ જાતનો માલ નથી પીરસાતો. ત્યાં તો ભાતભાતની ને એક એકથી ઉંચી ઉંચી જાતની મીઠાઇઓ લુંટાય છે. તેમ છતાં પણ ખુબી એ કે એમાં કોઇ ના પાડવાવાળુંજ નહીં, ઉલટું એમજ કે, આવી જાઓ, છે કોઇ લુંટવાવાળો? આવી મજે સત્સંગવિના બીજે ક્યાં મળે? નિશાળમાં ભણવા જઇએ તો ફી પડે. વકીલને ત્યાં કાંઈ પુછવા જઇએ તો તેની પણ ફી પડે. ડાકતરને ત્યાં પણ ફી. સરકારી ખાતામાં કાંઇ પુછવા જઇએ તો ત્યાં પણ સ્ટાંપનું લાકડું. શાસ્ત્રીઓને ઘેરે જઇએ તો ત્યાં સીધાનું કે દક્ષિણાનું કાંઇક કરવું જોઇએ. ગુરૂ પાસે જઈએ

તો ત્યાં પણ કાંઈ ખાલી હાથે જવાય નહીં. અને સારાં માણસ સમજીને કોઇ શેઠીયાને ઘેરે કાંઈ સલાહ પુછવા જઇએ તો ત્યાં તો અગાઉથીજ બારણાં આડાજ ભૈયા બેઠેલા હોય. એટલે શેઠીયાનાં તો દર્શન પણ કયાંથી થાય ? આવી રીતે બધે ઠેકાણે કાંઇને કાંઇ અડચણો છે પણ સત્સંગની મંડળીમાં જવામાં તો કાંઇ અડચણજ નહીં. એનાં બારણાં તો સૌને માટે સદાય ઉઘાડાં.

ભાઇઓ ! હવે તમે કહો કે અજ્ઞાનનાં તાળાં ખોલવા માટે સત્સંગના જેવી સેહેલી ચાવી બીજી કહી છે ! એવી સેહેલી બીજી એકે ચાવી નથી, માટે મનના સંશય કાપવા સારૂ, ધરમના ભેદો જાણવા સારૂ, અને અખંડ સત્ચિદાનંદરૂપ પ્રભુનું મંગળમય સ્વરૂપ સમજવા સારૂ પ્રેમથી સદાય સત્સંગમાં મચ્યા રહો. સત્સંગમાં મચ્યા રહો.

---

(૫૬)

કબ સગરોગે રામ "એ રાગ."

સતસંગનો રસ ચાખ, પ્રાણી તુંતો સતસંગનો રસ ચાખ. (ટેક.)
પ્રથમ લાગે કડવોને તીખો, પછી આંબા કેરી શાખ. પ્રાણી. ૧
સત્સંગથી દો ઘડીમાં મુકતી, વેદ પુરે એની સાખ. પ્રાણી. ૨
આરે કાયાનો ગર્વ ન કીજે, અંતે થવાની છે ખાખ. પ્રાણી. ૩
હસ્તીને ઘોડા માલ ખજાના, એકે નહીં આવે તારી સાથ. પ્રાણી. ૪
કાચીરે કાયા કોટડી જેવી, ઢળતાં ન લાગે વાર. પ્રાણી. ૫
કાચોરે કુંપો જળે ભર્યો છે, ગળતાં કુટી જાય પાર. પ્રાણી. ૬
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, એ છે મુકતીતણું દ્વાર. પ્રાણી. ૭

---

## ૮—સુરજનાં ચિત્રથી કાંઇ અજવાળું ન પડે, તેમજ ધર્મ પાળ્યા વિના ચોપડીમાં લખેલા ધર્મથી કાંઇ કલ્યાણ થાય નહીં.

ભાઇઓ ! ધર્મની ચોપડીઓ તો આ દુનિયામાં એટલી

બધી છે કે આખી જીંદગી સુધી તે વાંચ્યા કરીએ તોપણ તેનો પાર આવે નહીં પણ માત્ર વાંચવાથીજ કાંઇ ધરમી થવાય નહીં. હરિજન થવા માટે તો હરિને વ્હાલાં હોય તેવાં કામો કરવાં જોઇએ. જેમ સુરજનાં ચિત્રથી અજવાળું પડે નહીં, જેમ વાઘના ચિત્રથી ખરેખરા વાઘના જેવો ડર લાગે નહીં અને જેમ ઘરમાં બાઇડીનું ચિત્ર રાખવાથી બાઈડી વિના કાંઇ રસોઇ પાણી થઈ જાય નહીં તેમ ધરમની ચોપડીઓથી પણ ધરમ પાળ્યા વિના કાંઈ આત્માનાં કલ્યાણ થઈ જાય નહીં. આત્માનાં કલ્યાણ માટે અને પ્રભુને વ્હાલા થવા માટે જે પ્રભુને વ્હાલું હોય તે આપણે કરવું જોઇએ. પ્રભુને સૌથી વ્હાલી પવિત્રતા છે માટે પ્રથમ આપણે પોતે તનથી ને મનથી પવિત્ર થવું જોઇએ.

આપણે જાતે રૂડા થવું એ પ્રભુની પહેલી આજ્ઞા છે અને આપણે રૂડા થયા પછે બીજાઓને રૂડા કરવાની તજવીજ કરવી એ પ્રભુની બીજી આજ્ઞા છે. એ બે આજ્ઞામાં પ્રભુ પ્રેમ અને ભ્રાતૃભાવ કે જે દુનિયાંના કુલ ધર્મોનું તત્વ છે તે આવી જાય છે. એ બે વિના એટલે આપણે પોતે ભલા થયા વિના અને બીજાંઓને યથાશક્તિ મદદ કર્યા વિના આપણે આપણો ધર્મ પાળેલો કહેવાય નહીં. માટે ભાઇઓ ? યાદ રાખજો કે જેમ સૂરજનાં ચિત્રથી અજવાળાં થાય નહીં તેમ જીભોના લબરકાથી પણ કાંઈ પ્રભુના પવિત્ર હુકમો પાળ્યા વિના આપણાં કલ્યાણ થાય નહીં. માટે આત્માનાં કલ્યાણ સારૂ જેમ બને તેમ પ્રભુના હુકમો પળાય તેમ કરો.

---

## ૯—ભાઇઓ તમે શા માટે ડરોછો ? સમર્થ પ્રભુનું પાલનહારપણું તો જુઓ ?

તમારી ટાઢ ઉડાડવા માટે કોઇક ઘેંટા ઉપર ઉન મોટું થાય છે, કોકના ખેતરમાં તમારે માટે અનાજ પાકે છે, અને તે અ-

નાજના દાણા ઉપર પ્રભુએ તમારાં નામ લખેલાં છે. તમારે માટે ઘણાએ ઝાડો ઉપર મીઠાં ફળો તૈયાર થયાં છે ને થાય છે. પ્રભુએ આપણે માટે કેટલી બધી તજવીજ કરી રાખેલી છે ને હજી પણ આપણે માટે તે કેટલી બધી ફીકર રાખે છે એ વિચાર તો કરો. જે પ્રભુ એટલો બધો દયાળુ છે અને આપણી ઉપર એટલી બધી કૃપા રાખે છે તે પ્રભુનો અવિશ્વાસ કરવો એ આપણી કેટલી બધી નીચતા છે એ વિચારો તો ખરા? એવી નીચતામાં ન રહી જવાય માટે ભાઇઓ? જેમ બને તેમ પ્રભુ ઉપરનો આપણો પ્રેમ વધે એમ કરો.

## પ્રભુ આપણને કેવી રીતે મદદ કરે છે?

તમોને વાંચવા માટે બીજાઓ મહેનત કરીને ગ્રંથો લખે છે, તમારી સગવડતાને માટે વીલાયતની ગોદીઓમાં આગબોટ બંધાય છે, તમારે માટે કોઇક રસ્તાઓ બંધાવે છે, તમોને છાંયડો મળે તે સારૂ કોક ઝાડો વાવેછે ને પાણી પાય છે, તમારે માટે હજારો માંખીઓ મહેનત કરીને મધપુડા બનાવે છે, અને તમારે માટે કોઇક માછલીઓમાં મોતી બની રહ્યાં છે. આ બધું આપણે માટે પ્રભુ કરી રહ્યાછે માટે ડરોમાં, ભાઇઓ? ડરોમાં. જે પ્રભુ આપણે માટે એટલું બધું કરી રહ્યા છે તે જગત પાલક પ્રભુ કાંઈ આપણને ભુખે મારે તેમ નથી. માટે ભાઇઓ? વિશ્વાસ રાખો, પ્રભુનાં પવિત્ર નામ ઉપર અને આપણા રૂડા ધર્મ ઉપર વિશ્વાસ રાખી હૃદયમાં ભગવદ્ આવેશ ભરાય તેમ કરો.

બંગાળામાં તમારે માટે ચોખા પાકી રહ્યા છે, સુરતમાં તમારે માટે તુરદાળ તૈયાર થઇ રહી છે, જાફરાવાદમાં તમારે માટે ઘી ભેળું થાય છે. વીલાયતની મીલોમાં તમારે માટે કાપડ તૈયાર થાય છે, ચીનમાં તમારે માટે રેશમ તૈયાર થાય છે, કાબુલમાં તમારે માટે મેવો તૈયાર થયો છે, જર્મનીમાં તમારે માટે સંચાઓ તૈયાર થાય છે, જેપાનમાં તમારે માટે છત્રીઓ બની રહી છે, અને કોઈકના પગાર ખાઇને તમારા બ-

ચાવ માટે લશ્કર તૈયાર થઈ રહેલું છે. આ બધી ગોઠવણો ઈશ્વરે આપણે માટે આપણે ન સમજીએ તેવી રીતે તૈયાર કરી મૂકેલી છે માટે ભાઈઓ ? દૃઢ વિશ્વાસ રાખીને જગત કર્તા પાલનહાર પ્રભુને શરણે જાઓ, પ્રભુને શરણે જાઓ અને પ્રભુનું સ્વરૂપ સમજવાની કોશીશ કરો.

ઓ હરિજનો ? તમે શા માટે ડરોછો ? તમારે માટે વાદળાંઓ સમુદ્રમાંથી પાણી ભરી જાય છે, અને વખત આવ્યે તે તમારા ઘર ઉપર રેડાવાનું છે. તમારા પગ નીચે જમીનમાં અખુટ પાણી તમારે માટે પ્રભુએ ભરી મૂકેલું છે, અને એકમાંથી અનેક દાણા ઉપજે એવાં ખેતરો તમારી આંખની સામે છે. એટલું બધું છતાં પણ તમોને વિશ્વાસ નથી આવતો ? એટલો બધો અવિશ્વાસ રાખવાનું આપણને શું કારણ છે ? ખાત્રી રાખો કે જો આપણે પ્રભુને ભજશું તો પ્રભુ જરૂરની ચીજો આપ્યા વિના રહેવાનો નથી.

તમને ખબર છે ? પોતાના જનોને જરાક મળે તે સારૂ દયાળુ ઇશ્વર બીજાઓને લાખો રૂપીયાનો માલ દઈ દે છે. તમારા નીભાવ માટે ઇશ્વર બીજાનાં ખેતરોમાં પાણી વરસાવી રહ્યો છે, ચાકરોને નીભાવવા સારૂ તે શેઠોને કાયમ રાખેછે, ગોરને નીભાવવા માટે જજમાનોને લાભ આપેછે, નાના બચ્ચાંઓને નીભાવવા માટે માબાપોને આબાદ રાખે છે, અને શિષ્યોને હુશીઆર કરવા માટે પ્રભુ ગુરૂઓને સદ્બુદ્ધિ આપે છે. આ પ્રમાણે એકનું ભલું કરવા માટે ઈશ્વર બીજાનું ભલું કરી દેય છે. અને એવીજ રીતે થોડાક હરિજનોને નીભાવવા માટે દયાળુ પ્રભુ બીજાઓને પણ મોટો લાભ આપી દેય છે. જે પ્રભુ આપણી ઉપર આટલી બધી કૃપા કરે છે તે પ્રભુનું સ્વરૂપ સમજવાની તજવીજ ન કરવી એ કેટલી બધી મોટી ભૂલ છે તે વિચારો તો ખરા ? એવી મોટી ભૂલ ન થાય માટે પ્રભુની મ્હોટાઈ સમજવાની અને પ્રભુનું આનંદદાયક સ્વરૂપ સમજવાની તજવીજ કરો.

---

## ૧૦–દરદીના ભલાં સારૂ વૈદ કડવું ઓષડ પાય છે અને મીઠાઇ તથા આંબા ખાવાની ના પાડે છે. તેમજ ધર્મશાસ્ત્રો આપણાં કલ્યાણ સારૂ કેટલીક બાબતો તજી દેવાનું કહે છે.

આપણે બદામી હલવા, મસાલાદાર બાસુદી, ગરમા ગરમ ભજીયાં, તીખાં તમતમતાં સંભારીયાં શાક ને મોંઘી મોંઘી કીંમતના આંબા ઉડાવીએ તેમાં વૈદના બાપનું શું જાય છે કે તે આડો પડીને ખાવાની ના પાડે છે? ભાઇઓ? તેના બાપનું કાંઇ જતું નથી પણ આપણાં ભલાં સારૂ કરીને, આપણો રોગ કાઢવા સારૂ કરીને, તે ના પાડે છે, કારણ કે જો આપણે એવું એવું ખાઇએ તો આપણું દરદ ઉલટું વધી જાય ને જલદી જલદી સોનાપુરનો રસ્તો લેવો પડે. માટે આપણને દરદથી બચાવવા તથા આપણને અરેરાટી કરતા અને ઓય માડીરે કરીને લાંબા થઇને પથારીમાં પડતા બચાવવા સારૂ આપણને ભાવતી ચીજો ખાવાની વૈદ ના પાડે છે. તેમજ ધર્મશાસ્ત્રો, સદ્ગુરૂઓ અને સાધુ મહાત્માઓ તથા હરિજનો આપણા આત્માના કલ્યાણને માટેજ તથા આપણે મોક્ષ ધામનાં અનંતકાળનાં સુખ મેળવી શકીએ તે સારૂજ આપણને કેટલીક જાતના લોભ, કેટલીક જાતના મોહ, કેટલીક જાતના વિકારો, કેટલીક જાતની બુરી ટેવો, કેટલીક જાતની અંતરની છુપી વાસનાઓ, અને કેટલીક જાતનાં જુનાં પાપો મુકી દેવાનું કહે છે, પણ જેમ કેટલાક હઠીલા દરદીઓ વૈદના કેહેવાની દરકાર રાખતા નથી અને મરજી પડે તે ખાઇ લઇને ઉલટા વધારે હેરાન થાય છે તેમ આપણે પણ એવા હઠીલા પાપી થઈ ગયા છીએ. તેથી શાસ્ત્રોની કે ગુરૂજનોના રૂડા ઉપદેશની દરકાર રાખતા નથી અને આપણને મન ગમતા વિષયો ભોગવી નરકની ખાસ ટીકીટ લેતા જઇએ છીએ. કારણ કે જેમ હઠીલો દરદી આખી રાત ખોંખોં કરે, કાળજાં ઉથલાવી નાંખે તેવી રીતે જોર કરી કરીને બ-

ડખાઓ કાઢે અને હેરાન હેરાન થઇ જાય તો પણ જેમ તીખી ચટણીનો, તેલનાં ભજીયાંનો કે હીંગના વઘારવાળી દહીંની કઢીનો સ્વાદ છોડે નહીં, તેમ આપણે પણ એવા હઠીલા પાપી થઇ ગયા છે કે, ખરાબ વિચારો તથા ખરાબ કામો કરીને શરીરે દુઃખી થઇએ, અંતે રોગી થઇએ, વેહેલા મરી જઇએ, જમના માર ખમીએ, અને નરકમાં જઈએ તોપણ એ બધું કબુલ, પણ આપણે આપણા અંતરનાં જુનાં પાપોને છોડી શક્તા નથી એટલા બધા આપણે માયામાં ફસાઇ ગયા છીએ, ને એટલા બધા આપણે પ્રભુથી વિમુખ થઇ ગયા છીએ. માટે ભાઇઓ ? હવે વખત પાસે આવતો જાય છે. મોત કાંઇ દૂર નથી અને એ વખતે કાંઈ આડા હાથ દેવાય તેમ નથી માટે હમણાથીજ ચેતીને ધર્મનાં બળથી થોડીક મોજમજા ઓછી કરો. વિષયોની ગુલામગીરીમાંથી સત્સંગના બળથી બચો અને આશરાના તથા ભગવત્ સેવા સ્મર્ણનાં બળથી વાસનાઓ નિર્મૂળ કરો, એટલે પ્રભુ આપણાજ છે અને આપણે પ્રભુનાજ છીએ.

---

## ૧૧-રાંડયા પછીનું ડહાપણ શું કામનું ? તેમજ મુવા પછીનું જ્ઞાન શું કામનું ? માટે વખત હાથમાં છે તો હમણાંથીજ ચેતી લ્યો.

આપણાં જુનાં પાપોને લીધે અને અંતરની બુરી વાસનાઓને લીધે આપણને જે કેટલીક ખરાબ બાબતો ગમતી હોય છે તે છોડી દેવાનું શાસ્ત્રો તથા સદ્ગુરૂઓ વારંવાર કહે છે, પણ હજુ સુધી તે આપણે છોડી શકતા નથી. કારણ કે આપણે એવી જાતની સોબતમાં રહીએ છીએ કે જ્યાં એવી બુરી વાસનાઓને જ્યારે ત્યારે ટેકો મળ્યા કરે છે. એટલુંજ નહીં પણ ઘણી જાતની બુરી ટેવો ને બુરાં વ્યસનો આપણામાં જામી ગએલાં હોય છે, તેથી એ ટેવો તથા એવાં વ્યસનોના જાણે આપણે ગુલામ બની ગયા હોય એમ થઇ ગયું છે. એટલે મહાત્માઓનો ઉપદેશ શાસ્ત્રોના કલ્યાણકારક નિયમો અને ધર્મની પવિત્ર આજ્ઞાઓ

આપણે પાળી શકતા નથી, પણ યાદ રાખજો કે તે બધું આપણાં ભલાંને માટેજ છે. આપણે આપણા આત્માનું કલ્યાણ કરી શકીએ, આપણે પ્રભુને જાણી શકીએ, અને આપણી જીંદગીનો ફેરો સફળ કરી ચોરાસી લાખના ફેરામાંથી છુટી જઇએ તે સારૂજ થોડુંક તજવાનું છે ને થોડુંક પાળવાનું છે, પણ અફસોસ કે એ ટલા બધા મોટા લાભ સારૂ કરીને પણ આપણે જરાક જેટલું પણ તજી શકતા નથી કે જરાક જેટલું પણ પાળી શકતા નથી. આ કેટલી બધી મૂર્ખાઇ છે ને કેટલી બધી દિલગીરી છે એ આપણે હમણાં જયારે આપણા હાથમાં વખત છે ત્યારે સમજતા નથી, અને વખત ગયા પછે—મોત પછે ઇનસાફને વખતે જયારે જમનો માર પડશે અને દૈવી જીવોને હરિની હજુરમાં આનંદ કરતા જોશું ત્યારે સમજાશે, પણ એ શું કામનું? રાંડયા પછીનું ડહાપણ શું કામનું? જીવતાં તો ધણીને સુખે રોટલો ખાવા દેવો નહીં અને રાંડયા પછી ડાહી ડાહી વાતો કરવીકે એ જીવતા હોતતો હુ આમ કરત ને હું તેમ કરત. પણ એ રાંડયા પછીનું ડહાપણ શું કામનું? તેમજ હમણાંથીજ જયારે આપણા હાથમાં વખતછે ત્યારેજ ચેતીને આપણે બુરી ટેવો છોડતા નથી ને પ્રભુના પવિત્ર રસ્તામાં આવતા નથી ત્યારે નરકમાં ગયા પછેનું ડહાપણ શું કામનું? માટે ભાઇઓ ? હમણાથીજ ચેતીને પ્રભુના રસ્તામાં આવી જાઓ—પ્રભુના પવિત્ર રસ્તામાં આવી જાઓ, ધર્મની શીતળ છાયામાં આવી જાઓ, ભગવદ્ આશરાના મહા બળમાં આવી જાઓ, અને તક હાથમાં છે તાં વિકારોને છોડી દઇ રૂડાં કામ કરી લ્યો, અને સર્વ શકતિમાન મહાન અલૌકિક પ્રભુને જાણી જીવનની સાર્થકતા કરી લ્યો, જીવનની સાર્થકતા કરી લ્યો.

( પદ. )

મનખા જનમ શીદ ખુવે;<br>
આવોરે રૂડો મનખા જનમ શીદ ખુવે ? ટેક.<br>
સંસારી જન કહે અમે છીએ સુખીયાં,<br>
ધન પુત્રને જુએ. આવોરે રૂડો૦ ૧

હેતે હુલાવે ને પ્રીતે પરણાવે,
મુવાંને ધ્રુસકે રૂએ. આવોરે રૂડો૦ ૨
હરિને વિસારે એ જીતી બાજી હારે,
ફુટેલ દોણીમાં દુધ દુવે. આવોરે રૂડો૦ ૩
કહે મુલદાસ એવાં ઉંધાં અજ્ઞાની,
દેખી પાખીને પડે કુવે. આવોરે રૂડો૦ ૪

---

## ૧૨.—વાંઢાને સ્વપ્નું આવ્યું કે હું વરઘોડે ચ્હડયોછું, ને વહુ બહુ લટકાળી મળીછે. પણ જાગીને જોતાં તેમાંનું કાંઈ મળે નહીં તેમજ આ સંસાર પણ સ્વપ્નાં જેવો છે.

અસલના વખતથી માણુસો કહેતાં આવ્યાં છે કે સંસાર સ્વપ્નાં જેવો છે આપણે પણ એમજ કહીએ છીએ પણ તેનો મોહ છુટતો નથી. કારણકે આપણામાં ધરમનું બળ નથી, આપણે સત્યશાસ્ત્રોનાં યથાર્થ અર્થ સમજ્યા નથી અને આપણે સાધુ ભગતોની સેવા કરીને તેઓની કૃપા મેળવી સંસારનું ખરેખરૂ ખોટાપણું પુરે પુરી રીતે સમજ્યા નથી. તેથી જેમ હાથીને ચાવવાના ને દેખાડવાના એમ બે જાતના દાંત હોયછે તેમ આપણું પણ બહારનું બોલવું જુદું, ને અંદરનાં આચરણ જુદાં રહી ગએલાં છે તેથી આપણામાં પ્રભુ પ્રેમ જામતો નથી એટલે આપણે પ્રભુથી વિમુખ છીએ. એ વિમુખપણું તજવા માટે આપણે સંસારનો મોહ ઓછો કરવો જોઇએ. અને એ મોહ ઓછો થવા માટે સંસાર સ્વપ્ના જેવો છે એ વાત હમણાથીજ—મરણ પહેલાંજ આપણે સમજી લેવી જોઇએ.

એક વાંઢો માણુસ હતો તેને બાઇડી પરણવાની બહુ તૃષ્ણા હતી. રાત દીવસ તેના મનમાં બાઈડીનાજ વિચારો ભમતા હતા તેથી એક દીવસ તેને સ્વપ્નું આવ્યું કે, જાણે હું વરઘોડે ચ્હડયો છું, ખુબ સાજનમહાજન મળ્યુંછે, સાસુ પોંખેછે ને નાક તાણી

લે છે. એ દેખાવથી મનમાં ને મનમાં હસી પડાય છે. એ પછી જાણે કન્યાદાન દેવાય છે ને નાનકડી વહુનો કુણો કુણો હાથ ડાળતાં જાણે વીજળીની બેટરીને હાથ લગાડયો હોય તેમ આખા શરીરમાં તન્મનાટ થઇ રહે છે. પછે જાણે ભાઇ સાહેબ વહુને કંસાર ખવરાવે છે, ને વહુ શરમાઈ જાય છે એ દેખાવ જોયછે. તે પછી જાણે માહ્યરામાં બેઠાં છે ત્યાં વહુ સાથે એકી બેકી રમાય છે. તેમાં વહુ જીતી જાય છે તેથી પોતે મનમાં મલકાય છે કે વહુ છેતો ચતુર. આવી રીતનું સ્વપ્નું હજી તો આવે છે એટલામાં તો તે વાંઢા વરરાજાને પોતાની પથારીમાંથી વીંછી કરડયો, તેથી ઓય માડીરે કરીને બેબાકળો થઈને એક દમ પથારીમાં બેઠો થયો. અને વીંછીની વેદનાથી બુમાબુમ પાડવા લાગ્યો. વહુ બહુનું તો કાંઇ ઠેકાણું નહીં, ને પોતેજ નઠંગ ધઠંગ જેવો હતો તેવોજ ઝાડુ કાઢયા વિનાના ઘરમાંને પર ખોડયા વિનાની પથારીમાં મુવાલી જેવો થઇને પડેલો હતો, ને વીંછી ગોદડીમાં ભરાઈ ગયો હતો.

આવાં મજેનાં સ્વપ્નામાંથી ઓચીંતું એકદમ જાગવું પડયું, અને તે પણ વળી વીંછીના ડંખથી ! એથી તે ગરીબ બીચારા વાંઢાને કેવું મહાભારત દુઃખ થયું હશે એ વિચારવું કાંઇ મુશ્કેલ નથી. ભાઇઓ ? યાદ રાખજો કે જો નહીં ચેતીએ તો આપણા પણ એવાજ હાલ થવાના છે. આપણે પણ એ વાંઢાની પેઠે સંસારરૂપી એક જાતના સ્વપ્નામાંજ પડેલા છીએ. એ સ્વપ્નામાંથી કાળના ડંખથી જયારે આપણે જાગશું—મોત પછે તુરતજ જયારે આપણને યાદ આવશે કે, રામા ચાહ લાવ. ભૈયા ગાડી જોડાવ. શેઠાણી આજ કેમ રીસાણી છે ? માસ્તર છાપામાં જુઓ તો ખરા, આજે શેનો ખેલ છે ? બાબા માટે દવા આવી કે નહીં ? વકીલ કયારે મળશે તે મને ખબર આપજો, આવતા રવિવારે પાર્ટી કયાં કરશું ? હજામ આવ્યો કે નહીં ? મેચ કયારે છે ? સરત કયારે છે ? રૂનું બજાર શું છે ? પેલાં વીલનું શું થયું? નાત કયારે ભેળી થાય છે ? બાઈસીકલનું ભુંગળું ટુટી ગયું

છે. એ મઢમ હારમોનીયમ સારૂં વગાડે છે તે જોવા જવું છે. આજે પતરવેલીયાં બનાવજો. કાલના છાપામાં આપણું નામ આવ્યું છે કે નહીં? એ સાહેબને નાતાલમાં ફ્રુટ મોકલવું છે ચાંદબાંદનું કાંઈક ચાન્સ મળે તો સારૂં. આજે નવા ખેલની કેટલી ટીકીટ લીધી છે? આવા આવા તરંગોમાં-આવા આવા સ્વપ્નામાં મન ડોલતું હોય છે એટલામાં મોત પછે પેહેલીજ પળમાં જમનો જબરદસ્ત ફટકો વાગતાં તુરતજ ખબર પડી જાય છે કે હાય હાય, એ તો બધું સ્વપ્નનું થઇ ગયું? હું તો હવે કાળના મોઢામાં છું-જમના હાથમાં છું. મોત પછે પહેલીજ પળે જ્યારે આ બધી સંસારની માયાને દુનિયાંદારીનાં વ્યવહારીક સુખો સ્વપ્નાં જેવાં લાગશે, ને આપણુને જમદુતના ફટકા વાગશે, ત્યારે આપણુને કેવું મહાભારત દુઃખ થશે એ ખ્યાલ તો કરો? એવું ભયંકર દુઃખ ખમવું ન પડે માટે અગાઉથીજ ચેતીને પ્રભુને શરણે જાઓ અને સત્સંગમાં તથા ધરમના કામમાં તનમનધનથી લાગી જાઓ. એટલે દયાળુ પ્રભુ આપણુને બચાવી લેશે.

---

## ૧૩—આપણું જ્ઞાન કેવું અધુરૂં છે, ને આપણો વૈરાગ્ય કેવો ખોટો છે તે વિષે એક શેઠની ને ઘાટીની વાત.

કોઈ એક શેઠને ત્યાં એક ઘાટી હતો એ ઘાટી બહુ ભલો હતો અને ઘણા વરસનો જુનો હતો. એક વખતે કાંઈ કામસર રજા લઇને તે ઘાટી પોતાના દેશમાં ગયો એ પછી છ મહીના રહીને તે પાછો મુંબાઈ આવ્યો અને પોતાના શેઠને ત્યાં ગયો. એ વખતે શેઠ પોતાના દીવાનખાંનામાં બેઠા બેઠા વાતોના તડાકા હાંકતા હતાં, એટલામાં તે ઘાટી ત્યાં જઇને શેઠને પગે લાગ્યો, ને રોઈ પડયો. એ જોઇને શેઠે પુછયું કે રામા કવાં આલા? કાય ઝાલા? રોતે કસાલા? ત્યારે તે ઘાટીએ કહ્યું કે શેઠ, પોરી મરૂનગેલી. શેઠે કહ્યું કે તેમધી કાય? દેવાચી મરજી.

કવાં મરૂનગેલી ? ત્યારે તે રામાએ કહ્યું કે માઝી નાંહી, તુમચી પોરી ગોમી બાઈ. એ સાંભળીને તે શેઠ પોતે રોઇ પડયો. ચાર મહીના ઉપર મરી ગયેલી પોતાની છોકરી ગોમી બાઇ યાદ આવી જવાથી તે રોવું ડાબી શકયો નહીં.

ભાઇઓ ? આપણું જ્ઞાન ને આપણો વૈરાગ્ય પણ એ શેઠના જેવોજ છે. પારકાંને શીખામણ દેવામાં આપણે પણ એ શેઠના જેવાજ ડાહ્યા છીએ. પણ જ્યારે ઘર ઉપર વાત આવી પડે ત્યારે માથે બાર હાથનો ચોફાળ ઓઢીને બેસીએ છીએ. કોઇકનાં છોકરાં મરીજાય ત્યારે કહીએ કે એમાં શું? એતો એમજ ચાલે, પ્રભુની મરજી. અને આપણું કોઇ મરી જાય ત્યારે તો પોકર શ્રાદ્ધ મુકીએ. એ કાંઇ વૈરાગ્ય કહેવાય કે ? બીજાઓને જ્ઞાન આપતી વખત તો મોટા પંડિત જેવા બની જઇએ પણ એ પ્રમાણે આપણનેજ વરતવાનો વખત આવે ત્યારેતો પોથીમાંનાં રીંગણાં જેવું કરીએ એનું નામ કાંઇ સાચું જ્ઞાન કહેવાય કે ? અને એમ કરવું એ કાંઇ લાયકી કહેવાય કે ? જ્યાં સુધી અંતરમાં પ્રભુ પ્રેમ ન જામે અને મનમાં ધર્મનું બળ ન જામે ત્યાં સુધી પુરૂં જ્ઞાન ને સત્ય વૈરાગ્ય આવી શકે નહીં, માટે બોલો તે પ્રમાણે પાળી શકો તેવા ચોખા થવા સારૂ જેમ બને તેમ પ્રભુ પ્રેમ વધે એમ કરો.

---

## ૧૪–એક શેઠે કોઈ મહાત્માને પોતાનું નવું ઘર બતાવ્યું, તે વિષે તે સાધુના વિચારો.

એક મોટો શેઠ હતો. તે મોજ શોખનો બહુ શોખીન હતો અને શેઠીયાઓની હંમેશની રીત મુજબ દુનિયાંદારીના મોહમાં બહુ લપટાઇ ગયો હતો. એ શેઠે પોતાને રહેવા માટે એક મોટું સુંદર ઘર બંધાવ્યું. ઘર તૈયાર થયું ત્યારે તે પોતાની પીછાનવાલા એક સાધુને બતાવવા માટે તેડી ગયો.

બધે ઠેકાણે તે સાધુને ફેરવી ફેરવીને પોતાનું ઘર બતાવતાં

બતાવતાં તે શેઠ કહેવા લાગ્યો કે, આ બારીયો બધી નવી ફેશનની મૂકી છે. આ સંડાસો સુધરેલી ઢબનાં બનાવ્યાં છે. આ ઝરૂખો બનાવવા માટે મ્યુનીસીપાલીટીની રજા મેળવતાં મોટો કેસ લડવો પડયો છે. આ અગાસીમાંથી દરીયો ખુલ્લો દેખાય છે. આ દીવાનખાનામાં વીજળીના પંખા ગોઠવ્યા છે. આ રસોડામાં વીલાયતના જેવું ધુમાડીયું મુકાવ્યું છે. આ આગલા ચોકમાં ફ્રેંચ લાદી જડાવી છે. આ બારણાં બધાં ખુબ ઉંચાં લીધાં છે. જુઓ આ ભોંયતળીયામાં શરદી ન લાગે માટે પથ્થરની લાદી જડાવી છે. મહારાજ, આ દાદર જોયો ? બધું વીલાયતી કામ. એવા ગોળ દાદરની ખુબી હજી આપણા લોકો નથી સમજતા. ખરચતો બહુ થયું પણ મેંતો એજ પસંદ કર્યો. આ સુવાના હોલમાં પશ્ચિમની બારીનો એવો સરસ પવન આવે છે કે કાંઈ વાતજ ન પુછો. આ છઠો મજલો જોયો ? કેમ મહાબળેશ્વરના જેવી હવા છે કે નહીં ? પણ એટલું બધું ઉંચું ચહડવાની માથાકુટ કોણ કરે ? મહારાજ ? આપણા તો ટાંટીયા ઢીલા, માટે મેંતો આમાં ચ્હડવા ઉતરવાનો સંચો ગોઠવ્યો છે, પાંજરાંમાં બેઠા કે તરત એની મેળે ઉપર પહોંચી જઇએ, એના જેવી કાંઇ મજે છે ? મહારાજ અંગરેજોએ મુલકને લુટી ખાધો પણ આવું આવું સુખતો બહુ કરી આપ્યું હો ? આપણા બાપદાદા આવા સંચા જાણુતાતા કે ? દેશમાં અમારે ઘેરે એવી રેઢીયાર સીડી હતી કે હું નાનો હતો ત્યારે કાંઇ નહીં તો દસ વીસ વખતતો તે ઉપરથી પડયો હોઇશ. જુઓ આ ન્હાવાની ઓરડી, તેમાં સ્પ્રીંગનો કુવારો રાખ્યો છે. આ હોજમાં કુવારોછે તેમાં એવી ખુબી છે કે એની મેળે ફર્યા કરે. આ ફરતી ગેલેરી ચારે બાજુ ખુલ્લી છે હો. મહારાજ આ ઘરનો પાયો બહુ ઉંડો નાખ્યો છે, છેક પાણી આવ્યું ત્યાં સુધી ઉંડો પાયો લીધો. બાવીસ ફીટ પાયો જમીનમાં ઉંડો છે. ખરચતો બહુ થઇ ગયું પણ કામ બધું ઠીક થઇ ગયું છે. કેમ મહારાજ, તમને કેમ લાગેછે?

આ બધી નકામી કુટ સાંભળીને મહારાજનું તો માથુ ફ-

રવા લાગ્યું. તેને લાગ્યું કે આ શેઠીયો બહુ માયામાં ફસાઇ ગયો છે. એટલે જે તેને ગમે છે તે મને પણ ગમશે એમ સમજે છે. પણ એમ સમજતો નથી કે અમે તો એ બધાં ઉપર પૂળો મૂકેલો છે. તારા ઝરૂખા, તારાં છજાં, ને તારાં ધુમાડીયાનું અમારે શું કામ છે ? અમને તો પરમાર્થની વાતોને ઇશ્વરનાં સ્વરૂપની વાતો પુછવી જોઇએ, આવી કુટ કાંઇ અમારી પાસે જોઇએ કે ? એમ વિચારીને તે શેઠીયાનો મોહ તોડવા માટે લાગ જોઇને મહારાજે કહ્યું કે, આ ઘર તો બહુ સારૂં છે પણ તેમાં એક મોટી ખામી છે.

શેઠે પુછ્યું કે, શું ખામી છે મહારાજ ? મહારાજે કહ્યું કે, બીજું તો કાંઈ નહીં પણ આ ઘરને તમે બારણાં મૂકાવ્યાં છે. એ બહુ ભૂલ કરી છે.

શેઠે કહ્યું કે, મહારાજ આ તમે શું બોલોછો ? ઘરને બારણાં વિના કેમ ચાલે ?

ત્યારે મહારાજે કહ્યું કે, વાત તો સાચી, પણ એ બારણેથી એક દીવસ તમારે જવું પડશે ને પાછું અવાશે નહીં એ મોટું દુઃખ છે. શેઠ, ઘરના પાયા તો તમે મજબુત નાંખ્યા, પણ આપણા પોતાના પાયાનું કયાં ઠેકાણું છે ? આપણો દેહ ક્ષણભંગુર છે. પાણીના પરપોટા જેવો છે. એને ફુટી જતાં કાંઇ વાર લાગતી નથી એનું કાંઇ ધાર્યું ?

આ સાંભળીને તે શેઠીયો ઢીલોઢફ થઈ ગયો, કારણ કે મોતની ફીકર નાણાવાળાઓને વધારે લાગે છે. અહીં માલમત્તા મૂકીને પોતે ખાલી હાથે ફોગટ ફેરો ખાઇને ચાલ્યું જવું એ ત્રાસ કાંઈ જેવો તેવો નથી.

શેઠને ઢીલોઢફ જોઇને મહારાજે કહ્યું કે, અહીંનાં સુખની જેમ ગોઠવણ કરોછો તેમ હરિની હજુરમાં સુખ ભોગવી શકાય એને માટે કાંઇ તૈયારી કરોછો કે નહીં ? અહીં થોડો વખત રહેવું છે તે સારૂ જ્યારે તમે આવું મોટું સુંદર ઘર બાંધ્યું, ત્યારે જ્યાં અનંત કાળ સુધી રહેવું છે ત્યાંને માટે શું તજવીજ કરી

એતો કહો. આ ઘડીકવારનાં ઘર માટે તમે એટલી બધી વાતો કરોછો, ત્યારે અખંડ ઘર મોક્ષધામને માટે તો કાંઇક સાંભળો, અને અખંડ ઘરના માલેક સર્વશક્તિમાન પવિત્ર પિતા ઇશ્વરને માટે તો કાંઈક કહો કે સાંભળો.

ભાઈઓ ? એ શેઠીયાના ઘરનેજ બારણું હતાં ને આપણા ઘરને બારણાં નથી એમ નહીં સમજતા. આપણા ઘરને પણ બારણાં છે, અને એજ બારણેથી આપણે પણ પાછા ન આવીએ તેવી રીતે મોડાવહેલા કોઇક દીવસ જવાના છીએ, માટે હજુપણ આપણા હાથમાં વખત છે તાં ચેતજો અને અહીંના ઘડીકવારનાં ઘર કરતાં હરિની હજુરમાં અનંત કાળનાં ઘર બંધાય એવું કરવાનું ધ્યાનમાં રાખજો.

( પદ. )

ભજન તો બનત નાંહી, મનતો સેલાનીરે. ટેક.
અચ્છે અચ્છે ભોજન ચઇયે, ઠંડા જળ પાનીરે;
ચાવનેકું બીડીયાં ચઇયે, ઓર પીક દાનીરે. ભજન૦ ૧
ફુલ હુંકી સેજાં ચઇયે, રૂપવંતી રાણી રે;
પુત્ર તો સપુત ચઇયે, કુલકી નીશાની રે. ભજન૦ ૨
હસ્તી ઘોડા માલ ચઇયે, તંબુ અસમાની રે;
કીલ્લા તો અજંગી ચઇયે, તોપ મુલતાની રે. ભજન૦ ૩
અર્વખર્વ ધનમાલ ચઈયે, રતનોકી ખાની રે;
મુળદાસ કહે યુંકર દુનિયાં, લોભે લલચાનીરે. ભજન૦ ૪

---

## ૧૫-ઇશ્વરની ઉજેણી.

આ દુનિયામાં બહુ બહુ મોટા મોટા પાદશાહો અને શ્રીમંતો થઈ ગયા છે કે જેઓએ પોતાની મોજ શોખમાં, વૈભવમાં અને પરમાર્થમાં કરોડો રૂપીયા ખરચેલા છે. મહા દાનેશ્વરી કર્ણ રાજા દરરોજ સવાભાર સોનાનું દાન આપતો હતો, પણ તે આખા હીંદુસ્થાનની પ્રજાને કોઇ વખત જમાડી શકયો

નહોતો. પરદુઃખભંજન વીરવિક્રમ બહુ મોટો રાજા થઈ ગયો. તેની એટલી બધી કીર્તિ થઇ છે કે હજુ સુધી તેનો સંવત ચાલે છે પણ તે પોતાના આખા રાજ્યને એક દીવસ પણ જમાડી શકયો નહોતો. મુગલ બાદશાહોનો ઠાઠમાઠ ને વૈભવ અતિશય હતો. સોના ચાંદી અને હીરા માણેક મોતી વિના ત્યાં કાંઇ નજરે પડતું નહીં, એવા બાદશાહો પણ કોઇ દીવસ પણ એક ટંકપણ દીલ્હી શેહેરને જમાડી શકયા નહોતા. પ્રતાપી મહારાણી વિકટોરીઆના પાટવી કુંવર પ્રીન્સ ઓફ વેલ્સનાં લગ્ન થયાં ત્યારે દુનિયામાં મોટી ધામધુમ થઇ રહી હતી પણ તેઓ એક મુંબાઇ શેહેરને પણ જમાડી શકયાં નહોતાં, અને જેના તાબામાં આખી દુનિયાંનો ત્રીજો ભાગછે એવો મહાન ભાગ્યશાળી શેહેનશાહ સાતમો એડવર્ડ જ્યારે ગાદીએ બેઠો ત્યારે એક તારીખે પાંચ લાખ માણસોને એક જગ્યોએ ખાવાનું આપ્યું, પણ તેઓ પોતાની રાજધાનીનાં લંડન શેહેરને પણ એક ટંકનુ પણ ભોજન આપી શકયા નહોતા. માણસો ગમે તેવાં મોટાં થાય તોપણ તેઓની મ્હોટાઇ અમુક હદમાંજ આવી જાય છે. પણ ભાઇઓ ? પ્રભુની મ્હોટાઇ સામું તો જુઓ ? તે સરજનહાર પાલક પ્રભુ અનંતકાળ થયા અનંત બ્રહ્માંડોને દરરોજ બંને વખત નીભાવી રહ્યો છે ને અનંતકાળ સુધી નીભાવ્યા કરશે, તે પ્રભુની દયા ને તે પ્રભુની મ્હોટાઇ સામું તો જુઓ? આપણા શેઠીયાઓ બહુ કરે તો પોતાની નાત જમાડે, એ કરતાં પણ કોઇ વધારે કરે તો સાત મહાજન જમાડે કે બેચાર ચોરાસી કરે, પણ કોઇ રાજાએ કે કોઈ શેઠીયાએ આજદીવસ સુધી માત્ર એક ટંકપણ મુંબાઇ શેહેરને જમાડેલું છે ? નહીંજ. ત્યારે જે પ્રભુ જુગોના જુગો થયા માત્ર માણસોજ નહીં પણ પશુ પક્ષી માછલાંઓ અને કીટ પતંગોને પણ સરખી રીતે નીભાવી રહ્યો છે તે પ્રભુ શું હરિજનને શેર અન્ન નહીં આપીરેય ? માટે ભાઇઓ વિશ્વાસ રાખો અને પ્રભુની મ્હોટાઈ સામું જુઓ ? તે પાલનહાર પ્રભુના બળ સામું તો જુઓ ? અને તે પરમ ક-

લ્યાણુકારી પિતાના આનંદ સ્વરૂપ તરફ તો જુઓ. એને જાણ્યાવિના—એનું જ્ઞાન મેળવ્યા વિના સંસાર સાગર તરી શકાય તેમ નથી, માટે ભાઇઓ ! જેમ બને તેમ ભગવદ્ આશરાનું બળ રાખીને પ્રભુ પ્રેમ વધે અને ઇશ્વરનું અલૌકીક સ્વરૂપ સમજાય તેમ કરો.

ઇંદ્રવિજય છંદ.

પૂરન કામ સદા સુખ ધામ, નિરંજન નામ સિરંજન હારો,
સેવક હોઇ રહ્યો સબકો નિત, કીટહિં કુંજર દેત અહારો;
ભંજન દુઃખ દરિદ્ર નિવારન, ચિંત કરૈ પુનિ સાંઝ સવારો,
ઐસે પ્રભુ તજિ આન ઉપાસત, સુંદરહૈ તિનકો સુખ કારો.

---

## ૧૬.—જેમ પંખો પોતે ફરીને બીજાને સુખ આપે છે, તેમ સાધુઓ પોતે દુઃખ ખમીને પણ બીજાઓને શાંતિ આપે છે.

સંત પુરૂષોનો—સાધુઓનો ધર્મ શું છે તે તમને ખબર છે? પોતાની નાતમાંથી નીકળી જઇને બીજી નાતમાં ભળવું એ કાંઇ સાધુઓનો ધર્મ નથી. એક વાડામાંથી છુટીને બીજા વાડામાં ફસાવું એ કાંઇ સાધુઓનો ધર્મ નથી. એક જંજાળ છોડીને બીજી ઘણી ઉપાધી ઉઠાવવી એ કાંઇ સાધુઓનો ધર્મ નથી. ગાંજા તંબાકુનાં વ્યસનોમાં ફસાવું એ કાંઇ સાધુઓનો ધર્મ નથી. દોરાધાગામાંને જંત્રમંત્રમાંરહી જવું એ કાંઇ સાધુઓનો ધર્મ નથી. ફાટે ડાચે ગમે તેમ બોલવું એ કાંઇ સાધુઓનો ધર્મ નથી અને ઘરની માયા મૂકયા છતાં પણ માયાના વળખાં માર્યા કરવાં એ કાંઈ સાધુઓનો ધર્મ નથી, પણ સાધુઓનો ધર્મ તો પરોપકાર છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે.

परोपकाराय सतां विभूतयः

સંતોનું જીવન પરોપકારને અર્થેજ છે દુનિયાંદારીના તા-

પથી તપી ગએલા લોકોનાં દિલમાં શાંતિ રેડવા માટે, અધર્મીઓના મનમાં ધર્મનું અમૃત રેડવા માટે અને પવિત્ર જીવાત્માઓને પ્રભુનો મહામંગળ રસ્તો દેખાડવા માટે સાધુઓનું જીવન છે. પોતે ગમે એટલું કષ્ટ વેઠીને પણ લોકોને સત્ય રસ્તો બતાવવો એજ તેઓની ઉત્તમતા છે ને એ સારૂજ તેઓ માનને તથા દાનને પાત્ર છે. જે વેષધારી સાધુઓ પોતાના દેશને માટે, પોતાના ભાઇબંધોને માટે અને પોતાના ધર્મને માટે કષ્ટ સહન કરતા નથી, તેઓ પ્રભુની નજરમાં ગુન્હેગાર છે, અને તેઓ સાધુનાં પવિત્ર નામને યોગ્ય નથી; કારણ કે મફતનું ખાવા ને મસીદે સુવા માટેજ કાંઇ સાધુપણું નથી, પણ જગતનું હિત કરવાને માટે સાધુપણું છે. એટલે સાધુઓની તો ખાસ ફરજ છે કે તેઓએ ઉંચાંમાં ઉંચું સત્ય ઇશ્વરી જ્ઞાન મેળવવું જોઇએ. અને પોતાનો ધર્મ કે જેને અર્થે પોતે મુંડ મુંડાવી છે તેના ફેલાવા અર્થે તથા પોતાના ભાઇબંધોનાં સુખો વધારવા સારૂ તેણે જેટલો બની શકે એટલો પુરૂષાર્થ કરવો જોઇએ. દરેક સાધુએ પોતાના મનને વારેવારે પુછવું જોઇએ કે, મેં શા માટે મુંડ મુંડાવી છે ? મેં શા માટે ઘરબાર છોડયું છે ? મેં શા માટે આવો વેષ લીધો છે ? શું દુનિયાંને ઠગવા માટે ? પાઈ પાઇ ઉઘરાવવા માટે શું અમે મુંડ મુંડાવી છે ? ઘેરે ઘેરે મુફતના ટુકડા ખાવા માટે શું અમે ઘરબાર છોડયું છે ? ચલમો ફુંકવા સારૂ અને વ્યસનોના ગુલામ થવા સારૂ શું અમે ભગવાં પેહેર્યાં છે ? બીજાઓની ખુશામત કરવા સારૂ શું અમે અમારૂં ઘરબાર તજ્યું છે ? હુલમાંથી નીકળીને ચુલમાં પડવા સારૂ શું અમે મુંડ મુંડાવી છે ? મંતર જંતરની વાતો અને કીમીયા કીમીયાના ટુચકા શીખવા સારૂ શું અમે અમારી જીંદગીને ધૂળમાં મેળવી છે ? અને લોકોને ભમાવીને પ્રભુના ગુન્હેગાર થવા માટે શું અમે સાધુ થયા છીએ ? નહીં ભાઇઓ ? મહાન પ્રભુનો પવિત્ર પ્રેમ જગતમાં ફેલાવવા માટે, સત્ય રસ્તામાં ચાલવા માટે અને અમારા ભાઇબંધોની સેવા કરવા માટે અમે

સાધુ થયા છીએ. કારણ કે પ્રભુને સેવા ગમે છે, એટલે પ્રભુના જગતની સેવા કરવી એ પ્રભુની સેવા કરવા બરોબર છે, માટે પ્રભુને અર્થે જગતની સેવા કરવા સારૂ અમે ભેખ લીધો છે; કાંઇ ચેલા ચેલી મુંડવા સારૂ અમે મુંડ મુંડાવી નથી, એવા વિચાર દરેક સાધુએ કરવા જોઇએ. પ્રભુ ! અમારા દેશના સાધુઓ આવા વિચારો કરે એવો દીવસ તે કયારે આવશે ?

ચાબખો.

જોઇલો જગતમાં બાવારે, ધર્યા ભેખ ધુતીને ખાવા. ટેક.
જયાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નીતનીત નાવા;
રાંડીછાંડી નારનો નરઘર નહોય ત્યારે,બાવાજી બેસે ગાવા. જોઇ.૧
લોકનાં છોકરાંને તેડી રમાડે, વળી પ્રાણે પ્રીતું થાવા;
ગૃહસ્થની સ્ત્રી રીસાવી જાય ત્યારે, બાવાજી જાય મનાવા. જોઇ.૨
ધુપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે ભાવે શું સેવે એને જમ પુરીએ જાવા. જોઇ.૩

---

## ૧૭–કાદવમાં રૂપીયો પડી જાય તેથી કાંઇ તેની કીંમત ઓછી થાય નહીં તેમજ માબાપ ગુસ્સે થાય તેથી કાંઇ તેનો પ્રેમ ઓછો થાય નહીં.

આપણે જો સરખી રીતે ન ચાલીએ તો આપણાં માબાપને ગુસ્સો લાગ્યા વિના રહે નહીં. ગુસ્સો એવી ખરાબ વસ્તુ છે કે એ વખતે મીજાજ કાબુમાં રહી શકતો નથી, તેથી વખતે આકરાં બે વચનો કહેવાઇ જાય એમાં પણ કાંઇ નવાઇ નથી. માટે માબાપ ગુસ્સે થઇને ક્રોધના જોસમાં કાંઇ બે વચનો આપણને કહી લેય તો તે આપણે ધીરજથી સાંખી લેવાં જોઇએ, કારણકે તે કાંઇ આપણી ઉપરનાં વેરને લીધે અથવા આપણું બુરૂં કરવાને ખાતર નહીં, પણ આપણી ઉપરનાં હેતને લીધે કડવાં વચન કહી લેય છે. માટે તે આપણે ખમી ખાવાં જોઇએ.

આપણે એમજ વિચાર કરવો કે આપણાં ભલાંને માટે પોતાના સ્વભાવ પ્રમાણે કાંઇ બે આકરાં વચનો કેહેશે પણ કહેવા દેશે નહીં. બીજું એવે વખતે એ પણ વિચારવું કે આપણે માટે અને આપણી તરફથી આપણા માબાપોએ જેટલું સહન કર્યુંછે તેનો સોમો કે હજારમો ભાગ પણ આપણે હજી સુધી તેની તરફથી ખમ્યા નથી. માટે કદાચ કોઇનો આકરો સ્વભાવ હોય, કોઇને ઓછું જ્ઞાન હોય, કોઇ નબળી સોબતમાં હોય અને કોઇ માણસ કોઇ બાબતમાં આડું અવળું દોરવાઇ ગયું હોય અથવા મતભેદ થઈ ગયો હોયતો એવા વખતે આપણે ધીરજ રાખવી જોઇએ. એવા વખતે તાણી બાંધવુ નહીં પણ વાતને નાંખતી કરવી. કદાચ આપણને કાંઇ ખમવા જેવું હોય તોપણ આપણા માબાપ કે જેઓના આપણી ઉપર અનંત ઉપકારો છે, તેઓને રાજી રાખવા ખાતર આપણે ખમી ખાવું જોઇએ. અને વખતે કાંઇ ભોગ પણ આપવો જોઇએ. તેઓના ગુસ્સાથી દિલગીર થઇને રીસાઈ જવું આપણને પાલવે નહીં. આપણે તો એવો સવબોજ વિચાર લેવો કે રૂપીયો કાદવમાં પડી જાય તેથી કાંઈ તેની કીંમત ઓછી થઈ જાય નહીં. તેમજ માબાપ ગુસ્સે થાય તેથી કાંઇ તેનો પ્રેમ આપણા ઉપરથી ઓછો થાય નહીં, પણ આપણે અજ્ઞાની બાળક અથવા અનુભવ વિનાના જુવાન માણસો હોવાથી જરા આપણા મરડાટમાં રહી જઇએ છીએ; એટલે ઘડીકમાં આપણી ભૂલ જોઇ શકતા નથી ને જુવાનીના જોસમાં ખામોશ કરી શકતા નથી પણ એ મોટી ભુલ છે. કારણ કે આપણે આપણા માબાપના શબ્દો તરફ નહીં પણ તેઓનાં અંતર તરફ જોવું જોઇએ. ગુસ્સાને લીધે તેઓ વખતે આપણને બે વચન કહી લેશે પણ મરતી વખત વીલ કાંઇ બીજાના નામનું કરી નહી જાય, કે પોતાની સાથે કાંઇ લઇ નહીં જાય. માટે તેઓનાં અંતર તરફ જોઇને, આપણે માટે તેઓએ જે કષ્ટ સહન કર્યું છે તે તરફ જોઇને, આપણે હજુ ઘણી જાતની ભૂલો વાળા છીએ એ તરફ જોઇને અને મહાન પ્રભુના

પવિત્ર હુકમ સાચું જોઇને આપણા હિતને ખાતર આપણે આપણાં માબાપનાં ગુસ્સાના વચનો પણ ધીરજથી સહન કરવાં જોઇએ. કારણ કે એમાં આપણું કલ્યાણ છે ને એમાં પ્રભુ રાજી છે. માટે ભાઇઓ રૂપીયા ઉપર લાગી ગએલા કાદવ તરફ નહી પણ તેની કીંમત તરફ જુઓ—માબાપનાં ગુસ્સાનાં વચનો તરફ નહી પણ આપણી ઉપરના તેના અંતરના પ્રેમ તરફ જુઓ, અંતરના પ્રેમ તરફ જુઓ.

---

## ૧૮.—ઇશ્વર વિષે.

જેમ સાગરનું પાણી નાની ગાગરમાં સમાઇ શકે નહીં તેમ ઇશ્વરનું મ્હોટું માહાત્મ્ય અલ્પ જીવથી યથાર્થ રીતે જાણી શકાય નહીં.

ઇશ્વર એટલો બધો મોટો છે કે તે અનંત બ્રહ્માંડોમાં પણ સમાઇ શકે તેમ નથી, પણ જીવ ઉપરની કૃપાને લીધે તે એટલો બધો નાનો થઇ જાયછે કે સાધારણ ભક્તના હૃદયમાં પણ તે સમાઇ જાય છે.

જેમ ફુલમાં દોરો છે અને દોરામાં ફુલ છે તેમ ઇશ્વર આપણા અંતરમાં છે અને આપણે પોતે પણ તે ઇશ્વરમાંજ રમી રહ્યા છીએ.

આકાશમાં ઉડતાં પક્ષી જેમ ચોતરફથી આકાશથી ઘેરાએલાં રહે છે તેમ આપણે પણ જ્યાં હોઇએ ત્યાં સર્વવ્યાપી ઇશ્વરના રાજ્યમાં છીએ.

કોઇ પણ પિતા પોતાના પુત્રને મારી નાંખવા ઇચ્છતો નથી તેમ ઇશ્વર પણ પોતાના ભક્તોનું બુરૂં કરવા ચ્હાતો નથી.

જેમ લુલાં લંગડાં આંધળાં છોકરાં ઉપર માનો વધારે પ્રેમ હોય છે તેમ કોઇ ભગતથી તેના આગલા વખતમાં કદી અપરાધો થઈ ગયા હોય તો તે માફ કરી પ્રભુ તેની ઉપર પેલી માની માફક વધારે હેત રાખે છે.

જેમ કોઇ પણ માણસ આખા આકાશને પોતાના હાથમાં પકડી શકે નહીં તેમ કોઈપણ જીવથી ઇશ્વર જાણ્યો જાય તેમ નથી.

જે માણસ ઉંચી ટેકરી ઉપર ઉભો રહીને દરીયાની તરફ જોય છે તેની નજર ઘણી લાંબી પહોંચે છે ખરી, પણ તે કાંઇ દરીયાની આરપાર સામેના કીનારા સુધી પહોંચી શકે નહીં. તેમજ કોઇ પણ માણસ ઇશ્વરને જાણુવાની તજવીજ કરે તો તે ચોકસ હદ સુધી જાણી શકે ખરો, પણ ઇશ્વરનો પુરેપુરો મહિમા જાણી શકે નહીં.

સૂરજની સામે જોનાર માણસ જેમ તેના તેજમાં અંજાઈ જાય છે, તેમ મહાન પ્રભુના અલૌકીક અદ્‌ભુત રૂપને જાણુવા ઇચ્છનાર માણસ પણ પ્રભુના અલૌકિક ગુણો તથા શોભાની વચમાંજ ગુમ થઇ જાય છે- પણ તેનો પાર પામી શકતો નથી.

આ જગતની શોભા અને તેની સાથે આકાશના સૂર્યચંદ્ર આદિની સમસ્ત શોભા પ્રભુના સ્વરૂપની શોભા અને સુંદરતા પાસે મહાસાગરમાં માત્ર ટીપાં જેટલી છે.

જેમ સૂરજને બીજા કોઇ પણ પદાર્થમાંથી તેજ લેવાની જરૂર નથી પણ તે પોતેજ પોતાનાં તેજથી પ્રકાશિત છે તેમ પ્રભુ પણ સર્વ ગુણથી શોભાયમાન ને સ્વયંપ્રકાશ છે.

જેમ તારાઓને આપણે દીવસે દેખી શક્તા નથી પણ રાતે ખુલ્લે ખુલ્લા દેખી શકીએ છીએ તેમ ઇશ્વરને પણ આ દેહથી આપણે દેખી શક્તા નથી પણ જો તેના ગુણુગાન કરીએ તો મરણ પછી તેને જાણી શકીએ તેમ છીએ.

આપણા આખા ઘરની મુખત્યારી જેમ એકજ આગેવાન માણસના હાથમાં હોય છે, અને જેમ વહાણની મુખત્યારી એકજ કપ્ટાનના હાથમાં હોય છે તેમજ આ જગતનું ધણીપણું પણ એકજ પ્રભુના હાથમાં છે.

ઘરનો બાંધનાર મીસ્રી જેમ ઘરની પેહેલાંજ હૈયાત હોય છે અને ઘડીયાલનો બનાવનાર જેમ ઘડીયાલની હૈયાતી પેહે-

લાંજ હોય છે, તેમજ ઇશ્વર પણ આ જગતની અને અનંત બ્રહ્માંડોની ઉત્પત્તિ થયા પેહેલાં હૈયાત હતો એમ સમજવું.

વિચારો કરતાં વિચારોને ઉત્પન્ન કરનાર મન જેમ મોટું છે તેમ આ જગતમાં ઇશ્વરની જે જે કાંઇ શક્તિ અને ડહાપણ જણાયછે તે સર્વે કરતાં તે સર્વેના કરનાર ઇશ્વરમાં કોટાનકોટિ ગણી વધારે શક્તિ છે.

આપણા આખા શરીરમાં રહેલો જીવ અથવા આત્મા શરીરના જુદા જુદા અંગમાં એટલે કે નાકમાં, કાનમાં, હાથમાં, પગમાં, મોંમાં એમ સૌ અંગમાં થોડો થોડો નથી પણ સર્વ અંગમાં પરિપૂર્ણતાથી વ્યાપી રહેલો છે. તેમ ઇશ્વર પણ આખા જગતમાં પોતાના સર્વ રૂપે સર્વત્ર પરિપૂર્ણતાથી વ્યાપી રહેલો છે.

આકાશની બહાર જેમ કોઇ પણ પદાર્થ નથી તેમ સર્વ વ્યાપક મહાન પ્રભુની દૃષ્ટિ બહાર કોઇ પણ ચીજ નથી.

જે અગ્નિ પાસે બેસે તેને જેમ ગરમી લાગે છે તેમ જે ઇશ્વરમય થઇને ઇશ્વરનું ભજન ધ્યાન કરતો રહે છે, તેનામાં રોજ રોજ વધારે વધારે ઇશ્વરી ગુણો આવતા જાય છે.

જે ડાળ થડની સાથે જોડાએલી રહે છે તેમાં ફળપુલ આવે છે, પણ જે ડાળ થડથી છુટી પડી જાય છે તે સુકાઇ જાય છે, તેમજ જે ઇશ્વરભક્તિ કરતા રહે છે તેઓમાં ઘણા સદ્ગુણો આવે છે, અને જેઓ ભક્તિહીન થઇ ઇશ્વરથી છુટા પડી જાય છે તેઓ ગુણહીણ થઈ જાય છે.

આંધળા માણસની સાથે જ્યારે દોરનાર હોય છે ત્યારે તેને જેમ મોટી હીંમત રહે છે તેમ જે એમ જાણે છે કે મારો ઇશ્વર મારી સાથેજ છે તેને કોઈ પણ વાતનો ડર રહેતો નથી તેથી તે સર્વ વાતે નિર્ભય થઇને જગતમાં ફરી શકે છે.

વૈદને ખબર હોય છે કે આ દરદી હવે મરી જશે પણ તે પોતે કાંઈ તેને મારી નાંખતો નથી, તેમ આપણી માથે જે કાંઈ અડચણો અને દુઃખો આવવાનાં હોય તે સર્વ અગાઉથીજ પ્રભુ

જાણે છે. પણ તેથી એ બધાં પ્રભુએજ મોકલેલાં છે એવો ઉંધો વિચાર લેવો નહીં.

જેમ મોટા રાજાઓ નાની ચીજોની ભેટ લઇને મોટી બક્ષીસો આપી દેય છે તેમ ભક્તોની થોડીક સેવા લઇને, ઇશ્વર તેઓને બહુ મોટું ફળ આપી દેય છે.

જેમ આ મોટા જગતના માથે સર્વત્ર સૂરજ પોતાનું તેજ ફેલાવી રહ્યો છે તેમ પ્રભુ પણ આખા જગતનાં સર્વ પ્રાણીમાત્ર માથે પોતાની કૃપાદૃષ્ટિ વરસાવી રહ્યા છે.

કોઇ બાપ પોતાના ઘરનાં છોકરાંઓને એકજ જાતનો ડ્રેસ કરાવી આપે તેથી કાંઈ કોઇ છોકરો એમ ન કહી શકે કે મ્હારા બાપનું હેત મ્હારી ઉપર ઓછું છે. તેમ ઇશ્વર ઘણી વસ્તુઓ સર્વ માણસોને એક સરખી રીતે આપે તેથી તેનું હેત આપણી ઉપર ઓછું છે એમ કાંઇ કહેવાય નહીં.

જેમ એક માતા પોતાનાં લુલાં લંગડાં છોકરાંઓને પણ પ્રેમથી ઉછેરે છે તેમ કૃપાળુ પ્રભુ અધમ પાપીઓ માથે પણ કૃપાદૃષ્ટિ કરી તેઓને પણ નીભાવે છે.

જેમ લોહચુંબક સોયને પોતાની તરફ ખેંચી લેય છે તેમ ઇશ્વર પોતાના ભક્તોને પોતાની તરફ ખેંચવા માટે આ જગતમાં થોડું દુઃખ આપે છે.

જેમ એક ઇજીન ઘણા ડબાઓને ખેંચી જાય છે તેમ ઇશ્વર અનંત બ્રહ્માંડોને ચલાવે છે.

---

## ૧૯—કદી તમારી પાસે સ્વર્ગની ચાવી હોય અને તમે બીજાઓને સ્વર્ગનાં બારણાં ખોલી આપતા હોય પણ જો તમારામાં પ્રભુ પ્રેમ ન હોય તો એ તમોને કાંઇ કામનું નથી.

ભાઇઓ ? આપણા ધર્મનું તત્ત્વ શું છે ? આપણી સાર્થકતા શેમાં છે ? આપણી જીંદગીનો હેતુ શું છે ? આખી દુનિયાંના

કોઇ પણ ધર્મવાળા મહાત્માઓનો ઉપદેશ શું છે? અને પ્રભુની ઇચ્છા શું છે? એજ કે પ્રભુ પ્રેમથી તમારા હૃદય તરબોળ કરો. દાનવિના, તપવિના, યોગવિના, કર્મકાંડવિના અને જ્ઞાનવિના બધાંવિના ચાલી શકશે પણ પ્રભુપ્રેમવિના ચાલી શકવાનું નથી, કારણ કે પ્રભુપ્રેમથીજ એ બધું શોભે છે. પ્રભુ પ્રેમથીજ એ બધું રસભર્યું થાય છે. પ્રભુપ્રેમથીજ એ બધામાં ખરી લેહેજત આવે છે અને પ્રભુપ્રેમથીજ એ બધાં કૃતાર્થ થાય છે. પ્રભુપ્રેમવિના ગમે એટલી મ્હોટાઇ પણ કાંઇ કામની નથી, ભલે આપણી આણદાણ ફરતી હોય, ભલે આપણા નામના જયજયકાર થઇ રહ્યા હોય, ભલે આપણને ઘણી ખમાં ઘણી ખમાં થઈ રહી હોય, ભલે આપણા હુકમથી હજારો માણસ છુટી જતા હોય અને હજારો માણસ બંધાઇ જતા હોય, ભલે રિદ્ધિ સિદ્ધિ આપણી દાસીઓ થએલી હોય, ભલે કારૂનનો ખજાનોને કુબેરનો ભંડાર આપણી પાસે આવી પડયો હોય, ભલે આપણે મુડદાંઓને જીવતાં કરતા હોય અને ભલે આપણે આપણે ખભે સ્વર્ગની ચાવીઓના જુડાઓ લઇને ફરતા હોય અને બીજાઓને સ્વર્ગનાં બારણાં ખોલી આપતા હોય પણ જો આપણામાં પ્રભુપ્રેમ ન હોય ને આપણો જીવ નરકમાં જાય તો એ બધું પણ શું કામનું? આપણી પાસે કાંઇ પણ ન હોય પણ જો પ્રભુપ્રેમ આપણા અંતરમાં ભરેલો હોય તો પછે બીજી કોઇપણ ચીજની આપણને પરવા રહેતી નથી અને બીજું ઘણું હોય પણ પ્રભુપ્રેમ જેના અંતરમાં ન હોય તેના આત્માને કદી પણ શાંતિ વળતી નથી. જેનામાં પ્રભુપ્રેમ ન હોય એવા માણસને પણ દૈવયોગે અધિકાર, ધન, રૂપ, માન, મર્તબો વીગેરે મળી જાય છે પણ તેથી શું? પ્રભુપ્રેમ વિના એ બધું ઉલટું બંધન કારકજ થઈ પડે છે. એમ તો જુઓ ને આપણા શેઠીયાઓની તીજોરીની ચાવીઓ છ છ રૂપીયાના પગારદાર બાનકોટી ઘાટીઓની પાસે હોય છે, પણ તેથી કાંઇ એ ઘાટીઓ શેઠીયાઓની તીજોરીઓના માલેક થોડાજ થઈ બેસે છે. તેમજ આપણી

પાસે કદાચ સ્વર્ગની ચાવીઓ હોય તોપણ પ્રભુપ્રેમ વિના તે કાંઇ આપણને પોતાને કામ લાગતી નથી, અને પ્રભુપ્રેમ વિના કાંઈ આપણા આત્માનો ઉદ્ધાર થઈ શકે તેમ નથી. માટે ભાઇઓ? અને બ્હેનો? જેમ બને તેમ આપણમાં ભગવદ્ આવેશ ભરાય તેમ કરો.

## ૨૦—આપણી ઇચ્છાઓ તે આફતનું પડીકું છે. માટે તેને આપણી પાસે રાખવામાં ફાયદો નથી, એને તો સર્વશક્તિમાન પ્રભુજ સાચવી શકે.

અનુભવી સાધુઓ કહે છે કે, આપણી ઇચ્છાઓ તે આફતનું પડીકું છે. એ આપણાથી સચવાયજ નહીં. અને જો બળ કરીને કે મૂર્ખાઇથી તેને રાખી મૂકીએ તો તે અનેક પ્રકારની નવી નવી આફતો લાવ્યાજ કરે, કારણકે ઇચ્છાઓ પોતેજ આફતનું પડીકું છે. એ પડીકાંમાંથી જેમ જેમ ભુકી વેરાતી જાય તેમ તેમ આફતો વધતીજ જાય છે એટલે તે આપણાથી સાચવી શકાયજ નહીં. કારણ કે આપણા અહંભાવમાંથી નીકળેલી આપણી પોતાની ઇચ્છાઓ તે સેતાનનું બીજું રૂપ છે. એટલે ભગવદ્ આશરાના બળ વિના કદી પણ તે આપણા તાબામાં રહી શકેજ નહીં. તેને તો સમર્થમાં સમર્થ—કાળના પણ કાળ—ભયના પણ ભય અને તેમ છતાં પણ આનંદરૂપ એવા સર્વગુણસંપન્ન મહાન પ્રભુનેજ સોંપી દેવી જોઇએ. સર્વશક્તિમાન પ્રભુજ એ સેતાનને સાચવી શકે. આપણાથી એ આફતનું પડીકું સચવાયજ નહીં. માટે ખરૂં ડહાપણ એજ છે કે આપણી ઇચ્છાઓ પ્રભુને સોંપી દેવી. ખરો પુરૂષાર્થ તો એનુંજ નામ છે કે આપણી ઇચ્છાઓ પ્રભુને સોંપી ને આપણે પ્રભુમય થઈ જવું. સાચી ભક્તિતો એજ છે કે પ્રભુની ઇચ્છામાંજ આપણી ઇચ્છાનો લય કરવો. અને ખરૂં સ્વર્ગ તો એજ

છે કે મુવા પછી નહીં પણ જીવતાંજ આપણી ઇચ્છાઓ પ્રભુને સોંપીને સર્વાત્મ ભાવથી પ્રભુપરાયણ થઇને પ્રભુની ઇચ્છામાંજ જીવવું. જે પોતાની ઇચ્છાઓને તજી શકે–પ્રભુને અર્પણ કરી શકે તેજ ખરો ડાહ્યો, તેજ ખરો બહાદુર, તેજ ખરો યોગી, તેજ ખરો ભક્ત ને તેજ ખરો જ્ઞાની છે અને તેજ પ્રભુનો કૃપાપાત્ર છે. માટે અંતરની વાસનાઓ છોડી એવા સાચા ભક્ત થવાની હોંશ રાખો.

---

## ૨૧–પ્રભુને આપણી ઇચ્છા સોંપી દેવી એ આપણી મુડી સોંપી દીધા બરાબર છે.

આપણું એક એક કામ પ્રભુને અર્પણ કર્યા કરીએ તો ક્યાં આરો આવે? માટે બેહેતર તો એજ છે કે, આપણી સર્વ ઇચ્છાઓ પ્રેમ પૂર્વક દીનતાથી મહામંગળમય શ્યામસુંદર પૂર્ણ પુરૂષોતમ પ્રભુને અર્પણ કરી દેવી. ઇચ્છાઓ અર્પણ કરવી અને કર્મો અર્પણ કરવાં એની વચ્ચે બહુ મોટો ભેદ છે. ઇચ્છાઓ અર્પણ કરી દેવી એટલે આંબાનું ઝાડ પ્રભુને આપી દેવા બરાબર છે. અને કર્મો અર્પણ કરવાં એટલે એક એક પાંદડું, એક એક પુલ, ને એક એક ફળ તોડીને આપવા જેવું છે. આવી રીતે પુલ પાંદડાં તોડી તોડીને આપવાં એમાં આપનારને પણ દુઃખ થાય છે અને લેનારને પણ કંટાળો લાગે છે. કારણ કે આંબો એવડો મોટો છે કે, તેનું એક એક પાંદડું ને પુલ તોડતાં તો વરસોનાં વરસો ચાલ્યાં જાય તોપણ આરો આવે નહીં. ને એટલા વખતમાં તો જ્યાંથી પાંદડું તોડ્યું હોય ત્યાં તો મોટી મોટી ડાળો બની જાય, ને તેનાં પાછાં હજારો પાંદડા થઈ જાય, એ બધાં ક્યારે આપી શકાય? અને કેમ આપી શકાય? એવી રીતે આપવું એ તો રમતીયાળ છોકરાઓનું કામ છે. જ્ઞાની ભક્તોનું એ કામ નથી. એક એક પાંદડું ને એક એક પુલ આપ્યા કરવું એ આપનારની કૃપણતા છે, અને તેનો ઓછો પ્રેમ દેખા-

ડનાર છે, એવી રીતે કરનારાઓ અનંત બ્રહ્માંડોને ચલાવનારા પ્રભુનો મહિમા ખરેખર સમજતા નથી એમ જાણવું. કારણ કે જો તેઓ સર્વવ્યાપક દેવાધિદેવ કરૂણાના ભંડાર, નોધારાના આધાર, ભક્તના હૈયાનાહાર પવિત્ર પ્રભુનો મહિમા પુરેપુરો જાણતા હોય, ને તેઓના મનમાં ખરો પ્રેમ ને પુરો વિશ્વાસ હોય તો આંબાનું ઝાડજ કાં ન આપી દેય? પોતાની ઇચ્છાજ કાં ન સોંપી દેય? પોતાની મુડીજ કાં ન સોંપી દેય? એક એક પાઈ શા માટે આપ્યા કરે? યાદ રાખજો કે જ્યાં સુધી આપણે આપણું એક એક કર્મ પ્રભુને આપ્યા કરીએ ત્યાં સુધી કદી પણ આપણાં પુરેપુરાં કર્મ પ્રભુને આપી શકાયજ નહીં, અને જ્યાં સુધી આપણાં પુરેપુરાં કર્મ પ્રભુને ન અપાય ત્યાં સુધી આપણે સર્વાત્મ ભાવથી પ્રભુને શરણ થઇ શકીએ નહીં. માટે ભાઈઓ ગહન ગતિવાળાં કર્મોની જાળમાં નહીં પડતાં તમારી ઇચ્છાઓ પ્રભુને સોંપી દો અને પ્રભુની ઇચ્છાને આધીન થઇ જાઓ. એટલે સ્વર્ગ આ પૃથ્વીમાંજ—તમારા ઘરમાંજ—તમારા હૃદયમાંજ—અને તમારી હથેળીમાંજ આવી પડશે.

---

## ૨૨—પ્રભુ પોતાનાં બાળકોને વિસારી મુકશે નહીં.

જે બાપ પોતાનાં છોકરાંઓ માટે મોટા મેહેલ બંધાવે, તેમાં હાંડી ઝુમર વીગેરે ઉંચામાં ઉંચું સુંદર ફરનીચર ગોઠવાવે, એ મેહેલમાં દરેક પ્રકારની મોજશોખની ઉમદા વસ્તુઓ ગોઠવાવે, અનેક પ્રકારનાં સુગંધી પુલો તથા મીઠાં ફળોના બગીચા તૈયાર કરાવે, નિર્મળ પાણીના ઝરાઓ તથા સુંદર વિશાળ તળાવો બનાવે, અને પોતાનાં બાળકો માટે દરેક પ્રકારની તજવીજ રાખી મહાનશક્તિઓની બક્ષીસ કરે તે પરમ દયાળુ પિતા પોતાનાં છોકરાંઓને શું ભુખે મારશે? જે સમર્થ ધણી આટલું બધું કરે છે તે બાપ શું પોતાનાં છોકરાંઓને ખાવા માટે અન્ન નહીં આપે? એ બનેજ કેમ?

એ મોટા મહેલરૂપી આ જગત છે, સુરજચંદ્ર તેનાં ઝુમર છે. આકાશના ગ્રહો તેની હાંડીઓ છે. અઢારભાર વનસ્પતિયો તેનો બગીચો છે અને સુંદર તળાવો તથા નિર્મળ ઝરાઓ એ બધું જેણે આપણે માટે અગાઉથીજ તૈયાર કરી રાખેલું છે તે મહાન દયાળુ પ્રભુ આપણુને ભુખે કેમ મારશે? વિશ્વાસ રાખો ભાઇઓ કે, તે દયાનો સાગર જગતકર્તા પ્રભુ હરિજનોને ભુખે મરવા દેશે નહીં.

જમીનના પેટામાં રહેનારા કીડાઓ, જળમાં રહેનારાં માછલાંઓ, હવામાં ઉડનારાં પક્ષીઓ અને જંગલમાં રહેનારાં વાઘવરૂ આદિને પણ જે ભૂલી જતો નથી તે તમને કેમ ભૂલી જશે ? જે પાલનહાર પ્રભુ એવા અબુધ જીવોને પણ પાળે છે, તે સમર્થ પ્રભુ ઉત્તમ મનુષ્યોને કેમ ભૂલી જશે ? નહીંજ ભૂલે; નહીંજ ભૂલે પણ આપણા વિશ્વાસનીજ ખામી છે.

જંગલમાં રહેનારા હાથીને, આકાશમાં ઉડનારા ગરૂડને અને પાણીમાં રહેનારા મઘરને તમારા કરતાં ઘણું વધારે ખાવાનું જોઈએ છે, તેને પણ વિશ્વંભર નામ ધરાવનાર મહાનપ્રભુ દરરોજ પુરૂં પાડે છે, ત્યારે શું તે સર્વશક્તિમાન પ્રભુ તમોને શેર અન્ન નહીં આપી રહે ?

ખબુતર અને કાગડાની કયાં વખારો છે? અને તેઓ કયા ખેતરમાં વાવવા જાય છે ? છતાં પણ તેઓ નીભે છે. માછલાંઓ કયા શેઠની નોકરી કરે છે ? અને સાપ કોની દલાલી કરવા જાય છે ? છતાં પણ તે સૌને મળે છે ત્યારે તમે કાંઈ રહી જવાના નથી, માટે કોઇએ જરા પણ અવિશ્વાસ કરવો નહીં પણ પૂર્ણ પ્રેમથી પ્રભુ ઉપર વિશ્વાસ રાખવો, અને પ્રભુના હુકમ મુજબ જીંદગીની ફરજો રૂડી રીતે બજાવ્યા કરવી તો પ્રભુ આપણને છોડી દેશે નહીં.

---

## ૨૩—માણસો પોતે પાળેલાં જાનવરો માટે કેટલી બધી કાળજી રાખે છે? ત્યારે પ્રભુ પોતાના જીવો માટે કેટલી બધી ફીકર રાખતો હશે એ વિચારતો કરો.

એક માણસે પોપટ પાળેલો હતો તેને માટે તે દરરોજ પેરૂ મરચાં વીગેરે લાવતો હતો. જો કોઇ દીવસ તેને માટે ખાવાનું ન લાવી શકે તો ફળને બદલે બીજું કાંઇ તેને ખાવા આપતો હતો. અને બરોબર ખાવાનું ન આપી શકાય તો અંદરથી જીવ બળતો હતો. સ્વાર્થી માણસો—પાપમાં ફસાએલાં માણસો પણ જ્યારે પોતે પાળેલાં જાનવરો માટે એટલી બધી કાળજી રાખે છે ત્યારે સમર્થ ને પવિત્ર પ્રભુ પોતે બનાવેલાં માણસોને માટે કેટલી બધી કાળજી રાખતો હશે એ ખ્યાલ તો કરો. જે મહાન પ્રભુ પશુઓને ઘાસ ચારો આપી રહ્યો છે, પક્ષીઓને ફળફુલ આપી રહ્યો છે, અને માછલાંઓ તથા કીડાઓને પણ તેઓને અનુકૂળ પડતો ખોરાક આપી રહ્યો છે તે કૃપાળુ પ્રભુ માણસોને અને તેમાં પણ ભગતોને કેમ ભુલી જશે? શું એટલો પણ વિશ્વાસ નથી આવતો? જે અખંડાનંદ પ્રભુ અનંત બ્રહ્માંડોને ચલાવી રહ્યો છે તેને આપણે શું ભારે પડવાના છીએ? માટે ભાઇઓ? પ્રભુ ઉપર વિશ્વાસ રાખો, પ્રભુ ઉપર વિશ્વાસ રાખો, અને ધીરજ રાખો એટલે સૌ સારાવાનાં થશે.

જે દયાળુ પ્રભુએ કૃપા કરીને આપણુને આવડા મોટા કર્યા, અને આજ દાવસ સુધી નીભાવ્યા તે પ્રભુ હવે આપણુને કેમ છોડી દેશે? આપણુને નીભાવી લેવા માટે આપણુને ખબર પણ ન પડે તેવી રીતના તેની પાસે અનેક રસ્તાઓ છે. જેમ નાળીએરમાં અજબ રીતે ચોખું મીઠું પાણી ભરાય છે તેમ અજબ રીતે પ્રભુ આપણાં કારજ ઉકેલી આપશે માટે હે ભગવદીજનો! વૃથા શોક કરશો માં, પણ ખોટા શોકમાં પડી પ્રભુને ભૂલી જવાય નહીં એ ફીકર રાખજો.

## ૨૪–મોટાં કામો કરવાથી પ્રભુ જેટલો રાજી થાય તે કરતાં તેની ઇચ્છા પ્રમાણે ચાલવાથી પ્રભુ વધારે રાજી થાય છે.

એક મહાત્માને કોઇ સાધુએ સવાલ પુછયો કે, આપણી જીંદગીનો હેતુ શું? ત્યારે તે મહાત્માએ જવાબ દીધો કે, પ્રભુને પ્રસન્ન કરવો એ આપણી જીંદગીનો હેતુ છે. સાધુએ પુછયું કે, પ્રભુ શાથી પ્રસન્ન થાય છે? મહાત્માએ કહ્યું કે તેની ઇચ્છા પ્રમાણે વર્તવાથી. સાધુએ કહ્યું કે, અમે સાંભળતા આવ્યા છીએ કે રૂડાં કામો કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. મહાત્માએ કહ્યું કે, "મ્હારી ઇચ્છાને આધીન થવાથી હું પ્રસન્ન થાઉંછું" એ પ્રભુની પેહેલી આજ્ઞા છે, અને "રૂડાં કામો કરવાથી હું પ્રસન્ન થાઉંછું", એ પ્રભુની બીજી આજ્ઞા છે. કારણ કે મોટાંને ભલાં કામો કાંઇ દરેક માણસ કરી શકે નહીં. એવાં કામો કરવામાં તો દેશ, કાળ અને બીજા ઘણાં સાધનોની જરૂર છે. એવી અનુકૂળતા કાંઇ બધાં માણસો પાસે હોય નહીં. એટલે દુનિયાનાં બધાં માણસોથી કાંઇ મોટામાં મોટા, ઘણામાં ઘણા ને સારામાં સારા કામો થઇ શકે નહીં. પણ ભગવદ્ ઇચ્છાને આધીન થવામાં કાંઇ દેશકાળ કે બીજાં સાધનોની જરૂર નથી તે તો કોઇ પણ દેશમાં, કોઇ પણ કાળમાં, ને કોઇ પણ સ્થિતિમાં કાંઇ પણ સાધનો વિના પણ પાળી શકાય છે. માટે આપણી ઇચ્છાઓ પ્રભુને સોંપી દેવી ને જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું એ પ્રભુની પેહેલી આજ્ઞા છે; અને રૂડાં કર્મો કરવાં એ પ્રભુની બીજી આજ્ઞા છે. એ બે આજ્ઞાથી સર્વશક્તિમાન પરમાત્માનું પરમદયાળુપણું બરોબર રીતે સમજાય છે. કેમકે જો રૂડાં કામો કરવાની આજ્ઞા પ્રભુએ પેહેલી મુકી હોત, તો તે દરેક માણસોથી સેહેલાઇથી પાળી શકાત નહીં. કારણ કે એમ બનવું એ કાંઇ ખાસ માણસોના હાથમાં નથી પણ આજુબાજુના સંજોગને આધારે છે. પણ સર્વાત્મભાવથી

ભગવદ્ ઇચ્છાને આધીન થઈ જવું એમાં કોઇ જાતના સંજોગની જરૂર નથી એટલે તે દરેક માણુસથી સેહેલાઇથી બની શકે તેમ છે. માટે ભાઇઓ? તન મન ધનથી ભગવદ્ ઇચ્છાને આધીન થઇને હમેશાં રૂડાં કામો કરવાની ભાવના રાખો.

---

## ૨૫–મોટાં કામો કરવાનું કાંઇ બધાથી બની શકે નહીં, પણ ભગવદ્ ઇચ્છાને આધીન થવું એ તો સૌથી બની શકે તેમ છે.

ઘણાં માણુસો કહે છે કે આપણે મોટાંને ભલાં કામો કરવાં જોઇએ. બેશક એ બહુ રૂડા વિચાર છે, અને તે ઇશ્વરની આજ્ઞા છે. પણ આપણે જોઇએ છીએ કે, એમ કરવું એ કાંઇ દરેક માણુસોથી પુરેપુરૂં બની શકતું નથી. હું યજ્ઞ કરવા ઇચ્છું છું પણ મારી પાસે પૈસા કયાં છે? હું માંદાઓને સાજાં કરવા ઇચ્છું છું પણ મારી પાસે તેની ખરી દવા કયાં છે? હું વેદના અર્થ કરવા ઇચ્છું છું, પણ તે સમજાવનારા કયાં છે? અને તેનું રહસ્ય ગ્રહણ કરી શકે એવી મ્હારામાં બુદ્ધિ કયાં છે? હું ભુખ્યાંઓને જમાડવા ઇચ્છું છું, પણ મને પોતાનેજ જમવાનું ઠેકાણું કયાં છે? હું નવા નવા શોધ કરવાની ઇચ્છા રાખું છું પણ પ્રથમ આશ્રય આપવા વાળા કયાં છે? દુકાળમાં ઢોરોને મરતાં બચાવવા હું ઇચ્છું છું પણ ઘાસ કયાં છે? હું રાજ્યનાં બંધારણ સુધારવા માગું છું પણ મારી પાસે સત્તા કયાં છે? હું ધર્મમાં સુધારા કરવા માગું છું, પણ મારૂં સાંભળે છે કોણ? અને હું સંન્યાસ લેવા ઇચ્છું છું, પણ મારા અંતરમાં તીવ્ર વૈરાગ્ય કયાં છે? આ બધાં સારાં કામો છે, મ્હોટા કામો છે, અને પ્રભુને વ્હાલાં કામો છે, પણ સાધનોની ખામીને લીધે, દેશકાળની અડચણોને લીધે, અને માણુસોના મમત તથા મૂર્ખતાને લીધે તે બધાથી બની શકે તેમ નથી. પણ જો ભગવદ્

ઇચ્છા ઉપર રહેવા માગું તો તે મારાથી બની શકે તેમ છે. મા
રો ડગલો ફાટેલો હોય તો હું એમ માની શકું કે એ ભગવદ્
ઇચ્છા છે. આપણે પૂર્વે પુન્ય નહીં કર્યાં હોય તે આ ભવમાં
ક્યાંથી પામીએ? મારી ચોપડી ખોવાઇ જાય તો હું એમ ધારી
શકું કે એ ભગવદ્ ઇચ્છા છે. હું માંદો પડું તો એમ માની શકું
કે એ ભગવદ્ ઇચ્છા છે. દેહના દંડ દેહે ભોગવવા જોઇએ. મારૂં
કોઈ અપમાન કરે તો હું એમ માની શકું કે એ ભગવદ્ ઇચ્છા
છે. કારણ કે આપણે પણ કોઇકનાં અપમાન કર્યા હશે તેનાં
ફળ ભોગવવાંજ જોઇએ. મારે ઘેરે દીકરો આવે તો હું એમ
માની શકું કે એ પ્રભુકૃપા છે. મારો દાદો મરી જાય તો હું
એમ માની શકું કે જેવી હરિની ઇચ્છા. જેટલી લ્હેણા દેવી
હોય તેટલી લેવાય. મારી ઉપર કોઇની મેહેરબાની થાય તો
હું એમ માની શકું કે એ ભગવત્ કૃપા છે. મને ધંધા રોજ-
ગારમાં કાંઇ લાભ થાય તો હું એમ માની શકું કે એ ભગવત્
કૃપા છે. મને સત્સંગનો લાભ મળે અથવા મારે હાથે કાંઇ ધ-
ર્મનું કામ થાય તો હું એમ માની શકું કે એ ઇશ્વર કૃપા છે.
અને મ્હારે હાથે કોઇને કાંઈ ફાયદો પહોંચે તો હું એમ માની
શકું કે એ તો ભગવદ્ ઇચ્છા છે, એમાં મારૂં શું છે? હું તો
નિમિત્ત માત્ર છું. આવી રીતે કોઇપણ સ્થિતિમાં ભગવદ્ ઇ-
ચ્છા માની શકાય છે. એટલુંજ નહીં પણ એવી રીતે માનવાથી
હરખ શોકથી બચી શકાય છે, તથા અભિમાનથી બચાય છે;
અને વ્યવહારમાં રહ્યા છતાં વ્યવહારથી અલગ રહી શકાય છે,
સંસારમાં રહ્યા છતાં સંસારના ઘા થી બચી શકાય છે, અન
બહારથી દેખાતી હજારો જંજાળ છતાં પણ અંતરમાં શાંતિ
રહી શકે છે. માટે આપણી ઇચ્છાઓ ભગવાનને સોંપી દેવી
અને ભગવાનની ઇચ્છાને આધીન થઇ જવું એજ સર્વ ધર્મનો
સાર છે. એજ સર્વ સુખોનું સુખ છે. એજ શાંતિનો ઉત્તમમાં
ઉત્તમ રસ્તો છે. એજ ખરા ભક્ત છે. અને પ્રભુની ઇચ્છાને આ-
ધીન થઈ હરખ શોકમાં સમાનવૃત્તિ રાખી જે સ્થિતિમાં પ્ર-

ભુએ રાખ્યા હોય તેમાં આનંદથી રહેવું ને પ્રભુપરાયણ કર્મો કર્યા કરવાં એનુંજ નામ સંસારમાં સ્વર્ગ ભોગવવું છે.

---

## ૨૬—પ્રભુ કેવા છે ?

એક શિષ્યે ગુરૂને પુછ્યું કે, મહારાજ ? પ્રભુ કેવા છે ? ત્યારે ગુરૂએ કહ્યું કે પછે કહીશ. એમ કરતે કરતે ઘણા દીવસ થઇ ગયા ત્યારે શિષ્યે પાછું પુછ્યું કે મહારાજ ? પ્રભુ કેવા છે ? ત્યારે ગુરૂએ કહ્યું કે પછે કહીશ. જ્યારે જ્યારે શિષ્ય એ સવાલ પુછે ત્યારે ગુરૂ એમ જવાબ દીધા કરે કે પછે કહીશ. ઘણી વખત એમ થયાથી એક વખતે શિષ્યએ ખાસ આતુર થઇને પુછ્યું કે મહારાજ ? એમ ઉડાવ્યા કાં કરો? ત્યારે ગુરૂએ કહ્યુ કે, બેટા, જેમ જેમ હું ઈશ્વર સંબંધી વધારે વધારે વિચાર કરૂંછું તેમ તેમ તે વધારેને વધારે દૂર જતો જાય છે, તેનો પતોજ લાગતો નથી. બેટા, જેમ એક નાના ચમચાથી સમુદ્ર ઉલેચી શકાય નહીં, તેમ જીવથી ઇશ્વર જાણ્યો જાય તેમ નથી. ગાગરમાં જેમ સાગર સમાય નહીં તેમજ પ્રભુનું મ્હોટું માહાત્મ્ય અલ્પ જીવથી યથાર્થ રીતે જાણી શકાય નહીં. માટેજ પ્રભુએ ગીતામાં કહેલું છે કે,

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**

અર્થઃ—યોગ માયાથી ઢંકાએલો હોવાથી હું સર્વને દેખાતો નથી.

વળી પણ કહ્યું છે કે,

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥**

गी. अ. ७ श्लो. २६.

હે અર્જુન, હું થઈ ગએલાં થતાં તેમ થનારાં સર્વ પ્રાણી પદાર્થને હું જાણું છું, પણ મને કોઈ જાણતું નથી.

મહાન પ્રભુનું સ્વરૂપ આવું અગમ્ય છે. ઈન્દ્રિયો, મન,

વાણી કે બુદ્ધિ ત્યાં પહોંચી શકતાં નથી, માટે આડાં અવળાં લફરાંમાં કે તર્ક વિતર્કના જાળમાં નહીં પડતાં દૃઢ વિશ્વાસથી પ્રભુનાં ચરણનું શરણ ધરી લેવું જોઇએ, અને એમ સમજી જવું જોઇએ કે,

સવૈયો.

હારી રહ્યા મનમાંહી મુનીશ્વર, વિશ્વપતિ તણી વાત વિચારી,
તર્ક કરી કરી તત્ત્વ જડ્યું નહીં, દૃષ્ટિ ઘણી દિલ ઉંડી ઉતારી;
માન તજી અનુમાન કરી લખ્યું, કે મનવાણી ન પોંચી અમારી,
કેમ કહી શકે કોઈ કવીશ્વર, ઇશ્વરની ગતિ વિશ્વથી ન્યારી.

---

## ૨૭—ઇશ્વર સર્વ વ્યાપક છે.

સવૈયો.

દૂરહુ રામ નજીકહુ રામહી, દેશહુ રામ પ્રદેશહુ રામે,
પૂરબ રામહી પચ્છિમ રામહી, દચ્છિન રામહી ઉત્તર ધામે;
આગેહુ રામહી પીછેહુ રામહી, વ્યાપક રામહી હૈ બનગ્રામે,
સુંદર રામ દશો દિશ પૂરણ, સ્વર્ગહુ રામ પતાલહુ તામે.

ઇશ્વર આગળ છે, પાછળ છે, અંદર છે, બહાર છે, ઉપર છે, નીચે છે, અને દશે દિશામાં વ્યાપી રહ્યા છે.

ડુંગરની ટોંચ ઉપર, સમુદ્રના તળીયાંમાં, વેરાન જંગલના મધ્યમાં, અંધારી ગુફામાં, આપણે રહીએ છીએ તે ઘરમાં, આપણે સુઇએ છીએ તે ઓરડીમાં, આપણે પ્રાર્થના કરીએ છીએ તે મંદીરમાં, અને આપણા અંતરમાં પણ સચ્ચિદાનંદ સ્વરૂપ સર્વવ્યાપી પ્રભુનો વાસ છે. એવી કોઇ પણ જગ્યા નથી કે જ્યાં અખંડાનંદ પ્રભુ ન હોય.

ઇશ્વર સર્વવ્યાપી છે એટલે એક જગ્યોએ તેનો હાથ છે, બીજે ઠેકાણે તેનો પગ છે, ત્રીજે ઠેકાણે તેનું માથું છે, ચોથે ઠેકાણે તેનું પેટ છે એમ નથી, પણ તે જ્યાં છે ત્યાં એટલે સર્વત્ર પોતાનાં સર્વરૂપે, સર્વકળા, સર્વસત્તા, અને સર્વસામર્થ્ય યુક્ત હોય છે.

વ્યાપક ઇશ્વર મોટામાં મોટો છે એટલે અનંત બ્રહ્માંડોમાં તે એકજ રૂપે ને અનેકરૂપે વ્યાપી રહ્યોછે, અને ઇશ્વર નાનામાં નાનો છે એટલે કે તે કૃપાવંત થઇને એવો નાનો બની જાયછે કે તે ભક્તનાં હૃદયમાં પણ સમાઇ જાયછે. એનું સ્વરૂપ અકળ છે, અને એનું સામર્થ્ય મનુષ્યની શક્તિની બહાર છે. માટે એમાં ખોટી શંકાઓ નહીં કરતાં દીનતાથી ને વિશ્વાસથી તે સર્વવ્યાપી પ્રભુના ચરણનું શરણ ધરી લેવું એજ કલ્યાણનો સાચો રસ્તો છે.

---

## ૨૮—આપણા અપરાધો માફ કરવાને પ્રભુ તો સદા તૈયારજ છે પણ આપણે તેની માફ માગતા નથી એ આપણીજ ખામી છે.

લુચ્ચો છોકરો જેમ બાપની સામે થઇને બાપનું ઘર તજી દે છે, તેમ આપણે પ્રભુની સામે થઇને પ્રભુના હુકમોનું અપમાન કરીને એટલે કે આપણા ધર્મની આજ્ઞાઓ તોડીને પ્રભુની કૃપામાંથી આપણી મૂર્ખાઇથીજ આપણે નીકળી જઇએ છીએ પણ બાપનું ઘર છોડી ભાગી ગએલો છોકરો જો પાછળથી પસ્તાઇને પોતાની ચાલ સુધારે અને બાપની માફ માગે, તો ભલો બાપ તેને પાછો પોતાના ઘરમાં લેયછે અને પોતાની મીલકત તેને આપેછે, તેમજ જો આપણે પણ આપણાથી થઇ ગએલાં પાપો માટે ખરા દિલથી પશ્ચાત્તાપ કરીએ, તથા એ પાપનું પ્રાયશ્ચિત કરીએ, એટલેકે તેને બદલે રૂડાં કામો કરીએ અને ભગવદ્ આશરાનું બળ રાખી દીનતાથી દયાળુ પ્રભુની માફી માગીએ તો તે સર્વ શક્તિમાન પ્રભુ આપણને પોતાના શરણમાં લેવાને અને આપણી ઉપર ખાસ વિશેષ કૃપા કરવાને સદા સર્વદા તૈયાર છે. એક પળની પણ તેની ખોટી નથી. ખોટી માત્ર આપણીજ છે. તેનાં સ્વર્ગનાં ને મોક્ષનાં બારણાં તો આપણે માટે

જ્યારે જોઈએ ત્યારે ખુલ્લાંજ છે, એટલુંજ નહીં પણ મહાત્માઓ કહેછે કે, સ્વર્ગને બારણાંજ નથી; તે તો ચાર દિશાઓ ચાર ખુણાઓ અને ઉપર તથા નીચે એમ દશે દિશાએથી સર્વને માટે ખુલ્લુંજ છે. મહાન પ્રભુની જીવો ઉપર એવી અનંત દયા છે કે ત્યાં જાતિ નથી, ત્યાં ધર્મ નથી, ત્યાં વર્ણ નથી, ત્યાં આશ્રમ નથી ત્યાં ઉંચનીચપણું નથી, ત્યાં ગરીબાઇ કે મ્હોટાઈ જોવાતી નથી, ત્યાં ગોરી કે કાળી ચામડી જોવાતી નથી, ત્યાં પંડિતાઇ કે મૂર્ખાઈ જોવાતી નથી, અને ત્યાં પ્રભુનાં સર્વદા ખુલ્લાં રહેલાં સ્વર્ગમાં લેભાગુ ગુરૂઓ કે ટીલાં ટપકાં જોવાતાં નથી. પણ ત્યાં તો ભગવદ્ આશરાનું બળ અને પ્રભુપ્રેમજ જોવાય છે. જેનામાં પ્રભુ પ્રેમ વધારે હોય, દીનતા વધારે હોય અને ભગવદ્ આશરાનું બળ વધારે હોય તે સીધી રીતે ઝપાટાબંધ સ્વર્ગમાં ને પ્રભુની હજુરમાં જઇ શકેછે, અને પ્રભુના મહાનં વૈભવો ભોગવી શકેછે. ભાઇઓ ? આ બધું ભક્તિથી અને દયાળુ પ્રભુના પવિત્ર નામથી થાયછે, માટે ખરા જીગરથી પાપની માફી માગો, બુરી ટેવો સુધારો અને રૂડા થવાની ચાહના રાખો એટલે સર્વશક્તિમાન ને કૃપાના ભંડાર પ્રભુ તમારી ઉપર અવશ્ય કૃપા કરશે અને તમને મોટા ભગત બનાવી તુરતજ પોતાના શરણમાં લઈ જશે. માટે ઓ ભુલા પડેલા ભાઇઓ અને બેહેનો ! અનંતકાળનાં અખંડ સુખો લુટવા માટે મહાન દયાળુ પ્રભુનું શરણુ ધરો, પ્રભુનું શરણુ ધરો અને ભગવદ્ આશરાનું બળ રાખતાં શીખો.

---

## ૨૯—પ્રભુની દયા તો જુઓ કે જેના વિના ચાલે નહીં તે અનાજ સસ્તું કર્યું અને મોતી મોંઘાં કર્યાં.

હીરાનો ભાવ એક એક રતીનો સેંકડો રૂપીયા, માણેકનો ભાવ હજારો રૂપીયા, મોતીનો ભાવ પણ તેવોજ. સોનાનો ભા-

વ પણ એક તોલાના ત્રેવીસ રૂપીયા, અને રૂપાનો ભાવ બહુ સસ્તો છે તોપણ એક તોલાના અગ્યાર આના. પણ પ્રભુની દયા તો જુઓ કે જેના વિના ચાલે નહીં તે ઘઉં બાજરો આજે બહુ મોંઘા છે તોપણ સવા દોઢ રૂપીએ મણ, ચોખાના ભાવ ચહડેલા હોય તોપણ બે રૂપીયે મણ. ગૌવધથી દુધ મોંઘું થએલું છે તોપણ ગામડાંઓમાં એક આને શેર અને મોટાં શેહેરોમાં બે આને શેર. જેના વિના એક દીવસ પણ ચાલે નહીં તેવું અમૂલ્ય પાણી મફત ? જેના વિના એક ઘડી પણ ચાલે નહીં તે પવન મફત ? જેના વિના કાંઇ પણ કામ થઇ શકે નહીં તે ગરમી-અગ્નિ મફત. સૂર્યનારાયણનું તેજ મફત. સમુદ્રમાં ભરતી ઓટ ન થાય તો તેનું પાણી ગંધાઇ જાય, અને તેથી આખી દુનિયાં તેની દુર્ગંધીથી દુઃખી થઇ જાય. એ અટકાવવાને માટે માણસોની પાસે શું સાધન છે ? કહો કે કઇ રીતે માણસો સમુદ્રમાં ભરતી ઓટ કરી શકે ? ભાઇઓ ! આખી દુનિયા કરતાં સમુદ્ર ત્રણ ગણો મોટો છે; તેમાં આપણે કઇ જાતના સંચાથી ભરતી ઓટ કરી શકીએ ? અને ભરતી ઓટ ન થાય તો એવડા મોટા દરીયાની દુર્ગંધીથી આપણા શું હાલ થાય એ ખ્યાલ તો કરો ? એમ ન થાય માટે દયાળુ પ્રભુએ સમુદ્રમાં ભરતી ઓટ કરનારો ચંદ્ર આપણને મફત આપ્યો એ શું તેની ઓછી દયા છે ? જેમ સોનું ત્રેવીસ રૂપીયે તોલો વેંહેચાય છે તેમ જો પાણી ત્રેવીસ રૂપીયે તોલો વેંહેચાતું હોત તો આપણા શું હાલ થાત ? જેમ પાણીદાર હીરાઓ બસો પાંચસો રૂપીયે રતી વેંહેચાય છે તેમ જો બસો પાંચસો રૂપીયે રતી હવા મળતી હોત તો આપણી હૈયાતી હોત કે ? ચાંદી જેમ અગ્યાર આને તોલો મળે છે તેમ જો ઘઉં બાજરો કે ચોખાનો ભાવ અગ્યાર આને તોલો હોત તો આપણે જીવી શકત કે ? જેમ માણેકમોતીના અતિશય મોંઘા ભાવ છે તેમ જો આપણી રસોઇ કરવાનાં છાણાં લાકડાં અને આપણાં કારખાનાં ચલાવવાના કોલસાના મોંઘા ભાવ હોત તો આપણે શું ક-

રત? અને જેમ નીલમ તથા પોખરાજની અછત છે તેમ જો આપણા ઘરો બાંધવા માટેના ઈંટ ચુનાની અછત હોત તો આપણે શું કરી શકત? આપણને જરૂરની ચીજો સસ્તી છે એ મહાન દયાળુ પ્રભુની ખાસ કૃપાનુંજ ફળ છે. ખાવાનું અનાજ સસ્તું, લુગડાં બનાવવા માટેનું રૂ સસ્તું, બાળવાના લાકડાં સસ્તાં ઘર બાંધવાનાં સાધનો સસ્તાં, ગાયો સસ્તી, ઘાસ ચારો સસ્તો, હવા પાણી ને પ્રકાશ મફત. અને હીરામોતી મોંઘાં, એ પ્રભુની દયા નહીં કે? જો આવી અગત્યની ચીજો મોંઘી કરી હોતતો આપણે કેટલી બધી મુશ્કેલીમાં આવી પડત? અને કેવા દુઃખી થઈ જાત? પણ એમ ન થયું એ દયાળુ પ્રભુનીજ બલીહારી છે.

આવી રીતે દરેક ચીજમાં પ્રભુની દયા અનુભવવાથી એની મેળે મેળેજ પ્રભુનો ઉપકાર માનવાની આપણી વૃત્તિ જાગૃત થઈ જાય છે, તેથી આપણામાં દીનતા આવતી જાય છે. અને આપણો પ્રભુપ્રેમ વધતો જાય છે. માટે આપણા હૃદયમાં ભગવદ્ આવેશ ભરવા સારૂ અનંત બ્રહ્માંડના નાથ સ્વયંપ્રકાશ અખંડાનંદ સચ્ચિદાનંદ સ્વરૂપ મહાન દયાળુ પ્રભુની દયા જેમ વધારે સમજાય તેમ કરો.

---

## ૩૦—સર્વ શકિતમાન પ્રભુ મહાનદયાળુ છે માટેજ તેણે ઇનસાફને પાછળ રાખેલો છે.

ભાઈઓ? તમે વિચાર કરો કે જો પાપીઓની ઉપર પ્રભુ તુરતજ ગુસ્સે થાય તો તેને મારી નાંખતાં પ્રભુને શું વાર લાગે તેમ છે? મહાકાળના પણ કાળ સમર્થ પ્રભુની પાસે પાપીઓને મારી નાંખવાનાં હજારો સાધન છે અને એકજ ફટકે પળ માત્રમાં તે લાખો બ્રહ્માંડોનો નાશ કરી શકે તેમ છે. તે ચાહે તો આખી દુનિયાંને એક ઘડીકમાં આગથી બાળી શકે, તે ચાહે તો જરાકવારમાં સમુદ્ર ઉછાળીને પૃથ્વીને ડુબાવી દેય, તે ચાહે તો એક ક્ષણમાં વીજળીથી સત્યાનાશ કહાડી શકે, તે ધારે તો અતિ વરસાદથી દુનિયાં ફનાં કરી દેય, તે ધારે તો ભયંકર દુ-

કાળથી લોકોને દુઃખી કરી શકે, તે ધારે તો હવા બગાડીને દુનિયાંનો નાશ કરી શકે, તે ધારે તો નવા નવા રોગો ઉત્પન્ન કરીને પાપીઓને મારી શકે, તે ધારે તો જવાળામુખી પહાડોના ફાટવાથી મુલકો ઉજડ કરી શકે, તે ધારે તો ધરતીકંપના આંચકાથી દુનિયાં હલાવી નાંખીને ઉથલપાથલ કરી શકે, અને તે ધારે તો માણસોની બુદ્ધિ ફેરવી નાંખી અંદર અંદર કાપા કાપી કરાવીને સૌનો નાશ કરી શકે. પાપીઓને શિક્ષા કરવાનાં આવી જાતના મહાનપ્રભુ પાસે હજારો રસ્તા છે. પણ પ્રભુ દયાળુ છે એટલે તે આપણને તુરતાતુરત શિક્ષા કરવા ચાહતો નથી. માટેજ તે આપણને બચાવી લેય છે. અને તેથીજ તેણે ઈનસાફને પાછળ રાખેલો છે. એવી ઇચ્છાથી કે હજી પણ વખત છતાં માણસો સુધરે અને પોતાના આત્માના કલ્યાણના રસ્તામાં તથા અનંતકાળનાં અખંડ સુખના ધામમાં આવે, પણ આપણે પામર જીવો એવા અભાગીયા છીએ કે સમર્થ પ્રભુની અનંત દયાને આપણે સમજી શકતા નથી અને એ દયાનો લાભ લેવા માટે જે આ રૂડો વખત મળેલો છે, રૂડો ધરમ મળેલો છે, રૂડા દેશમાં જન્મ મળેલો છે, ભલાં માબાપને પેટે અવતાર મળેલો છે, રૂડાં રાજ્યથી ધર્મનું છુટાપણું મળેલું છે, ઉત્તમ ગુરૂઓ મળેલા છે, અને આજુબાજુનાં સારાં સાધનો તથા નિરોગી શરીરને લાંબી જીંદગી મળેલી છે. એ બધી દયાળુ પ્રભુની અખુટ દયાજ છે, પણ અફસોસ કે પ્રભુની એટલી બધી દયા છતાં પણ આપણે અપરાધી જીવો તેનો જેવો જોઈએ તેવો લાભ લઇ શકતા નથી ને ઉલટો એ દયાનો માઠો ઉપયોગ કરી રોજ રોજ વધારે પાપમાંજ ફસાતા જઇએ છીએ. પણ ભાઇઓ ! યાદ રાખજો કે પ્રભુને ત્યાં કાંઇ પોપાંબાઇનું રાંજ નથી; તે તો આપણો અને આપણા જેવા અગણિત જીવોનો એક પલમાં નાશ કરી શકે તેમ છે પણ હજી પણ આપણે સુધરશું એવી આશાથીજ પ્રભુ પોતાની દયાને લીધે આપણને બચાવે છે. પણ જો આપણે છેવટ સુધી પણ નહીંજ

સુધરીએ તો પછી યાદ રાખજો કે જેમ તેની દયા અખુટ છે તેમજ તેની શિક્ષા પણ ભયંકર છે. અને ઇનસાફનો દીવસ પણ કાંઇ દૂર નથી. માટે ભાઇઓ ! ચેતો, ચેતો અને જેમ બને તેમ કોઇ પણ રસ્તેથી પ્રભુના શરણમાં આવો. પ્રભુના શરણમાં આવો. પ્રભુના શરણ વિના પાપોની ભયંકર શિક્ષામાંથી બચવાનો બીજો કોઇ પણ ઉપાય નથી માટે જેમ બને તેમ આપણા આચાર વિચાર સુધરે, આપણી રેહેણી કરણી સુધરે, અને આપણું અંતઃકરણ પ્રભુમય થાય તેમ કરો.

પદ.

જોર છે જોર છે જોર છે રે,
માથે જમના કિંકરનું જોર છે. (ટેક.)
આવશે અચાનક વાર નહીં લાગે,
એ તો કાળ સ્વરૂપી ચોર છેરે. માથે૦ ૧
સત્સંગ ન કરે ને મન માંહી ન ડરે,
એને સદાય અંધારૂં ઘોર છેરે. માથે૦ ૨
ખાતાં ને પીતાં સીતારામને ન ભજે,
એ તો નરને નારી બેય ઢોર છેરે. માથે૦ ૩
કહે સખી રામદાસ કોઇ ઓધર્યા,
જેને સંત પુરૂષની કોર છે રે. માથે૦ ૪

---

## ૩૧–મુંગો ગોળ ખાય તેનો સ્વાદ કેમ કહી શકે ?

મુંગો માણસ ગોળ ખાય ત્યારે તે તેને મીઠો લાગે અને ફરી ફરી ખાવાની ઇચ્છા થાય પણ તેનો સ્વાદ તે બીજાઓને કેમ કહી શકે ? કારણ કે તે પોતેજ મુંગો હોય છે. તેમજ જેઓને પ્રભુના નામની લેહ લાગી છે, જેઓએ ધર્મને અર્થે પોતાની જીંદગી અર્પણ કરેલી છે, અને જેઓ પ્રભુમય થઇ ગએલા છે તેવા અનન્ય ભકતો પણ મુંગા જેવાજ છે. એ ઇશ્વરી આનંદ તેઓના હૃદયમાં એવો જામી ગએલો હોય છે કે બસ તેમાંજ તદાકાર થઇને તેઓ મસ્ત પડ્યા રહે છે. તેઓની ઘણીએ ઇચ્છા થાય છે આ મહાસ્વાદ અમે બીજાઓને સમજાવીએ

પણ તેઓ પૂરેપુરી રીતે સમજાવી શકતા નથી. કારણ કે ભક્તિ નાં સુખડાંને ભગવદ્ આવેશના અલૌકિક લ્હાવા કાંઇ શબ્દો-થી કહી શકાય તેમ નથી. માણુસોની ભાષા ઇશ્વરી આનંદનું વર્ણન કરવામાં અપૂર્ણજ છે. એટલે પ્રભુપ્રેમથી ને આશરાનાં બળથી અંતરમાં જે સુખ મળે છે તે કહી બતાવવાની બાબત-માં માણુસો મુંગાજ છે, કારણ કે ત્યાં વેદની વાણી પણ પંહો-ચી શકતી નથી, ત્યારે આપણી અધુરી ભાંષાની તો વાતજ કયાં રહી ? મુંગો જેમ પોતે ખાધેલા ગોળના સ્વાદની વાત ઇસાર-તથી ને હાવભાવથી સમજાવે છે અને તેમાંથી જેમ ચતુર મા-ણુસો ચેતી જાય છે, તેમ અલૌકીક ઇશ્વરી આનંદની બાબતમાં પણ સમજવાનું છે. ભકતોના હૃદયના મસ્ત ઉભરા, તેઓના ચે-હેરાની શાંતિ, તેઓના આત્માની સ્થિરતા, આપણુને મોટા લા-ગંતા દુનિયાદારીના પદાર્થો ઉપરનો તેઓનો અભાવ, સુખ દુઃખ-માં તેઓની સમતા, માનઅપમાનમાં તેઓની ધીરજ, પ્રભુના પવિત્ર નામની તેઓને લાગી ગએલી તાળી, અને મરતી વખ-તની તેઓની શાંતિ એ બધાં ઉપરથી ઇશ્વરી આનંદનો આપ-ણે ખ્યાલ કરવો જોઇએ; કારણ કે એ શબ્દોથી કહી શકાય તે-વી બાબત નથી. માટે ભાઇઓ ! એવો મહા આનંદ–આનંદોનો આનંદ લુટવો હોય તો જેમ બને તેમ પ્રભુપ્રેમ વધે એમ કરો. કારણ કે એ આનંદ કાંઇ વાણીથી કહ્યો જાય તેમ નથી પણ એતો અનુભવથીજ જાણી શકાય તેવો છે. માટે એ અલ-ભ્ય લાભ લેવા સારૂ–એ ઇશ્વરી આનંદ ભોગવવા સારૂ ભક્ત બ-નવાની કોશીશ. કરો.

પદ.

બોલમાં બોલમાં બોલમાંરે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં. ટેક.
સાકર શેરડીનો સ્વાદ તજીને,
કડવો લીંમડો ઘોળમાંરે. રાધા. ૧

હીરા માણેકની ખાણુ તજીને,
કાચ કથીરીશે તોળમાંરે. રાધા. ૨
ચાંદા સુરજનું તેજ તજીને,
આગીયા સંગાથે પ્રીત જોડમાંરે. રાધા. ૩
ગંગા જમનાનું જળ મૂકીને,
ખાબોચીયાને ખોળમાંરે. રાધા. ૪
આંબા વૃક્ષની છાંય મેલીને,
થોરનું ઠુંબડું ઠોલમાંરે. રાધા. ૫
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
અમૃત ઢોળીને વિખ ઘોળમાંરે. રાધા. ૬

---

## ૩૨—હીરાની કીમત તો ઝવેરીજ સમજે તેમજ પ્રભુનાં પવિત્ર નામની કીમત પણ ભગતોજ સમજે છે.

એક માણુસ કોઇ સાધુ પાસે ગયો અને તેને કહ્યું કે મહારાજ મને ગુરૂ મંત્ર આપો, ત્યારે તે સાધુએ વિચાર કર્યો કે આ માણુસ અધિકારી છે કે નહીં એ પ્રથમ તપાસવું જોઇએ. કારણ કે અધિકાર વિના સારી ચીજનો પણ માઠો ઉપયોગ થઇ જાય છે. માટે પ્રથમ શિષ્યની લાયકાત તપાસવી જોઇએ. તેથી ગુરૂએ કહ્યુ કે, બચ્ચા, ગુરૂમંત્રના એક હજાર રૂપીયા પડશે.

તે માણુસે કહ્યું કે, મહારાજ એક મંત્રના એટલા બધા રૂપીયા ! કાંઇક ઓછું કરોનો ઠીક; સો રૂપીયા આપીશ.

ગુરૂએ કહ્યું કે નહીં બેટા, હજાર રૂપીયામાં એક દમડી પણુ ઓછી નહી. તારી મરજી હોય તો આવ.

હજાર રૂપીયા કહાડતાં તે માણુસને વશમું તો બહુ લાગ્યું, પણ દોઢીયાંવાળો હતો ને ગુરૂમંત્ર જાણુવાની ઇચ્છા બહુ હતી

તેથી તે ગામડીયો હજાર રૂપીયાની થેલી ઉપાડી લાવ્યો ને ગુરૂના પગ પાસે મૂકી. ત્યારે ગુરૂએ તેના કાનમાં કહ્યું કે બેટા, રામ રામ બોલ્યા કર. ત્યારે તે શિષ્યએ કહ્યું કે, એમાં તમે નવું શું કહ્યું ? એતો હું પણ જાણું છું. ગુરૂએ કહ્યું કે, બેટા, પ્રભુના નામ શિવાય બીજો કોઇ મંત્ર હું જાણુતો નથી ને પ્રભુના નામ શિવાય બીજો કોઇ મંત્ર છે પણ નહીં. ગમે તે દેશમાં ને ગમે તે ધર્મમાં જઇશ પણ ત્યાં પણ પ્રભુના પવિત્ર નામ શિવાય બીજો કોઈ મંત્ર તને મળવાનો નથી. જગતમાં સાચો મંત્ર તે પ્રભુનું નામ છે. ગુરૂની આ સાચી વાત પણ એ વખતે કાંઈ તે શિષ્યને ગળે ઉતરી નહીં, તેને તો એમજ લાગ્યું કે મ્હારા હજાર રૂપીયા મહારાજ ઠગી ગયા.

એ શિષ્યની ભૂલ બતાવવા તથા તેના મનનું સમાધાન કરવા માટે ગુરૂએ તેના હાથમાં એક કીંમતી હીરો આપ્યો, અને કહ્યું કે બેટા, કુલગલીમાં ખારવણો શાકભાજી વ્હેંચવા બેસે છે ત્યાં જા, તેને આ ચીજ બતાવજે ને સો રૂપીયા કીંમત માગજે, સો રૂપીયા મળે તો આપજે નહીં તો પાછો લાવજે.

શિષ્ય તે હીરો લઇને શાકભાજીની ટોપલીઓ લઇને ખારવણો બેઠી હતી તેની પાસે ગયો, ને કહ્યું કે આ લખોટી મારે વેચવી છે તમને કોઇને જોઇએ છે ? ત્યારે બે ચાર ખારવણોએ તેને જોઇને કહ્યું કે, પાણુકો છેતો મજેનો, પણ આપણે તેને લઇને કાઉં કરીએ ? ત્યારે એક ખારવણે કહ્યું કે લાવ લાવ, મારા ખુંટીયાની ડોકે બાંધીશ. એમ કહીને તે ખારવણ એ હીરાને જોવા લાગી. જોઇને કહ્યું કે આ પાણુકામાં કાણું કયાં છે? ખુંટીયાની ડોકે બંધાય એમતો નથી. આતો મારી નાનકીને રમવા થશે. બોલ એનું કાઉં લેશે? પેલા માણસે કહ્યું કે એના સો રૂપીયા. એ સાંભળીને બે ચાર ખારવણો તેના મ્હોડાં સામું જોઇ રહી ને બે ચાર જણી હસીપડી. તેઓને લાગ્યું કે આ દીવાનો છે કે શું? એક પાણુાની લખોટીના સો રૂપીયા શેના માગેછે ? એ પછે તેમાંથી એક બાઇએ કહ્યું કે જા, જા, ચાલ્યો જા, ચાલ્યો જા,

નહીં તો પાઘડી ઉડી જશે. ધુતારો કયાંઇનો આવ્યો છે તે ? લખોટીના સો રૂપીયા ? કાંઇ લુટબુટ પડી છે શું ? ત્યારે બીજી એક બાઇએ કહ્યું કે, તારી મરજી હોય તો એ લખોટીની ચાર જુડી ભાજી આપું. ત્રીજી બોલી કે બે રીંગણાં આપું. ચોથી બોલી કે ચાર ગાજર આપું. ત્યારે પાંચમી બોલી કે, ચાર ગાજર જેટલો એમાં માલ કયાં છે ? છઠીએ કહ્યું કે એને તો સો રૂપીયા લેવા છે. જા જા ભાઇ જા, તારી ભાંગબાંગ ઉતરે ત્યારે આવજે ને જોઇએ તો એ લખોટીનાં મારી પાસેથી ચાર રીંગણાં લઇ જજે.

શિષ્ય પાછો ગુરૂ પાસે ગયો ને કહ્યું કે, મહારાજ ! આ લખોટીની તો બેચાર જુડી ભાજી મળે છે. મેં સો રૂપીયા કહ્યા ત્યારે ઉલટી મારી મશ્કરી થઇ, ને તે કહેવા લાગીયું કે પીટયો ભાંગ બાંગ પીને આવ્યો છે.

મહારાજે કહ્યું કે હવે ચણા કુરમરાવાળાની દુકાને લઇ જા, ને સો રૂપીયા માગજે. ચણા કુરમુરાવાળાએ કહ્યું કે, મરમરા જોઇએ તો એક પાલી, પહુવા જોઇએ તો એક શેર, ને દાળીયા જોઇએ તો બશેર લઇજા, ને લખોટી આપી જા. છે જરાક ચકચકીત, એટલે જો કોઇ સારૂં ઘરાક આવી જશે તો અમને એમાંથી આનો બે આના મળશે.

શિષ્યે આવીને ગુરૂને કહ્યુ કે મહારાજ, બે ત્રણ ચણા કુરમરાવાળાએતો એ લખોટી રાખવાની ના પાડી, પણ એક ભલો દુકાનવાળો મળ્યો, તેણે કહ્યું કે જોઇએ તો લખોટી મૂકી જા ને પાલી કુરમુરા લઇ જા, એથી વધારે નહીં મળે.

મહારાજે કહ્યુ કે, હવે એ લખોટી લઇને ઝવેરી બજારમાં જા. ત્યાં બે ચાર જણને તે દેખાડજે, ને છેવટે જે મળે તે લઇને ચાલ્યો આવજે.

શિષ્યે કહ્યું કે, મહારાજ ! કાં મફતના ધક્કા પાડો ? ઝવેરી વળી શું આપી દેવાના છે ? બે ચાર ઠેકાણે રખડવાથી હવે આશરો તો આવી ગયો છે કે બે ચાર આનાનો માલ છે.

ગુરૂએ કહ્યું, બચ્ચા જોતો ખરો, એક વખત જઇતો આવ.

શિષ્ય ઝવેરી બજારમાં ગયો. એક હુશીઆર ઝવેરી મળી ગયો, તેણે એ હીરો જોયો, જોઇને પરીક્ષા કરી ને કહ્યુ કે એની કીંમત દસ હજાર રૂપીયા. જો એ વ્હેંચવો હોય તો હમણાં દસ હજાર રોકડા મારી પાસેથી લઇજા. વ્હેંચવાની ઉતાવળ હોયતો દસહજાર, બાકી ધીરજ રાખીને લાગ આવ્યે વ્હેંચવો હોય તો વીસ હજાર પણ મળે ને વખતે લાખ પણ મળે. એતો જેવો ઘરાક. શિષ્ય એ સાંભળીને અજબ થયો અને દસ હજાર રૂપીયા લઇ ગુરૂ પાસે આવ્યો.

ગુરૂએ કહ્યું, જોયું બેટા ? એનો એ હીરો ! એનીજ કીંમત આર જુડી ભાજી પણ થઇ, એનીજ કીંમત, પાલી કુરમુરા પણ થઈ, ને એનીજ કીંમત દસહજાર રૂપીયા પણ થયા. એવીજ રીતે મહાન પ્રભુનાં પવિત્ર નામને માટે પણ સમજવાનું છે. જેમ ઝવેરી હીરાની કીંમત સમજે છે તેમજ ખરા ભગતોજ પ્રભુના નામની અલૌકીક કીંમત સમજી શકે છે. શાકભાજી વાળા જેવા ને ચણા કુરમુરાવાળા જેવા માયાવાદીઓ કાંઇ પ્રભુનાં નામસ્મર્ણરૂપી કૌસ્તુભ મણિની કીંમત સમજી શકે નહિ. માટે બેટા, આજથી યાદ રાખજે કે, પ્રભુરૂપી હીરો મેળવવા સારૂ આખી દુનિયાં કુરબાન કરી હોય અને આખી જીંદગી અર્પણ કરી હોય તોપણ તેમાં કાંઈ મોટી વાત નથી.

બેટા, સર્વ શક્તિમાન પ્રભુનાં પવિત્ર નામ ઉપર શ્રદ્ધાથી ને પ્રેમથી તું કાંઇ દાન ધરમ કરી શકે છે કે નહીં, એ જાણવા માટે મેં તારી પાસે રૂપીયા માગ્યા હતા. મને કાંઇ તારા રૂપીયાની જરૂર નથી, અહીંતો ઇશ્વર કૃપાછે. માટે તારા રૂપીયા તું પાછા લઇજા. અને પ્રભુનાં નામને ભૂલીશ માં.

શિષ્યે કહ્યું, ગુરૂમહારાજ, હરિ હીરાને ઓળખ્યા છતાં પણ જો હું શાકભાજીવાળી ખારવણો જેવો બની રહું, તો પછે મારા કરતાં નીચ બીજો કોણ ? માટે હવે તો એ રૂપીયા મારા દુઃખી ભાઇ બેહેનોનાં કલ્યાણમાં—ભગવત્ સેવામાંજ આપ ખરચજો.

હવે એ રૂપીયા પાછા લઇને હું રાજી થઇ શકું નહી. હવે તો બીજા વધારે રૂપીયા પ્રભુનાં મહાન નામ ઉપર ખરચીશ ત્યારેજ મારા મનને આનંદ થશે, અને ત્યારેજ મારા આત્માને સંતોષ થશે. પ્રભુ ! અમોને આવી સદ્બુદ્ધિ આપો.

---

## ૩૩–લોભીયાઓના કેવા બુરા હાલ થાય છે તે વિષે.

એક શ્રીમંત હતો તેની પાસે કરોડો રૂપીયાની દોલત હતી પણ તે અતિશય લોભીયો હતો. એવડી મોટી દોલત છતાં પણ તે કોઇ દીવસ કાંઇ સુખ ભોગવતો નહોતો કે કોઇને દમડી દેતો નહોતો; ચમડી તુટે તે કબુલ, પણ દમડી ન છુટે એવા સ્વભાવનો તે હતો. તેણે પોતાના ઘરમાં પાંચ સાત આડા અવળા ઓરડાઓની વચે એક ઓરડો બંધાવ્યો અને તેમાં એક મોટી તીજોરી મુકાવી. એ તીજોરીમાં માણસો સુઇ બેસી શકે એવી તે મોટી હતી, એટલુંજ નહીં પણ તે તીજોરીમાં એવી યુક્તી હતી કે, બારણું બંધ કરે એટલે એની મેળે અંદરથી કળ બંધ થઇ જાય. એ પછે તીજોરી ખોલવી હોય તો બહારની બાજુએ ચાવી લગાડવાથી ઉઘડે, પણ અંદરથી ઉઘડે નહીં, એવી તેમાં ગોઠવણ હતી.

એ લોભીયા કરોડપતિનું કામ એજ હતું કે, આખો દીવસ તીજોરીવાળા ઓરડામાં ભરાઇ બેસવું, અને તીજોરી ખોલી તેમાંની નોટોનાં બંડલોના થોકડા ગણ્યા કરવા, તથા તેને અહીંથી અહીં, અને અહીંથી અહીં મૂકયા કરવા. તેના મનમાં હમેશાં એવી અધીરત રહે કે આમાંથી કોઇ લઇ ગયું હશે તો ? તેથી તે કોઈ દીવસ રોકડા રૂપીયા ગણ્યા કરે, કોઇ દીવસ મોતી ગણ્યા કરે, કોઇ દીવસ સોના મોહોરો ગણ્યા કરે, કોઈ દીવસ શેરનાને નોટોનાં સરકારી કાગળીયાંઓ તપાસ્યા કરે, અને કોઇ દીવસ એ બધાંને તીજોરીનાં જુદાં જુદાં ખાનામાં જુદી જુદી રીતે ભર્યા કરે. જેમ નાનાં બાળકો લ-

ખોટી સાથે અને કોડીયો સાથે રમ્યા કરે તેમ તે લોભીયો પોતાની સોના મોહોરો સાથે રમ્યા કરતો, એટલુંજ નહીં પણ જેમ ગામડાંની નાની છોકરીઓને રમવાના કાંકરાઓ તેઓની રમત શિવાય બીજા કાંઇ કામમાં આવતા નથી તેમ એ લોભીયાની નોટોના ચોડાઓ અને સોના મોહોરોની થેલીઓ પણ તેને માત્ર જોયા કરવા શિવાય તેના કાંઇકામમાં આવતી નહોતી. એટલે લોભીયાનું એ ધન કાંકરા જેવુંજ હતું. કારણ કે તે તેના અથવા બીજા કોઈના ઉપયોગમાં આવતું નહોતું.

લોભીયાઓમાં એ એક ખાસ લક્ષણ હોય છે કે તેઓ પોતાનું ધન બીજાઓને દેખાડવા ચાહતા નથી. જેમ બને તેમ તેઓ બીજાઓની નજર આગળથી પોતાનાં ધનને છુપાવે છે. એક વખત તે લોભીયો પોતાની તીજોરીમાં બેઠો બેઠો નાણાની ઉથલ પાથલ કરતો હતો એટલામાં નોકરની ભૂલથી કોઇ માણસ તે ઓરડામાં આવી ચહડયો. તે લોભીયાએ જોયું કે આ માણસ મારૂં ધન જોઇ જશે, તેથી તીજોરીમાં બેઠે બેઠે ઝટપટ તેણે અંદરથી બારણું બંધ કરી દીધું. એ વખતે તેને એમ ધ્યાન ન રહ્યું કે ચાવી તો મ્હારી પાસે છે ને હવે બારણું કેમ ઉઘડશે? એ પછી થોડીવારે તે બારણું ખોલવા લાગ્યો, પણ ઉઘડે કયાંથી? ઘણી બુમો પાડે, પણ એવી મોટી તીજોરીમાંથી અવાજ બહાર પહોંચી કેમ શકે? અને તેના ખાનગી ઓરડામાં તેના હુકમ વિના જઇ કોણ શકે? અંતે સાંઝ પડી, રાત પડી, અને સવાર પડયું પણ તીજોરીનું બારણું ઉઘડે કયાંથી? નોકરો આમ તેમ દોડયા કરે અને પુછ પરછ કરે કે શેઠ કયાં ગયા? પણ શેઠનો પતો ન મળે. રોજ રોજ તીજોરીવાળા ઓરડામાંજ રહેતા અને તેજુરીમાં બેસતાં, એટલે એવો શક કયાંથી આવે કે શેઠ તેજુરીમાંજ પુરાઇ ગયા હશે? પાંચ સાત દહાડા થઇ ગયા પણ કયાંઇ શેઠનો પતો ન મળે. કોઇ કહે કે શેઠ અરધા ચક્રમ જેવા તો પેહેલાંથીજ હતા, એના જીવનું ઠેકાણું કયાં હતું? આખો દીવસ ધન ધન કરતે કરતે ડાગળી ચસકી ગઈ

હશે તેથી કયાંઇ ભાગી ગયા હશે. કોઇએ કહ્યું કે શેઠ કોઇને દોઢીયું પરખાવતા નહોતા માટે કોઇક ઉસ્તાદ તેને મળીગયો હશે, હમણાં કયાંક તેને પુરી મૂકયા હશે. નાણાં આપશે ત્યારે છુટશે. આવી રીતે સૌ જુદી જુદી અટકળ કરવા લાગ્યા, પણ કયાંઇ શેઠનો પતો મળે નહીં.

અંતે ઘણા દહાડા પછે તેનાં સગાં વ્હાલાં તથા વડીલોએ મળી તીજોરી ઉઘડાવી ત્યારે તેમાંથી તે લોભીયાની લાસ નીકળી. ભુખે તરસ્યે અને હવા અજવાળાં વિનાં તરફડી તરફડીને તે બીચારો તીજોરીમાંજ મરી ગયો. મરતી વખત તેના હાથમાં નોટનાં પડીકાં રહી ગયાં હતાં, તોપણ પ્રભુની હજુરમાં તો તે ખાલી હાથે ગયો હતો. એટલુંજ નહીં પણ અહીં પણ પોતાના લોભને લીધે તે સુખનો દમ લઇ શકતો નહોતો. ધન કેમ સાચવવું એ ફીકરમાંજ તેની દરેક પળ જતી હતી. અને તેમ છતાં પણ લોભને લીધે અંતે તેના આવા બુરા હાલ થયા હતા. માટે ભાઇઓ, જો પ્રભુએ આપ્યું હોયતો પ્રભુને અર્થે, આપણા ગરીબડા દેશને અર્થે, અને આપણા દુખીઆરા ભાઇબંધોને અર્થે ખરચતાં હાથ ખેંચશોમાં. નહીંતો પાછળથી પસ્તાવું પડશે. કારણ કે ધન કોઇની સાથે ગયું નથી અને કોઇની સાથે જવાનું નથી, માટે ખોટો લોભ ન થાય—નરકમાં જવું પડે એવો લોભ ન થાય એ સંભાળજો.

---

## ૩૪—પાપ વિષે.

એક શિષ્યએ પોતાના ગુરૂને પુછયું કે, મહારાજ, પાપ એટલે શું? ગુરૂએ કહ્યું કે ભગવાનની આજ્ઞા તોડવી તેનું નામ પાપ. ન કરવાં ઘટે તેવાં કામો કે વિચારો કરવા તેનું નામ પાપ, શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે આપણે જે કરવું જોઇએ તે ન કરીએ તેનું નામ પાપ, અને ટુંકામાં અનંત બ્રહ્માંડના નાથની સામે થવું તેનું નામ પાપ છે.

પાપ એ એવી બુરી વસ્તુ છે કે જેણે શ્રીભગવાનની હજુરમાં રહેલા પવિત્ર પરોળીયાઓને પણ છેક નીચે રાક્ષસી યોનિમાં ઉતારી પાડયા હતા.

પોતાના દુશ્મનને અગ્નિના તણખાને અને પાપને કોઇએ પણ નાનું સમજવું નહીં. તેથી તો સદાય ડરતું રહેવું.

કોઈ પણ છોકરો જ્યારે પોતાના બાપનું અપમાન કરે છે ત્યારે તે બાપને બહુજ માઠું લાગે છે, તેમજ આપણે જ્યારે પાપ કર્મ કરીએ છીએ ત્યારે આપણા પિતા પરમેશ્વરને આપણે માટે બહુજ દિલગીરી થાય છે. માટે હરિજનોએ સદાય પાપથી દૂર રહેતાં શીખવું જોઇએ.

સીંહનું બચ્ચું જ્યારે નાનું હોય ત્યારે તેને વશ કરી શકાય છે પણ મોટું થઇ ગયા પછી તેને કાબુમાં રાખી શકાતું નથી. તેમજ પાપને પણ શરૂઆતમાંથીજ અટકાવવાં જોઇએ, વ્યસન રૂપે થઇ ગયા પછે તે જલદીથી છુટી શકતાં નથી.

જે આંગળી પર સાપ કરડયો હોય તેને જો તરત કાપી નાંખવામાં આવે તો બચી જવાય છે પણ જો વાર લાગે તો આખા શરીરમાં તેનું ઝેહેર ચ્હડી જાયછે ને થોડીવારમાં મરણ થાયછે. તેમજ પાપ પણ જેવું અંતરમાં આવ્યું કે તુરતજ તેને અટકાવીએતો અટકાવી શકાય છે, પણ વ્યસનરૂપે થઈ ગયા પછે તો તે નરકમાંજ લઇ જાય છે. માટે હજુ પણ વખત હાથમાં છે તાં ચેતજો.

નાના છોડને માત્ર આંગળીથી ઉખેડીએ તોપણ તે જમીન માંથી મૂળ સહીત ઉખડી જાય છે, પણ તેનું મોટું ઝાડ થવા દઇએતો પછે તેને હાથી પણ ઉખેડી શકતો નથી. તેમજ યાદ રાખજો કે શરૂઆતમાંજ પાપ અટકી શકે છે પણ વધી ગયા પછે સહેલાઇથી રોકી શકાતાં નથી.

હળાહળ ઝેહેર ખાઇને કાંઈ જીવી શકાય નહીં તેમજ પાપ કરીને કોઇ પણ સુખી થઈ શકે નહીં.

કસાએલું ખાય તેને સારૂં ખાધેલું પણ ઓકી નાંખવું પડે

છે તેમ જે અધર્મથી ધન મેળવે છે તેનું નીતિથી કમાએલું ધન પણ જતું રહે છે.

કસાઇનો જાડો બકરો જેમ જલદીથી કપાઈ જાય છે તેમ બુરાં કામ કરીને ધનવાન થતો જીવડો પણ કોઇક દીવસ તે ગરીબ બીચારા બકરાની પેઠે માર્યો જવાનો છે, એવું જાણીને સૌ હરિજનોએ સદાય પાપથી દૂર રહેવું જોઇએ.

તુંબડાં ને ગમે એટલું પાણીમાં દાબીએ પણ તે લાગ મળે ત્યારે ઉપર આવ્યા વિના રહે નહીં તેમ પાપને ગમે એટલાં છુપાવીએ તો પણ તે વખત આવ્યે ઝાહેર થયા વિના રહેવાનાં નથી.

કોઈ પણ વસ્તુને ઉંચેથી નીચે ફગાવી દેવી સેહેલ છે પણ નીચેથી તેને ઉપર લઇ જવી એ મુશ્કેલ છે, તેમજ પાપ કરવું સેહેલ છે પણ ધરમ કરવું એજ મુશ્કેલ છે. માટેજ હરિની હજુરમાં ધર્મીઓની કીંમત બહુ મોટી છે. અને તેનું ઇનામ પણ મોટું છે. માટે ભાઇઓ, એ મોટું ઇનામ–મોક્ષ ધામનાં અનંત કાળનાં સુખડાંનું ઇનામ જો જોતું હોય તો પાપ છોડીને પવિત્ર પ્રભુના શરણમાં જાઓ, પ્રભુના શરણમાં જાઓ.

---

## ૩૫–બાપની સાથે મુસાફરી કરનાર છોકરાને કાંઇ ભાતાંની ફીકર હોય નહીં, તેમજ અંતરમાં દ્દઢ ભગવદ્ આશરો રાખનાર હરિજનને પણ કાંઇ પોતાને માટે ફીકર રાખવાની હોય નહીં.

જે નાનાં છોકરાંઓ પોતાના બાપની સાથે મુસાફરી કરતાં હોય તેઓને પોતાના ભાતાંની ફીકર શા માટે કરવી પડે? તેઓને માટે જરૂરની તજવીજો તેનો બાપ ખાસ અગાઉથીજ કરી મૂકે છે. શું તમે તમારા બાપની સાથે કોઇ દીવસ ક્યાંઇ બહાર ગા-

મ ગયા નથી? ઘણીએ વખત ગયા હશો. પણ કોઇ વખત તમારા બાપે તમને જાણી જોઇને ભુખે માર્યા છે કે? નહીંજ. જ્યારે આપણો બાપ મનુષ્ય છતાં પણ આપણે માટે એટલી બધી તજવીજ રાખેછે ત્યારે સમર્થ પિતા પ્રભુની સાથે જો આપણે મુસાફરી કરીએ તો આપણી કેટલી બધી સગવડતા સચવાશે એ વિચાર તો કરો. પ્રભુની સાથે મુસાફરી કરવી એટલે પ્રભુને હૃદયમાં રાખવો, પ્રભુનો દૃઢ આશરો રાખવો અને ભગવદ્ અર્પણ કરીને દુનિયાદારીના દરેક કામો કરવાં એનું નામ પ્રભુની સાથે મુસાફરી કરવી છે. બાપની સાથે મુસાફરી કરનાર છોકરાંને જેમ ભાતાંની ફીકર હોય નહી, તેમ એવી રીતે પ્રભુની સાથે રાખી—પ્રભુને અંતરમાં રાખી ચાલનાર ભાગ્યશાળી ભગતને પણ ફીકર હોતી નથી. પ્રભુ પોતે તેની ફીકર કરેછે. પ્રભુ પોતે તેનો રખેવાળ છે. પ્રભુ પાલનકર્તા છે. એટલે હરિજનોને પોતાને ફીકર કરવાનું કાંઇ કારણ નથી.

( ઇંદ્રવિજય છંદ. )

જા દિન તેં ગર્ભવાસ તજ્યો નર, આઇકે અહાર કીયો તબહીકો,
ખાતહી ખાત ભયે ઇતને દીન, જાનત નાંહી ન ભુખ્યો કહીકો;
દોરત ધાવત પેટ દિખાવત, તું શઠ કીટ સદા અન્નહીકો,
સુંદર ક્યું વિશ્વાસ ન રાખત, સો પ્રભુ વિશ્વ ભરૈ સબહીકો.

( સ્વર્ગનું વિમાન દાખલો ૩૧૫ )

---

## ૩૬—પ્રભુ ઉપરનો વિશ્વાસ.

ઈશ્વર પાલનકર્તા છે, અને ઇશ્વર સર્વવ્યાપી છે એમ સમજવાથી ઇશ્વર ઉપરનો આપણો વિશ્વાસ વધે છે; અને યાદ રાખજો કે વિશ્વાસ એજ ધર્મનું જીવન છે, વિશ્વાસ એજ જીંદગીનું તત્ત્વ છે, વિશ્વાસ એજ સ્વર્ગની ચાવી છે, અને પ્રભુ ઉપરનો વિશ્વાસ એજ મોક્ષનો રસ્તો છે. અકળ પ્રભુની જો કોઇ પણ રીતે કળ મળતી હોય તો તે વિશ્વાસથીજ મળે છે. જે પ્રભુને મન વાણી કે બુદ્ધિ પહોંચી શકતાં નથી તે મહાન પ્રભુને

વિશ્વાસથી પકડી શકાય છે. જે વ્યાપક પ્રભુ અનંત જગતમાં પણ સમાતો નથી તે મહાન પ્રભુ વિશ્વાસથી ભક્તનાં હૃદયમાં સમાઇ જાય છે. અને અનંત બ્રહ્માંડનો નાથ મહાન પ્રભુ કે જે ઋષી મુનિયોથી ને દેવ દાનવથી પણ જાણ્યો જતો નથી તે અખંડાનંદ પ્રભુને વિશ્વાસની દોરીથી બાંધી શકાય છે. વિશ્વાસ એવી અલૌકિક બાબત છે માટે પ્રભુ ઉપરના વિશ્વાસને–પ્રભુ પ્રેમને આપણા જીવનનું તત્ત્વ બનાવો.

ભાઇઓ ! જે ઝાડની ઓથે બેસે છે તેને પણ છાંયો મળે છે, ત્યારે ઇશ્વરને આશરે રહેવાથી–દૃઢ ભગવદ્ આશરો રાખવાથી કેટલુ બધું મળી શકશે એ વિચારતો કરો ? ઝાડતો જડ છે પણ તેમ છતાં તેની ઓથે બેસવાથી શીતળ પવન ને શાંતિદાયક છાંયડો મળે છે ત્યારે અખિલ બ્રહ્માંડના નાથ દયાળુ પ્રભુને આશરે રહેવાથી કેટલું બધું અલૌકિક સુખ મળશે એ વિચારો તો ખરા ? એ અલૌકિક સુખની કીંમત તો હરિજનોજ સમજી શકે છે.

કોઇ સારા માણસને આશરે રહ્યા હોય તો તે પણ પોતાની યથાશક્તિ મદદ કરી છુટે છે, ત્યારે સર્વ શક્તિમાન ઇશ્વર કે જે રૂડામાં રૂડો, ભલામાં ભલો, મોટામાં મોટો, દયાળુમાં દયાળુ અને હરિજનોની પાછળ પાછળ ફરનારો છે તે કૃપાના સાગર વિશ્વંભરનાથને શરણે જવાથી કેટલો બધો આનંદ મળશે, કેટલી બધી શાંતિ મળશે, અને કેટલીબધી જીંદગીની સાર્થકતા થઇ જશે એ વિચારી તો જુઓ !

---

## ૩૭–બધાંવિના ચાલશે પણ વિશ્વાસવિના ચાલવાનું નથી.

જે વ્હાણને લંગર નાંખેલું હોય છે તેને બહુ હલક ડોલક થવું પડતું નથી તેમજ જે માણસો ભગવાનમાં દૃઢ આશરો રાખે છે, તેને પણ આ સુખ દુઃખથી ભરેલા સંસારમાં બહુ હે-

શાન થવું પડતું નથી. લંગર વિનાનું વ્હાણુ જેમ ઘડીકમાં આગળ અને ઘડીકમાં પાછળ પડી જાય છે તથા ઉંચે નીચે પછડાયા કરે છે, તેમ જે પ્રભુ ઉપર વિશ્વાસ રાખતા નથી તે અવિશ્વાસીજનો પણ દુનિયાંના સુખ દુઃખથી હલક ડોલક થયા કરે છે, અને જન્મ મરણુના ફેરામાં આગળ પાછળ પડયા કરે છે. એથી બચવાનો સલામત ઉપાય એજ છે કે ભગવદ્ આશરાનું લંગર નાંખી દેવું. પ્રભુ ઉપરના વિશ્વાસવિના—પ્રભુપ્રેમવિના આ જગત્માં કયાંઈ પણુ શાન્તિ મળી શકે તેમ નથી માટે ભાઇઓ ! જેમ બને તેમ પ્રભુ ઉપરની તમારી આસ્થા દૃઢ થાય તેમ કરો.

ઓ અવિશ્વાસી માણુસો ! શું તમને સર્વ વ્યાપી સર્વ શક્તિમાન પાલનહાર પ્રભુ ઉપર વિશ્વાસ નથી આવતો ? વિચારો તો ખરા કે કોઇ સારો માણુસ પણુ આપણી મજુરી ડુબાવતો નથી, ત્યારે અનંત બ્રહ્માંડનો નાથ કૃપાનો ભંડાર પ્રભુ આપણી ભક્તિની મેહેનત કેમ ડુબાવશે ? ધર્મને અર્થે, પરમાર્થને અર્થે, પ્રભુને અર્થે કરેલી આપણી મેહેનત કદી પણુ વ્યર્થ જવાની નથી, માટે ફોગટના અવિશ્વાસી નહીં બનતાં જેમ બને તેમ દૃઢ ભગવદ્ આશરાનું બળ રાખતાં શીખો. કારણુ કે વિશ્વાસવિના જે કાંઇ કરવું તે સર્વ ફોગટ છે.

તપ, દાન, સેવા, યજ્ઞ, યોગ, ભક્તિ, જ્ઞાન વીગેરે ઘણાં સાધનો છે, પણુ વિશ્વાસવિના એ એકે સાધન કામનું નથી. વિશ્વાસવિના એકે સાધન પૂરે પુરૂં થઇ શકેજ નહીં, અને કદી થોડું ઘણું થાય તોપણુ તે ખરેખરૂં ફળ આપી શકેજ નહીં. માટે બધાં સાધનો જેને આધારે છે, એવો વિશ્વાસ એજ પ્રભુના દરવાજા ખોલવાની ચાવી છે. પ્રભુએ પણુ કહેલું છે કે,

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायंलोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥**

अ. ४ श्लो. ४०

અર્થ—અજ્ઞાની, શ્રદ્ધાવગરના, તથા સંશયવાળા નાશ પામે છે. તેમાં પણ સંશયવાળાનો તો આ લોક પણ બગડે છે, પરલોક પણ બગડે છે, અને તેને સુખ પણ મળતું નથી.

વળી પણ કહ્યું છે કે,

अश्रद्धाया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत्।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥

अ. १७ श्लो. २८

અર્થ—હે અર્જુન! શ્રદ્ધા વિના જે હોમેલું હોય, દાન કરેલું હોય, તપ કરેલું હોય, અથવા બીજું જે કાંઇ કર્મ કરેલું હોય તે સર્વ અસત કહેવાય છે. કારણ કે શ્રદ્ધાવિના જે કરેલું હોય તેનું આ લોકમાં કે પરલોકમાં ફળ મળતું નથી.

ભાઇઓ! પ્રભુએ વિશ્વાસને આટલું બધું વજન આપ્યું છે તેનું શું કારણ છે એ તમે જાણો છો? એનું કારણ એજ છે કે, બધાં વિના ચાલશે પણ વિશ્વાસ વિના ચાલવાનું નથી. માટે જેમ બને તેમ પ્રભુ ઉપરનો વિશ્વાસ વધે તેમ કરો.

પદ.

દુસરો કોન સુખદાઇ, શ્યામબીન દુસરો કોન સુખદાઇરે. ટેક.
ધીરજતા ધ્રુવકી ઉર ધારી, અવિચલ પદ દીયો આઇરે,
ઝુડે જબહી પકડયો ગજકું, છીનમેં લીયો છોડાઇરે. દુ૦ ૧
પ્રહ્લાદકી અતિપીડા પીછાની, પ્રગટ ભયે થંભ માંહીરે,
હિરણ્યકશ્યપુ માર્યો હરિએ, નરસિંગ રૂપ બનાઇરે. દુ૦ ૨
પાંડવકું લાખા ગ્રહમેંસે, જાકે લીઓ બચાઇરે,
પાંચાલીકે ચીર પૂરનકું, ધીર તજી આયે ધાઇરે. દુ૦ ૩
જયાં જયાં ભીડપડે ભક્તનકું ત્યાં ત્યાં હોત સહાઇરે,
દયાનંદકો નાથ દયાળુ, ભજો ભાવ ઉર લાઇરે. દુ૦ ૪

## ૩૮—કોઇ પણ ભાષાના બધા અક્ષરો જાણ્યા વિના જેમ પુસ્તક વાંચી શકાય નહી તેમજ ધર્મના બધા નિયમો પાળ્યા વિના કાંઇ મોક્ષ થાય નહી.

ક, ખ, ગ, વિગેરે બત્રીસ અક્ષરમાંથી કોઇ માણસ ચાર પાંચ અક્ષર ન શીખે અને એમ વિચારે કે મેં સતાવીસ અક્ષર તો શીખી લીધા, હવે પાંચ અક્ષર ન આવડે તો એમાં શું મોટી વાત છે? પણ એમ કાંઇ ચાલે નહીં. કારણ કે જ્યાં સુધી એક પણ અક્ષર છોડી દઇએ ત્યાં સુધી પુરૂં ભણ્યા કહેવાઇએ નહીં, અને ત્યાં સુધી એટલું અધુરૂં ભણેલું કાંઈ બહુ કામમાં પણ આવે નહીં. જેમકે આપણે સતાવીસ અક્ષર જાણતા હોય પણ વચમાં વચમાંથી જ, ન, પ, મ, ને સ, અથવા એવાજ બીજા કોઇ અક્ષર ન જાણતા હોય તો એ સતાવીસ જાણેલા શું કામના? કારણ કે બધા અક્ષરો જાણ્યા વિના આપણે કાંઇ કાગળ કે પુસ્તક તો વાંચી શકીએ નહીં. હવે વિચાર કરો કે આપણી ભાષાના સતાવીસ અક્ષર જાણનાર પાસે કોઇ બાઇ પોતાનો કાગળ વંચાવવા આવે તો તે શું વાંચી આપે? એ પોતે ભલે પોતાના મનમાં એમ ફાંકો રાખે કે હું સતાવીસ અક્ષર જાણુંછું ને માત્ર પાંચજ અક્ષર નથી જાણતો, પણ જ્યાં સુધી એ બાકી રહી ગએલા પાંચ અક્ષર ન જાણે ત્યાં સુધી એ સતાવીશ અક્ષર પણ તેને ખરેખરા ઉપયોગી થઇ શકે નહીં. તેમજ ધર્મની બાબતમાં પણ સમજવાનું છે. આપણે ગમે તેમ પોલ ચલાવીએ છીએ અને થોડું ઘણું જાણીને બહુ જાણી ગયા હોય એવા મીજાજમાં ફરીએ છીએ, પણ યાદ રાખજો કે જ્યાં સુધી મહાન પ્રભુના બધા હુકમો બરોબર રીતે સત્યતાથી ન પાળીએ ત્યાં સુધી કાંઇ જન્મ મરણના ફેરામાંથી છુટીએ નહીં, અને ત્યાં સુધી કાંઇ હરિની હજુરમાં અનંતકાળના અખંડ આનંદમાં જઇ શકીએ નહીં. માટે ભાઇઓ! સર્વશક્તિમાન સર્વજ્ઞ પ્રભુના પવિત્ર

હુકમો રૂડી રીતે પળાય અને ઉત્તમમાં ઉત્તમ રીતે જીંદગી ગાળી શકાય તેવી રીતે ધર્મના બધા નિયમો પ્રેમ પૂર્વક પાળવાની તજવીજ કરો.

---

## ૩૯–મોટાં નાનાં કે હલકાં ભારે કામોને નહીં, પણ પ્રભુ આપણી આધીનતાને જોય છે.

એક શેઠને ત્યાં બે નોકર હતા. તેમાં એક નોકર ઘણું વધારે કામ કરતો હતો, પણ શેઠની ઇચ્છા પ્રમાણે તે ચાલતો નહોતો, તેથી તે પોતાના શેઠની મેહેરબાની મેળવી શકતો નહોતો. બીજો નોકર ઘણુંજ ઓછું કામ કરતો હતો, પણ તે પોતાના શેઠની મરજી પ્રમાણે ચાલતો હતો. તેથી તે થોડું કામ કરવા છતાં પણ શેઠનો વ્હાલો હતો. કારણ કે તે શેઠ કામને નહીં પણ આધીનતાને જોતો હતો. તેમજ મહાન પ્રભુ પણ માત્ર મોટાં કામોને નહીં, પણ આપણી આધીનતાને જોય છે. એટલે જેનામાં વધારે આધીનતા હોય વધારે દાસપણું હોય વધારે ભક્તિભાવ હોય તે થોડું કે નાનું કામ કરતાં છતાં પણ પ્રભુનો કૃપાપાત્ર થઈ જાય છે.

શેઠની ઇચ્છા પ્રમાણે નહીં ચાલનાર નોકર જો કે ઘણું વધારે કામ કરતો હતો તોપણ તે પોતાના શેઠની પ્રીતિ મેળવી શકતો નહોતો. કારણ કે તે પોતાનાં કામની મગરૂરીમાં હતો. અને શેઠ તો પોતાની ઇચ્છા મુજબ થએલું જોવા ચ્હાતો હતો. એટલે વધારે કામ કરવા છતાં પણ શેઠની ઇચ્છા મુજબ ન ચાલવાથી તે નોકર શેઠની મેહેરબાની મેળવી શકયો નહીં. તેમજ પ્રભુને માટે પણ આપણે સમજવાનું છે. પ્રભુ આપણી પાસે માત્ર ઘણાં કામો અને મોટાં કામોજ નથી માગતો, પણ તેની ઇચ્છાને આપણે તન મન ધનથી આધીન થઈએ એટલુંજ તે આપણી પાસેથી માગે છે. માટે વરસોનાં વરસો લાગે અને તોપણ સિદ્ધ થાય કે નહીં એવો મહાન યોગ, કઠિન તપ, ખર્ચાળુ યજ્ઞો,

અને આડંબરવાળાં વિધિનિષેધનાં લફરાંવાળાં સેંકડો પ્રકારનાં કર્મોની જાળને છોડી, જો ડાહ્યા હોયતો સેહેલામાં સેહેલો રસ્તો પકડીલો. એ સેહેલામાં સેહેલો રસ્તો એજ છે કે પ્રભુની ઇચ્છાને આધીન થઇ જવું, એટલે કે સર્વાત્મ ભાવથી પ્રભુને શરણ થઇ જવું, અને જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું. જો એમ થઇ શકે તો ગમે તેવી સ્થિતિમાં રહ્યા છતાં પણ પ્રભુના કૃપાપાત્ર થઇ શકાય છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ કહેલું છે કે,

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांति स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥

अ. १८ श्लो. ६२

હે અર્જુન, સર્વભાવથી પ્રભુનેજ શરણે જા. એટલે તેની કૃપાથી તું પરમશાંતિને તથા અખંડ સ્થાનને પામીશ.

---

## ૪૦–બધા દુર્ગુણોમાં અભિમાન સૌથી મોટામાં મોટો દુર્ગુણ છે. તે જ્યારે આપણે ઇશ્વર ઇચ્છાને આધીન થઇએ ત્યારેજ જાય છે.

આપણે જોઇએ છીએ કે, માણસો ધન છોડી શકે છે, ઘર છોડી શકે છે, વાડી વજીફા છોડી શકે છે, બાઇડી છોકરાં છોડી શકે છે, નાતજાત છોડી શકેછે, દેશવેશ છોડી શકેછે, પોતાની વ્હાલામાં વ્હાલી ચીજો છોડી શકે છે, રાજ્ય છોડી શકે છે, અને પોતાનો દેહ પણ છોડી શકે છે, પણ માણસો અભિમાનને છોડી શકતાં નથી. બધુંએ છોડયા છતાં પણ કોઇને કોઇ રૂપમાં માણસોમાં અભિમાન તો રહીજ જાય છે. કોઇને તપનું અભિમાન હોય છે, કોઇને જ્ઞાનનું અભિમાન હોયછે, કોઇને ધર્મનું અભિમાન હોય છે, કોઇને પોતાના વર્ણનું કે આશ્રમનું અભિમાન હોય છે, કોઇને પોતાનાં સ્થાનનું કે ગુરૂનું અભિમાન હોય છે, કોઇને શાસ્ત્રોનું અભિમાન હોય છે, કોઇને પોતે કાંઇ મોટાં કામો કરેલાં હોય તેનું અભિમાન હોય છે, કોઇને પો-

તાનાં સાધુપણાનું અભિમાન હોય છે અને કોઇને ઉમરનું દેશનું કે કાળનું અભિમાન હોય છે. જે ત્યાગીઓ કહેવાય છે તેઓને પણ આવી રીતે કોઇને કોઇ પ્રકારનું પણ અભિમાન હોય છે, ત્યારે સંસારીઓની તો વાતજ શું કરવી ? આવી રીતે અભિમાન એ સૌથી મોટામાં મોટો દુર્ગુણ છે. અને તે બીજા બધા દુર્ગુણો ગયા છતાં પણ રહી જાય એવો ખરાબ છે, માટેજ શાસ્ત્રો તથા મહાત્માઓ કહે છે કે "અહંભાવ છોડયાવિના મુક્તિ મળી શકે નહીં" પોતાનું પોતાપણું છોડયા વિના એટલે કે સર્વાત્મભાવથી ઇશ્વરને શરણ થયાવિના ઇશ્વરને જાણી શકાય નહીં.

ભાઇઓ ! ઇશ્વરનો ઠરાવતો આવો છે, પણ આપણે ઉપર જોઇ ગયા કે અભિમાન છુટવું એતો બહુજ મુશ્કેલ છે. કારણ કે જ્ઞાનીઓને જ્ઞાનનું અભિમાન હોયછે, સંન્યાસીઓને ત્યાગનું અભિમાન હોય છે, કર્મ કરનારાઓને કર્મનું અભિમાન હોયછે, ગુરૂઓને ગુરૂપણાનું અભિમાન હોય છે, અને ઉપાસકોને ઉપાસનાનું અભિમાન હોય છે. તેઓ બધાએ રૂડા છે, પ્રભુના રસ્તામાં છે અને પ્રભુના પ્રીતિપાત્ર તથા આપણને પગે લાગવા જોગછે. તોપણ તેઓ ચોકસ પ્રકારનાં અભિમાનને છોડી શકતા નથી એટલા નિર્બળ છે. પણ જે સર્વાત્મભાવથી પ્રભુને શરણ થઇ ભગવદ્ ઇચ્છાને આધીન થઇ જાય છે તેનાં તો સર્વ પ્રકારનાં અભિમાન એની મેળેજ છુટી જાય છે. પ્રભુના શરણના બળથી તથા દીનતા પુર્વક આધીનતાના બળથી એટલે કે દાસાનુદાસપણાના ભાવથી તેનામાં કોઈ પણ પ્રકારનું અભિમાન રહી શકતું નથી. અને માણસોએ પોતાનો અહંભાવ છોડી દેવો એજ પ્રભુને વ્હાલામાં વ્હાલું છે. માટે સર્વ પ્રકારના ભકતો કરતાં જે ભગવદ્ ઈચ્છાને આધીન થઇ શકે તેજ શ્રેષ્ઠ ભક્ત છે, અને જે ધર્મ પ્રભુની ઈચ્છાને આધીન થતાં શીખવે તેજ ઉત્તમમાં ઉત્તમ ધર્મ છે. માટે ભાઇઓ ! ભગવદ્ ઈચ્છાને આધીન થઇને ઉત્તમમાં ઉત્તમ ધર્મમાં આવો, અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ભક્ત બનો, એજ જીંદગીની સાર્થકતા છે.

---

## ૪૧–આપણને સત્સંગનો રંગ લાગે છે પણ તે ઘણો વખત રહેતો નથી માટે રોજ-રોજ સત્સંગમાં જવાની જરૂર છે

નહાવા સારૂ આપણે પાણીમાં ઉતરીએ એટલો વખત આપણે ભીંજાએલા રહીએ છીએ. પણ જયારે નાહીને પાણીથી બહાર નીકળીએ ત્યારે પાછા કોરા બની જઇએ છીએ, તેમજ જેટલો વખત આપણે સત્સંગમાં રહીએ તેટલો વખત આપણા આચારો ને વિચારો પ્રભુમય રહી શકે છે, પણ જયારે સત્સંગ છોડી દઇએ ત્યારે પાછા અસલના જેવાજ સુકા ટાટ થઇ જઇએ છીએ. કારણ કે આપણે સત્સંગમાં બહુજ થોડો વખત ગાળીએ છીએ અને વ્યવહારની કુથલીમાં અતિશય વખત ગાળીએ છીએ તેથી સત્સંગના ઉપદેશ કરતાં દુનિયાંદારીના મોહના આપણા મનમાં વધારે સંસ્કાર ભરાઇ ગએલા હોય છે એટલે એ જામી ગએલા જુના સંસ્કારો પાસે સત્સંગના ઉપદેશનું ધડીકમાં કાંઈ વળતું નથી. માટે વૈષ્ણવ જનોએ તો બહુ ભાવ રાખીને પૂર્ણ પ્રેમથી હમેશાં સત્સંગમાં મચ્યા રહેવું જોઇએ. કારણ કે સત્સંગથી પ્રભુપ્રેમ વધે છે અને ભગવત્ સ્વરૂપની ઓળખાણ થાય છે, એથી આપણી જીંદગી સુધરે છે ને એથી આ પાર ન પામી શકાય એવો ભવસાગર તરી શકાય છે. માટે ભાઇઓ અને બેહેનો ! જેમ બને તેમ સત્સંગમાં પ્રેમ રાખતાં શીખો, સત્સંગમાં પ્રેમ રાખતાં શીખો.

---

## ૪૨–ઘડીઆલને જેમ ચાવી આપવાની જરૂર છે તેમ જીવને સત્સંગની જરૂર છે.

ઘડીઆલને ચાલુ રાખવા માટે વારેવારે ચાવી આપવી પડે છે. જો વખતસર ચાવી ન અપાય તો તે બંધ પડી જાયછે. તેમ આપણા મનને પણ વારંવાર સત્સંગની જરૂર છે. જો મનને સ-

ત્સંગમાં ન રોકીએ તો તે અવળે રસ્તે ગ્હડી જાય છે, જેમ ઘડી-
આળને આપેલી ચાવી ઘણા દહાડા સુધી રહેતી નથી તેમ આ-
પણા મનમાં ઉપદેશની અસર પણ ઘણા દહાડા સુધી રહેતી
નથી. માટે જેમ ઘડીઆળને ચાલુ રાખવા સારૂ વારેવારે ચાવી
આપવી પડે છે તેમ આપણા મનને ઉંચ ભાવનાઓમાં અને
પરમાત્મામાં જોડેલું રાખવા સારૂ દરરોજ બની શકે તે પ્રમાણે
સત્સંગમાં વખત ગાળવો જોઇએ. કારણ કે જેમ ઘડીઆળ ચા-
વીના જોરેજ ચાલે છે અને ચાવી વિના બંધ પડી જાય છે તેમ આ-
પણું મન પણ સત્સંગવિના બગડી જાય છે. સત્સંગનાં બળથીજ
આપણું મન ઈશ્વરમય થઈ શકે છે. માટે ભાઇઓ ! જો ડાહ્યા
હોય તો સત્સંગમાં જવાની કોઇ પણ તક જતી મૂકશોમાં.

પદ.

તારા ખોટા છે ખારવા વ્હાણના જો,
બેઠી બુડી માયાની મોહજાળમાં જો. તારા૦ ૧
સઢ ત્રુટશે ને ડાંડો તારો ભાગશે જો,
તુંને ઝાઝું જોખમ ઘણું લાગશે જો. તારા૦ ૨
મધ દરિયામાં વ્હાણ તારૂં બુડશે જો,
તારૂં કાચી કાયાનું વ્હાણ ભાગશે જો. તારા૦ ૩
આ જુઠી તે જાણ તારી દેહડી જો,
કેમ તરશે તે તારી જાતડી જો. તારા૦ ૪
દાસ ધીરો ભગત એમ બોલીયા જો,
કે તરશે હરિજનના ટેલીયા જો. તારા૦ ૫

---

## ૪૩–એક સાધુએ સમજાવેલો દોલતનો અર્થ.

એક ગરીબ માણુસ હતો, તે અરધો ભગત જેવો હતો પણ
પૈસા મેળવવાની થોડી ઇચ્છા તેના મનમાં રહી ગઇ હતી, તેથી
તે સાધુઓ પાસે જતો. ગાંજા તંબાકુની ચલમો ભરી આપતો
અને જયારે પછે એ લોકો પોતાની લેહેરમાં આવીને ઠંડા પો-

હોરના ભપાટા હાંકે ને રસાયણ તથા કીમીયાની વાતો કરે ત્યારે પોતે ખુશી થઇને હામાં હા મીલાવતો હતો. એમ કરતે કરતે એક વખત કોઇ ભલો સાધુ આવી ચ્હડયો તેની પાસે પણ એ માણસે નાણા સંબંધી પોતાના દુઃખની વાતો કહી, અને કહ્યું કે મહારાજ, તમારા જેવા મહાત્માઓના પ્રતાપથી ગુજરાનતો ચાલ્યું જાય છે પણ હજી સુધી કાંઇ પૈસાવાળો થયો નહીં. હવે તો એક તડાકે દોલત મળી જાય એવું કાંઇક કરો; કાંઇક આંક ફરક કે છકો પંજો બતાવી દો તો કામ થાય.

મહારાજે વિચાર્યું કે આ માણસ છે ભલો, પણ અજ્ઞાનથી બીચારો લોભમાં પડી ગએલો છે. અને આ મૂર્ખાઓ ચાંદી સોનું બનાવવાની વાતો કહીને ઉલટો તેને ભમાવે છે. માટે તેને કાંઇક સમજાવવો જોઇએ. એમ વિચારીને મહારાજે કહ્યું કે,

બેટા તુમકુ કયા ચઇએ ?

તે માણસે કહ્યું કે, દોલત.

મહારાજે પુછયું, દોલતનો અર્થ શું ?

તેણે કહ્યું પૈસા.

મહારાજે કહ્યું કે, નહીં અમારા ગુરૂએ એનો જુદો અર્થ શીખવેલો છે.

તે માણસે કહ્યું કે, દોલતનો વળી બીજો અર્થ શું ?

મહારાજે કહ્યુ કે, દો એટલે બે અને લત એટલે લાત; બે લાત ખાવી તેનું નામ દોલત. બેટા, પૈસા જ્યારે આવે છે ત્યારે કયે ઠેકાણે બે લાત વાગે છે એ તને ખબર છે ? આવતી વખત છાતીમાંને માથામાં તે લાત મારે છે, તેથી દોલતવાળા છાતી કાઢીને ચાલે છે; કારણ કે લાત વાગવાથી તેઓની છાતી ઉંચીને ઉંચી રહે છે, ને માથું પણ અક્કડ ને અક્કડ રહે છે, એ પણ કોઈ પાસે નમતું નથી. એટલુંજ નહીં પણ પૈસા જાય છે ત્યારે પણ બે લાત મારીને જાય છે. જાતી વખત એક લાત કેડમાં ને બીજી લાત ડોકી ઉપર મારે છે. તેથી જેનું નાણું જાય તેની કેડનો કાંટો ભાગી જાય છે અને તેની ગરદન ઝુકી પડે છે. એ

પછે તે કોઇની સામે ઉંચે મ્હોંએ જોઈ શકતો નથી. આવી રીતે લક્ષ્મી આવે ત્યારે પણ લાતો ખાવાની છે, ને જાય ત્યારે પણ લાતો ખાવાની છે. એ લાતોમાંથી બચવા સારૂ કરીને બાવા થઈને ઘરબાર બાળીને અમે તીરથ કરવા નિકળ્યા છે, હવે અમારી પાસે દોલત કયાંથી ? દોલતને જો અમારી પાસે રાખવી હોય તો ઘરબાર શું કરવા છોડીએ ? ને બાવા શું કરવા થઇએ ? બેટા, આજથી યાદ રાખજે કે સાધુઓની પાસે દોલત માગવા જવું એ પાપમાં પડવા જેવું અને તેઓને પાપમાં નાંખવા જેવું કામ છે, એટલુંજ નહીં પણ જે સાધુઓ કીમીયાની ને આંક ફરકની વાતો કરી મોહમાં ફસાએલા જીવોને વધારે મોહમાં ડુબાવે તેઓ પણ પ્રભુના ઘરના આપરાધી છે. તને પ્રભુ રોટલી આપી રહે છે ત્યારે શા માટે દોલત ખાવા—એ લાત ખાવા જાય છે ? કુબેરનો ભંડારને ઇંદ્રનું ઇંદ્રાસન મળે તોપણ જીવને તૃપ્તિ થતી નથી. કારણ કે લોભનો થોભ નથી માટે બેટા, સત્ય વસ્તુને પકડ, ને જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહે.

---

## ૪૪—ઇશ્વરને સર્વ વ્યાપક સમજવાથી પાપથી બચી શકાય છે.

એક માણસ કોઇ સાધુ પાસે ગયો અને તેને કહ્યું કે મહારાજ ! મને તમારો ચેલો બનાવો. અસલના વખતમાં એમ રીત હતી કે પરીક્ષા કરીને પછે લાયક માણસનેજ પોતાનો શિષ્ય બનાવતા હતા. હાલના મતવાદીઓની પેઠે અસલના સાધુઓ ગમે તેને ચેલા ચેલી બનાવતા નહોતા, કે ઘોડીયામાં પોઢતાં બાળકોના કાન ફુંકતા નહોતા, પણ લાયક અધિકારીનેજ તેઓની શક્તિ પ્રમાણે તેઓનાથી જીરવાય એટલોજ ઉપદેશ આપતા હતા.

શિષ્ય થવા આવનાર માણસની પરીક્ષા કરવા માટે તે સાધુએ કહ્યું કે, આ ખબુતર લઇજા, અને કોઈપણ ન દેખે એવે

ઠેકાણે તેને મારીને લાવ, એ પછે તને ગુરૂમંત્ર આપીશ.

તે માણસ ત્યાંથી ખબુતરને લઇને ચાલી નીકળ્યો. એ પછે રસ્તામાં તેને વિચાર થયો કે, આવા ભલા સાધુને આવી માઠી બુદ્ધિ કેમ સુઝી હશે? આ નિર્દોષ ખબુતરે એનું શું બગાડ્યું હશે કે એને મારી નાંખવાનું કહ્યું ? મારાથી એ પાપનું કામ કેમ બની શકશે?એમ તે વિચારતો તે એકાંત જંગલમાં ગયો.

જંગલમાં જઇને આજુબાજુ જોવા લાગ્યો, ત્યાં કોઈ માણસ દેખાયું નહીં પણ એક પંખી નજરે પડ્યું. એટલે ત્યાંથી પણ જરા વધારે દૂર ગયો. ત્યાં પંખી પણ નહોતું પણ જમીન ઉપર કીડીઓ ફરતી હતી. ત્યાંથી પણ થોડે દૂર ગયો ત્યાં કીડીઓ પણ નહોતી પણ ઝાડની ડાળીઓ હાલતી હતી, અને જાણે ખબુતરને મારવા ના પાડતી હોય તેવી દેખાતી હતી. ત્યાંથી પણ આગળ ઉજડ મેદાનમાં જ્યાં ઝાડ પણ નહોતું ત્યાં ગયો અને ખબુતરને મારવા વિચાર કરે છે એટલામાં આકાશ તરફ જોતાં સૂરજ નજરે પડ્યો. ત્યારે તેણે વિચાર કર્યો કે, મહારાજે તો એમ કહ્યું છે કે, જ્યાં કોઈપણ ન દેખે ત્યાં મારવું, પણ જ્યાં મારાં પાપને કોઇ પણ ન દેખે એવી જગ્યા તો છેજ નહીં, માટે હું તો આને મારીશ નહીં. એમ વિચારીને તે સાધુ પાસે પાછો ગયો, અને કહ્યું કે મહારાજ! લ્યો આ તમારૂં ખબુતર. શિષ્ય ન બનાવો તો તમારી મરજી, પણ મારાથી કાંઇ એને મરાશે નહીં. કારણ કે તમે કહ્યું છે કે, કોઈ ન દેખે ત્યાં એને મારવું પણ કોઇપણ ન દેખે એવી દુનિયાંમાં જગ્યાજ ક્યાં છે? બહુજ એકાંતમાં કે જ્યાં કોઇપણ જીવ જંતુ કે ઝાડપાન પણ ન હોય ત્યાં પણ પૃથ્વી દેખે છે, દીવસ હોય તો સુરજ દેખે છે, રાત્રી હોયતો ચંદ્રને તારો દેખે છે; અને કદી અંધારૂં હોય તોપણ આપણે જેને મારીએ તેનો જીવ દેખે છે. આપણો આત્મા દેખે છે અને આખી દુનિયાંની કુલ વાતો જાણનાર સર્વજ્ઞ પરમાત્મા દેખે છે. માટે મારાથી એને મારવાનું બનશે નહીં.

એ સાંભળીને તે સાધુએ કહ્યું કે, સાબાશ બેટા, તું હરિની હજુરમાં જવાને લાયક છે, હવે ઇશ્વરી જ્ઞાનના દરવાજા તારે માટે ખુલ્લા છે, જે એવી રીતે પ્રભુનું સર્વવ્યાપકપણું સમજે તે પાપથી બચી શકે છે. તારી પરીક્ષાને માટેજ મેં આ ઉપાય લીધો હતો; જો એ પક્ષીને તેં મારી નાંખ્યું હોત, તો હું તને મારા આશ્રમમાં ઉભો રહેવા દેત નહીં. કારણ કે જે એકાંત સમજીને નાનું પાપ કરે તે બીજું મોટું પાપ નહીં કરે એની શું ખાત્રી? બેટા આ દાખલાથી ધ્યાનમાં રાખજે કે, આપણાં પાપ છુપાવી શકાય એવી આ દુનિયામાં કોઇપણ જગ્યા નથી. માટે કદી પણ જરા પણ પાપ ન થાય, ને સદાય સર્વશક્તિમાન ઇશ્વરનું સ્મર્ણ બન્યું રહે એમ કરો.

---

## ૪૫–પ્રભુને આપણી ઇચ્છા આપવાથી સર્વસ્વ આપી દેવાય છે.

પ્રભુ કહે છે કે તમારી પાસેથી મને બીજી કોઇ ચીજ જોઇતી નથી, માત્ર તમારી ઇચ્છા મને જોઇએ છે. તમારી ઇચ્છા મળી એટલે મને સર્વ મળી ચુકયું. કારણ કે દરેક ચીજોનો તમારી ઇચ્છામાં સમાવેશ થઇ જાય છે. પણ જો તમે તમારી ઇચ્છા ન આપો, અને બીજાં ઘણાંએ કર્મો કરો તો એ કર્મો કાંઇ બીસાતમાં નથી, માટે તમારે જો મને રાજી કરવો હોય તો તમારી ઇચ્છા મને સોંપી દેવી જોઇએ. અને તમારે તો એવાજ બની જવું જોઇએ કે,

મ્હારી દોરી તમારે હાથજી.

પ્રભુને પામવાનો ભક્તિ માર્ગનો એ સહેલામાં સેહેલો રસ્તો છે, માટે ભાઇઓ! બીજાં લાંબાં લાંબાં લફરાંઓ છોડીને જેમ બને તેમ પ્રભુની ઇચ્છાને આધીન થવાની કોશીશ કરો અને યાદ રાખજો કે, પ્રભુનું શરણુ ધરવાથીજ પ્રભુની ઇચ્છાને આધીન થઇ શકાય છે.

---

# ૪૬.—પ્રભુને આપણી ઈચ્છાઓ આપી દેવાથી બધું કેમ આપી દેવાય છે તેનો ખુલાસો.

આપણે દેવપૂજા કરીએ તેમાં માત્ર ફુલ કે જળજ આપી શકીએ છીએ, નાળીએર કે સાકર આપી શકીએ છીએ અને વસ્ત્રાભૂષણ કે સામગ્રીજ અર્પણ કરી શકીએ છીએ. કદી કોઈ બહુ વધારે કરે તો થોડાં વ્રત ઉપવાસ કરી શકે છે, કોઇ તીર્થ સ્નાન કરી શકે છે, કોઇ પ્રભુના ગુણ ગાન કરી શકે છે, કોઈ દાન આપી શકે છે, કોઇ યજ્ઞ કરી શકે છે, કોઇ જીવોને બચાવી શકે છે, કોઈ ગરીબોને મદદ કરી શકે છે, કોઈ યોગ સાધે છે, કોઇ વેદનો પાઠ કરે છે, કોઇ મંદીરો બંધાવે છે, કોઇ બ્રહ્મચર્ય પાળે છે, કોઈ સદાવ્રત આપે છે, કોઈ સંન્યાસ લેય છે, કોઈ ઠાકોરજીની સેવા કરે છે, કોઇ વિદ્યાદાન દેય છે, કોઇ ભગવાનના ભકતોને મદદ કરે છે અને કોઇ ગુરૂઓની સેવા કરે છે. એ બધા ઉત્તમ ધર્મ છે. પણ એવા તો બીજા સેંકડો ધર્મો છે. અને તે બધા કાંઇ દરેક માણસથી પાળી શકાય નહીં. માણસ બહુ બહુ કરે તો એ હજારો ધર્મમાંથી એક બે, પાંચ દસ, કે પચ્ચીસ પચાસ ધર્મો કદાચ કોઇ મહાયોગી પાળી શકે. પણ બધી રીતે પૂરેપુરા એ હજારો ધર્મ પાળવાજ અશકય છે, કારણ કે આપણે જોઇએ છીએ કે, જે બ્રહ્મચર્ય પાળે છે તેઓ ક્રોધને કે ગાંજા તંબાકુને છોડતા નથી. જેઓ સંન્યાસી થાય છે તેઓ ભ્રાતૃભાવને સમજતા નથી. જેઓ ઉપવાસ કરેછે તેઓ વેદ ભણતા નથી. જેઓ જીવને બચાવે છે તેઓ મનને મારતા નથી જેઓ ગુરૂઓને માને છે તેઓ પરધર્મીઓની નિંદા કરે છે. જેઓ સમાનભાવને તોડી પવિત્રતાને ખાતર આભડછટને અપરસ પાળે છે તેઓ પોતાને ઉંચા સમજે છે ને બીજાઓને હલકા સમજે છે. જેઓ આભડછટ પાળતા નથી ને સર્વ લોકો સાથે સમાન ભાવ રાખે છે તેઓના આહાર વિહાર સારા હોતા નથી. જેઓ દાન દેય છે તેઓ બ્રહ્મચર્ય પાળી શકતા નથી.

અને જેઓ મંદીર બંધાવે છે તેઓ સંન્યાસી થઇ જતા નથી. આવી રીતે દુનિયાંની દરેક બાબતોમાં સમજવાનું છે. અને તે ઉપરથી શિખવું જોઇએ કે, ખરા ધર્મનો એક અંશપણ આપણે પૂરેપુરો પાળી શકતા નથી. ત્યારે પુરો ધર્મ પાળવાની તો વાતજ કયાં રહી ! માટે બેહેતરતો એજ છે કે, આપણી ઇચ્છાજ પ્રભુને સોંપી દેવી, એટલે બધું અપાઇ ચુકયું. કારણકે એ બધા ધર્મો ઇચ્છાના છે. અને આપણી ઇચ્છાજ આપણે પ્રભુને આપી દીધી એટલે પછી આપણી પાસે બીજું આપવાનું રહ્યુંજ શું ? આપણી પાસે જયારે કાંઇપણ બીજું આપવાનું બાકી નજ રહે ત્યારેજ પ્રભુ ખુશી થાય છે. કારણકે સર્વ ભાવથી સર્વસ્વ અર્પણ કરવું એજ આપણા ઉત્તમ ધર્મનો મહાન સિદ્ધાંત છે. અને પ્રભુને પામવાનો એજ સેહેલામાં સેહેલો રસ્તો છે. માટે ભાઇઓ ! જો તમારે ખરૂં અર્પણ કરવું હોય, સત્ય બળીદાન આપવું હોય, અને ખરેખરૂં અર્પણ થઇ જવું હોય તો બીજી બધી માથાકુટ છોડીને પ્રભુને તમારી ઇચ્છાઓ અર્પણ કરો. એટલે કે હુંપણું છોડીને દાસભાવથી પ્રભુની ઇચ્છાને આધીન થાઓ.

---

## ૪૭.–જે બીજાંઓની ઉપર દયા રાખે તેઓને માટે પ્રભુની દયા છે. જે આવ્યું તે ઓહીયાં કરી જાય તેને માટે કાંઇ ઇશ્વરની દયા નથી.

આપણાં પવિત્ર શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે ખુલ્લી રીતે કહ્યું છે કે, જે અહીં આપણા ભાઇબંધો ઉપર તથા બીજાં પ્રાણીઓ ઉપર દયા રાખશે તેઓ દયાના સાગર, કરૂણાના ભંડાર, આનંદના સ્વરૂપ અને પ્રેમના અવતાર મહા મંગળકારી પ્રભુની દયા પામશે. જેઓ અહીં પ્રભુના જીવો ઉપર દયા નહીં કરે તેઓ પ્રભુની દયા પામી શકશે નહીં. આ કાંઈ માત્ર કલ્પિત વાતો નથી પણ જો આપણે વિચાર કરીએ તો અંહીંજ–આપ-

ણી નજર આગળજ-આપણા રોજના અનુભવમાં એ વાત આવી શકે તેમ છે. કોઇપણ મોટા કે સારા માણસને લો, અને જુઓ કે તેની મ્હોટાઈ તથા તેનું સારાપણું શાથી છે? શા માટે આપણે પરદુ:ખભંજન વીરવિક્રમનો સંવત ચલાવીએ છીએ? તેણે દુ:ખીઓની ઉપર દયા કરી હતી માટેજ. શા માટે આપણે મહાદાનેશ્વરી કર્ણને યાદ કરીએ છીએ? ગરીબો ઉપરની તેની દયાને માટેજ. શા માટે આપણે શિવાજી મહારાજને વખાણીએ છીએ? દેશની ધર્મની અને લોકોની સ્થિતી ઉપર દયા કરીને તેની ઉન્નતિ કરવા માટે જોખમ ખેડયું માટેજ. શા માટે આપણે સર જમશેદજી જીજીભાઈ તથા શેઠ ગોકુળદાસ તેજપાળને માનથી યાદ કરીએ છીએ? દયાને લીધે તેઓએ કરેલા પરમાર્થને માટેજ. શામાટે આપણે દાદાભાઇ નવરોજી તરફ માન ધરાવીએ છીએ? આપણા ગરીબડા દેશ ઉપરની તેઓની દયાને માટેજ. અને શા માટે આપણે પ્રતાપી મહારાણી વિક્ટોરીયાનું રાજ્ય અમર રહો એમ કહીએ છીએ? તેઓની દયાળુ-રાજનીતિને માટેજ. તથા શા માટે આપણે શ્રીકૃષ્ણ ભગવાનને ભગવાન માનીએ છીએ? તેઓએ દયા કરીને અનેક રસ્તે જીવોને તાર્યા ને નર્કમાં પડતા બચાવ્યા માટેજ. આપણી ઉપરની એ દયાને માટેજ આપણે તેને પ્રભુ સમજીએ છીએ. આવી રીતે કોઇપણ માણસને કે દેવને લ્યો, અને તેમાં દયા તમોને પેહેલી દેખાશે. તેઓએ જે જે મોટાં કામો કર્યાં હશે તે દયાને લીધેજ. એટલુંજ નહીં પણ જ્યારે તેઓના હૃદયમાં દયા રૂપે પ્રભુ આવ્યા ત્યારેજ તેઓ મ્હોટાં કામો કરી શક્યા છે. કારણ કે પ્રભુએ કહેલું છે કે, જેઓ દયા કરશે તેઓ દયા પામશે. માટે જો જીંદગીનો સદ્ ઉપયોગ કરવો હોય, દુનિયાંમાં ભલા થવું હોય, પ્રભુમય જીવન ગાળવું હોય, અને મોક્ષ ધામનાં સુખ જોતાં હોય તો સર્વ શક્તિમાન મહાન પ્રભુની દયા મેળવવા માટે આપણા ગરીબ ભાઇબંધો ઉપર પ્રભુને અર્થે દયા કરો.

---

## ૪૮–આગબોટને લંગર નાંખેલું હોય તેની સાંકળમાંથી જો એક પણ કડી તુટી જાયતો આખી આગબોટ છુટી જાય છે, તેમ ધર્મનો એક પણ નિયમ તોડવાથી મોક્ષમાં જઇ શકાતું નથી.

આપણે એમ સમજીએ છીએ કે, કાંઇ ધર્મના બધા નિયમો તે પાળી શકાય ? જેટલું પળાય એટલું ઠીક છે. ન પળાય એ રહ્યું. એમાં શું? એતો એમજ ચાલે. બીજાઓ કાંઇપણ નથી કરતા એ કરતાં તો આપણે ઠીક છીએ. એવી રીતે આપણા મનને આપણે વાળીએ છીએ, અને આપણી માનસિક નબળાઈનો એવી રીતે આપણે ખોટો બચાવ કરીએ છીએ, પણ યાદ રખજો કે એવી રીતે કાંઈ કાંઇ બહાનાં કહાડીને આપણે જે પોલ ચલાવીએ છીએ તે પોલ કાંઈ પ્રભુના દરબારમાં ચાલી શકે તેમ નથી. અંહી આપણે એમ કહી શકીએ કે એમાં શું છે ? એ તો એમજ ચાલે, વખતે જરા ખોટું પણ બોલવું પડે, વખતે કાંઇ આડા અવળા જોગમાં આવી ગયા હોય તો કાંઇ ગડબડ પણ કરવી પડે, વખતે કોઇને તમાચો પણ મારવો પડે, વખતે કોઇને ગાળ પણ દેવી પડે, અને વખતે કાંઇ કાળું ધોળું પણ કરવું પડે. એ તો જેવો વખત. એમ આપણા ઘણાએ ધરમવાળા ભાઇઓ પણ બોલે છે. પણ શાસ્ત્રો કહેછે કે પ્રભુના દરબારમાં એમ ચાલવાનું નથી. ત્યાં તો સો ટચનુંજ સોનું જોઇએ. ત્યાં સતાણુંનો માલ કામ આવે નહીં. એને માટે મહાત્માઓ દાખલો આપે છે કે, કોઈ મોટી આગબોટનું બહુ મજબુત સાંકળમાં લંગર નાંખેલું હોય, પણ જો એ સાંકળની માત્ર એકજ કડી તુટી જાયતો આગબોટ લંગરમાંથી છટકી જાય છે, અને મોટી ખરાબી થઈ જાય છે. તેમજ આપણે ધર્મનાં જે જે કામો કરીએ છીએ તે બધાં કામો આપણા લંગરની એટલે કે પ્રભુ ઉપરના વિશ્વાસની-ભગવદ્ આશરાની એક એક કડી છે. એમાંથી જો કોઇપણ કડી

તુટી જાય, એટલે જો આપણાથી કોઇપણ બુરૂં કામ થઇ જાય તો આગબોટ લંગરમાંથી છટકી જાય છે. અને લંગરમાંથી છટક્યા પછે તોફાનમાં નહીં સપડાય કે ખરાબામાં નહીં અથડાય એની શું ખાત્રી? યાદ રાખજો ભાઇઓ કે લંગરની એક કડી તુટી જાય તે સારૂ કરીને આખી આગબોટ જોખમાઇ જાયછે. તેમજ આપણે બહુ ધરમવાળા હોય છતાં પણ જો આપણાથી એકાદ બુરૂં કામ થઇ જાય તો આપણા બારવાગી જાય છે. આપણી આગબોટ—આપણને મળવાનું મોક્ષ ધામ એ જરાક બુરાઈ સારૂ કરીને જોખમમાં આવી પડે છે. માટે ઓ હરિજનો ! ધર્મના કામમાં—પ્રભુના રસ્તામાં આત્માના કલ્યાણમાં જરાપણ બેદરકારી ન રહી જાય, જરા પણ ભૂલ ન થઇ જાય તથા જરા પણ પોલ ન ચલાવાય એ સંભાળજો; અને જો કદાચ ભૂલ થઈ ગઈ હોય, અથવા થતી જતી હોય તો તે સુધારી લેવાની કોઇ પણ તક જતી મૂકશોમાં. એકાદ બે કડી સારૂ કરીને આખી આગબોટ ન જોખમાઇ જાય એ સંભાળજો.

---

## ૪૯—ગાય ભેંસ કે ઘોડાં ગધેડાં રસ્તા વચે ઉભાં ઉભાં મુતરે, કાંઇ આપણાથી એમ રસ્તા વચે ઉભે ઉભે મુતરાય નહીં. તેમજ અજ્ઞાનીઓ કાંઇ ભૂલ કરે એ જુદી વાત છે, પણ સમજતાં છતાં આપણે પાપ કરીએ તો એની ડબલ શિક્ષા થાય છે.

આપણે જોઇએ છીએ કે મ્યુનિસીપાલની ઓફીસ પાસે અને ગવર્નરના બંગલા પાસે પણ ઘોડાઓ ઉભે ઉભે મુતરી પડે છે. આપણે જોઇએ છીએ કે દેવનાં મંદીરો પાસે તથા બીજી પ્રવિત્ર જગ્યાઓમાં પણ ઢોરો ગલીચી કરે છે અને તોપણ તેઓને એવી ગંદકી કરવાને માટે શિક્ષા થતી નથી, કારણ કે તેઓમાં

એ બાબતનું જ્ઞાન નથી. પણુ એવી જગ્યાઓમાં કોઇ માણુસો એવી રીતે ગંદકી કરે તો તુરત તેને પોલીસ પકડી જાય છે. અને માજીસ્ટ્રેટ તેને ઘટતી શિક્ષા કરે છે. એ શિક્ષામાં પણુ એવો નિયમ છે કે, નાની ઉમરનું છોકરૂં હોય તો તેને છોડી દેય છે, રોગી હોય તો તેની ઉપર રેહેમ કરે છે, કોઇ અજાણ્યો ગામડીયો હોય તો તેને ઠપકો આપીને છોડી મુકે છે, કોઇ લફંગાએ જાણી જોઇને એવી ઉધાઇ કરી હોય તો તેને બાંધીને ફટકા મારે છે, અને કોઇ ગરીબ માણુસે એવી ગલીચી કરી હોય તો તેને રૂપીયો આઠ આના દંડ કરીને જતો મૂકે છે. પણુ જો કોઇ વકીલ બારીસ્ટરે કે જસ્ટીસ ઓફ ધી પીસે એવી ભૂલ કરી હોય તો તેને તો બહુ મ્હોટી શિક્ષા થાય છે. કારણુ કે જેમ તેનો દરજ્જો મોટો તેમ તેની શિક્ષા પણુ મોટી હોય છે. જેમ માણુસોનું જ્ઞાન વધારે તેમ તેની જોખમદારીઓ પણુ વધારે હોય છે.

ભાઇઓ, આપણુ પણુ સત્સંગમાં મળીને જેમ જેમ હવે ધર્મ સંબંધી વધારે બાબતો જાણુતા જઇએ છીએ તેમ તેમ પાપથી બચવાની હવે આપણી પણુ જોખમદારી વધતી જાય છે. જો કે નામદાર સરકારે આપણુને જસ્ટીસ ઓફ ધીપીસ નથી બનાવ્યા, અને ખરા ભકતો ચાહીને એવાં બહારનાં માનને ઇચ્છે પણુ નહીં, પણુ હવે આપણે પ્રભુની તરફથી જસ્ટીમ ઓફ ધી પીસ એટલે કે સુલેહના અમલદાર નીમાઈ ચુકેલા છીએ. હવે આપણાથી કાંઇ આપણા ભાઇબંધો સાથે સુલેહનો ભંગ કરાય નહીં એટલે કે ઉછીકા કજીયા લેવાય નહીં, કે કોઇને વિના કારણુ લઢાવી મરાય નહીં. ભલે આપણે વકીલની પરીક્ષામાં પાસ નથી થયા, પણુ જ્યારથી આપણે આપણાં ધર્મશાસ્રો વાંચ્યાં, ધર્મના મુખ્ય મુખ્ય નિયમો સમજ્યા, અને પ્રભુના હુકમો પાળવાનું થોડું ઘણું બળ આવ્યું, એટલે કે જરાતરા હરિજન થયા, ત્યારથી પ્રભુએ આપણુને આપણા ધર્મના વકીલ નીમેલા છે. માટે હવે આપણા ધર્મનાં મૂળતત્ત્વો સમજવાં, આપણા પવિત્ર ધર્મની વકીલાત કરવી અને મહાન પ્રભુના કાયદા આપણે પા-

ળવા તથા બીજા પાસે પળાવવા અને ન પાળતો હોય તેને તે પાળવા માટે સમજાવવા એ આપણું કામ છે. કારણ કે જ્યારથી આપણને ધર્મમાં રૂચી થઇ ત્યારથી પ્રભુએ આપણને ધર્મના વકીલ બનાવ્યા છે. જો કે આપણે કાંઇ બારીસ્ટરની પરીક્ષામાં પાસ થયા નથી અને સરકાર તરફથી આપણને કાંઇ બારીસ્ટરનો જભો મળેલો નથી પણ જ્યારથી આપણે જનોઇ લીધું અથવા કંઠી બાંધી, જ્યારથી આપણે શ્રી સદ્‌ગુરૂનું શરણ લીધું, જ્યારથી આપણે આપણા પ્રભુના પવિત્ર મંત્રની દીક્ષા લીધી અને જ્યારથી આપણામાં પ્રભુપ્રેમ પ્રકટ્યો તથા હૃદયમાં ભગવદ્ આવેશ આવ્યો ત્યારથી પ્રભુએ આપણને પોતાના બારીસ્ટર નીમેલા છે. માટે જેમ પોતાના કુલનો બચાવ કરવા માટે બારીસ્ટર મેહેનત કરે છે તેમ આપણે આપણા ભાઇબંધોને પ્રભુના રસ્તામાં લઇ જવા માટે મેહેનત કરવી જોઇએ. સરકારી બારીસ્ટરો પોતાના કુલને જેલમાં જતાં બચાવી લેયછે, પણ પ્રભુના બારીસ્ટર—ભક્તોએ તો લોકોને નરકમાં જતા બચાવી લેવા જોઇએ. જે બારીસ્ટર પોતાનાં કુલને બચાવી લેય છે, તેના જભાની એટલે કે તેનાં બારીસ્ટરપણાની વાહ વાહ થાય છે, તેમજ જે હરિજનો પોતાના ભાઇબંધોમાં ધરમ વધારે, તેનાજ જભાની એટલે કે જનોઇ અથવા તિલક કંઠીની સાર્થકતા થાય છે. માટે ભાઇઓ ! યાદ રાખજો કે જ્યારથી આપણે હરિજન થયા ત્યારથી આપણી જોખમદારીઓ વધીછે, જ્યારથી આપણે સત્સંગમાં ભળ્યા અને જ્યારથી આપણને ધર્મ ઉપર પ્રેમ થયો ત્યારથી જસ્ટીસ ઓફધી પીસનો અને વકીલ બારીસ્ટરનો પ્રભુએ આપણને હુદ્દો આપેલો છે. માટે હવે જો આપણે તનથી, મનથી કે ધનથી કાંઇ પણ ગલીચી કરીએ તો એની શિક્ષા બહુ મોટી છે. કારણ કે હવે તો આપણે હરિજન થયા છીએ, હવે કાંઈ આપણે મૂર્ખા નથી. જેનામાં અક્કલ નથી એવાં ઘોડાં ગધેડાંની ગંદકી માજીસ્ટ્રેટ માફ કરે, કાંઈ વકીલ બારીસ્ટરની એવી ભુલ માજીસ્ટ્રેટ માફ કરે નહીં; તેમજ દયાળુ ઇશ્વર પણ અજ્ઞાની જીવો ઉપર દયા કરશે.

પણ આપણે સમજતાં છતાં જાણી જોઇને પાપ કરીએ તો એ પાપની કાંઇ માફી મળવાની નથી. એની શિક્ષા તો ઉલટી બેવડી છે, કારણ કે હવે તો આપણે પ્રભુના જસ્ટીસ ઓફ ધી પીસ ને વકીલ બારીસ્ટર થયા છીએ, માટે જો હવે કાંઇ ભૂલ થાય તો નાની સુની શિક્ષાએ છુટકો થાય તેમ નથી, એ યાદ રાખજો.

---

## ૫૦–ખરેખરી બીમારી વખતે દરદીની શક્તિ હરીલેનાર ડાકતર જેમ નીચ છે તેમ જરૂરને વખતે મદદ કરવાને બદલે લોકો પાસેથી વધારે વ્યાજ લેવું એ પણ નીચતા છે.

આ જમાનામાં માણસોનો એવો સ્વભાવ પડી ગએલો છે કે જે દબાણમાં આવી ગયું હોય તેને વધારે દબાવવું, જે તંગીમાં આવી પડયું હોય તેની તંગી વધારવી, જે ગરીબીમાં આવી પડયો હોય તેને વધારે ગરીબ કરી નાંખવો, જે મુશ્કેલીમાં આવી પડયો હોય તેને ખાડામાં નાંખી દેવો અને જે ગરજવંતું હોય તેની ગરજનો ગેરલાભ લઈ લેવો એવો ધંધો આપણે સૌ થોડો ઘણો માંડી બેઠા છીએ; પણ એમ સમજતાં નથી કે એવી રીતની નીચતા કરવી એ મહા પાપનું કામ છે. આપણા પવિત્ર ધર્મશાસ્ત્રની મારફત મહાન પ્રભુનો આપણને એવો હુકમ છે કે ગરજવંતાંઓને મદદ કરવી, તંગીમાં આવી પડેલાંઓને બચાવી લેવાં, ગરીબોની વ્હારે ધાવું, દુઃખીઓને દિલાસો આપવો અને જે પોતાના ધંધા રોજગારમાં પોતાનાં કામ કાજમાં, પોતાના શરીરમાં, પોતાનાં ધનમાં કે પોતાની બુદ્ધિમાં શક્તિહીન થઇ ગયાં હોય તેઓને આપણાથી બની શકે તેટલો એવા ખરે વખતે ટેકો આપવો. તેને બદલે હાલમાં શું થાય છે એ તમે કયાં નથી જાણતા ? દુકાળ પડયો કે ઓછી આવક થઇ હોય તેવાં વરસોમાં જયારે ખેડુતોને મદદ આપવી જોઇએ ત્યારે અમલદારો ખેડુતોનો સરસામાન હરરાજ

કરાવીને સરકારનું મેહેસુલ લેય છે. નબળાં વરસોમાં જ્યારે ગરીબ લોકોને મદદ કરવી જોઇએ ત્યારે તેને બદલે વેપારીઓ એવે વખતે ઉલટા ચાહીને બેવડાં ચોવડાં વ્યાજ લેય છે, અને અજ્ઞાન લોકોને દબાવીને મોંઘી કીંમતની વસ્તુઓ તેમની પાસેથી સસ્તા ભાવે ખરીદી લેય છે. જેમકે કોઈ મજુરને તંગીને લીધે પોતાનો કાંઇ દાગીનો વેંહેચવો હોય તો તે દાગીનો સતાણું ટચનાં સોનાનાં હોય તોપણ વેપારી તેને કહે કે આતો છાસીયું સોનું છે. એની તો માંડમાંડ અરધી કીંમત ઉપજશે. આવી રીતે જરૂરને વખતે ગેરવાજબી રીતે લોકોને દબાવીને પોતાનું કામ કાઢી લેવું એ મહા પાપ છે. હાલના આપણા વેપારીઓ એમાં ડહાપણ સમજે છે અને એક બીજામાં વાતો કરે છે કે, ઠીક ઝપાટામાં આવ્યો છે. હવે બરોબર નીચોવાશે. નહીં માને તો જશે કયાં? હવે આપણે કયાં એવા ગાંડા છે કે સ્હેજમાં જતો મુકીએ? હવે તો જયારે આપણું મનમાન્યું થશે ત્યારે એને છોડશું. આવી રીતે વરતવું એ કેવું નીચ કામ છે એ તમને ખબર છે? જેમ કોઇ શ્રીમંત માણસ માંદો પડયો હોય, તેને એ વખતે ખુબ ગભરાવીને તેની પાસેથી વધારે નાણું કહડાવવા સારૂ તેની શક્તિ હરી લેય ને તે વધારે માંદો પડે એવી ઈરાદા પૂર્વક ચાહીને ખરાબ દવા આપે એ ડાક્તર જેમ મહા નીચને મહાપાપી છે, તેમ તંગીને વખતે–ગરજને વખતે–આફતને વખતે લોકોને નીચોવવા, અને ભારી ભારી વ્યાજ લેવાં તથા બીજી રીતના ગેરવાજબી લાભ લઈ લેવા એ પણ તેવુંજ મહાપાપ છે. માટે ભાઇઓ! જો હરિજન થવા ચાહતા હોય અને મહા મંગળકારી પરમપૂજ્ય પવિત્ર પિતાના સત્યરસ્તામાં આવવા ઇચ્છતાહોય તો પ્રભુ જેમ આપણી ઉપર દયા કરીને ખરે વખતે ઓચિંતી ગમે તે રસ્તે આપણને મદદ કરેછે તેમ આપણે પણ તંગીમાં આવી પડેલા આપણા ભાઇબંધો ઉપર દયા રાખીને તેઓને ખરે વખતે યથાશક્તિ મદદ કરવી જોઇએ; એવે અણીને વખતે તેઓને નીચોવવાથી–દુઃખીને દિલાસાને

બદલે ઉલટું દુઃખ દેવાથી પ્રભુનો કોપ આપણી ઉપર ઉતરે છે. માટે ભાઇઓ ! કાળના પણ કાળ અને ભયના પણ ભય પ્રભુના કોપમાંથી બચવાની ફીકર રાખો. અને સર્વશક્તિમાન દેવાધિદેવ પરમકૃપાળુ પરમાત્માની દયા મેળવવા માટે ગરજને વખતે આપણા ભાઇબંધો પાસેથી ગેરવાજબી લાભ લઇ લેવાની ઇચ્છા નહીં રાખતાં એવા ખરે વખતે તેઓની ઉપર દયા રાખી યથાશક્તિ તેઓને મદદ કરો.

---

## ૫૧—મોજ શોખ કરવા સારૂ કરજ કરવું એ મહા પાપ છે.

આપણા શાસ્ત્રનો ઠરાવ છે કે આપણી ઉપર કોઇનું પણ કરજ રાખવું નહીં. કારણ કે જ્યાં સુધી માથે કરજ હોય ત્યાં સુધી સ્વર્ગનાં સુખ ભોગવી શકાતાં નથી. આપણા લોકોમાં કહેવત છે કે, જે આપણી પાસે માગતો હોય તેનો બેલ બનીને પણ કરજ ચુકાવવું પડશે. આ કહેવત ઉપરથી આપણા બાપદાદાઓ માનતા કે સાત પેઢી સુધી પણ કરજ ચુકવ્યા વિના છુટકો નહીં થાય. તેથી છોકરાંનાં છોકરાંઓ અને તેનાં છોકરાંઓ પણ પોતાના દાદા પરદાદાનાં કરજ ચુકાવતા હતા. એવી આપણા લોકોમાં નીતિ હતી તેથી કરજ કરતાં માણસો બહુ ડરતાં હતાં અને પોતાની સ્થિતિ પ્રમાણે કરકસરથી રહેતાં હતાં; પણ આજેતો મુદતના કાયદાઓ થઇ ગયા છે, લા લેવાની કોરટો થઈ ગઈ છે, દીવાળું કહાડવાની શરમ મુકાઇ ગઇ છે એટલે લોકો કરજ કરતાં ડરતાં નથી. આપણી સરકારે મુદતના કાયદાઓ કહાડયા છે પણ યાદ રાખજો કે પ્રભુને ત્યાં કાંઇ એવી મુદતના કાયદાઓ નથી. ત્રણ વરસને છ વરસ ચાલ્યાં જાય એટલે અહીં આપણે કાયદાથી બચી શકીએ, પણ છ ભવ ચાલ્યા જાય તોપણ કરજ ચુકાવ્યા વિના પ્રભુના કાયદામાંથી—કર્મના કાયદામાંથી છટકી શકીએ તેમ નથી માટે ભાઇઓ ! બહુ મોજશોખ કરતાં જરા સંભાળજો. વિલાયતી બી-

ડીઓને વારે વારે ચાહ પીતાં જરા વિચારજો. ઉંચી કીનારીનાં ધોતીયાં ને બારીક મલમલો વાપરતાં પેહેલાં જરા ખીસું તપાસવાની મેહેરબાની કરજો. સેંટપોમેટમ ને ઉંચાં બુટ છત્રીઓ વાપરતાં તમારી સ્થિતિ તપાસજો. સરતોમાં જુગાર ખેલતાં અને બાઇસીકલો દોડાવતાં પેહેલાં તમારી ચાલુ આવક તપાસજો. ઈસ્કી ટટુ થઈ મેળાઓમાં ખરીદી કરતાં અને વારે વારે નાટકો જોવા જતાં પેહેલાં તમારી ફરજો તપાસજો. નવા નવા મસાલા વાળી પાનની પટીઓ ચાવતાં તથા નવીનવી જાતનાં પીણાંઓ પીતાં પેહેલાં તનદુરસ્તીનો વિચાર કરજો. યુરોપીયનોની વાંદર નકલ કરતાં તથા દેખાદેખીના ઉડાઉ ખરચો કરતાં પેહેલાં તમારા કુળની આબરૂ તરફ જોજો. સારૂં લગાડવા સારૂ નાતવરા કરતાં તથા બડેખાં બનવા માટે ફોગટના ઉડાઉ ખરચો કરતાં પેહેલાં કરજદાર ન થઇ જવાય એ સંભાળજો. અને ખોટી ખોટી મોટી મોટી આશાઓમાં રહી બાપ મરે બમણુા ને ચાચો મરે ચોગણા લખી આપી લાખના બાર હજાર કરતાં પેહેલાં કાંઇક જરા તરા વિચાર કરજો.

બેહેનો ! તમે પણ લુગડાં ઘરેણાં સારૂ કરીને સાસરાં સાથે કજીયા કરતાં પહેલાં વિચારજો. આણાં પરીયાણાં વખતે ભાઈ બાપ સાથે કરીયાવર માટે ખેંચતાણ કરતાં પેહેલાં તેમનું ગજું તપાસજો. તમારી સુંદર સાડીઓની ઝલકદાર કોરો અને તમારી ચોલીઓનાં ફેશનેબલ પુમટાંઓ સારૂ કરીને ધણીનું લોહી ન પીવાય એ સંભાળજો. તમારાં છોકરાંઓનાં જીકનાં ને જરીના કોટ પાટલુન બનાવવા સારૂ કરીને તમારા વરને કરજ કરવું ન પડે એ તપાસજો. રોજરોજ બદલાતી નવીનવી ફેશનની બાંગડીઓ, અને નવી નવી બાનકનાં કપડાંઓ પહેરી પરીઓ જેવી થઇને ફરતાં પહેલાં ધણીની આબરૂ ન જાય એ વિચાર કરજો. અર્ધાં અંગ ઉઘાડાં દેખાય એવાં બારીક કુમાસનાં કપડાંઓ અને નાટકી ડ્રેસની નકલ કરી સાવળીંગાની પેઠે ચટક મટક ચાલતાં પેહેલાં તમારાં કુ-

ળની આબરૂ તરફ જોજો. ઘરમાં હીંડોળાખાટ ઉપર હીંચકા ખાતે ખાતે અને સહીપણીઓ સાથે રમતગમતની વાતો કરતે કરતે મનમાં મોજ શોખના જે જે તરંગો ઉઠે તેને પોતાની સ્થિતિ વિચારીને કાબુમાં રાખતાં શીખજો. ઘરમાં નવરાં બેસી રહી ગામ ગપાટા હાંકતાં ને સગાં વ્હાલાંની નિંદા કરતાં જરા વરની પણ દયા ખાજો. સાવ તેનીજ ઉપર નહીં પડતાં ભરવા ગુંથવાનું કે લખવા વાંચવાનું શીખી તેને કાંઇ મદદગાર થઇ પડાય તેમ કરજો અને ઉપરછરી મોજશોખ સારૂ કરીને જ-રાક લટકોમટકો કરવા સારૂ કરીને, ગેરવાજબી રીતે નાતવરા કરી કરજમાં નાંખી ધણીને નરકની ટીકીટ અપાવતાં પહેલાં પ્રભુને ખાતર કાંઇક વિચાર કરજો. કારણકે કરજ મહાબુરૂં છે. અને આપણે ત્યાં મુદતના કાયદાઓ તથા લૉ લેવાની કોરટો છે. પણ હરિની હજુરમાં ઈન્સાફની વખતે કાંઇ લૉ લઇ આ-પણાંથી દીવાળું કહાડી શકાય તેમ નથી અને જમદુતની પાસે કાંઇ મુદતના કાયદાઓ નથી, માટે ભાઇઓ અને બેહેનો! મોજશોખ સારૂ કરજ કરી નરકની ટીકીટ લેતાં પહેલાં તમારા આત્માને અર્થે અને સર્વશક્તિમાન મહાન પ્રભુને અર્થે કાંઇક જરાતરા પણ વિચારજો.

---

પદ.

હાલ ઘૂમે છે પણ પસ્તાવો અંતે થશેરે,
જો નહીં ચેતશેરે. ( ટેક. )
ક્યાંથી આવ્યો ને શા માટે ? ક્યાં જાવું છે ને કઇ વાટે,
એનો કદી વિચાર કર્યો નહીં હશેરે. હાલ. ૧
હાલ ગમે તેમ માંની લેતું, એવું મન અંતે નથી રેતું,
થર થરીશ જવ મૃત્યુને તું દેખશેરે. હાલ. ૨
જવુંજ પડશે જાણીશ જ્યારે, અનેક તર્ક ઉઠશે ત્યારે,
કષ્ટ થશે તે હાલ નહીં મનમાં વસેરે. હાલ. ૩
ભવિષ્યના ઉર વિચાર થાશે, એ દુઃખ કેમે નહીં સેવાશે,

ઉપાય એકે તારે હાથ નહીં હશેરે. હાલ. ૪
અનંતનું માની લ્યો વાલા, ભજ શ્રીગોવિંદા ગોપાલા,
કાલાવાલા કર્યા નહીં ઠાલા જશેરે. હાલ. ૫

---

## પર–પ્રભુનું નામ સ્મર્ણ કરવા માટે માળા ફેરવવી તે માળા એ પ્રભુને પામવાની સીડી છે. અને તેના પારા તે એ સીડીનું એક એક પગથીયું છે.

હાલના વખતમાં ભક્તિથી રહીત શુષ્ક હૃદયના કેટલાક લોકો કહે છે કે, માળા ફેરવવામાં શું વળે ? એતો વખત ગુમાવવાનું છે ને તે નવરાનો ધંધો છે. એમ રામરામ કર્યે કાંઈ કલ્યાણ થઇ જાય નહીં.

ભાઈઓ, આવી વાતો સાંભળીને તમે નામસ્મર્ણ છોડી દેશો માં, પણ મહાન પવિત્ર પ્રભુનાં મંગળકારી નામમાં કેવો અલૌકિક આનંદ છે અને તે માટે ભગતો શું કહે છે એ સાંભળવાની પણ જરા મહેરબાની કરજો. એમને એમ ઉતાવળા થઇને એક બાજુ જોઇનેજ પરમ કલ્યાણકારી પ્રભુનાં પવિત્ર નામસ્મર્ણમાં અશ્રદ્ધા કરશોમાં.

મહાત્માઓ કહે છે કે, મહામંગળકારી પરમ કૃપાળુ પ્રભુનાં પ્રવિત્ર નામની શુદ્ધ હૃદયથી માળા ફેરવવી એ આપણાં કલ્યાણનો સેહેલામાં સેહેલોને સાચામાં સાચો રસ્તો છે. કારણ કે પ્રભુને પામવાના રસ્તામાં માળા એ સીડી છે અને તેના દરેક પારા તે એ સીડીનું એક એક પગથીયું છે. ભાઇઓ ! સમજ્યા ? માળા એ સ્વર્ગની નીસરણી છે, અને તેના દરેક પારા એટલે કે પ્રભુનું એકે એક પવિત્ર નામ એ તેનાં પગથીયાં છે. માટે જો શ્વર્ગનાં અલૌકીક સુખડાં ભોગવવાં હોય, અને સર્વ વ્યાપક સચ્ચિદાનંદના અનંતકાળના અખંડ આનંદ ભોગવવા હોય તો મહાન પ્રભુનાં પવિત્ર નામનું પૂર્ણ પ્રેમથી હમેશાં સ્મર્ણ કરવું જોઇએ. પ્રભુના નામ સ્મર્ણમાં નથી એક પાઇનું પણ ખરચ કે નથી કાંઇ

સખ્ત મેહેનત. એતો સૌ લોકોથી કોઇ પણ કાળમાં, કોઇપણ દે-શમાં, અને ગમે તે ધર્મમાં રહીને પણ બની શકે તેમ છે. એટલુંજ નહીં પણ પ્રભુએ તો એમ પણ કહેલું છે કે, મારાં લાખો નામ છે તેમાંથી તમને ગમે તે નામે મારૂં સ્મર્ણ કરો. અમુકજ નામ લેવું જોઇએ એવો કાંઇ પ્રભુનો આગ્રહ નથી. માટે મતભેદની જાળમાં નહીં પડતાં કોઇ પણ નામે પ્રભુનું સ્મર્ણ કરો, અને એ સ્મર્ણમાં કાંઇ પણ નિયમ રહી શકે તથા ગણત્રી રહી શકે માટે પ્રેમપૂર્વક પ્રભુનાં પવિત્ર નામની માળા ફેરવો; કારણ કે યાદ રાખજો કે, તમારે માળાના લાકડાં કે પથ્થર સામે જોવાનું નથી પણ કલ્યાણકારી પ્રભુનાં મંગળ નામ તરફ જોવાનું છે. માટે માળાને સ્વર્ગની નીસરણી અને તેના પારાને એ નીસરણીનું એક એક પગથીયું સમજજો, અને જેમ એ પગથીયાં વધારે ચ્હ-ડાય તેમ ઇશ્વરની વધારે નજીક જવાય છે એમ ખાત્રી રાખજો.

---

## ૫૩—આજના વખતમાં બીજાં સાધનો કરતાં પ્રભુનું નામ સ્મર્ણ કરવું એ મુખ્ય સાધન છે.

કળિયુગમાં માળા એ મુખ્ય સાધન છે કારણ કે હાલના જમાનામાં બીજાં કઠણ સાધનો બની શકતાં નથી. હાલના વ-ખતમાં આપણી તબીયત નાજુક થઈ ગઇ છે. આપણા અસલી આચાર વિચાર બદલાતા જાય છે. રાજ્ય બદલાઇ ગયાં છે. ધર્મમાં પણ ઘણા ઘણા મતભેદ ને ઘણા ઘણા પંથો થયા છે. આપણે નવી પ્રજાઓના સહવાસમાં આવ્યા છીએ અને તેઓ-ના જુદીજ જાતના આચાર વિચાર પણ કાંઈક કાંઈક આપણા-માં આવતા જાય છે. આપણા અસલી ધર્મની સંસ્કૃત ભાષા હાલમાં ચાલતી નથી અને આપણને નીશાળોમાં ને કોલેજોમાં જે ભણવાનું મળે છે તે પણ હાલના જમાનાના રંગ ઢંગ પ્રમા-ણેનું હોય છે, એટલે હાલમાં આપણે હઠયોગની ક્રિયાઓ કરી શકીએ તેમ નથી. આપણે રાજસૂય યજ્ઞ કે સોમયાગ કરી શ-

કીએ તેમ નથી. આપણે પંચાગ્નિની ધુણીયો તાપી શકીએ તેમ નથી. આપણે કૃચ્છ્ર ચાંદ્રાયણ વ્રત કરી શકીએ તેમ નથી. આપણે પગે ચાલીને તીર્થ કરી શકીએ તેમ નથી. આપણે પૂરેપુરા યમ નિયમ પાળી શકીએ તેમ નથી. આપણે મહાત્મા બૌદ્ધની પેઠે ત્યાગી થઇ શકીએ તેમ નથી. આપણે જનકવિદેહીની પેઠે ઇશ્વરપરાયણ થઇ શકીએ તેમ નથી. આપણે મીરાંબાઈ કે સૂરદાસની પેઠે અનન્ય ભક્તિ કરી શકીએ તેમ નથી. આપણે ભક્તરાજ નરસિંહ મેહેતાની પેઠે છેક ઢેડની સાથે પણ અભેદ રાખી શકીએ તેમ નથી. અને આપણી પ્રપંચી વૃત્તિને મહાત્મા શંકરાચાર્યનું અદ્વૈત જ્ઞાન પણ રૂચે એમ નથી. માટે હાલમાં તો આપણે માટે ખરેખરૂં એકજ સાધન છે, અને તે પરમકૃપાળુ પ્રભુનું નામ સ્મર્ણ છે. સાજાં માંદાં, નાંનાં મોટાં, ગરીબ તવંગર, મુરખ પંડિત ને દેશી કે પરદેશી સાૈથી સાૈ ઠેકાણે તે બની શકે તેમ છે, માટે રૂષિમુનિયો અને સાધુ સંતો કહી ગયાછે કે, આ જમાનામાં નામસ્મર્ણ એ મુખ્ય ધર્મ છે, એ શિવાયના જે બીજા ધર્મો છે તે જેનાથી બની શકે તેઓને માટે છે પણ કલ્યાણકારી પ્રભુનાં પવિત્ર નામનું મંગળ સ્મર્ણ એતો ખાસ સાૈને માટે છે. એમાં ઉમરનો બાધ નથી, દેશનો બાધ નથી, કાળનો બાધ નથી, નાતજાતનો બાધ નથી, ધર્મનો બાધ નથી, રાજ્યનો બાધ નથી, સ્ત્રી પુરૂષનો બાધ નથી, અને એમાં કાંઇ ખાસ મહેનત કે ખરચની બાબત નથી, એટલે બાળકથી વૃદ્ધ સુધી સાૈ લોકોમાં પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી વગર હરકતે ચાલી શકે એવો તે સેહેલો ધર્મ છે, માટેજ ઉંડાં તત્વજ્ઞાનથી ભરેલાં આપણાં શાસ્ત્રોએ પ્રભુના નામ સ્મર્ણને ઉત્તમ ધર્મ માનેલો છે. અને આખી પૃથ્વીની દરેક પ્રજાએ કોઇને કોઇ રૂપમાં આપણા પ્રાચીન રૂષિયોનો એજ ધર્મ સ્વીકારેલો છે. માટેજ શ્રી કૃષ્ણ ભગવાને કહેલું છે કે,

**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥**
**अ. ४ श्लो ११**

અર્થઃ—જે માણુસો જેવી રીતે મને ભજે છે તેને તેવી રીતે હું ફળ આપું છું. કેમ કે હે અર્જુન ! બધી તરફથી માણુસો જે રસ્તો પકડે છે તે રસ્તો મારોજ છે.

ભાઇઓ ! સમજ્યા કે? પ્રભુ કહે છે કે જુદા જુદા મતની બહારની ક્રિયાઓ ગમે એટલી જુદી જુદી હોય, અને જુદી જુદી ભાષાઓને લીધે ગમે તે જુદું જુદું નામ લેતા હોય, તથા જુદા જુદા દેશમાં જુદે જુદે વખતે ગમે તે જાતના જુદા જુદા ગુરૂઓ થયા હોય પણ તે સર્વે મારાજ માર્ગમાં ચાલનારા છે અને મનેજ ભજનારા છે, તથા તેઓને તેઓની ભાવના પ્રમાણે ફળ આપનારો હુંજ છું.

હવે વિચાર કરો કે, આમાં ધર્મનો ભેદ કયાં રહ્યો? આમાં નાતજાતનો ભેદ કયાં રહ્યો? આમાં બહારની ક્રિયાઓનો ભેદ કયાં રહ્યો ? અને આમાં ધરારની તકરારો અને મફતની મારામારી કરવાની વાત કયાં રહી? આવી રીતે મહાન પ્રભુનાં પવિત્ર નામનાં સ્મર્ણની મારફત આખી દુનિયાંની તમામ પ્રજા પ્રભુના રસ્તામાંજ છે, એમ વિચારીને બહારના ઉપલક મત ભેદો છોડી દઇને જેમ બને તેમ પ્રભુના જશ વધારે ગવાય, પ્રભુની પ્રાર્થના વધારે થાય અને પ્રભુનું નામ સ્મર્ણ વધારે થાય તેમ કરો. કારણ કે એ મુખ્ય સાધન છે, અને આખી દુનિયાંના કુલ ધર્મોનો તે સાર છે. માટે હ્રદયમાં પ્રેમ આણીને અનંત બ્રહ્માંડના નાથનું રૂડી રીતે સ્મર્ણ કરો.

પદ

નામ સુધારસ સાર સરવમાં, પરખી પ્રેમ શું પીધોરે,
ભૂતળપતિપદ તેને ન ભાવે, લહાવો નૌતમ લીધોરે—ના૦

એ રસ મોંઘે મુલે મળે નહી, વૈકુંઠનાથને વાલો રે,
અજ ઉમયાપતિ ઈચ્છક એના, અદ્વૈતપદનો પ્યાલોરે—ના૦
પુરણ બ્રહ્મ એ રસને પ્રીછો, નથી સમો વડ એવોરે,
જગતનું જીવન એનેરે કહીએ, મહા વીરલાનો મેવોરે—ના૦
કોટી જગનને જપ તપ તીરથ, તોએ તુલ્ય ન આવેરે,
પૃથ્વીપાત્રને મુકતા ભરીયું, એથી અધિકપણ પાવેરે—ના૦
નામસમોવડ કોઇ ન આવે, અમૂલ્ય વસ્તુ એવી રે,
સદ્‌ગુરૂ સ્વામી કૃપા કરે તો, ત્યાંથી મળે તેવીરે—ના૦
દુર્લભ દીઠોને મહારસ મીઠા, સ્વાદ કહયો ન જાયેરે,
નીરાંત નામ સુધારસ પીતાં, હરી સરખો થઈ જાયેરે—ના૦

---

## ૫૪—પ્રભુ કહેછે કે બધી જાતના યજ્ઞ કરતાં પ્રભુનું નામ સ્મર્ણ કરવું એ ઉત્તમમાં ઉત્તમ યજ્ઞ છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા એ આપણા પવિત્ર ધર્મનું ઉત્તમમાં ઉત્તમ પુસ્તક છે. કારણ કે આપણામાં જુદા જુદા સેંકડો મતો ને સંપ્રદાયો છે પણ તે સર્વે ભગવદગીતાને પોતાનાં ધર્મ-પુસ્તક તરીકે કબુલ રાખે છે. એટલુંજ નહીં પણ દુનિયાંની એવી કોઇપણ સુધરેલી ભાષા નથી કે જેમાં શ્રીમદ્‌ભગવદ્‌-ગીતાનું ભાષાંતર થયું ન હોય. જે લોકો પરદેશીઓ છે, આપણા ધર્મથી વિરૂદ્ધના છે, અને પોતાના ધર્મ ઉપર ચુસ્ત છે તે લોકોના પંડિતો ગંભીર અવાજે ગીતાનાં વખાણ કરે છે. ટુંકામાં આખી દુનિયાંના જુદા જુદા ધર્મના વિદ્વાનો ગીતાના ઉંડાં જ્ઞાન માટે ઉંચો અભિપ્રાય ધરાવે છે. એવાં તત્ત્વજ્ઞાનનાં પુસ્તકમાં પણ શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કેઃ—

**यज्ञानां जपयज्ञोऽस्मि.**

अ. १० श्लो २५

અર્થઃ-સર્વે યજ્ઞોમાં જપ યજ્ઞ તે હું છું.

ભાઈઓ ! શું સમજ્યા ? પ્રભુ કહે છે કે બધી જાતના યજ્ઞો કરતાં પ્રભુનું નામ સ્મર્ણ કરવું એ ઉત્તમમાં ઉત્તમ યજ્ઞ છે. પ્રભુનાં આ વચનો કરતાં નામસ્મર્ણની જરૂરીઆત અને નામસ્મર્ણની મ્હોટાઇ માટે બીજી વધારે ખાત્રી આપણને શું જોઇએ?

બધી જાતના યજ્ઞો કરતાં નામસ્મર્ણ એ ઉત્તમ યજ્ઞ છે એમ પ્રભુએ કહેલું છે, માટે હવે આપણે એ સમજવું જોઇએ કે, બીજા કયા કયા યજ્ઞો છે ? ગીતાના ચોથા અધ્યાયમાં મહાત્મા શ્રીકૃષ્ણજીએ નીચે પ્રમાણે મુખ્ય બાર જાતના યજ્ઞ ગણાવેલા છે.

૧. બ્રહ્માર્પણ યજ્ઞ, એટલે કે દરેક કર્મ પ્રભુને અર્પણ કરવું, અને દરેક કર્મમાં પ્રભુને સમજવો.

૨. દેવયજ્ઞ, એટલે કે ઇંદ્રાદિક દેવતાઓને નિમિત્તે જે યજ્ઞ કરવામાં આવે છે તે.

૩. બધી જાતની ઇંદ્રિયોને વશ રાખવી તે ઇંદ્રિયનિગ્રહને યજ્ઞ કહે છે.

૪. ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે દુનિયાંદારીનાં સુખ ભોગવવાં તેને યજ્ઞ કહે છે.

૫. શાન્તિથી મનની એકાગ્રતા કરીને આત્મધ્યાનમાં તન્મય થવું તેને યજ્ઞ કહે છે.

૬. દાનયજ્ઞ, યથાશક્તિ ગરીબોને દાન આપવું અને પ્રાણીઓ ઉપર દયા રાખવી એ પણ એક જાતનો યજ્ઞ છે.

૭. તપયજ્ઞ, મહાન પ્રભુને અર્થે બની શકે એટલી સહન શીલતા રાખવી અને મોજ શોખની ઘણી વસ્તુઓ પોતાની રાજીખુશીથી છતાં સાધનોએ છોડી દેવી તેને તપયજ્ઞ કહે છે.

૮. યોગયજ્ઞ, મહાત્મા પતંજલિ ઋષિના બનાવેલાં યોગશાસ્ત્ર પ્રમાણે યોગ સાધવો, અને નિર્વિકલ્પ સમાધિ પર્યંત પહોંચવું તેને યોગયજ્ઞ કહે છે.

૯. વેદનો તથા બીજાં ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવો અને પ્રભુનો મહિમા ગાયા કરવો તથા પ્રભુની સ્તુતિનાં સ્તોત્રોનો પાઠ કર્યા કરવો તેને સ્વાધ્યાય યજ્ઞ કહે છે.

૧૦. જ્ઞાનયજ્ઞ, સર્વવ્યાપક અલૌકિક ઇશ્વરનું સત્ય સ્વરૂપ ઓળખાય છે એવું જ્ઞાન મેળવવું ને એવા આચાર વિચાર રાખવા તેને જ્ઞાનયજ્ઞ કહે છે.

૧૧. યોગની રીતિ પ્રમાણે પ્રાણાયામ કરવા તથા કુંભક કરવો તેને પણ પ્રાણુને રોકનારો યજ્ઞ કહે છે.

૧૨. નિયમ પ્રમાણે ખોરાક ખાવો તથા થોડું ખાવું તેને પણ યજ્ઞ કહે છે.

પ્રભુ કહે છે કે, આવી જાતના ઘણા પ્રકારના યજ્ઞો વેદમાં વિસ્તારથી કહેવામાં આવ્યા છે, તે યજ્ઞોમાંથી કોઇપણ પ્રકારનો યજ્ઞ જો રૂડી રીતે કરે તો તે કરનાર માણસનાં પાપ નાશ પામે છે. પણ વળી શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે, આ બધા યજ્ઞો કર્મથી થએલા છે. અને બહારની જુદી જુદી વસ્તુઓથી કરીને જે યજ્ઞ થાય તે કરતાં જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે, કારણ કે સર્વ કર્મનું ફળ જ્ઞાનમાં સમાઇ જાય છે. માટે જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે.

જો કે ઉપર વર્ણવેલા બધા યજ્ઞોમાં જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે એમ ચોથા અધ્યાયમાં પ્રભુએ કહેલું છે અને એમાં કંઇજ શંશય જેવું નથી, પણ એ પછી પરમદયાળુ પ્રભુએ આપણી ઉપર વધારે દયા કરી છે. અર્જુન જેવા મહાન ભક્તની શંકાઓ, ખેદ, અને અધીરતપણું જોઇને આપણા જેવા વ્યવહારિક માણસોની ભુઠ્ઠી લાગણીઓ તેઓને ખુલ્લી રીતે સમજાઇ ગઈ, તેથી તેઓને લાગી ગયું કે, ઇશ્વરનાં અલૌકિક સ્વરૂપનું જ્ઞાન માણસો સેહેલાઇથી મેળવી શકશે નહીં. માટે તેઓએ આપણી ઉપર ખાસ દયા કરીને દશમા અધ્યામાં ફરમાવ્યું કે, "સર્વે યજ્ઞોમાં જપયજ્ઞ તે હું છુ" કારણ કે તે સૌથી સેહેલાઇથી બની શકે તેમ છે. એટલુંજ નહીં પણ એમાંથી અતે જ્ઞાનયજ્ઞ પણ બની શકે છે. ઘણાએ મહાન ભકતોએ કેવળ પ્રભુનાં નામ સ્મર્ણમાંથીજ જ્ઞાન મેળવી લીધેલું છે. માટે ભાઇઓ અને બેહનો! આળસ મૂકીને વિશ્વાસ રાખીને શુદ્ધ અંતઃકર્ણથી ને પૂર્ણ પ્રેમથી તથા અંતરના ઉમળકાથી મહામંગળકારી

આનંદ સ્વરૂપ પ્રભુનાં પવિત્ર નામનું જ્યારે બને ત્યારે સદાસર્વદા સ્મર્ણ કરો. કારણકે એ સહેલામાં સહેલો ને ઉત્તમમાં ઉત્તમ યજ્ઞ છે. માટે પરમકૃપાળુ પરમાત્માના દુ:ખનાશક નામનું સ્મર્ણ કરો.

---

## ૫૫.–ધાબળીમાંથી ઉનનો એક એક તાંતણો ખેંચી લેતાં અંતે ધાબળીપણું મટી જઇને ઉનરૂપ થઇ રહે છે, તેમ પ્રભુનું એક એક નામ સ્મર્ણ કરતાં અંતે જીવપણું મટી જઇને શિવરૂપ થઇ શકાય છે.

એક મહાત્મા સાધુ વારંવાર પોતાના શિષ્યોને ઉપદેશ કરતા હતા કે, જેમ બને તેમ હૃદયમાં ભગવદ્ આવેશ ભરીને પ્રભુના નામનું સ્મર્ણ કરો. મહાત્માની આ વાત તેના એક માથા ફરેલ શિષ્યને ગમતી નહીં તેને એમ લાગતું કે એકની એક વાત વારે વારે ગુરૂજી શા માટે કહ્યા કરે છે? એમાં નવું શું છે? એતો સૌ જાણે છે. એમ વિચારીને પોતાથી ન રહેવાયું તેથી એક દીવસ ગુરૂને કહ્યું કે, મહારાજ, તમે વારંવાર કહો છો કે પ્રભુનું નામ સ્મર્ણ કરો, પ્રભુનું નામ સ્મર્ણ કરો. પણ એતો સૌ જાણે છે. એમાં તમે નવું શું કહ્યું? અમે તો તમારી તરફથી કાંઇક વધારે સારા ઉપદેશની આશા રાખીએ છીએ.

એ સાંભળીને તે મહાત્માએ કહ્યું કે, બેટા, તારો સલાલ બરોબર છે. પણ હમણાં મને કામ છે માટે પછી જવાબ આપીશ. હમણાં તો આ મારી જુની ધાબળી છે તેમાંથી એકએક ઉનનો તાંતણો જુદો પાડયા કર. બે ચાર દીવસ થયા તાં ધાબળીમાંથી ઉનના દરેક બાલ છુટા પડી ગયા અને ઉનનો ઢગલો થઇ પડયો ને ધાબળી રહી નહીં. એ પછી તે ગુરૂએ એ શિષ્યને કહ્યું કે, બેટા, મારી જુની ધાબળી લાવ, ત્યારે તે શિષ્ય એ કહ્યું કે, મહારાજ, હવે ધાબળી કયાંથી? એનું તો ઉન

થઇ ગયું. મહારાજે કહ્યું કે, એ કેમ બને ? તું એક એક તાંતણો ઉનનો ખેંચતો, એમાં કાંઈ આખી ધાબળી જાય કે ? મને તો મારી ધાબળી વિના નહીં ચાલે, એમ કાંઈ વાસીદામાં સાંબેલું જાય ? ઉનનો એક બાલ ખેંચવામાં કાંઈ આખું કંબલ જાયકે ? આ સાંભળીને તે શિષ્યે કહ્યું કે, મહારાજ, આવી શંકા કાંઈ આપને શોભે ? આ રહ્યો ઉનનો ઢગલો. એ ધાબળી તો શું પણ જો લાગુ રહીએ તો એક એક ઉન ખેંચતે ખેંચતે તો હજારો તાકાઓનું ઉન બનાવી નંખાય.

ત્યારે મહારાજે કહ્યું કે બેટા, જેમ એક એક ઉનનો તાંતણો ખેંચતાં ખેંચતાં ધાબળી મટીને ઉન થઇ ગયું, તેમ એક એક પ્રભુનું નામ લેતાં લેતાં અંતે આપણે પણ જીવ મટીને શિવ થઇ શકીએ છીએ. ધાબળીમાંથી જેટલા તાંતણા ખેંચી લઇએ તેટલું ઉન જેમ તેમાંથી ઓછું થાયછે તેમ આપણે પણ પ્રભુનાં નામનું જેટલું વધારે સ્મર્ણ કરીએ તેટલી આપણા અતઃકરણની વધારે શુદ્ધિ થાય છે અને જેટલી એ વધારે શુદ્ધિ થાય તેટલા આપણે વધારે ઇશ્વરની નજીક જઇ શકીએ છીએ. માટે આપણે અંતરમાં પ્રેમ આણી આણીને નામ સ્મર્ણ કરવું જોઇએ. તું કહે છે કે એમાં શું નવી વાત ? પણ હું કહું છું કે, પ્રભુનું નામસ્મર્ણ કરવું એ સદાય નવામાં નવી ને જુનામાં જુની વાત છે. એ કરતાં વધારે સારો અને વધારે સેહેલો ઉપદેશ મને તો કોઇ મળતો નથી, પણ જો તું કાંઇ નવું બતાવતો હોય તો તારી મેહેરબાની. બચ્ચા, આજથી યાદ રાખજે કે પ્રભુના નામ સ્મર્ણ, પ્રભુના ગુણગાન, પ્રભુની પ્રાર્થના અને ભગવત્ સેવા કરતાં ઇશ્વરી જ્ઞાન મેળવવાનો બીજો કોઈ ઉત્તમ રસ્તો આ દુનિયાંમાં છેજ નહીં. અને બીજું જે કાંઇ સાચું જ્ઞાન છે તે પણ નામ સ્મર્ણ, ગુણગાન, પ્રાર્થના, કે સેવા કર્યા પછીજ મળી શકે તેમ છે. માટે હજાર વાતની એક વાત એ છે કે, જેમ બને તેમ અને જ્યારે બને ત્યારે કોઇ પણ રસ્તે પ્રભુમય થવાની તજવીજ કરો. બચ્ચા, તને એમ લાગે છે કે, હુ વારે વારે એની એ વાત

કહ્યા કરૂં છું. તારી એ વાત સાચી છે. પણ એમ કર્યા વિના અમારે બીજો ઉપાય નથી, કારણ કે તમે બધા જાણો છો કે નામ સ્મર્ણ કરવું એ બહુ સારૂં છે, પણ તમે તેમ કરતા નથી. માટે અમને વારે વારે એની એ વાતની ફરી ફરીથી તમને યાદી આપવી પડે છે. બીજું એ કે, ધાબળી જેમ ઉનમાંથી બનેલી છે અને તેમાંથી એક એક તાંતણો કરી ઉન ખેંચી લેતાં ધાબળીપણું મટી જઇને જેમ પાછું ઉન બની જાય છે, તેમજ આપણો જીવ પણ બ્રહ્મમાંથી–ઇશ્વરમાંથી નીકળેલો છે. એટલે તેની આડાં આવતાં આવરણો દૂર થશે ત્યારે તે પણ પાછો ઇશ્વરમય થઇ જશે. માટે આપણા આત્માને પરમાત્માનો મીલાપ થવામાં જે અડચણો આડી આવે છે તે અડચણો દૂર કરવા સારૂ અને મોક્ષ મેળવવા સારૂ આપણે જેમ બને તેમ ત્રિવિધ તાપનાશક મહામંગળકારી પરમકૃપાળુ આનંદસ્વરૂપ શ્રીહરિના પવિત્ર નામનું સદાકાળ સ્મર્ણ કરવું જોઇએ અને આપણાં મન બુદ્ધિને સર્વાત્મભાવથી તેનાજ ધ્યાનમાં લગાડવાં જોઇએ.

---

## ૫૬.–પૂર્ણપ્રેમથી અનંત બ્રહ્માંડના નાથના નામનું સ્મણ કરવું એ તપ કરવા બરાબર છે.

આપણે એમ સમજીએ છીએ કે, બહુ અપવાસ કરવા, બહુ વ્રતો કરવાં, બહુ ધુણીયો તાપવી, અને કાયાને બહુ બહુ કષ્ટ આપવી તેનું નામ તપ છે. પણ શાસ્ત્રો કહે છે કે હાલના જમાનાને માટે કાંઇ એવાં તપ નથી; કઠિન તપનો જમાનો તો ચાલ્યો ગયો છે. હવે તો લોકોની પ્રકૃતિ બહુ નાજુક થઇ ગઇ છે તેથી દરેક બાબતમાં લોકો ખાસ સગવડતા માગે છે. હવે લોકોને દોરીકળશા ખભે ઉપાડવા નથી ગમતા પણ હવે તો માણસો દરેક જગ્યાએ ભીંત ગંગા માગેછે. હવે બાવન ચીજો ભેળી કરવાના ને ચાર પહોર ઉકાળવાના ઉકાળા લોકો નથી માગતા, પણ હવે તો વખત વખતનાં લેબલ

ચોડેલી દવાની તૈયાર બાટલીઓ લોકો માગેછે. હવે લઠાને પાણુકોરાંનો ભાર લોકો ઉપાડી શકતા નથી પણ હવે તો મલમલ ને નેનસુખ જોઇએ છે. હવે પગે ચાલીને જાત્રા કરવાની આપણામાં શક્તિ રહી નથી પણ હવે તો આપણે રેલવે ને વિજળીની ગાડી માગીએ છીએ. ઉપરા ઉપર દુકાળ પડવાથી જમીનના રસકસ ઘટી ગયાછે તેથી અનાજ તથા ઔષધિયો નિર્બળ થઇ ગઇછે; એટલુંજ નહી પણ ગરીબાઇને લીધે, તથા સંસર્ગ દોષથી અને બાળલગ્ન વિગેરે આપણા કેટલાક બુરા રીવાજોને લીધે આપણે એટલા બધા નબળા બાંધાના થઇ ગયા છે કે, હવે લાંઘણો કરવી આપણને પાલવે તેમ નથી. હવે તો આપણે એમ સમજવા લાગ્યા છીએ કે,જો શરીર નહીં સાચવીએ તો ઘડીકમાં બાર વાગી જશે. કારણ કે અસલના લોકો જેવી આપણામાં સહનશીલતા નથી અને એવી સહનશીલતા રહી શકે તેવાં સાધનો પણ હાલમાં નથી. પૌરાણિક વ્રતોના નિયમો બહુ ઉત્તમ છે પણ અંગ્રેજી કેળવણીએ આપણી પ્રજાનાં એવાં માથાં ફેરવી નાંખેલાં છે કે, તે ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી શકે એવા હજારોમાં કોઇકજ હોય છે, અને એવા હજારો શ્રદ્ધાળુમાંથી પણ કોઇકજ તે વ્રતો વિધિસર પાળી શકે તેવા હોય છે. કારણ કે હાલમાં આપણી શારીરિક નબળાઇ માત્ર સગવડતાનેજ ચાહે છે, પણ એ જુની ઢબનાં વ્રતોમાં હાલના જમાના પ્રમાણેની સગવડતા સચવાય એ મુશ્કેલ છે, તેથી એવાં તપ આપણે સેહેલાઇથી કરી શક્તા નથી. અને ભીખ માગવાનું કે ગુફામાં ભરાઈ બેસવાનું પણ હાલના લોકો પસંદ કરતા નથી, પણ હવે તો આપણે લોકોને ઉપયોગી થઇ પડવા તથા ધંધા રોજગારમાં ફતેહ મેળવવા ઇચ્છા રાખીએ છીએ. આ પ્રમાણેના આપણી વૃત્તિમાં અને આપણા વ્યવહારમાં કુદરતી ફેરફારો થઈ ગએલા છે, એટલે અસલના વખતનાં કઠિન તપો આપણાથી હાલના વખતમાં બની શકશે નહીં, એમ વિચારીને ત્રિકાલદર્શી મુનિયોએ આપણી ઉપર દયા કરીને

આપણાં પવિત્ર શાસ્ત્રોમાં એમ ફરમાવેલું છે કે, " કળિયુગમાં પ્રભુનું નામ સ્મર્ણ કરવું એજ ઉત્તમ તપ છે " કારણ કે તેઓ સમજતા કે મનને રોકવું તથા ઇશ્વરપરાયણ થવું એજ તપનો હેતુ છે. અને મહાન ઇશ્વરનાં પવિત્ર નામના અલૌકિક બળથી પણ વખત જતાં એ પ્રમાણે બની શકે છે માટે આર્યરૂષિયોએ પ્રભુનાં શાન્તિદાયક નામસ્મર્ણને તપ ગણેલું છે. જે કાળમાં જે સેહેલી રીતે મનને રોકી શકાય અને જીવને ઇશ્વરમય કરી શકાય તે રીતોને તે જમાનાનું ઉત્તમતપ કહે છે. એ પ્રમાણે આજના વખતમાં જગતપાલક પિતાના મહામંગળકારી નામસ્મર્ણથી બની શકે છે તેથી હાલના વખતમાં નામ સ્મર્ણ એ ઉત્તમ તપ છે. માટે ભાઇઓ ! મનને હલકા વિષયોમાં ભટકતું અટકાવવા સારૂ તથા જીવને ઇશ્વર મય કરવા સારૂ જેમ બને તેમ અને જ્યારે બને ત્યારે શુદ્ધ અંતઃકરણથી, પૂર્ણ પ્રેમથી, ને દ્દઢ શ્રદ્ધાથી મહામંગળકારી અખંડ આનંદરૂપ અનંત બ્રહ્માંડના નાથનાં શાન્તિદાયક નામનું સદા સ્મર્ણ કરો, સદા સ્મર્ણ કરો.

---

## ૫૭–પ્રભુનું નામ સ્મર્ણ કરવાથી શું શું લાભ થાય છે તે વિષે.

આ પુસ્તકમાં અને ભક્તિ માર્ગનાં બીજાં પુસ્તકોમાં વારંવાર કહેવામાં આવ્યું છે કે, પરમ કૃપાળુ મહાન પ્રભુનાં પવિત્ર નામનું સર્વદા સ્મર્ણ કરો, સર્વદા સ્મર્ણ કરો. પ્રભુનાં શાંતિદાયક નામસ્મર્ણની જરૂરીયાત દુનિયાંના કુલ ધર્મોવાળા બધતા ઓછા રૂપમાં સ્વીકારે છે. એટલે ઘણું કરીને સર્વ લોકો એ બાબતમાં કાંઇ પણ ઉંડા ઉતર્યા વિના સ્વાભાવિક રીતેજ માની લેય છે કે નામ સ્મર્ણથી કલ્યાણ થાય છે, પણ કેમ કલ્યાણ થાય છે તે સ્પષ્ટ રીતે સમજાવી શકતા નથી. તે સમજાવવા સારૂ સંતો કહે છે કે.

નામસ્મર્ણ એ એક પ્રકારનો સેહેલો યોગછે. પ્રાણાયામ, ધારણા, ધ્યાન વિગેરે જેમ યોગની જુદી જુદી ક્રિયાઓ છે તેમ ઇશ્વરનું નામસ્મણ કરવું એપણ યોગની એક ક્રિયા છે. પણ પ્રાણાયામ વિગેરે ક્રિયાઓ મુશ્કેલ છે એટલે તેમાં જોખમ પણ વધારે છે અને ફળ પણ વધારે છે. અને નામસ્મર્ણની ક્રિયા બહુ સેહેલી છે એટલે તેમાં જોખમ કાંઇ નથી છતાં પણ ફળ તેના પ્રમાણમાં બહુ મોટું છે. માટેજ એકે એક ભગતોએ કોઇને કોઇ રૂપમાં નામ સ્મર્ણનો મહિમા કબુલ રાખેલો છે. યોગની બીજી ક્રિયાઓનો હેતુ જેમ મનની એકાગ્રતા કરવાનો હોય છે, વૃત્તિને સ્થિર કરવાનો હોય છે, અંતઃકરણને શુદ્ધ કરવાનો હોય છે, અને ઇશ્વરપરાયણ થવાનો હોય છે તેમજ ઇશ્વરનાં નામસ્મર્ણથી પણ આગળ જતાં સ્વાભાવિક રીતેજ એ બધું થવા લાગે છે. પણ આપણને એ બધું હજી સુધી ખુલ્લી રીતે સમજાતું નથી તેનું કારણ એજ છે કે, આપણે પ્રેમપુર્વક જેટલું નામસ્મર્ણ કરવું જોઇએ તેટલું સ્મર્ણ હજી સુધી કરેલું નથી એટલે તેની ખરી કીંમત આપણે સમજી શકતા નથી. પણ જો અંતરના ઉમળકાથી દૃઢતા પૂર્વક પ્રભુનાં મહા મંગળકારી ત્રિવિધ તાપનાશક નામસ્મર્ણમાં અહર્નિશ મચ્યા રહીએ તો થોડાજવખતમાં આપણને સ્પષ્ટ રીતે ખબર પડે કે,

જ્યારથી અમે પરમકૃપાળુ મહાન પરમાત્માના મંગળકારી નામનું સ્મર્ણ કરવા લાગ્યા છીએ, ત્યારથી અમારા મનમાં કાંઇક વધારે શાંતિ રહેવા લાગી છે, ત્યારથી અમારા વિકારો કાંઇક ઓછા થવા લાગ્યા છે, ત્યારથી દુનિયાંદારીની નજીવી ખટપટોમાંથી અમારૂં ધ્યાન પાછું હઠવા લાગ્યું છે, ત્યારથી જરા જરા કડવો ઘુંટડો ઉતારવાનું એટલે કે સ્હેજ ખમી ખાવાનું બની શકે છે, ત્યારથી મનમાં એમ લાગવા માંડ્યું છે કે, હવે એવું કામ અમને ન શોભે અને ત્યારથી અમને કાંઇક માનસિક આનંદ થવા લાગ્યો છે. એ પછી વધારે ઉંડા ઉતરતાં વધારે નામ સ્મર્ણ કરતાં આપણને લાગી આવે છે કે, જ્યારથી

અમારા હૃદયમાં પવિત્ર પિતાનું શાંતિદાયક નામ જામ્યું, ત્યારથી અમારા વ્યવહારમાં સરળતા થતી જાય છે, ત્યારથી દુનિયાં સાથે અમારી ભાઇબંધી વધતી જાય છે, ત્યારથી ઘણી બાબતોમાં અમારી ઇચ્છા પ્રમાણે થતું આવે છે, ત્યારથી અમારા ખ્યાલો કાંઈક ઉંચા ઉંચા રહે છે અને ત્યારથી ખાવા પીવાનો, રમવા ભમવાનો, નાત જાતના ઝઘડાનો, કપડાં લતાંનો તથા સુવા બેસવાનો શોખ કાંઇક કાબુમાં આવી ગયો છે. એ પછી વખત જતાં નામસ્મર્ણનું બળ વધતાં આપણુને સમજાય છે કે, હવે અમે ભગત બનતા જઇએ છીએ. હવે અમારાથી બુરા કામ થઇ શકે નહી. હવે અમે પ્રભુને અર્થે કેટલીક જાતના ત્યાગ કરી શકીએ છીએ. નામ સ્મર્ણથી આટલું બળ હૃદયમાં આવી ગયા પછી આપણે જોઇએ છીએ કે, કોઈ ચમત્કારીક રીતે આપણાં કામ સેહેલાઈથી પાર પડતાં જાય છે, આપણે સદાય આનંદ આનંદમાં રહી શકીએ છીએ, બહુ દુઃખોમાં પણ આપણુને મોટો ધક્કો વાગતો નથી. અને વ્યવહારની અટપટી જાળમાં રહ્યા છતાં પણ પરમાત્મા સાથેનો આપણો તાર તુટતો નથી. આટલું બધું પ્રભુનાં નામસ્મર્ણના બળથી ટુંક વખતમાં સેહેલાઈથી થઈ શકે છે. અને એવી આનંદદાયક સ્થિતિ જેની થએલી હોય એવા કેટલાક ભગતો આપણી વચ્ચે પણ હોય છે. એ પછી નામ સ્મર્ણનુ બળ વધતાં અલૌકિક વસ્તુઓનો પ્રત્યક્ષ લાભ મળે છે પણ એ બાબતો હાલમાં આપણાથી સમજી શકાય તેમ નથી. કારણ કે એ સમજવા જેટલું હજી આપણે સ્મર્ણ કરેલું નથી, માટે એ બાબતો અમે કહેતા નથી. પણ ટુંકામાં એટલુંજ કહીએ છીએ કે પ્રભુનાં પવિત્ર નામનું સમર્ણ એ એક જાતનો યોગછે, એટલે યોગની તમામ સિદ્ધિયો તેમાં પણ છે. એ શિવાય મનની એકાગ્રતા, હૃદયનો સંતોષ, આત્મિક આનંદ અને કુદરતી પવિત્રતા સમર્થ પ્રભુનાં પવિત્ર નામમાં છે, માટે જ્યારે બને ત્યારે અને જેટલું બને એટલું અનંત બ્રહ્માંડના નાથના નામનું પ્રેમપુર્વક સ્મર્ણ કરો, સ્મર્ણ કરો.

૫૬.

ભજ રામ રામ રામ રામ રામ રામ રામા (ટેક.)
રામ નામ વેદ મૂલ, તા સમ નહીં ઓર તૂલ;
ભજત મિટત ત્રિવિધ શૂલ, છુટતહીં ભવગ્રામા—ભજ૦
રામનામ વિમલ નીર, સંતન સતસંગ ધીર;
ગાવત સુરનર મુનીવર, પાવત નિજ ધામા—ભજ૦
રામનામ કમલ ફુલ, સંતન મન ભ્રમર ભુલ;
ઝુમી ઝુમી પીવત, અમૃત કરી પાના—ભજ૦
રામ નામ નિરંકાર, તુલસીદાસ નમસ્કાર;
દીજે પ્રભુ ભક્તિદાન, પલપલ હરિ નામા—ભજ૦

---

## ૫૮—પ્રભુ કહે છે કે આ જમાનામાં સંક્રાતની દોણીનાં દાનથી કે ગ્રહણ વખતે થતાં ધાણીનાં દાનથી કાંઇ ચાલે તેમ નથી; હવે તો જો પાર પડવું હોય તો તમારા અંતઃકરણો મને અર્પણ કરો.

ભાઇઓ ! આપણા પૌરાણિક દાનોથી હાલમાં પાર પડાય તેમ નથી. કારણ કે હવે મામલો ફરી ગયો છે. હવેની પ્રજાના આચાર વિચાર બદલાઈ ગયા છે, રાજ્ય બદલાઇ ગયાં છે, કેળવણીનાં પુસ્તકો ને ધોરણો બદલાઈ ગયાં છે, ભાષા બદલાઈ ગઈ છે, અને દરેક રીત રીવાજોમાં શેળભેળ ખાતું થઈ ગએલું છે. એટલે માલપુડાનાં સપુટનાં, તલના લાડુનાં, કાંસાની વાટકીનાં, કપડાનાં, રાતા પીળા કટકાનાં, કાળીચૌદસનાં વડાંનાં, સંક્રાતની દોણીનાં, કે ગ્રહણની ધાણીનાં દાનમાં કાંઇ વળે તેમ નથી. હવે તો આ કળિયુગમાં પ્રભુનો એવો હુકમ છે કે, "તમારાં અંતરનાં દાન કરો." કારણ કે એવી નાની નાની વસ્તુઓથી સંતોષ પામે એવી હાલના માણસોની વૃત્તિ

નથી. બીજું એ કે ચાલુ જમાનામાં માણસોનું આયુષ્ય ઓછું થઇ ગએલું છે, તેથી આપણને હવે જલદી મરી જવાનું છે. એટલે વિશ્વામિત્ર ઋષિની પેઠે આપણાથી કાંઈ સાઠ હજાર વરસનાં તપ થઇ શકે તેમ નથી. આપણાથી કાંઇ અશ્વમેધ યજ્ઞો થઇ શકે તેમ નથી. શીબી રાજાની પેઠે ધર્મને અર્થે આપણે કાંઇ આપણા શરીરનું માંસ આપી શકીએ તેમ નથી. દધીચી ઋષિની પેઠે આપણે કાંઇ પરમાર્થને ખાતર આપણા બરડાની કરોડના હાડકાંઓ આપી શકીએ તેમ નથી. સત્યને ખાતર મહારાજા હરિશ્ચંદ્રની પેઠે આપણે કાંઇ ઢેડને ઘેરે વેંચાઇએ તેમ નથી. વ્રજની ગોપીઓની પેઠે ભગવત્ પ્રેમમાં ગાંડાં બનીને આપણે કાંઇ ઘરબાર છોડીને ચાલ્યા જઇએ તેમ નથી. રાજપાટ છોડીને ચાલ્યા ગએલા મહાત્મા બૌદ્ધની પેઠે આપણને કાંઇ ઘડીકમાં વૈરાગ્ય આવી જાય તેમ નથી. હથેળીમાં રહેલાં આમળાંની પેઠે જેમ ભગવાન શંકરાચાર્યએ “ બ્રહ્મ સત્ય ને જગત્ મિથ્યા ” દેખાડી આપ્યું, તેમ આપણે કદી વાતોમાં એ સમજીએ, પણ આપણી રેહેણી કરણીમાં તે પાળી શકીએ તેમ નથી. શ્રીકૃષ્ણ ભગવાને જેમ અર્જુનને દિવ્યચક્ષુ આપીને સત્યજ્ઞાન બતાવી દીધું તેમ આપણને હાલના જમાનામાં યોગ વિદ્યાના બળથી કોઇ દિવ્ય ચક્ષુ આપી શકે તેમ નથી. અને જેમ બળીરાજા પાતાળમાં ચંપાણો તોપણ દાન આપવાની પ્રતિજ્ઞા છોડી નહીં તેમ આપણી પાસે બળીરાજાના જેટલું ધન પણ નથી અને હાલના વખતમાં આપણી એવી પ્રતિજ્ઞા નભી શકે એમ પણ નથી. માટે આપણી ઉપર દયા કરીને પ્રભુએ કહેલું છે કે, તમે તમારાં અંતરો મને અર્પણ કરો, એટલે મને બધું અર્પણ થઇ ચુકયું. આજના વખતમાં બીજો એકે ધર્મ તમે પૂરેપુરો પાળી શકશો નહીં. માટે સર્વાત્મ ભાવથી મને આધીન થઈ તમારાં અંતઃકરણો મને અર્પણ કરો. એટલે સેહેલાઇથી તમારો ઉદ્ધાર થઇ જશે. તે માટે પ્રભુએ ખુલ્લી રીતે કહેલું છે કે,

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥
अ. १८ श्लो ६२.

હે અર્જુન ! સર્વભાવથી એટલે બધી રીતે પૂરેપુરો આશરો રાખીને તેનેજ ( પ્રભુનેજ ) શરણે જા. એટલે તેની કૃપાથી પરમ શાંતિને અને અખંડ સ્થાનને પામીશ.

આવી ખુલ્લી કબુલાત આપણને આપ્યા છતાં પણ આપણી ઉપરની તેની બેહદ દયાને લીધે તેને તૃપ્તિ થતી નથી, તેથી વધારે ભાર મૂકીને સ્પષ્ટ રીતે દૃઢતાથી કહે છે કે,

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥
अ. १८ श्लो. ६६

અર્થઃ—બધાય ધર્મોને તજીને તું એક મારેજ શરણે આવ. તું શોક ન કર, હું તને સર્વ પાપોથી છોડાવીશ.

ભાઇઓ ! નાતના, જાતના, દેશના, કુળના, વરણના ને આશ્રમના બધા ધર્મો તજીને માત્ર પોતાને શરણે આવવાનું પ્રભુએ શા માટે કહ્યું ? કારણ કે પ્રભુ જાણે છે કે, ભગવદ્ આશરાના બળવિના હાલના જમાનાનાં માણસો પૂરેપુરો એકે ધરમ પાળી શકશે નહીં. પણ આશરાના બળથી માણસોમાં નવું જીવન આવે છે એટલે એ પ્રભુમય થએલાં જીવનથી જમાના પ્રમાણે યથાશક્તિ કાંઇ કાંઇ બની શકે છે, માટે બની શકે તેવા રૂડા ધરમો આપણી પાસે પળાવવા સારૂ ભગવદ્ આશરાનું બળ રાખવાનું તથા આપણાં અંતરો પ્રભુને અર્પણ કરી દેવાનું મહાત્મા શ્રીકૃષ્ણ કહે છે. માટે ભાઇઓ અને બેહેનો ! નાળીએર સોપારીના અર્પણમાંજ નહીં રહી જતાં, તથા તલના લાડુ કે સંક્રાતની દોણીના દાનમાંજ નહીં રહી જતાં અખંડ ચિદાનંદ વિશ્વંભરનાથને આપણે સર્વભાવથી અર્પણ થઇ જઇએ તેમ કરો

અને પ્રેમપૂર્વક આપણાં અંતરનાં દાન થાય તેમ કરો. એજ સાચું દાન છે ને એજ પ્રભુનો હુકમ છે. માટે જેમ બને તેમ કોઇ પણ રીતે અને ગમે તે ધર્મમાં રહીને પણ પરમ પવિત્ર પિતાને આપણાં શુદ્ધ અંતઃકરણનાં દાન થાય તેમ કરો, એટલે તેમાંથી બીજા હજારો મ્હોટાં દાનો થઇ શકશે. કારણ કે પ્રભુ-પ્રેમમાં જગતના બધા પ્રેમ સમાઈ જાય છે, પ્રભુને અર્પણ થઈ જવાથી બધાં અર્પણો થઈ જાય છે, અને ઇશ્વરી આનંદમાં આખાં બ્રહ્માંડનો આનંદ સમાઈ જાય છે; અને એ બધું પ્રભુને આપણા અંતઃકરણોનું દાન કરવાથી થાય છે, માટે ઇશ્વરમય થવા સારૂ બહારનાં બળિદાનો છોડી દઇને પૂર્ણ પ્રેમથી શુદ્ધ અંતઃકરણનાં દાન કરો.

---

## ૫૯.—બહારના ડોળ ડીમાકમાંજ કાંઇ ખરી ભક્તિ નથી પણ ભગવદ્ ઇચ્છાને આધીન થવામાંજ ભક્તિની પૂર્ણતા છે.

કોઇપણ માણસમાં જ્યારે ભક્તિની શરૂઆત થાય છે ત્યારે ઇશ્વર ઇચ્છાને આધીન થવાનું વલણ તેનામાં આવતું જાય છે. એ પછે જેમ જેમ ભક્તિ બળવાન થતી જાય છે તેમતેમ દઢતાથી ઇશ્વર ઇચ્છા તેના હૃદયમાં જામતી જાય છે, અને તેને આધીન થવાનું બળ આવતું જાય છે. એ પછી જ્યારે ભક્તિ પૂર્ણ રૂપમાં આવી જાય છે ત્યારે માણસ પોતાનું પોતાપણું ભૂલી જાય છે, તે પોતાના પ્રભુમાંજ તદાકાર થઇ જાય છે. તેના અંતરની વાસનાઓ બળી જાય છે તેના સંશયની ગાંઠો કપાઇ જાય છે. પ્રભુ ઇચ્છાની તેના અંતરમાં પ્રેરણા થયા કરે છે અને જગતનાં હિતને માટેજ, પ્રભુમય થઈનેજ તે દરેક કામ કરે છે, એટલે કોઇ પણ કર્મથી તે લેપાતો નથી. કારણકે તે માત્ર પોતાને ખાતરજ નહીં અને પોતાની મરજી પ્રમાણેજ નહીં, પણ પ્રભુને ખાતર અને પ્રભુની ઇચ્છા પ્રમાણેજ કરે છે, એટલે

કર્મ કરતાં છતાં પણ તેને પાપ લાગતું નથી. આવું નિઃસ્પૃહિપણું પ્રભુની ઇચ્છાને આધીન થવાથીજ થાય છે અને એવી રીતે ઈશ્વર પરાયણ થઇ જવું તેનુંજ નામ ખરી ભક્તિ છે. લોકાચાર પ્રમાણે, દેશાચાર પ્રમાણે માત્ર બહારથી ટીલાં ટપકાં કરવાં, ઉપર ઉપરથી દેવ દર્શન કરવાં, લોભે લોભે નૈવેદ ધરવાં છાંટાથી છીવાઇ જવું અને અંતરની બુરી વાસનાઓ છોડયા વિના–અધિકાર વિના–પ્રભુપ્રેમ વિના ત્યાગી થવું એનુંજ નામ કાંઇ ખરી ભક્તિ નથી, પણ એનું નામ તો ઢોંગ છે. જ્ઞાનીઓ તેને પાપ કહે છે. પ્રભુએ પણ કહેલું છે કે,

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥
अ. ३ श्लो. ६.

અર્થઃ–મનમાં વિષયોનું સ્મરણ કર્યા કરે, અને બહારથી હઠ કરીને આડંબર દેખાડવા સારૂ ઇંદ્રિયોને વશ રાખવાનો ડોળ કરે, તે મહામૂઢ છે. તે ખોટા આચારવાળાને ઢોંગી સમજવા.

ભાઇઓ, આ ખુદ પ્રભુનાં વચનો છે તે ઉપરથી સમજાશે બહારના ડોળ ડીમાક સાથે ખરી ભક્તિને કાંઇ લેવાદેવા નથી. ખરી ભક્તિ તો પ્રભુપ્રેમમાં ને ભગવદ્ ઈચ્છાને આધીન થવામાંજ છે. જોકે બહારનાં ચિન્હો ને બહારનાં સાધનો પણ જરૂરનાં છે તોપણ તે પ્રભુપ્રેમથીજ શોભે છે; પ્રભુપ્રેમ વિના તેની કાંઈ કીંમત નથી. જો આપણામાં ભગવદ ઇચ્છાને આધીન થવાનું એટલે કે પ્રભુના હુકમો પાળવાનું બળ ન હોય તો ભક્તિના બહારના વેષથી કાંઇ આપણું કલ્યાણ થાય નહીં. માત્ર આપણે ભગત જેવા દેખાઇએ તેથી બીજા લોકો છેતરાય એટલુંજ વળે, બીજું કાંઇ તેમાંથી વળે નહીં, માટેજ પ્રભુપ્રેમ વિનાના બહારના આડંબરને પ્રભુ ઢોંગ કહે છે. માટે ભાઇઓ! બહારના ઉપરછરા ઢોંગ ધંતુરાને છોડી જેમ બને તેમ ચોખા થઇને પ્રભુની ઇછાને આધીન થવાની કોશીશ કરો.

---

## ૬૦–પ્રભુની જયમાંજ આપણી જય છે. માટે સદા સર્વદા સચ્ચિદાનંદની જય થાઓ.

મહાત્માઓ હુમેશાં કહે છે કે, પ્રભુની જય થાઓ. પ્રભુની જય થાઓ આખી દુનિયાંનાં શાસ્ત્રો કહેછે કે પ્રભુની જય થાઓ દેવતાઓ કહેછે કે પ્રભુની જય થાઓ. પ્રભુની જય થાઓ એમ મ્હોડેથી બોલીનેજ કાંઇ દેવતાઓ અટકતા નથી પણ દરેક પળે એજ પ્રમાણે પોતાના જીવનમાં તેઓ અનુભવે છે. પ્રભુની જય થાઓ એટલે શું? પ્રભુની જય થાઓ એનો અર્થ એટલોજ છે કે, પ્રભુની ઇચ્છા મુજબ થાઓ; પ્રભુની ઇચ્છા મુજબ કયારે થાય કે જયારે દુનિયામાં ધર્મ વધે ત્યારે; માટેજ ગલીએ ગલીએ ફરતા સાધુઓ આપણને ઉપદેશ કરેછે કે, ધર્મની જય, વૈષ્ણવો જયારે એક બીજાને સામા મળે ત્યારે જયશ્રીકૃષ્ણ, જયગોપાળ વીગેરે પ્રભુની જયના શબ્દો બોલે છે, વેદાંતિયો જયસચ્ચિદાનંદની ધ્વનિ લગાડે છે અને એવીજ રીતે બીજા સર્વ ધર્મવાળાઓ પણ કોઇને કોઇ રૂપમાં પ્રભુની જય થવાનાજ શબ્દો બોલે છે. પણ યાદ રાખજો કે જયાં સુધી આપણે પ્રભુની ઇચ્છાને આધીન ન થઇએ ત્યાં સુધી પ્રભુની જયના માત્ર ખાલી શબ્દો બોલવાથી કાંઈ વળે નહીં; એમ “ ઢમઢોલને માંહીપોલ ” રાખવાથી કાંઇપાર પડાય નહીં. પાણી પાણી કરવાથી પાણી પીધા વિના કાંઈ તરસ મટે નહીં, તેમ દીનતાથી પ્રભુને શરણ થઈ પ્રભુના હુકમો પાળવા વિના માત્ર મોઢેથી ઉપલક રીતે, લોકલાજે કે રીવાજને ખાતર પ્રભુની જય બોલવાથી કાંઈ પ્રભુની જય થઈ જાય નહીં. પણ જયારે આપણે પોતે પવિત્ર થઇને ધર્મ પાળીએ, અને દુનિયાંમાં ધર્મ વધે એવા ઉપાયો લઈએ ત્યારેજ પ્રભુની સાચી જય થાય છે. માટે ઓ હરિજનો! બહારનાજ જેશીકૃષ્ણમાં નહીં પડયા રહેતાં મહામંગળકારક પ્રભુની સાચી જય થાય તેમ કરો. એટલે કે ભગવદ્ ઇચ્છાને આધીન થઈ દુનિયાંમાં સત્ય ધર્મ વધે તેમ કરો.

---

## ૬૧–પ્રભુનીજ જય થવી જોઇએ કે જેથી દુનિયાનું કલ્યાણ થાય; આપણી જય થવાથી આપણા ઘરમાં બે ચાર હાંડલાં વધશે તેમાં શું વળવાનું છે ?

અખંડ સચ્ચિદાનંદરૂપ પરમમંગળસ્વરૂપ પરમાત્માનો જયજયકાર બોલવાથી એટલે કે તેની ઇચ્છા મુજબ ચાલવાથી આપણને અને દુનિયાંને શું શું ફાયદા થાય છે એ તમને ખબર છે? પ્રભુની ઇચ્છા પ્રમાણે થવું એનુંજ નામ પ્રભુની જય છે. પ્રભુની જય થવાથી એટલે કે પ્રભુની ઇચ્છાને આધીન થવાથી પ્રથમતો એ ફળ થાય છે કે, શાંતિથી રહી શકાય છે. કોઈ પણ સ્થિતિમાં આનંદથી રહી શકાય છે. સુખ દુઃખ ઓછાં થઇ જાય છે, ભગવદ્ રસ વધતો જાય છે, માયા છુટતી જાય છે, પ્રપંચ ઘટતો જાય છે, સરલતા આવતી જાય છે, વિકારો ઓછા થતા જાય છે, ભાઈબંધી વધતી જાય છે, જગતનું મિથ્યાપણું સમજાતું જાય છે, ધર્મ વધતો જાય છે, ઇશ્વરની નજીક નજીક જવાતું જાય છે અને મોત આનંદથી થાય છે. આવા આવા હજારો જાતના આપણને પોતાને ફાયદા છે. એટલુંજ નહીં પણ તેની ભલી અસરથી આપણા ભાઇબંધોને, આપણા દેશને, આપણા ધર્મને અને આખી દુનિયાંને એટલા બધા ફાયદા થાય છે કે તેની આપણે ખરેખરી કલ્પના પણ કરી શકીએ નહીં. આ બધું ઇશ્વરની જય થવાથી થાય છે. કારણ કે પ્રભુની જયમાંજ આપણી જય છે. પણ તેમ ન વરતીએ એટલે કે પ્રભુની ઇચ્છાને આધીન ન થઇએ તો આપણને આપણી જુદી જય ઇચ્છવી પડે. પણ એવી રીતે આપણી જય ઇચ્છાથી ઇશ્વરથી વિમુખ થવાય છે. હવે વિચાર કરો કે ઈશ્વરથી વિમુખ થઇને આપણી જય કેમ થઈ શકશે ? અને કદી આપણી જય થાય તો પણ શું ? આપણી જય થવાથી ઘરમાં થોડાં હાંડલાં વધશે, થોડાક કપડાંના ડુચા વધશે, થોડાક ઉંદરો વધશે, થોડાક પૈસા વધશે, થોડાક ખુશામતીયા વધશે, થોડાક ગાડીઘોડા વધશે,

થોડાક મોજશોક વધશે, થોડાક કજીઆ વધશે, થોડીક ઉપાધિ વધશે, અને થોડાક વિકારો વધશે તથા ઇશ્વરને ભૂલી જવાશે, અને બધું છોડી ચાલ્યું જતાં જીવ નહીં ચાલે તેથી ઉલટું મોત બગડશે. આપણી જયથી તો આવું આવું ને એ કરતાં પણ બીજું ઘણું વધારે ખરાબ થશે. માટે ભાઇઓ ! આપણા સ્વાર્થની વાસનાઓ છોડી પ્રભુની ઇચ્છાને આધીન થાઓ. અને સદા સર્વદા મહામંગલકારક પ્રભુની જય બોલાવો–પ્રભુની જય બોલાવો.

---

## ૬૨–આપણી દરરોજની પેહેલી ફરજ.

સવારના પ્હોરમાં વેહેલા ઉઠીને ઉઠતે ઉઠતે સૌથી પેહેલાં એ કરવું જોઇએ કે, જેણે આપણને સાજાતાજા ઉઠાડયા છે અને એક દીવસ વધારે જીવાડવાની કૃપા કરી છે તે પરમ દયાળુ મહાન્ પ્રભુનું પ્રેમપૂર્વક સ્મર્ણ કરવું જોઇએ; એ દરેક માણસનો દરરોજનો પ્રથમ ધર્મ છે.

મોસમમાં કોઇપણ જાતનાં ફળ કે ફુલ જે પ્રથમ આવે છે તે ગરીબ લોકો પોતાના માલેકને ભેટ આપવા લઇ જાય છે, તેમ આપણે પણ આપણા દીવસનો પેહેલો પ્હોર આપણા પવિત્ર પિતા, દેવોના દેવ, મહાન્ પ્રભુને અર્પણ કરવો જોઇએ; અને એ વખત સેવા સમર્ણમાં, દેવ દર્શનમાં, જ્ઞાન ધ્યાનમાં, પદ કીર્તનમાં, દાન આપવામાં, તથા હરિજનોના સત્સંગમાં અનંત બ્રહ્માંડોના નાથ કરૂણાના ભંડાર વિશ્વંભર પ્રભુને અર્થે પવિત્ર રીતે ગાળવો જોઇએ.

સવારનો પેહેલો પ્હોર એ આખા દીવસમાં સૌથી ઉત્તમ વખત છે. કારણ કે એ વખતે આપણું મન શાંત હોય છે. ગઇ કાલની જંજાળ આપણે નિદ્રા વખતે મળેલા આરામથી ભૂલી ગએલા હોય છે. અને આજની જંજાળ હજુ આપણે ઉઠીને તુરત શરૂ કરેલી હોતી નથી, એટલે એવા વચલા વખતમાં આ-

પણું મન બહુ શાંત રહી શકે છે, માટે દુનિયાંના સર્વે ધર્મ-વાળાઓએ સૌ મનુષ્યને પ્રાત:કાળમાં પ્રભુની ભક્તિ કરવાનું કહેલું છે, કારણ કે શાંત મને કરેલી આપણી પ્રાર્થનાઓ જલદી સફળ થાય છે. માટે પરમ દયાળુ મહાન્ પ્રભુએ કૃપા કરીને આપણુને એક દીવસ વધારે જીવાડવાની તક આપી છે તેનો લાભ લઇ આખા દીવસનો ઉત્તમ ભાગ જે સવારનો પહોર તે આપણે સર્વ શક્તિમાન વિશ્વંભરનાથને પ્રેમપૂર્વક અર્પણ કરવો જોઇએ. એટલે કે એ વખત ભગવત્ સેવાસ્મર્ણમાં ને જ્ઞાન ધ્યાન તથા દાન આપવામાં કહાડવો જોઇએ. એ આપણી રોજની પેહેલી ફરજ છે. એ ફરજ બજાવ્યાથી આપણો દીવસ સુધરે છે, અને એવી રીતે દીવસો સુધરવાથી જીંદગી સુધરે છે; કારણ કે જીંદગી ક્ષણોની અને દીવસોની બનેલી છે. માટે જીંદગી સુધારવા સારૂ આપણા રોજના દીવસો સુધરે તેમ કરો. એટલે કે હમેશાં સવારના પહોરમાં વેહેલા ઉઠીને સૌથી પેહેલાં પ્રભુની પ્રાર્થના તથા ધર્મનાં કામો કરો.

---

## ૬૩–પાપથી બચવા માટે આપણી રોજની ભૂલો તપાસ્યા કરો.

જે વેપારી પોતાના ચોપડા દરરોજ તપાસ્યા કરે છે તેના વેહેવારમાં ઝાઝી ગડબડ થઈ શકતી નથી. તેમજ જે માણસ દરરોજ પોતામાં રહેલા દોષોને જોયા કરે છે તે પણ કોઇક દીવસ સારા થઇ શકે છે. માટે અગાઉ થઇ ગએલી ભૂલોનો પશ્ચાત્તાપ કરીને દયાળુ પ્રભુ પાસે પોતાના અપરાધો કબુલ કરી દરરોજ ખુલ્લા દિલથી તેની માફ માગવી જોઇએ. અને આજે આપણાથી શું ભૂલ થઇ છે તે જાણવા માટે દરરોજ રાતે સુતાં પેહેલાં વિચાર કરવો જોઇએ, એથી પાપનું ખાતું ઓછું થતું જાય છે અને ધરમનું ખાતું વધતું જાય છે, તેથી વખત જતાં પવિત્ર થઈ શકાય છે અને અંતે હરિની હજુરમાં અનં-

તકાળનાં મોક્ષ ધામમાં જઈ શકાય છે. માટે આપણી રોજની ભૂલો તપાસવાની ટેવ પાડો.

રાતે સુતાં પેહેલાં વિચાર કરો કે, મેં આજે કોઇને ગેરઇનસાફ તો નથી કર્યા ? આજે મારાથી કાંઇ જુઠું તો નથી બોલાઇ ગયું ? કોઇની નિંદા તો નથી થઇ ગઇ ? કોઇના ભલામાં આડી જીભ તો નથી વળી ? કોઇને ખોટી સલાહ તો નથી અપાણી ? આજે કોઇનો જીવ દુખવ્યો છે કે નહીં ? આજે મારાથી કાંઇ બુરા વિચારો થઇ ગયા છે કે નહીં ? આજે મારે જે ફરજ બજાવવાની હતી તે રૂડી રીતે બજાવી છે કે નહીં ? આજે મેં કેટલી નકામી વાતો કરી છે અને કેટલી નકામી કુથલી સાંભળી છે ? આજે જે કરવાનું હતું તેમાંથી કેટલું મારાથી નથી બન્યું ? આજે મારાં સગાંઓ તથા મારા સમાગમમાં આવેલાં માણસોની સાથે હું કેમ વરત્યો છું ? આજે મેં ધર્મનું શું કામ કર્યું છે ? અને આજે મેં મહાન પ્રભુની પવિત્ર ભક્તિ કરવામાં કેટલો વખત ગાળ્યો છે ? આવી રીતે આપણે આપણા મનને દરરોજ રાતે સુતાં પેહેલાં પુછવું જોઇએ. અને જો એમાં કયાંઇ પણ કાંઇ ગોટાળા જેવું લાગે તો એ માટે ખરા દિલથી પશ્ચાત્તાપ કરી શુદ્ધ અંતઃકરણથી માફી માગવી જોઇએ. અને એ ભૂલ સુધારવાની જ્યારે અને ત્યારે જલદીથી તક લેવી જોઇએ. એટલુંજ નહીં પણ આપણી ભૂલથી જો કોઇનું અપમાન થયું હોય, કોઇનું મન દુખાયું હોય, કોઇનું કામ થતાં અટકી પડયું હોય, કે કોઇને કાંઇ પૈસા સંબંધી નુકસાની થઇ હોય તો તેનો આપણે બની શકે તેવી રીતે જ્યારે તક મળે ત્યારે યથાશક્તિ બદલો વાળી આપવો જોઇએ. એ હરિજનનાં લક્ષણ છે અને એનું નામ ધર્મ છે. પણ એ બધું આપણી રોજની ભૂલો સમજવાથી થાય છે. માટે હમેશ રાતે સુતાં પહેલાં દીવસનાં કામોનો વિચાર કરી પ્રભુનું સ્મર્ણ કર્યા પછી તમારી આંખોને મીંચાવા દો. એટલે મહાભયંકર પાપથી સેહેલાઇથી બચી શકશો અને પ્રભુના કૃપા પાત્ર થઈ શકશો.

૫૯.

રાતે રોજ વિચારો આજ કમાયા શું અહીં રે,
સુતાં મન મહીં રે. (ટેક)
ખાવા પીવા પ્રભુએ દીધું, તે સાટે મેં શુંશું કીધું ?
એ ખાતું સરભર કીધું છે કે નહીં રે. રાતે૦ ૧
પાપરૂપ શું કરજ થયું છે, કયું સાટે મેં પુન્ય કર્યું છે,
પુન્ય પાપમાં વધેલ છે બાજુ કઇ રે. રાતે૦ ૨
જે માટે આ જગ તન દીધું, તે માટે મેં શું શું કીધું,
વધુ ઘટુ કે સુધારવું શું તે મહીં રે. રાતે૦ ૩
માયાએ કેવા ભૂલાવ્યા, બુદ્ધિશાને કેવા ફાવ્યા,
કઇ સવળી કે અવળી રીતિ છે રહી રે. રાતે૦ ૪
ભૂલ ચુકની માફી માગી, અનંત પતિને પાયે લાગી,
નિત્ય સુવે તે નિત્ય થશે સુખી સહી રે. રાતે૦ ૫

---

## ૬૪—જેમ આપણાં મ્હોડાં ઉપર પડેલા ડાઘા અરીસામાં જોઇને લોહી નાંખીએ છીએ તેમ આપણા અંતરમાં રહેલા દોષોને પણ આપણી રોજની ભુલો તપાસીને કાઢી નાંખવી જોઇએ.

અંતરમાં મલીન વિકારો ભરી રાખીને કાંઇ પ્રભુના રસ્તામાં ચાલી શકાય નહીં, માટે જો હરિજન થવું હોય, અને પરમ દયાળુ, સર્વ શક્તિમાન, અખંડાનંદ પ્રભુની હજુરનાં સુખ ભોગવવાં હોય તો અંતરના મલિન વિકારો દૂર કરવા જોઇએ. કારણ કે જેવી અંતરની વાસના હોય તેવા મનમાં વિચારો હોય છે, જેવા મનમાં વિચારો હોય તેવી મોઢથી વાણી બોલાય છે, અને જેવી મોઢથી વાણી બોલાય તે પ્રમાણેનાં દુનિયાંદારીમાં કામકાજ થાય છે. માટે આપણા અંતરમાં જે બુરી વાસનાઓ ભરેલી છે અને જેને આપણે વ્હાલી કરીને આજ

દીવસ સુધી છુપી રીતે ઉછેરેલી છે તે બુરી વાસનાઓને–તે જુનાં પાપોને આપણે આપણા અંતરમાંથી કાઢી નાંખવાં જોઇએ. એ કહાડવાનો સેહેલો રસ્તો એ છે કે, આપણે આપણી રોજની ભૂલો તપાસવી જોઇએ. એટલે જેમ અરીસામાં જોવાથી આપણા મ્હોડાંની ખામીઓ દેખાઇ આવે છે તેમ આપણી રોજની ભૂલો તપાસવાથી આપણાં નાનાં મોટાં પાપો દેખાઇ આવે છે. એ વખતે રોજની ભૂલો તપાસવાથી આપણને સમજાય છે કે,

આ ઠેકાણે જવું મને વાજબી નહોતું. આ શબ્દો બોલવામાં મેં ઉતાવળ કરી છે. આ કામ આવી રીતે કરવું જોઇતું નહોતું. પેલા માણસ સાથે જરા છુટ મૂકીને વરત્યો હોત તો સારૂં હતું. ફલાણી ફલાણી વાત સાંભળવાની મને કાંઈ જરૂર નહોતી. પેલા કામમાં હું નથી ગયો એ મારી ભૂલ થઇ છે. આ જગ્યોએ મેં જરા વધારે પડતો ભાગ લીધો છે. આજ મારો ઘણો વખત ફોગટ ગયો છે. પેલું કામ થઇ જાત પણ મારી આળસથી રહી ગયું છે. આજે ભગવત સ્મર્ણ થઇ શકયું નથી એ મોટી ખોટ ગઇ. અને આજે હું મહાન પ્રભુને અર્થે કાંઇ ધર્મદાન કે રૂડાં કામ કરી શકયો નથી પણ ઉલટા મારા મનમાં આજે એક બે પાપી વિચાર આવી ગયા છે. પ્રભુ ! બચાવ. બચાવ. હવે મને આવું શોભતું નથી. આવી ભૂલોમાંથી તે હવે હું કયારે બચીશ ? હે દીનદયાળુ પવિત્ર પિતા ! મને તારા શરણનું બળ આપ, બળ આપ. તારી કૃપા વિના હું આવી ભૂલોમાંથી બચી શકું તેમ નથી.

ભાઇઓ ! આવી રીતે રાતે સુતાં પહેલાં કોઈ દીવસ તમે તમારી ભૂલો તપાસો છો ? નહીંજ. જો એવી રીતે આપણી ભૂલ આપણે તપાસીએ અને આપણાં પાપ આપણે ખુલ્લી રીતે સમજીએ તો પછી તેને પકડી રાખવાનું આપણને મન થાય નહીં. જેમ અરીસામાં જોવાથી આપણા મ્હોડાં ઉપરના ડાઘ સાફ કરવાનું આપણને કુદરતી રીતે મન થઈ આવે છે

તેમ આપણી રોજની ભૂલો સમજવાથી પણ તે ભૂલો સુધારવાની આપણને કુદરતી ઈચ્છા થઇ આવે છે, તેથી વખત જતાં ધીરે ધીરે એ ભૂલો સુધરતી જાય છે ને પાપથી બચી શકાય છે. કારણ કે જેવી ભાવના તેવું ફળ છે. માટે હમેશાં અંતઃકરણ ચોખું રાખવાની ભાવના રાખો અને એ જાતના ઉપાય કરો, એટલે કાંઇ પ્રભુ દૂર નથી.

---

## ૬૫.–ઇશ્વર પાલનકર્તા છે.

### દોહરો.

જેણે પ્રાણી પ્રગટતાં, પેહેલું કીધું દુધ;
તે પ્રભુને નવ ઓળખે, એથી કોણ અબુધ.

જેણે આપણા જન્મની અગાઉ માનાં સ્થાનમાં દુધ ભરી મૂક્યું તે પ્રભુને જેણે ઓળખ્યા નહીં, એ પ્રભુનું સ્વરૂપ સમજવા માટે જેણે તજવીજ કરી નહીં એ કરતાં વધારે મુરખ બીજું કોણ? તમે વિચાર કરો કે જેણે જન્મ પેહેલાં દુધની તૈયારી કરી મૂકી છે તે દયાળુ પ્રભુ હવે આપણને ભુખે કેમ મારશે?

કોઇપણ કુંભાર ફોડી નાંખવા માટે હાંડલાં બનાવતો નથી, ત્યારે જગતકર્તા પ્રભુ આપણને ભુખે મારી નાંખવા માટે કેમ બનાવશે?

કોઈપણ બાપ કાંઇ ખાસ કારણ વિના પોતાના પુત્રને મારી નાંખતો નથી, ત્યારે પાલનહાર પ્રભુ આપણને આપણા વાંક વિના ભુખે કેમ મારી નાંખશે? સ્વાર્થમાં ફસાએલાં માણસો કરતાં પ્રભુ કેટલો બધો નિઃસ્પૃહી છે ને કેટલો બધો દયાળુ છે એ વિચારો તો ખરા.

ભાઇઓ! જેણે મોરને આવાં સુંદર પીછાં આપ્યાં છે તે આપણને પહેરવા વસ્ત્ર આપ્યા વિના કેમ રહેશે? જેણે થંડા મુલકમાં રહેનારાં જાનવરોને મોટા ગરમ બાલ આપેલા છે, જેણે ગરમ મુલકના જીવોને માટે તેઓને અનુકૂળ પડતી સગ-

ગવડો કરેલી છે, અને જેણે વર્ષાદની ૠતુને માટે તેવી જાતની તૈયારીઓ કરી મૂકેલી છે તે પાલનહાર ઇશ્વર પોતાના ભક્તજનોને કેમ ભૂલી જશે ? એ ખ્યાલ તો કરો. સાધુ સુંદરદાસજી કહે છે કે,

ઇંદ્રવિજય છંદ.

હોઇ નિચિંત કરે મત ચિંતહિ,
ચોંચ દઇ સોઇ ચિંત કરેગો;
પાંવ પસાર પયો કિન સોવત,
પેટ દિયો સોઇ પેટ ભરેગો.
જીવ જિતે જલકો થલકે પુનિ,
પાહનમેં પહુંચાય ધરેગો.
ભૂંખહી ભૂંખ પુકારત હૈ નર,
સુંદર તું કહાં ભૂંખ મરેગો?

---

## ૬૬–શક્તિ વિના કરજ કરવું તે ચોરી કરવા બરાબર છે.

કોઇના ખીસાંમાંથી કે કોઇની પેટીમાંથી છુપી રીતે કાંઇ વસ્તુ લઇ લેવી તેને આપણે ચોરી સમજીએ છીએ. પણ સંત પુરૂષો કહેછે કે શક્તિ વિના કરજ કરવું એ પણ ચોરી કરવા બરાબર છે. પૈસા પાછા આપી દેવાની આપણામાં શક્તિ ન હોય છતાં પણ કોઇની પાસેથી કાંઇ લાલચ આપીને કે વધારે વ્યાજ આપીને કરજે પૈસા કઢાવવા એ એક જાતની ચોરી છે. કરજ ભરી દેવા જેટલી આપણી આવક ન હોય તથા લીધેલા પૈસા પાછા આપવાની આપણી શક્તિ ન હોય, છતાં પણ લાંબી લાંબી આશા ઉપર કે માનમર્તબા સારૂ કરીને અયોગ્ય રીતે કરજ કરવું અને સામા માણસને ફસાવવું એ ખુલ્લી ચોરી છે. દુકાળ વીગેરે ભયંકર આફત વખતે કરજ કરવું પડે એ જુદી વાત છે, અને મોજશોખ કરવા સારૂ, માનમર્તબો મેળવવા

સારૂ કે નાતવરા કરવા સારૂ કરીને કરજ કરવું એ જુદી વાત છે. એવી જાતનું પોતાની શક્તિ ઉપરાંત ખરચ કરવું ને કરજ કરવું તેનું નામ ચોરી છે. મોજશોખ કરવા માટે કરજ કરવું તેનું નામ ચોરી છે એટલુંજ નહીં પણ મહાત્માઓ તો એમ કહે છે કે, કરજ કરીને ધર્મ પણ કરવું નહીં. પારકાના પૈસે કાંઇ આપણને ધર્મ થાય નહીં. અને જો એવી રીતે કરજ કરીને ધર્મ કરીએ તો ઉલટું પાપ લાગે છે; કારણ કે પારકે પૈસે દીવાળી કરવાનો કાંઈ આપણને હક્ક નથી. અને " પારકી લેખણુ પારકી સાહી, ને મતું કરે માવજીભાઈ " એવી રીતે કાંઇ પારકા પૈસાથી આપણું નામ કાઢી લેવાય નહીં. એમ કરવું એતો સામા માણુસને દગો કરવા બરોબર છે અને તેનું નામ પાપ છે. માટે ભાઇઓ ! યાદ રાખજો કે, જેમ ખરેખરા જરૂરને વખત કે જ્યારે ઉલટી મદદ કરવી જોઇએ ત્યારે ગરીબ લોકો પાસેથી વધારે વ્યાજ લેવું કે કોઇપણ જાતના ગેરવ્યાજબી લાભ લઇ લેવા એ જેમ પાપ છે, તેમજ શક્તિ વિના કરજ કરવું એ પણ એક જાતની ચોરી છે. ધર્મ કરવા સારૂ પણ કરજ ન કરવું જોઈએ ત્યારે મોજશોખને માટે તો કરજ કેમજ કરાય ? માટે ભાઇઓ ! ચોરી ન કરવી એ પ્રભુનો હુકમ માની ગેરવ્યાજબી રીતે કરજ ન થઇ જાય એ સંભાળજો.

---

## ૬૭—પોતાને માથે કરજ રાખી છોકરાઓ સારૂ દલ્લો મૂકી જવો, અને પોતે નરકમાં પડવું એવું ન કરો.

આપણા છોકરાઓ આપણને બહુ વ્હાલાં લાગે છે, કારણ કે તે પ્રભુના આપેલા છે અને પ્રભુની કૃપાનું ફળ છે; એટલે આપણાં બચ્ચાંઓ ઉપર પ્યાર રાખવાને આપણે બંધાએલા છીએ. આપણે તેઓની ઉપર જે હેત રાખીએ છીએ તે કાંઇ આપણેજ માટે નહીં, પણ પ્રભુને અર્થે તેઓની ઉપર હેત રા-

ખવાને અને તેઓનું ભલું કરવાને આપણે આપણી પવિત્ર ધર્મ-થીજ બંધાએલા છીએ. કારણ કે એ બચ્ચાંઓ આપણાં તો ઘડીકવારનાં છે પણ મહાન પ્રભુના તો તે અનંતકાળના જીવો છે, અને તેઓનો આત્મા પ્રભુનોજ અંશ છે, એટલે આપણા છોકરાઓ સાથે આપણી જેટલી સગાઇ છે તે કરતાં પણ સર્વશક્તિમાન પ્રભુને તેઓની સાથે વધારે સગાઇ છે. આમ હોવાથી આપણને આપણાં બચ્ચાં છોકરાંઓ ઉપર જેટલું વધારે હેત આવે તેટલું પ્રભુને આપણી ઉપર વધારે હેત આવે છે. માટે આપણાં બચ્ચાંઓ ઉપર ખાસ પ્યાર રાખવાને આપણી ફરજ છે, પણ તેઓને ખાતર પાપ કરવાની કાંઇ આપણી ફરજ નથી. છોકરાઓને સુખી કરવા સારૂ કરીને કાંઇ આપણા આત્માને નરકમાં નંખાય નહીં. આપણાં છોકરાંઓનું ભલું શાથી થાય ? એ જેટલું આપણે સમજીએ છીએ અને તેઓને માટે આપણે જેટલી કાળજી રાખીએ છીએ તે કરતાં સર્વવ્યાપક પવિત્ર પિતા તેનું વધારે કલ્યાણ સમજે છે અને આપણા કરતાં તે સર્વ શક્તિમાન પ્રભુ આપણા બચ્ચાંઓની વધારે કાળજી રાખે છે માટે વાજબી રીતે જેટલી બને તેટલી તેઓને માટે તજવીજ રાખવી એ આપણી ફરજ છે અને એ પછી તેઓને પ્રભુની દયા ઉપર છોડવાં એ આપણો ધર્મ છે. પણ તેઓને જરાકવારનું સુખ થાય તે સારૂ કરીને આપણા પોતાના આત્માને નરકમાં નાંખવો એ કાંઇ ધર્મ નથી અને એ કાંઇ પ્રભુનો હુકમ નથી.

ભાઇઓ ! આપણે તો આપણાં છૈયાં છોકરાંઓના ગોવાળ છીએ. તેનો અને આપણો ખરો માલેક તો અનંત બ્રહ્માંડોનો નાથ સર્વેશ્વર પરમાત્મા પોતે છે. ગોવાળને ગાયો ઉપર બહુ હેત આવે તેથી કાંઈ પારકાં ખેતરો ચરાવી દેવાય નહીં, અને જો એવી રીતે કોઇનાં લીલાંછમ ખેતરો ગાયોને ચરાવી દેય તો તે ગાયોને સરકારી ડબામાં પુરાવું પડે, અને ગોવાળને પણ દંડ થાય. તેમજ જો આપણે આપણા છોકરાઓને મોજ શોખ કરવા મળે તે સારૂ આપણે માથે કરજ રાખીએ, અથ-

વા કાંઇ ઘાલમેલ કરી બીજાઓના પૈસા ડુબાવીએ, તો આપણે પ્રભુના ગુન્હેગાર થઈએ છીએ, અને તેનાં ફળ આપણા છોકરાઓને પણ ભોગવવાં પડે છે. માટે બચ્ચાંઓ ઉપર પ્યાર રાખો પણ તેઓને સારૂ પાપ ન કરો. બચ્ચાંઓનું ભલું થાય તેમ કરો, પણ તેઓની ખાતર તમે નરકમાં ન પડો. બચ્ચાંઓમાં સદ્‌ગુણો વધે તેમ કરો પણ તેઓને મોજશોખમાં રાખવા સારૂ કરીને તમે કરજ ન કરો. અને જેમ તમે તમારાં છોકરાંઓને વધારે ચાહશો તેમ પ્રભુ તમોને વધારે ચાહશે, પણ તેઓને ખોટાં લાડ લડાવવા સારૂ કરીને મહા કાળના પણ કાળ અને ભયના પણ ભય સર્વશક્તિમાન પરમાત્માનો હુકમ ન તોડાય એ સંભાળજો.

---

## ૬૮–છોકરાંઓને મોજ કરાવવા સારૂ માથે કરજ રાખીને તમે નરક પસંદ કરો છો પણ તમારાં છોકરાંઓનુ તમારી ઉપર કેવુ હેત હોય છે એ તમે જાણો છો ?

એક શ્રીમંત માણસ હતો તે ધંધા રોજગારની ઉથલપાથલથી દૈવયોગે નુકસાનીમાં આવી પડયો. એ પછી એકદમ પૈસાદાર થવા સારૂ તે સટો કરવા લાગ્યો અને તેમાં ખુવાર થતો ગયો. તેથી પોતાની મોટી મીલકતમાંથી જે કાંઇ અરધું પરધું બચ્યું તે પોતાના બાઇડી છોકરાને નામે ચહડાવી દીધું અને પોતે લ્હા લેવાની કોરટમાં ચોપડા મોકલી દઇ દીવાળુ કાઢયું.

એ પછી થોડા વખતમાં તે બુઢ્ઢો શેઠ મરવા પડયો ત્યારે તેના ભાટકબોલા ગોરે કહ્યું કે, શેઠ, હવે વખત પાસે આવ્યો છે માટે માથા ઉપરનો ભાર ઓછો કરો, રાંડીરાંડોનાં ઘાલ્યાં છે તે કાઢી આપો. જો એમનેએમ માથે ભાર રાખીને ચાલ્યા જશો તો બહુ વસમુ થઇ પડશે, માટે કાંઇ માગનારાઓનો નીકાલ કરો; આંખ મીંચાયા પછી કાંઇ નહીં થાય, માટે હમ-

ણું હજી બાજી હાથમાં છે તો ચેતો, નહીં તો પસ્તાશો. ત્યારે તે શેઠે કહ્યું કે, તમારી વાત સાચી છે, પણ મારી પાસે માંડ-માંડ લાખ રૂપીયાની પુંજી છે ને એટલુંજ કરજ છે. તે બધુ જો આપી દઉં તો પછી છોકરાના શું હાલ થાય ? છોકરાઓ ખાય કયાંથી ? હું પડયો બચરવાળ, ને છોકરાઓ છે અકરમી, એટલે જો માગનારાઓને બધું આપી દઉં તો પછી આંટણીયાઓના શું હાલ થાય ? ઘણાએ છ છોકરા છે પણ એકેમાં કાંઇ માલ છે ? બધાય બાઇજીબા જેવા છે. એ બધા સારૂ કરીને મને આબરૂ ગુમાવવી પડી છે, નહીં તો હું તે શું કરવા દેવાળું કાઢું? ત્યારે તે ગોરે કહ્યું કે, શેઠ એ એકે છોકરો પ્રભુના પવિત્ર ઇનસાફ વખતે આડા હાથ દેવા નહીં આવે. આપણાં શાસ્ત્રમાં તો એમ કહ્યું છે કે જે "પુ" નામના નરકમાંથી તારે તેનું નામ પુત્ર, જે નરકમાં નાંખે તેનુ નામ પુત્ર નહીં. આપણી ઉપરનો બોજો ઉપાડવા માટે એટલે કે આપણાથી ધર્મનાં જે કામ અધુરાં રહી ગયાં હોય તે પુરાં કરવા માટે પુત્રની જરૂર છે. કાંઈ આપણને નરકમાં લઇ જવા સારૂ છોકરાઓ ન હોય. જે છોકરાઓ અહીં પણ આપણા થતા નથી તે મૂવા પછી ત્યાં આપણા કયાંથી થઇ શકશે ? માટે શેઠ, કાંઇક સમજો.

ગોરે આવી ઘણીએ વાતો કહી પણ કાંઇ તે શેઠ સમજે નહીં, તેથી તે ગોરે યુક્તિ કરીને કહ્યું કે, શેઠ મહાલક્ષ્મીના મંદીરમાં એક યોગી આવ્યો છે તે બહુ ચમત્કારીક મહાત્માછે. હાથ ફેરવીને દરદો સારાં કરે છે, મ્હારાં મામીને સન્નિપાત થઇ ગયો હતો તે રાખની ચપટીથી મટાડયો.

શેઠે કહ્યું કે, ત્યારે તો એને જલદી અહીં બોલાવો, ભલે ગમે તે લેય પણ એને અહીં બોલાવો. ગોરે કહ્યું કે, એ કોઇ પાસેથી કાંઈ લેતોજ નથી, તે તો સૌને મફત દવા આપે છે ને એની દવાથી તરતજ ફાયદો થાય છે, પણ વાત એટલીજ કે તે કહે તેમ કરવું જોઇએ. શેઠે કહ્યું કે જેમ કહે તેમ કરીશ પણ એને જલદી અહીં બોલાવો.

થોડીવારમાં ગોર એક સાધુને લઇને શેઠ પાસે હાજર થયા. એ વખતે શેઠ અરરરરરર, ઓ માડીરે, ઓય બાપલીયા, મરી જાઉં છું રે માડી, અરેરે હવે તે હું શું કરૂં? એમ બુમો મારતા પલંગપર પડયા હતા. પાસે સગડી હતી, અને માણુસો શોક કરતાં હતાં.

સાધુને જોઇને શેઠે પડયે પડયે માથું હલાવી નમસ્કાર કર્યા અને જરા કઠણુ થઇ બહુજ નમ્રતાથી ગદગદીત સાદે કહ્યું કે, મહારાજ, આ શૂળથી બહુ દુઃખી થાઉંછું. અમે તો બધા ઉપાય કરી ચુકયા, હવે તો તમે બચાવો તો બચું. તમારો ગુણુ કાંઇ નહીં ભૂલું, જેમ કહેશો તેમ કરીશ, પણુ દયા કરીને મને આ દુઃખમાંથી છોડાવો.

તે સાધુએ કહ્યું કે એમાં શું મોટી વાત છે, હમણાં તમારૂં દરદ જાય, બોલાવો તમારા છોકરાને.

એ છોકરા પાસે હાજરજ હતા. તેમણે કહ્યું કે, બોલો મહારાજ, શું કામ છે? ત્યારે મહારાજે કહ્યું કે, તમારા બાપનું દરદ બહુ ભયંકર છે એ કાંઇ દવાથી મટે એમ નથી, એ તો મંત્રથી મટે તેમ છે. પણુ એ મંત્રની વિધિ બહુ કઠિન છે તે તમારાથી નહીં બને.

છોકરાઓએ કહ્યું કે મહારાજ, કહો તો ખરા. ત્યારે શેઠે કહ્યું કે નહીં કેમ બને? ગમે તેવું કઠણુ હોયતો શું થયું? મારી જીંદગી ઉપરાંત બીજું શું છે? ત્યારે તે સાધુએ કહ્યું કે, શેઠ, તમારો કોઇ છોકરો જો આ સગડી ઉપર પોતાનો હાથ બાળી નાંખે, અને એ બળેલો હાથ હું કહું તે મંત્ર ભણીને તમારી છાતી ઉપર ફેરવે તો તમે અબઘડી સાજા થાઓ; નહીં તો થોડા વખતમાં જો રામજીકી મરજી હોયગા સો હો જાયગા. બીજો કાંઇ ઉપાય નથી.

શેઠે છોકરાઓના મોં સામું જોયું એટલામાં બીજા છોકરાઓ પણુ આવી પહોંચ્યા. પણુ કોઇ પોતાનો હાથ બાળવા તૈયાર થયું નહીં. ત્યારે પેલા ગોરે કહ્યું કે, શેઠ, જોઇ આ દુનિયાં-

ની સગાઇ? બળેલો હાથ તો પાછો પાંચ પંદર દીવસમાં સાજો થશે, પણ થાય છે કોઇની હીંમત ? તમારે માટે તમારા છોકરાઓ આ જરાક જેટલી સગડીની અગ્નિ ખમી શકતાં નથી ત્યારે તમે તેને માટે આ અગ્નિ કરતાં હજારો જ્વલંત નરકની અગ્નિ કેમ ખમી શકશો ? છોકરાઓનાં નશીબ છોકરાઓની સાથે છે, માટે વિશ્વંભરનાથ ઉપર વિશ્વાસ રાખીને લોકોનાં નાણાં ઘાલ્યાં છે તે કાઢી આપો ને માથેનો ભાર હલકો કરો નહીં તો માર્યા જશો. જે છોકરાંઓ અંહી પણ તમારા થતાં નથી તે પરલોકમાં તમારા ક્યાંથી થશે ? માટે હજી વખત હાથમાં છે તાં કાંઇક સમજો, મુવા પછી કાંઇ નહીં થાય.

આ સાંભળીને તે શેઠના મનમાં બહુ લાગી આવ્યું. તેને સમજાઇ ગયું કે,

કેનાં છોરૂ ને કેનાં વાછરૂ, કેનાં માય ને બાપ;
અંતકાળે જાવું એકલું, સાથે પુન્ય ને પાપ.–

એમ વિચારીને તે શેઠે પોતાનું કરજ ચુકાવી દીધું. ભાઇઓ ! એ શેઠની પેઠે આપણી પણ કાંઇ ભૂલ થતી હોય તો હમણાથીજ વિચારવાની બહુ જરૂર છે. કારણ કે એ શેઠને તો ભલો ગોર મળી ગયો હતો, પણ આપણા હાલના ઘણાખરા ગોરતો માંડી વાળેલ પાનીયાં જેવા છે અને આપણાં મન પણ એ અસલના શેઠીયાની પેઠે ઘડીકમાં સમજી જાય તેવાં નથી, એટલુંજ નહીં પણ ઉલટું હાલમાં આપણા વકીલોને વાલી વારસ તો એવીજ સલાહ આપશે કે એમાં શું ? એતો એમજ ચાલે છે; હવે મુદત ગઈ છે એટલે એ લોકોનું કાંઈ ચાલે તેમ નથી. મોટા મોટા જેન્ટલમેન પણ દીવાળાં કહાડે છે ત્યારે આપણે તે શું બીસાતમાં ? આવી સલાહ આપવાવાળા આજના વખતમાં કાંઇ થોડા નથી, માટે કોઈના હરામના માલ ઓહીયાં ન કરી જવાય એ આપણા પવિત્ર આત્માને ખાતર અને સર્વશક્તિમાન જગદાધાર મહાન પ્રભુને ખાતર તે દયાળુના પવિત્ર ઇનસાફથી ડરીને સંભાળજો. કારણ કે નરકના દુઃખો બહુ ભ-

ચકર છે માટે પૂર પેહેલાં પાળ બંધાય તેમ કરજો.

## ૬૯–ઇશ્વર આપણો પિતા મોક્ષદાતા કૃપાળુ સૌંદર્યવાન તથા આદિ અંત રહીત છે.

### ઇશ્વર આપણો પિતા છે.

આપણા માબાપ આપણી ઉપર અતિશય પ્રેમ રાખે છે તેનું કારણ એ છે કે, પ્રભુએ તેઓના હૃદયમાં આપણે માટે પ્રેમ ભરી મૂકેલો છે. માટે આપણો ખરો પિતા પ્રભુ છે. કારણ કે જો પ્રભુ આપણા માબાપના હૃદયમાંથી પ્રેમ ખેંચી લેય તો આપણા માબાપો ગમે તેવાં ભલાં છતાં પણ આપણી ઉપર પ્રેમ રાખી શકે નહીં. દુનિયાંમાં જેટલી જાતની સગાઇઓ છે ને જેટલી જાતના પ્રેમ છે તે સર્વ પ્રેમનું મૂળ પરમાત્મા છે. પ્રભુમાંથી આપણને સર્વ પ્રેમ મળે છે, માટે આપણો ખરો પિતા સમર્થ ઇશ્વરજ છે.

### ઇશ્વર આપણો મોક્ષદાતા છે.

પિતા જેમ સારામાં સારી ચીજ પોતાનાં વ્હાલાં છોકરાં માટે રાખી મૂકે છે તેમ આપણા મહાન્ દયાળુ પિતા ઇશ્વરે આપણે માટે સ્વર્ગનાં મહાન સુખો અને મોક્ષના અલૌકિક આનંદો રાખેલા છે. આપણા માત પિતા અને આપણા વ્હાલામાં વ્હાલા સગાં તથા દોસ્તો અને મુરબીઓ આપણને કીંમતીમાં કીંમતી વસ્તુઓ આપી શકે, અને કોઈ વખતે આપણે માટે પ્રાણ પણ આપી શકે, પણ સમર્થ પ્રભુ શિવાય કોઇ પણ આપણને સ્વર્ગ કે મોક્ષ આપી શકે તેમ નથી; માટે આપણો ઉદ્ધાર કરનાર આપણો મોક્ષદાતા કૃપાળુ ઇશ્વરજ છે.

### ઇશ્વર કૃપાળુ છે.

બાપ છોકરાને ધમકાવે અથવા મારે છે તેમાં તેની મતલબ છોકરાનું ભલું કરવાની હોય છે, તેમજ ઇશ્વર આપણને દુઃખ આપે છે તે પણ આપણાં ભલાંને માટેજ હોય છે, કારણ કે

ઇશ્વર કૃપાળુ છે. તે પોતાની સુખદાયક કૃપા આપણી ઉપર કયે રસ્તે ઉતારશે એ આપણે જાણતા નથી. પ્રભુ હજારો રસ્તે આપણું અને આખા જગતનું તથા અનંત બ્રહ્માંડોનું કલ્યાણ કરી શકે છે માટે પ્રભુ કૃપાળુ છે.

ઇશ્વર સૌંદર્યવાન છે.

એક છોકરીએ પોતાની માને પુછયું કે, મા, આવાં સુંદર પુલો તે કોણે બનાવ્યાં હશે? ત્યારે માએ કહ્યું કે, એ પ્રભુએ બનાવેલાં છે. ત્યારે તે છોકરી બોલી કે, ઓહો! જેણે આવાં સુંદર ફુલો બનાવેલાં છે તે પોતે કેવો અદ્‌ભુત સુંદરતા વાળો અને કેવા અલૌકિક આનંદવાળો હશે? એવી સુંદરતા વાળા શ્યામ સુંદરની તરફ જે જોતા નથી, અને એવા સચ્ચિદાનંદ આનંદ સ્વરૂપમાંથી જે આનંદ લુટતા નથી તેઓ કેવા પામર છે એ વિચારો તો ખરા? એવાં પામરપણામાં ન રહી જવાય માટે શોભાના ભંડાર ને રૂપના અવતાર પ્રભુની સામે જુઓ. પ્રભુના આનંદદાયક સ્વરૂપનું જ્ઞાન મેળવો.

ઇશ્વર આદિ અંત રહીત છે.

જ્યારે પૃથ્વી, પાણી, વાયુ, અગ્ની, સુરજ, ચંદ્ર, તારા વીગેરે કાંઇ પણ નહોતું ત્યારે પણ આદિનાથ પ્રભુ હતા અને જ્યારે એ બધુ નાશ પામશે ત્યારે પણ પ્રભુ રહેશે, માટે તેને આદિ અંત રહીત કહે છે.

કોઇપણ કાળ પ્રભુને લાગુ પડતો નથી, પ્રભુ તો કાળના પણ મહાકાળ છે. ભૂત ભવિષ્ય ને વર્તમાન કાળ એ આ દુનિયાંને માટે છે, પ્રભુને ભૂત ભવિષ્ય લાગી શકતા નથી; તે તો સદા સર્વદા પોતાના આનંદ સ્વરૂપમાં વર્તમાન કાળમાંજ રહે છે, માટે શાસ્ત્રોમાં તેને આદિ અંત રહીત એટલે જન્મ મરણ વગરના કહેલા છે.

ભુજંગી છંદ.

તમે સર્વ સંસાર વિસ્તાર કીધો,<br>
તમે સર્વને સુખનો સાધ દીધો;

તમે વિશ્વ વિશ્રામના ઠામ જેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
તમે પૃથ્વી સાથે સરજ્યા સર્વ પ્રાણી,
તમે વેદ વિદ્યા વિશેષે વખાણી;
તમે માણસોને દીધા મીષ્ટ મેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
તમારા ગુણો શેષ મહેશ ગાવે,
તમારા પુરા પાડનો પાર ન આવે;
તમે છો ત્રિલોકી તણા તાત જેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.
ભજે શેષને શારદા ચંદ્ર ઈંદ્ર;
ભજે આપને નિત્ય મોટા મુનીંદ્ર,
સદાશિવ જેવા સજે નિત્ય સેવા,
દયાળુ તમોને નમું દેવદેવા.

---

## ૭૦.—વૈદના ઘરમાં તો ઝેર પણ હોય અને અમૃત પણ હોય પણ તેથી કાંઇ તે પોતે ઝેર ખાઈ લેય નહીં; તેમજ આ દુનિયામાં માયા તો હોય-જ, પણ તેથી કાંઇ આપણે તેમાં ફ-સાઇ જવું જોઇએ નહીં.

માયાના મોહ વિના અને મોહની જંજાળ વિના કાંઇ આ-દુનિયાં ચાલી શકે નહીં, માટે માયાનો મોહ તો આ દુનિયા-માં હોયજ. જો એવો મોહ ન હોય અને પ્રભુ પોતે આપણી આંખે જોઇ શકાય તેવી રીતે શાક્ષાત સ્વરૂપે બીરાજતા હોય તો પછે આપણો પુરૂષાર્થ શું ? તો પછે આપણે કરવાનું શું ? જો એવી રીતે હોય તો પછે આપણી શ્રદ્ધા ભક્તિની પરીક્ષા કે-વી રીતે થાય ? જો અંધારૂં ન હોય તો પછે અજવાળાંની કીમત શું ? તેમજ જો માયા ન હોય તો પછે ઇશ્વરને જાણવામાં આ-

પણી શું બડાઇ? આપણો સર્વ શક્તિમાન, મહાન દયાળુ પિતા પ્રભુ જેમ અતિશય પુરૂષાર્થ વાળો છે, અને રાત દીવસ દરેક ક્ષણ જેમ જગતના હિતને માટે તજવીજ કરનારો છે, તેમ તે પોતાનાં બચ્ચાંઓને એટલે આપણને પણ પુરૂષાર્થી જોવા ઇચ્છે છે તે સારૂજ—આપણે આ દુનિયામાં પુરૂષાર્થ કરી શકીએ તે સારૂજ પ્રભુએ માયા બનાવેલી છે. જો માયા ન હોય તોપછી આપણે લડવાનું કોની સાથે? અને જીતવાનું કોની સાથે? બાઇસીકલને અધર રાખીને પછે તેનાં પૈડાંને હવામાં ફેરવ્યા કરીએ તો એમાં શું જોર પડે? ને એથી કયાં પહોચાય? એમ કરવાથી તો જયાંના ત્યાંજ રહીએ, પણ જો તેનાં પૈડાંને જમીન સાથે ઘસારો આપીએ તોજ આપણાં બળની અને આપણી હુશીઆરીની ખબર પડે. એટલુંજ નહીં પણ જો બાઇસીકલને જમીનનો ઘસારો મળે તોજ તે આપણને ધારેલે મુકામે પહોંચાડે. જો એવો ઘસારો ન મળે ને માત્ર પોલાણમાંજ એ પૈડું ફર્યા કરે તો કાંઇ શુકરવાર થાય નહી. તેમજ આપણા આત્માને કલ્યાણના રસ્તામાં લઇ જવા માટે માયા એ એક જાતનો ઘસારો આપવાનું સાધન છે. માયા છે એ એક જાતની દવા છે. જો કે એ ઝેરી દવા છે તોપણ જીવરૂપી વૈદના ઘરમાં તો એ ઝેરી દવા પણ જોઇએ અને પ્રભુરૂપી અમૃત પણ જોઇએ. પણ વૈદના ઘરમાં ઝેર હોવા છતાં જેમ તે ઝેરના ફાકડા ભરી લેતો નથી તેમ આપણા ઘરમાં માયા હોવાથી આપણે પણ માયાના બાચકા ભરવા ન જોઇએ ને મોહનાં વલખાં મારવાં ન જોઇએ. પણ એમ સમજવું જોઇએ કે, અનંત બ્રહ્માંડના નાથ સર્વશક્તિમાન મહાન પ્રભુને પામવા માટે માયા એ એક સાધન છે. માયા સાધન છે, ફળ નથી, ફળ તો અખંડ સુખરૂપ સચ્ચિદાનંદ પરમાત્માજ છે. માટે એવા સ્વયંપ્રકાશ પુરૂષોત્તમ પ્રભુને છોડીને માયામાં ન ફસાઈ રહેવાય એ સંભાળજો. અમૃતને બદલે ઝેર ન ફાકી લેવાય એ સંભાળજો.

---

## ૭૧–પ્રભુ આપણી પાસે જેટલું કરાવવા ઇચ્છે તેટલુંજ આપણે કરવું જોઇએ, એથી ઉલટું કરવાથી મોક્ષ મેળવવાની સરત આપણે હારી જઇએ છીએ.

કોઈ ઘોડાને બહુ દોડતાં આવડતું હોય તેથી તેણે દોડયાજ કરવું એ કાંઇ તેનું સારાપણું નથી, પણ ધણી લગામ ખેંચે તે પ્રમાણે કાબુમાં રહેવું એજ તેનું સારાપણું છે. સ્વાર ધીમો ચલાવવા ઇચ્છતો હોય ત્યાં જો ઘોડો ઉતાવળો ચાલે, તો એ વધારે ચાલવા છતાં પણ સ્વારની મરજી વિરૂદ્ધ થાય છે, ને તેથી ઘોડાની એ નાલાયકી ગણાયછે. તેમજ પ્રભુ આપણી પાસેથી જેટલુ કરાવવા ઇચ્છે તેટલુંજ સરખી રીતે કરવું એનુંજ નામ ઇશ્વર ઇચ્છાને આધીન થવું છે. અને એજ પ્રભુને ખુશી કરવાનો માર્ગ છે.

પ્રભુ આપણને ગરીબ રાખવા ઇચ્છતો હોય તો આપણે ગરીબાઇમાંજ મોજ માનવી જોઇએ. પ્રભુ આપણી કસોટી માટે અથવા તેના કાંઇ ઉમદા ગુપ્ત હેતુ માટે આપણને કાંઈ અટપટા સંજોગમાં લાવતો હોય તો તેમાં પણ તેની ઇચ્છાને આધીન થઇને આપણે આનંદ માનવો જોઇએ; કારણ કે આપણું ઇનામ માત્ર દોડવામાંજ નથી પણ લગામના–હુકમના કાબુમાં રહેવામાં છે. ઘોડાને બહુ લાંબા ચક્રાવામાં ફરવું ગમતું હોય, પણ સરત ટુંકા સરકલની હોય તો એ ટુંકા સરકલમાં સરખી રીતે ફરવાથીજ સરત જીતી શકાય પણ ટુંકા સરકલની સરત છતાં પણ પોતાની બહાદુરી બતાવવા માટે ઘોડો લાંબુ સરકલ ફરવા જાય તો, વધારે બળ કરવા છતાં પણ, સરતના નિયમ પ્રમાણે કમ્પાઉન્ડની બહાર જવાથી તે સરત હારી જાય છે; કારણ કે એ વખતે સરતનું ઇનામ મોટા ચક્રાવામાં કે ઘણાં બળ ઉપર નથી, પણ એ ઇનામ તો સ્વારની મરજી મુજબ ટુંકા ચક્રાવામાં ફરી શકે તેને માટે છે. તેમજ આપણું ઇનામ પણ

ગરીબાઇમાં કે શ્રીમંતાઇમાં નથી, યજ્ઞ કરવામાં કે ઉપવાસો કરવામાં આપણું ઇનામ નથી, બહુ શાસ્ત્રો ભણવામાં કે છાંટાથી છોવાઇ જવામાંજ કાંઇ આપણું ઇનામ નથી અને યાદ રાખજો કે આપણું ઇનામ કાંઇ મોટાં મોટાં કામો કરવામાંજ નથી, પણ આપણું ઇનામ તો ભગવદ્ ઇચ્છાને આધીન થવામાં એટલે કે જેમ પ્રભુ રાખે તેમ રહેવામાંજ છે. માટે ભાઇઓ ! જો એ મોક્ષધામનું મોટું ઇનામ જીતવું હોય તો સર્વવ્યાપક, સર્વશક્તિમાન, અખંડ આનંદરૂપ પ્રભુને સર્વાત્મભાવથી શરણુ થઈ પ્રેમપૂર્વક તેની ઇચ્છાને આધીન થાઓ.

---

## ૭૨—સાથે બોજો વધારે હશે તો ભાડું વધારે આપવું પડશે, માટે જેમ બોજો હલકો થાય તેમ કરો.

આપણી સાથે વધારે ભાર હોયતો વધારે ભાડું આપવું પડે એમાં કાંઈ નવાઈ નથી. આપણા કાગળો અરધા તોલા કરતાં એક રતી પણ વધારે થઇ જાયતો વધારે ચાર્જ આપવું પડે છે. આપણી બેંગીઓ ને આપણા પારસલોમાં પણ એમજ છે. તારમાં એક અક્ષર પણ વધારે થાય તો તેના વધારે પૈસા લઇ મૂકે છે. નામદાર સરકારની દયાળુ રાજનીતિથી અહીંના આપણા તારખાતાં, ટપાલખાતાં, ને રેલવેખાતાં બહુ સારાં છે એટલે થોડા ખર્ચમાં આપણી ઘણી સગવડતા સચવાય છે. અને તોપણ માત્ર અરધા તોલાના કાગળ સારૂ બે દોઢીયાં ખર્ચવાં પડે છે. અરજંટ તારમાં મોકલવાના એક શબ્દના ચાર આના ખરચવા પડે છે. અને રેલવેની મુસાફરીમાં એક માઇલનું એક દોઢીયું આપવું પડે છે એ પણ ફક્ત હીંદુસ્તાનને માટેજ. વિલાયત અમેરીકા વીગેરે દૂરના બીજા મુલકો માટેના તાર કાગળ વીગેરેનો દર તો જુદો.

ભાઇઓ ! હવે વિચાર કરો કે આપણા દેશમાંજ જ્યારે અરધા તોલાના વજન માટે ટપાલ ખાતામાં અર્ધો આનો

પડે છે, અને તારના એક શબ્દ માટે ચાર આના આપવા પડે છે ત્યારે પરલોકમાં બોજો લઇ જવા માટે આપણે કેટલું બધું ભાડું આપવું પડશે એ ખ્યાલ તો કરો ? આપણા ઘરમાં તો જાણે આપણે કચરો ભરીએ છીએ, ઘરની સફાઇ રાખતાં તો આપણને આવડતીજ નથી, પણ આપણા મનમાં પણ કયાં ઓછો કચરો ભરેલો છે. નાત જાતના બખેડાઓ, કુટુંબ કલેશનાં દુઃખો, મોટાઈનાં અભિમાનો, માનપાનની ભૂખ, અદેખાઈની બળતરાઓ, ધંધારોજગારની હાય હોય, નાજુકડાં દેખાવની ફ્કેશનો, વાત વાતમાં માઠું લાગી જવાની ટેવો, નવી નવી જાતનાં વ્યસનો, દેખાદેખી કરવાના સ્વભાવો અને મોજશોખનાં હવતીયાંઓ, તથા ધન માટે અછાડા પછાડા મારવાના ને ઉંધુચતું કરવાના ભારમાંથી આપણે કયાં છુટેલા છે ? આ બધો અને એવોજ બીજો ઘણોએ કચરો આપણા મનમાં ભરેલો છે ને હજી બીજો વધારે ભરાતો જાય છે તેને આપણે કિયાં દૂર કરી શકીએ છીએ ? એવા એવા નકામા કચરાને ભાર કેટલો બધો થશે ? અને તેનું કેટલું બધું ભાડું આપવું પડશે એ તો વિચારો ? અહો ? ગજબ ! અજબ ! આટલો બધો કચરો ! એ ત્રાપો તો એ કચરાના બોજાથી અહીંની ખાડીમાંજ ડુબી જશે અને આપણને પણ ભેળા ડુબાડી દેશે. એ સંઘ દ્વારકાં કયાંથી પહોંચે ? મનરૂપી વ્હાણમાં એવા મોટા મોટા ચોસલાંઓ ભરીએ તો પછે ડુબી ગયા વિના બીજા શું હાલ થાય ? ભાઇઓ, વિચારો તો ખરા કે આપણા દેશમાંજ અરધા તોલા વજનનો અરધો આનો પડે છે અને જરૂરના એક શબ્દના ચાર આના પડે છે ત્યારે આટલો બધો કચરો—આટલો બધો બોજો આપણે સ્વર્ગ સુધી કેમ ઉપાડી શકશું ? અને ભાડું કયાંથી ભરી શકશું ? જ્યારે બોજો ઉપડી પણ નહીં શકે ને ભાડું પણ નહીં ભરી શકાય ત્યારે પછે અહીંજ ત્રાપો ડુબી જાય તેમાં નવાઇ શું ? એવું ન થાય માટે ભાઇઓ ! જેમ બને તેમ તમારી પાસેનો બોજો હલકો કરો, એટલે કે જેમ

બને તેમ શુદ્ધ થાઓ, જેમ બને તેમ વાસના ઓછી કરો, જેમ બને તેમ મોહ માયાથી બચતા રહો, અને જેમ બને તેમ કાંઈપણ ઘાલમેલ કે ગોટાળો પીંઢાળો નહીં રાખતાં સાવ ચોખા થઇને પ્રભુ સ્મર્ણ કરો, એટલે તમારી પાસે અંતરની બુરી વાસનાઓનો કાંઇપણ ભાર નહીં હોવાથી તથા ભગવત્ સેવા સ્મર્ણના પ્રતાપથી તમે પોતે પણ હલકા ફુલ જેવા થઇ જશો, એટલે સહેલાઇથી ને આનંદથી હરિની હજુરમાં મોક્ષ-ધામમાં જઇ શકશો. માટે ભાઇઓ, જેમ બને તેમ બોજો હ-લકો થાય તેમ કરો.

---

## ૭૩.—સર્વ શકિતમાન પરમ પવિત્ર પિતા મહાન પ્રભુને છોડીને આપણે કેવી હલકી વસ્તુઓમાં પડયા રહીએ છીએ તે વિષે એક સાધુ અને રાજાની વાત.

એક સાધુ હતો તે બહુ ભલો ને જ્ઞાની હતો. તે સાધુની એક રાજાએ બહુ કીર્તિ સાંભળી, તેથી તે રાજાએ તેને પોતાની હજુરમાં બોલાવ્યો. સાધુને આવતો જોઇને રાજાએ તેની સામે હાથ જોડયા અને માથું નમાવ્યું ત્યારે તે સાધુ સાષ્ટાંગ દંડવત્ કરીને રાજાના પગમાં પડયો. રાજા તો એ જોઇને બહુ અજબ થયો. તેને લાગ્યું કે આ શું ? હું સાધુને નમસ્કાર કરૂં તે વાજ-બી છે, કારણકે હું ગૃહસ્થ છું ને તે ત્યાગી છે. ધર્મને અર્થે અને પ્રભુને અર્થે તેણે સર્વ છાંડયું છે માટે મારે તેને ધર્મને ખાતર માન આપવું જોઇએ. પણ તે મને શા માટે પગે લાગે છે ? એમ ધારીને રાજાએ તે સાધુને પુછયું કે, મહારાજ ! તમે મને શા માટે પગે લાગ્યા? ત્યારે મહારાજે કહ્યું, કે બચ્ચા, તું મને શા માટે નમ્યો ? રાજાએ કહ્યું કે, તમે સંન્યાસી છો માટે તમારા ત્યાગને હું નમ્યો છું. તમે દુનિયાદારીની લાલચો છોડી દીધી અને ધર્મના કામમાં લાગી ગયા માટે હું તમને નમ્યો છું.

ત્યારે તે સાધુએ કહ્યું કે, રાજા, મ્હારા કરતાં તું વધારે ત્યાગી છે માટે મેં તને દંડવત્ કર્યા છે.

રાજાએ કહ્યું કે, મહારાજ, મેં તો કાંઇ પણ છોડયું નથી, મને તો હજારો જાતની ઉપાધી વળગેલી છે, તેથીમારૂંમન તો કયાંઇનું કયાંઇ ફરેછે. હું ત્યાગી કેવી કેવી રીતે? ત્યારે તે સાધુએ કહ્યું કે,બેટા અખંડ સચ્ચિદાનંદ રૂપ પરમ મંગળકારી મહાન પ્રભુની પાસે આ દુનિયાદારીના સુખ શું બીસાતમાં છે? અલૌકિક દિવ્ય સ્વરૂપ સર્વ શક્તિમાન મહાન પ્રભુની પાસે આ વ્યવહારની વસ્તુઓની કીંમત ત્રણ બદામ જેટલી પણ નથી. હવે તું વિચાર કર કે એવો અલભ્ય લાભ લેવા સારૂ કરીને મેં આ વ્યવહારની ત્રણ બદામની ચીજો તજીછે. એટલે થોડું છોડીને ઘણું લેવાનો લોભ મેં કર્યો છે, માટે ખરો ત્યાગી ને ખરો સંતોષી તો તું છે કે જે કરોડો રૂપીયા ખરચતાં અને ત્રણ બ્રહ્માંડનું રાજ આપતાં તથા ચોરાશી લાખના ફેરામાં પડતાં છતાં પણ ન મળે તે અનંત બ્રહ્માંડના નાથને છોડીને ત્રણ બદામના સંસારના તુચ્છ સુખમાં મોહવાઇ ગયો છે, માટે મહારા કરતાં વધારે મ્હોટો ત્યાગી તો તું છે; કારણ કે સર્વ શક્તિમાન પ્રભુને મેળવવા ખાતર મેંતો માત્ર ત્રણ ત્રણ બદામની વસ્તુઓ તજી છે પણ તેંતો ત્રણ બદામની વસ્તુઓ સાચવવા માટે અનંત બ્રહ્માંડના નાથને છોડી દીધા છે, માટે ખરો ત્યાગીતો તુંછે.

સાધુની આ વાત સાંભળીને રાજાને પોતાની ભૂલ સમજાણી. તેણે મહારાજનું બહુ સન્માન કર્યું, અને એ પછી રોજરોજ દુનિયાદારીની આસક્તિ ઓછી કરી પ્રભુમાં વધારે વધારે ચિત્ત રાખવા લાગ્યો.

ભાઇઓ ! આપણે પણ એવાં ત્રણ બદામના સુખમાંજ છેવટ સુધી રહી જઈ અનંત બ્રહ્માંડના નાથને ન ભૂલી જઇએ એ સંભાળજો.

---

## ૭૪–પ્રભુની ઇચ્છા વિરૂદ્ધ વર્તવું તે ગમે તેવું સારૂ કામ હોય તો પણ પ્રભુની સામે થવા જેવું છે.

શેઠે ઘર સાચવવા માટે રામોસી રાખેલો હોય છતાં પણ જો તે રામોસી ઘર સાચવવાની બાબતમાં બેદરકાર રહે, અને તેને બદલે રામાયણનો પાઠ કર્યા કરે તો તેને પાપ લાગેછે; કારણ કે તેની એ વખતની ફરજ ઘર સાચવવાની છે, કાંઈ રામાયણમાં ગુલતાન થવાની તેની એ વખતની ફરજ નથી. માટે રામાયણ વાંચવાનું ભલું કામ કરતા છતાં પણ ઘર સાચવવાની તેની ફરજ નહીં બજાવવા માટે તેને પાપ લાગેછે. કારણ કે આપણાં પવિત્રશાસ્ત્રો મારફત આપણને પ્રભુની એવી આજ્ઞા છે કે, ઇશ્વર ઇચ્છાથી આવી મળેલા વખત વખતના ધર્મ બજાવવાને બદલે બીજા કામમાં લાગી જવું એ પાપ છે. ભલે એ બીજું કામ સારૂં હોય તોપણ આપણાથી કાંઇ આપણી પવિત્ર ફરજ છોડી દેવાય નહીં. કેમકે ફરજ છોડીને બીજા કામો કરવાથી અંતે વધારે ખરાબી થાયછે. જેમકે રામાયણ વાંચવું એ કાંઇ ખરાબ નથી પણ રામાયણ વાંચવા સારૂ કરીને રામોસી ઘરની ચોકી ન કરે તો પછી શેઠના ઘરમાં ચોરી થાયછે, તેથી રામોસીને જેલજાત્રા કરવી પડેછે અથવા નોકરી વિના રખડવું પડેછે: આવું ન થાય માટે ભગવદ્ ઇચ્છાથી આવી બનેલી ફરજો આપણે પ્રથમ બજાવવી જોઇએ. પ્રભુએ પણ કહેલું છે કે,

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥**

**अ. १८ श्लो. ४५**

અર્થ–પોતપોતાના કામમાં સારી રીતે લાગી રહેલા માણસને મોટું ફળ મળે છે.

પોતપોતાનાં કામ એટલે વખત વખતના ધર્મ, કે જેને આપણે ભગવદ્ ઇચ્છા કહીએ છીએ, તેને આધીન થવાથી એટલે કે તે તે કામો રૂડી રીતે કરવાથી મોટી સિદ્ધિ મળે છે. વળી પણ પ્રભુએ કહ્યું છે કે;

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥
अ. १८ श्लो. ४६

અર્થ—જેનાથી કરીને આ જગતની ઉત્પત્તિ થાયછે અને જે આ સર્વમાં વ્યાપી રહ્યો છે તે ઇશ્વરને પોતપોતાનાં કર્મોવડે રાજી કરવાથી માણુસનું કલ્યાણુ થાયછે.

ભાઇઓ ! આવી રીતે ભગવદ્ ઇચ્છાથી આવી મળેલાં પોતપોતાનાં કર્મો રૂડી રીતે કરવાં તેમાંજ કલ્યાણુ છે. માટે મોટાં ને સારાં કામોની દોડધામમાં પડી "અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ" નહીં થતાં—ધોબીનો કુતરો નહીં ઘાટનો કે નહીં ઘરનો એવા નહીં થતાં સ્વધર્મને વળગી રહો, અને જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો.

---

## ૭૫.—પ્રભુ તરફથી આપણુને જે કામ સોંપાએલું છે તે કામ કર્યા વિના બીજાં સારાં કામ કરવાથી પણુ પ્રભુ રાજી થતો નથી.

કોઈ લશ્કરી અમલદાર લડાઇના મેદાનમાં દુશ્મનો સાથે લડતો હોય તે વખતે તેના મનમાં એમ દયા આવે કે હું તો આ બધાને નહીં મારૂં, એવી દયાથી એવે ખરે વખતે તે લડાઇ કરવી છોડી દેય તો તેને ઉલટું પાપ લાગે છે; કારણુ કે તેની એવી દયાથી તેના માલેકને બહુ મોટું નુકસાન થાયછે. જો કે દયા કરવી એ બહુ પુન્યનું કામ છે, પણુ આવે અયોગ્ય વખતે દયા કરવાથી ઉલટું પાપ લાગેછે. એ વખતે તો તેની એજ ફરજ હતી કે જેમ બને તેમ સારી રીતે લડવું, અને પોતાના રાજાની ફતેહ થાય તેમ કરવું. પણુ એમ ન કરતાં ફરજને વખતે દયા બતાવવાથી ઉલટું પોતાના ધણી તરફ વિશ્વાસઘાત

થાયછે. અને એમ કરવું એ પ્રભુના હુકમથી વિરૂદ્ધ છે. માટે માણસોને બચાવવાનું બહુ દયાનું કામ કરતાં છતાં પણ તેને પાપ લાગે છે.

સ્ત્રીઓની ફરજ પોતાના વરને રાજી રાખવાની, છોકરાંઓની સંભાળ રાખવાની, તથા ઘરનું કામકાજ સાચવવાની છે; એ કામ છોડીને, છોકરાંઓને રોતાં રખડતાં મુકીને ધણીનું કહ્યું ન માનીને, વરના મનમાં વહેમ રહેવા દઇને, અને ઘરનું કામકાજ રખડાવીને જો તે તીરથોમાં ને દેવ દર્શનમાં દોડે તો ઉલટું તેને પાપ લાગે છે. જો કે તીર્થસ્નાન અને દેવ દર્શન એ બહુ પુન્યનું કામ છે, તોપણ ભગવદ્ ઇચ્છાથી પોતાને માથે આવી પડેલી ફરજ બજાવ્યા વિના હઠ કરીને બીજાં કામો કરવાથી સારૂં ફળ થતું નથી; માટે હરિજનો ભગવદ્ ઇચ્છાનેજ મુખ્ય માને છે.

પુરૂષોનો ધર્મ છે કે કુટુંબ સ્નેહમાં રહેવું, કુટુંબનું પોષણ કરવું, અને રૂડી રીતે ગૃહસ્થાશ્રમના આચાર વિચારો પાળવા; પણ તેને બદલે કોઇ જુવાન માણસ વ્યવહારથી કંટાળીને જુઠામોહમાં ફસાઇને તીવ્ર વૈરાગ્ય આવ્યા વિના સંન્યાસ લઇ લેય, અને પોતાને આશ્રે પડેલાં વૃદ્ધ માબાપ, જુવાન સ્ત્રી, તથા નાનાં છોકરાંઓને રખડતાં ને રોતાં કળકળતાં મૂકે તો એ સંન્યાસપણું તેને શ્રાપરૂપ થઈ પડે છેઃ કારણ કે એ વખતે તે ભગવદ્ ઇચ્છાની વિરૂદ્ધ છે. ભગવદ્ ઇચ્છાનો અર્થ એજ છે કે પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં આનંદથી રહેવું ને વખત વખતના ધર્મો બજાવવા. એજ પ્રભુની ઇચ્છા છે ને એમાંજ કલ્યાણ છે. માટે દયાળુ પ્રભુએ આપણી યોગ્યતા પ્રમાણે આપણને જે જે કામો સોંપેલાં છે તે આપણે પ્રેમપૂર્વક રૂડી રીતે પ્રભુને અર્થે, બ્રહ્માર્પણ વિધિથી કરવાં જોઇએ. જો એમ કરી શકાય તો પછે સ્વર્ગ તથા પ્રભુ કાંઈ દૂર નથી. માટે પ્રભુને અર્થે બ્રહ્માર્પણ વિધિથી ભગવદ્ ઇચ્છાથી આવી મળેલાં કર્મો કરો.

---

## ૭૬–આગબોટ માથે રહી ગએલું પંખી જેમ બધે ઠેકાણે ફરી ફરીને અંતે પાછું એજ આગબોટના ડોલ ઉપર આવીને બેસે છે, તેમ આપણે પણ બધે ઠેકાણે રખડીને અંતે પ્રભુના રસ્તામાં આવીએ ત્યારે શાંતિ પામીએ છીએ.

ઘણી વખત એવું બને છે કે વહાણ ઉપર અને આગબોટ ઉપર બેઠેલા પંખીઓ ત્યાં બેઠા હોય છે, અને આગબોટ ઉપડી જાય છે. એ પછી કિનારો મુકયાબાદ ઘણીવારે તે પંખીઓ ઉડવા લાગે છે, પણ એ વખતે દરિયા વિના બીજું કાંઇ તેઓને દેખાતું નથી, તેથી પાછાં એ વહાણના સઢ ઉપર આવીને બેસે છે. થોડીવાર પછી વળી પાછાં બીજી દિશામાં ઉડે છે, પણ ત્યાં પણ ઉપર આકાશ ને નીચે પાણી વિના બીજું કાંઇ નહીં દેખાવાથી ફરીથી પાછાં આગબોટ ઉપર આવીને બેસે છે. વળી પાછા થાક ઉતર્યા પછી ત્રીજી દિશામાં ઉડે છે, પણ ત્યાં પણ ઝાડ કે જમીન નહીં દેખાવાથી પાછાં આગબોટ ઉપર આવીને બેસે છે. આવી રીતે બધે ઠેકાણેથી ફરી ફરીને એ પંખીને પાછું આગબોટ ઉપર આવવું પડે છે ને ત્યાંજ તેને નીરાંતે બેસવાનું મળે છે. કારણ કે ભર દરિયામાં આગબોટ શિવાય બીજું કોઈ તેને વીસામાનું ઠેકાણું મળતું નથી.

ભાઇઓ ! આવીજ રીતે–એ પંખીની પેઠેજ આપણે પણ આ સંસારરૂપી સમુદ્રમાં આવી પડયા છીએ, તેમાં પ્રભુનો રસ્તો એ આગબોટ છે. એ આગબોટ ઉપર જયારે આવીએ ત્યારેજ શાંતિ મળી શકે તેમ છે. એ આગબોટ એટલે ભક્તિ છોડીને બીજે ગમે તે ઠેકાણે રખડીએ તોપણ કયાંઈ પણ જીગરની શાંતિ મળતી નથી. બધે ઠેકાણેથી રખડીને અંત પાછું એ આગબોટ ઉપર એટલે કે પ્રભુના રસ્તામાંજ આવવું પડે છે, પણ જેમ પંખી જમીન અને ઝાડની આશાએ આગબોટ છોડીને

ઉડયા કરે છે, તેમ આપણે પણ મહાન પ્રભુનો પવિત્ર માર્ગ છોડીને સુખની આશાએ અહીં તહીં ભટકયા કરીએ છીએ. ભલે નાટકોમાં જઇએ, મેળાઓમાં જઇએ, ઉજાણીયોમાં જઇએ, નાચોમાં જઇએ, વરઘોડાઓમાં જઇએ, માનપત્રોના મીલાવડાઓમાં જઇએ અને મોટા મોટા દરબારોમાં જઇએ તોપણ યાદ રાખજો કે એમાં કયાંઇ પણ ખરી શાંતિ મળી શકશે નહીં; કારણ કે એ બધું સંસારસમુદ્રની અંદર છે, અને ખરી શાંતિ તો એ સમુદ્રને કિનારે બંદર ઉપર છે, એટલે કે હરિની હજુરમાં મોક્ષધામમાં ખરો આનંદ છે. એ બંદરે એ આગબોટથીજ એટલે કે ભક્તિથીજ પહોંચી શકાય તેમ છે. માટે ભાઇઓ ! ફોગટના ફાંફાં મારી અહીં તહીં નહીં રખડતાં પ્રભુના રસ્તામાં આવી જાઓ. પ્રભુના રસ્તામાં આવી જાઓ.

પદ.

સંતો ભક્તિરૂપી એક સાચી કમાઈ,
સાચી કમાઇ તેમાં બેસે ન પાઇ.—સંતો૦
કોટી જનમના ક્લેશ રે જાયે, (૨)
ટાળી દે પલમાં આ ભવની ભવાઈ.—સંતો૦
નરતન દેહ પછી દુર્લભ મળવો, (૨)
જીતેલી બાજી ને હારવી ન ભાઇ.—સંતો૦
નરહરી એક પ્રભુને ભજીલે, (૨)
નાખીને સો મણ રૂની તળાઇ.—સંતો૦

---

## ૭૭—ઇશ્વર સર્વજ્ઞ છે એટલે બધું જાણે છે.

ભૂત ભવિષ્યને વર્તમાનકાળની બધી વાતો પ્રભુ પૂરેપુરી જાણે છે. અંધારૂં તે ઇશ્વરની આગળ અંધારૂં નથી તેને તો સદાસર્વદા ને સર્વ બાજુએ અનંતપ્રકાશ છે અને ત્રણેકાળ તેની નજર આગળ આ ટાણેજ અને સર્વદા પ્રત્યક્ષ થઇ રહ્યા છે. સમુદ્ર કિનારાના રેતીના કણ અને વરસાદનાં ટીપાં પણ તેનાં

ગણેલા છે. ઉજડ જંગલમાં ઉગેલાં મોટાં ઝાડોનાં બેસુમાર નાનાં પાંદડાંઓ અને તેના રેસાઓની ગણત્રી પણ તેના ધ્યાન બહાર નથી. સમુદ્રના તળીયાંની અંદરની વસ્તુઓ અને ઉંચામાં ઉંચા પહાડોનાં શિખરની અંદરના વસ્તુઓ પણ તે જાણે છે. આપણે જે નાના નાના જંતુઓને સૂક્ષ્મદર્શક જેવાં યંત્રોથી પણ જોઇ શકતા નથી તે સૂક્ષ્મ જંતુઓ પણ પ્રભુની ગણત્રી બહાર નથી. મોટાં ખેતરોની અંદરના અનાજના દરેક છોડવાઓ તેના હિસાબમાં છે, અને દરેક ડુંડાની અંદરના દરેક દાણા પણ તેની ગણત્રી બહાર નથી.

આકાશમાં દોડતાં વાદળાંઓ, પવનની લેહેરો, અને સમુદ્રના ફીણમાં ઉઠતા નાના નાના પરપોટા પણ તેના ધ્યાન બહાર નથી. આકાશમાં ઉડનારાં પક્ષીઓ, જલમાં રહેનારા જીવો, જમીન ઉપરના પ્રાણીઓ અને સ્વર્ગના દેવોને પણ તે જાણે છે.

આસમાનના દરેક મોજા, અને આપણા શરીરના તથા સર્વ પ્રાણીના દરેક રૂવાટાંને પણ તે જાણે છે. બહુ મોટું ખરચ કરીને અને અતિ મહેનત કરીને સરકાર વસ્તીની ગણત્રી કરે છે, તેમ છતાં પણ તેમાં કંઇક ફેર રહે છે, પણ પ્રભુની ગણત્રીમાં કાંઇ પણ ફેર રહેતો નથી અને એવી ગણત્રી કરવામાં તેને કાંઈ પણ મહેનત પડતી નથી. એતો સ્વભાવસિદ્ધ એની મેળે મેળેજ પ્રભુના ધ્યાનમાં રમી રહેલું છે, અને પ્રભુની નજર આગળ તરી રહેલું છે. પૃથ્વી, આકાશ, અને પાતાળમાં એવી કોઇપણ ચીજ નથી અથવા એવું કોઇ પણ એક પણ રજકણ નથી કે જે પ્રભુની નજર બહાર હોય. તેની આગળ તો સર્વદા સર્વ ખુલ્લુંજ છે. એનાથી કાંઇપણ છુપાવી શકાય તેમ નથી, કારણ કે જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ ને તુર્યા એ ચારે અવસ્થાનો તે જાણનાર છે. આપણા મનના સારા કે માઠા દરેક નાના મોટા વિચારો, અને આપણા અંતઃકરણની સૂક્ષ્મ ગુપ્ત ઇચ્છાઓ પણ તેના ધ્યાન બહાર નથી. જ્યાં આપણને અંધારૂં લા-

ગે છે ત્યાં પણ તેને તો સદાકાળ અજવાળુંજ છે, એટલે ભૂત, ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાળ તેની નજર આગળ આ ટાણેજ અને સર્વદા પ્રત્યક્ષ થઇ રહેલા છે. માટે ભાઇઓ ! જેમ બને તેમ એવા અખંડ આનંદરૂપ, સર્વવ્યાપી, સર્વજ્ઞ પ્રભુનું સ્વરૂપ સમજાય તેમ કરો.

પદ.

તું અગાધ પરબ્રહ્મ નિરંજન, કો અબ તોહીં લહેરે;
અજર અમર અવિગત અવિનાશી, કૌન રહનિરહેરે—તું૦
બ્રહ્માદિક સનકાદિક નારદ, શેષ હું અગમ કહેરે,
સુંદરદાસ બુદ્ધિ અતિ થોરી, કૈસે તોહીં ગ્રહેરે—તું૦

---

## ૭૭—ભકિતમાન બાઇઓ મોહમાં ફસાઇ ગએલા-ઓને કેમ બચાવી લેય છે તેનો દાખલો.

એક ભક્તિમાન વૈષ્ણવ બાઈ હતી, તે ધર્મનું જ્ઞાન મેળવવા અને પ્રભુનું સ્વરૂપ સમજવા સારૂ એક ગુરૂની પાસે જવા લાગી, ગુરૂની સેવા કરવા લાગી, વિશ્વાસથી તેની વાણી સાંભળવા લાગી, અને શિષ્યની રીતિ પ્રમાણે તેણે પોતાનું સર્વસ્વ ગુરૂને અર્પણ કરી દીધું.

તે ગુરૂ શાસ્ત્રની વાતો સમજાવવામાં બહુ હુશીઆર હતો પણ હજી તેના અંતરના વિકારો શાંત થયા નહોતા. જો કે તે સારી ચાલે રેહેવા ઇચ્છતો હતો તોપણ કોઇ કોઇ વખત મનમાં હલકા વિચારો આવી જતા, અને તોપણ પોતાનાં જ્ઞાનના બળે તેવા વિચારોને તે દાબી દેતો હતો. એક વખત તે ગુરૂની નજર પેલી ભલી બાઇ ઉપર બગડી, ત્યારે તે બાઇએ કહ્યું કે, જ્યારે મેં તમને ગુરૂ કર્યા ત્યારે હુંતો મારૂં સર્વસ્વ તમને આપી ચુકેલી છું, એટલે મારાથી કાંઈ ના પાડી શકાય તેમ નથી; કારણ કે મારા પાપની જવાબદારી તો હવે તમારી ઉપર

છે. ભલે જ્યારે તમારી એવી ઇચ્છા છે ત્યારે આજે મારે ઘેર આવજો.

એ પછે કોઇ પણ રીતે પોતે અને પોતાનો ગુરૂ વ્યભિચારના મહાપાપમાંથી બચી જાય એને માટે તે તજવીજ કરવા લાગી. તેણે એક સુંદર પલંગ બીછાવ્યો અને તે ઉપર ઉંચામાં ઉંચાં જરીનાં સેલાં તથા કાશ્મીરી શાલો બીછાવી અને પોતાના આંગણા પાસે ખુબ કાદવ નંખાવ્યો.

વખતસર ગુરૂ હાજર થયો અને એ બાઇએ પોતાના ઓરડામાં કરેલો ભભકો સપકો જોઇ તે અજબ થયો. તેણે કહ્યું કે આ બધી ધામધુમ શા માટે? બાઇએ કહ્યુ કે, ગુરૂ કરતાં શું વધારે છે ? ત્યારે તે ગુરૂએ કહ્યુ કે, એવાં સેલાં અહીં બીછાવવાનું કાંઇ કામ નથી એ ખરાબ થઇ જશે. ત્યારે તે બાઇએ કહ્યું કે, તમે તમારો જન્મારો બગાડવા બેઠા છો. ત્યારે મારાં લુગડાં બગડવાની શુ ફીકર છે?

વખતસરનો આ ફટકો તે ગુરૂને બહુ ભારે પડયો. તે ચેતી ગયો, પોતાની ભૂલ તેણે જોઇ લીધી. તેને લાગ્યું કે, હાય હાય ! આ શું નીચતા ? આવું બુરૂ કામ કાંઇ મારા દરજ્જાને શોભે? અને આવું મહા પાપ કાંઇ મારાથી થાય ? ત્યારે પછે મારાં જ્ઞાનતું ફળ શું ? અરેરે! આ મને શું સુઝયું? પ્રભુ બચાવ, બચાવ. એમ વિચારીને બાઇની માફ માગીને, અને પોતાને પાપમાંથી બચાવી લીધો માટે તેનો ઉપકાર માનીને મનનાં પસ્તાવો કરતો કરતો તે પાછો પોતાને ઘેરે ગયો. આવી રીતે ભલી બાઇઓ મોહમાં ફસાઇ ગએલા પુરૂષોને પાપથી બચાવી હેય છે. માટે આપણી બેહેનો પોતાની ફરજો બરાબર રીતે સમજે તથા માણુસો પોતાના અંતરના વિકારો ઓછા કરી શકે એવી સૌ ભાઇઓએ તજવીજ કરવી જોઇએ; તે પ્રભુપ્રેમથી અને પ્રભુપ્રાર્થનાથી બની શકે છે. માટે ધર્મનુ બળ મેળવો—ભગવદ્ આશરાનુ બળ મેળવો.

---

## ૭૯–જીવો પ્રભુના બનાવેલા છે, તેને ભ્રષ્ટ કરવા એ મહા પાપ છે.

એક ખુબસુરત બાઇ ઉપર કોઇ શ્રીમંત જુવાનીયાની નજર બગડી. તેથી તે એ બાઇને મેળવવાની તજવીજ કરવા લાગ્યો. પણ એ બાઈ ભલું માણુસ હતી. તેને કાંઇ એ બાબતની ખબર નહોતી.

પેલા ફક્કડ જુવાનીયાએ તે બાઇના કોઇ ગરીબ પાડોશીને કહ્યું કે, જો તું એ બાઇ સાથે મને મીલાવી આપ તો હું તને ખુશી કરીશ. તે માણસે કહ્યું કે ઠીક છે હું તજવીજ કરીશ ને વખત આવ્યે તમોને ખબર આપીશ.

એ ગરીબ માણુસ એક ભગત હતો, તેની ઈચ્છા એવી હતી કે, એ શ્રીમંત જુવાનીયાને તેની ભૂલ બતાવવી અને તે પાપમાંથી બચી જાય તેમ કરવું. પણ સીધી રીતે કહેવાથી પૈસાના મદમાં આંધળો થએલો તે પાપી માને એમ નહોતો માટે તે કાંઇ યુક્તિ શોધતો હતો.

એ જુવાનીયો વારે વારે પેલા ગરીબ માણસને પુછતો કે કેમ શું કર્યું ? તે કેહેતો કે, હજી વાર છે. જરા સબુર કરો હવે થોડા વખતમાં તમારો મીલાપ થશે.

એ પછે બે ચાર મહીના નીકળી ગયા, એટલામાં તે ખુબસુરત બાઇ બીમાર પડી અને મરી ગઇ. એ મરી ગઇ ત્યારે પેલો ગરીબ માણુસ દોડતો દોડતો પેલા જુવાન શેઠીયાને ઘેરે ગયો અને તેને કહ્યું કે, ચાલો આજે તમારૂ કામ થશે. જલદી કરો, તે બાઇ તમારે માટે તૈયાર છે.

એ શેઠ તો ઇસ્કી ટટ્ટુ બનીને ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો. જઇને જોય છે તો બાઇનું મુડદું પડયું હતું. તે જોઇને એ જુવાનીયો બે ચાર કદમ પાછો હઠી ગયો. તેનો ચ્હેરો પડી ગયો અને તે જડ જેવો થઇ ગયો. ત્યારે પેલા માણુસે કહ્યું કે, શું જોઈ રહ્યા છો ? હવે કાંઇ અડચણ નથી, ખુશીથી એ

બાઇને મળો. ત્યારે તે જુવાનીયાએ કહ્યું કે હવે હું શું કરૂં એતો મરી ગઇ છે. ત્યારે તે માણસે કહ્યું કે, તમને જે જોઇએ છે તેતો બધું છે. તે શ્રીમંતે કહ્યું કે જીવ નથી. એ સાંભળીને તે ભગતે કહ્યું કે, ઓ નીચ માણસ ! ત્યારે તું પ્રભુના જીવોનેજ ભ્રષ્ટ કરવા ઇચ્છે છે કે ? જીવોનાજ તમે દુશ્મન છો કે ? આપણો પવિત્ર આત્મા કે જે પરમાત્માનો અંશ છે તેનેજ તમે ભ્રષ્ટ કરવા ઇચ્છોછો કે ? અને તેનેજ તમે નરકમાં નાખવા માગોછો કે ? આ કરતાં વધારે મોહું પાપ બીજું શું ? અને મહાન પ્રભુના પવિત્ર જીવોને અપવિત્ર કરવા એ કરતાં પ્રભુ સાથે વધારે દુશ્મનાઇ બીજી કઇ ? માટે ભાઇઓ ! આપણાથી એવાં અઘોર પાપ ન થઇ જાય એ સંભાળજો અને ભૂલ્યે ચુકયે કે સોબત કસોબતથી એવાં કાંઇ પાપ થઈ ગયાં હોય તો તેને માટે ખરેખરા દિલગીર થઇને શુદ્ધ અંતઃકરણથી પ્રભુની માફ્ માગો, અને હવે પછે કોઇ પણ જાતનાં પાપ આપણાથી ન થાય માટે સદૈવ મહાન દયાળુ ઇશ્વરની પ્રાર્થના કરતા રહો.

---

## ૮૦–આપણી વ્હાલામાં વ્હાલી ચીજ આપણી ઇચ્છાઓ છે. માટે તેજ આપણે પ્રભુને અર્પણ કરવી જોઇએ.

ભક્તિમાર્ગનો, દુનિયાના સર્વ ધર્મોનો, અને અસલના તથા હાલના સર્વે મહાત્માઓનો એજ સિદ્ધાંત છે કે, આપણી વ્હાલામાં વ્હાલી ચીજ આપણે પ્રેમપૂર્વક મહાન પ્રભુને અર્પણ કરવી જોઇએ. એનુંજ નામ મહાયજ્ઞ છે. અને એનુંજ નામ સાચું બળિદાન છે. આપણું અંતઃકરણ પણ એ વાત કબુલ કરે છે. તેથી સિદ્ધ થાય છે કે, પ્રભુને રાજી કરવા માટે આપણી વ્હાલામાં વ્હાલી વસ્તુ તેને આપી દેવી જોઇએ. આ સિદ્ધાંત સમજયા પછી હવે આપણે એ તપાસવું જોઇએ કે, આપણી વ્હાલામાં વ્હાલી વસ્તુ કઇ છે ? પશુઓ, ઘર, ખેતર, ધન,

સ્રી, પુત્ર, શરીર વીગેરે બધી વસ્તુઓ કરતાં આપણી ઇચ્છા-ઓ આપણને બહુ વ્હાલી છે. કારણ કે આપણી ઇચ્છા મુજબ થતું હોય તો ધન ઉપર પૂળો મૂકીએ છીએ, બાઇડી છોકરાં તજી દઇએ છીએ, ગામગરાસ છોડી દઇએ છીએ, અને જો આપણી ઇચ્છાઓ પાર પડતી હોય તો આપણે મરવાને પણ તૈયાર થઇએ છીએ. ટુંકામાં દુનિયામાં કોઇ પણ કામ એવું નથી કે જે આપણી ઇચ્છાઓ પાર પાડવા માટે આપણે ન કરીએ. આટલી બધી આપણી ઇચ્છાઓ આપણને વ્હાલી છે. એટલુંજ નહીં પણ આપણી ઇચ્છાઓમાં આખા જગતની બધી વસ્તુઓ આવી જાય છે. એવી ઇચ્છા બળવાન છે, માટે આપણી તે ઇચ્છાજ પ્રભુને આપી દેવી જોઇએ; એટલે સર્વસ્વ આપી દેવાય છે. એ શિવાય જે કાંઈ આપવું તે અધુરૂંજ છે; એટલે એવું જરા જરા આપવાથી પ્રભુને સંતોષ થતોજ નથી, એ નક્કી સમજજો. માટે ભાઇઓ ! જો કલ્યાણની ઇચ્છા હોય તો સર્વાત્મ ભાવથી–મનવચન કર્મથી ને તન મન ધનથી પ્રભુની ઇચ્છાને આધીન થાઓ અને પ્રભુના હુકમો પાળો.

---

## ૮૫–આપણી ઇચ્છા તે આપણી જીંદગીની ચાવી છે માટે તે પ્રભુને સોંપી દેવી જોઇએ.

આપણી જીંદગીની ચાવી આપણી ઇચ્છા છે, કારણ કે જેવી આપણી ઇચ્છા હોય તે પ્રમાણેની ઉત્તમ કે અધમ જીંદગી ભોગવી શકાય છે. આવી રીતે આપણી જીંદગીની ચાવી આપણીજ ઇચ્છા હોવાથી એ ચાવીને આપણા હાથમાં રાખવી એ બહુજ જોખમની વાત છે. કારણકે આપણું મન બહુ ચંચળ છે, તે આપણી ઇચ્છાઓને કેમ ફેરવી નાંખશે ને કેમ દોરવી જશે એ આપણે જાણી શકતા નથી, માટે એ ચાવી આપણા હાથમાં રાખવામાં ફાયદો નથી. એ ખરેખરાં જોખમની ચાવી તો સમર્થમાં સમર્થ ને ભલામાં ભલા પ્રભુના હાથમાંજ

સોંપવાથી સલામત રહી શકાશે. અનંત દયાવાળા કૃપાના સાગર મહાન પ્રભુને છોડી આપણા હાથમાં એ ચાવી રાખવી એ તો વાંદરાના હાથમાં તરવાર આપવા જેવું છે. માટે ભાઈઓ! જરા વિચાર તો કરી જુઓ? જીંદગીના જોખમની ચાવી આપણે તે શા માટે સંભાળવી જોઇએ? એ ચાવી તો પ્રભુને સોંપી દેવામાંજ ડહાપણ છે, મજે છે ને નિર્ભયપણું છે, માટે ભાઈઓ! જેમ બને તેમ જલદીથી એ જીંદગીનાં જોખમની ચાવી પ્રભુને સોંપી દો, પ્રભુને સોંપી દો.

---

## ૮૨–ઇશ્વર આપણો સર્વસ્વ છે, તથા ઇશ્વર સૌ ગુણે પરિપૂર્ણ છે.

એની ઇચ્છાથી આપણે ઉત્પન્ન થવા છીએ માટે તે આપણો કર્તા છે.

એજ આપણને નીભાવે છે માટે આપણો પાલનકર્તા પણ તેજ છે.

આપણા માબાપના અંતરમાં તેણે પ્રેમ આપ્યો છે, માટે તે આપણો પિતા છે.

આપણને સારાં કામ કરવાની તે બુદ્ધિ આપે છે, માટે તે આપણો ગુરૂ છે.

મુવા પછી તે આપણો ઉદ્ધાર કરનાર છે, માટે તારનાર પણ તેજ છે.

આફતની વખતે તથા દરરોજ રાતે તે આપણી સંભાળ લેય છે માટે આપણો રક્ષક પણ તેજ છે.

તે આપણો કર્તા છે, પાલનકર્તા છે, બુદ્ધિદાતા છે, રક્ષક છે, તારનાર છે, માતા પિતા છે, સાચો સગો છે, સ્વામી છે, શેઠ છે, મિત્ર છે, અને સર્વસ્વ છે. ટુંકામાં તે નિર્ધનનું ધન છે, નિર્બળનું બળ છે, અને દુખીઓનો દિલાસો છે.

## ઇશ્વર સૌ ગુણે પરિપૂર્ણ છે.

પ્રભુ પૂર્ણ પવિત્ર છે, સદાય સત્ય છે, સર્વ સમર્થ છે, અતિ સુંદર ને અખંડ વૈભવવાળા છે, ઘણાજ સુખી, સદાય આનંદી, બહુ બહુ ડાહ્યા, બહુ ચતુર, ઘણા દયાળુ, અતિશય કૃપાળુ, મહા ક્ષમાવાન અને સર્વ શુભ ગુણોના ભંડાર તથા સકળ ગુણોના નિધિ છે.

તે રાજાના રાજા, દેવોના દેવ, સૌથી મોટામાં મોટા, સૌથી સરસ, અને સર્વની માથે શ્રેષ્ઠતાથી રહેલા સૌના પૂજનીય દેવ છે.

તે સૃષ્ટિ પેહેલાં પણ હતા, હાલ પણ છે, અને પ્રલય પછી પણ રહેશે.

બળવાનોને બળ તેણે આપ્યું છે. ડહાપણવાળાને ડહાપણ તેણે આપ્યું છે. ધનવાનને ધન, રૂપવાનને રૂપ, અને સત્તાવાળાને સત્તા પણ તેણે આપેલી છે. ટુંકામાં યાદ રાખજો કે સર્વ શુભ ગુણો પ્રભુના પોતાના છે, તેમાંથી તેણે કૃપા કરીને સૌને જરા તરા કાંઇ કાંઇ ગુણો આપેલા છે, કારણ કે ઇશ્વર સૌ ગુણે પરિપૂર્ણ છે, અને પોતાના જેવા સૌને પૂર્ણ કરવા ઇચ્છે છે. એવો તે દેવાધિદેવ ને દયાળુ પિતા છે.

અગ્નિમાં ઉષ્ણુતા, જળમાં ઠંડક, સૂરજમાં તેજ, ચંદ્રમાં શાંતિ, હીરામાં ઝલકાટ, અને ફુલમાં સુગંધ તેણેજ આપી છે.

એના હુકમથીજ સૂરજ તપે છે, એના હુકમથીજ વરસાદ વરસે છે, એના હુકમથીજ વાયુ વાય છે, એના હુકમથીજ સમુદ્રમાં ભરતી ઓટ થાય છે, એના હુકમથીજ નદીઓ વહે છે, અને એના હુકમથીજ રૂતુઓ એક પછી એક આવે છે ને જાય છે, તથા એના હુકમથીજ રાતને દહાડો થાય છે. ટુંકામાં આ જગતમાં બધું એના હુકમથીજ થાય છે.

કાનમાં સાંભળવાની શક્તિ, આંખમાં જોવાની શક્તિ, નાકમાં સુંઘવાની શક્તિ, દાંતમાં ચાવવાની શક્તિ, પગમાં ચાલવાની શક્તિ, અને જીભમાં બોલવાની શક્તિ એ બધી પ્રભુનીજ શક્તિ છે. અને તે દયાળુ પ્રભુએ આપણી ઉપર દયા કરીનેજ

આપેલી છે.

વીજળીમાં કડક, પવનમાં જોસ અને વરાળમાં બળ તેણેજ મૂકેલું છે.

તે આગળ છે, તે પાછળ છે, તે જમણી બાજુએ છે, તે ડાબી બાજુએ છે, તે ઉપર છે, તે નીચે છે, તે બહાર છે અને તે અંદર પણ છે. એવી કોઇ પણ જગ્યા નથી કે જયાં તે ન હોય. ડુંગરની ટોચ ઉપર, સમુદ્રના તળીયામાં વેરાન જંગલના મધ્યમાં, અંધારી ગુફામાં, અને આપણા હૃદયમાં પણ તેછે.

જેમ સમુદ્રમાં માછલાં છે, હવામાં પક્ષી છે, અને માના પેટમાં બચ્ચાં છે તેમ સદાય તે આપણી અંદર છે અને આપણે તેની અંદર છીએ. ટુંકામાં ફુલમાં જેમ દોરો હોયછે, અને દોરામાં જેમ ફુલ હોય છે તેમ આપણે પ્રભુમાં છીએ, અને પ્રભુ આપણામાં છે.

પદ.

રાગ બનજારો.

પરબ્રહ્મ અનંત અપારા, કેમ વર્ણવું હું ગુણ તારા (ટેક)
પ્રભુ શીશ ધરૂં તુજ ચરણે, મને રાખો સ્વામી શરણે;
છો આતમના આધારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
પ્રભુ પ્રાણીના દુઃખ કાપો, સદ્‌બુદ્ધી સૌને આપો;
વાહ સૃષ્ટીના કરનારા, કેમ વર્ણવું હું ગુણ તારા,
સહુ પ્રાણીના છો ત્રાતા, અને તાત માતાને ભ્રાતા;
દીન દાસ છીએ સૌ તમારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
તમે સ્થાવર જંગમ ધાતા, છો શાંતિ તણારે પ્રદાતા;
છે પાડ અપાર તમારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
તમે નિર્વિકાર નિરંજન, કરો ભક્ત તણા દુઃખ ભંજન;
છો સહુ વસ્તુથી ન્યારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
નથી વર્ણન શક્તિ મુજને, નથી વર્ણવી શકતો તુજને;
છો પૂરણ બ્રહ્મ અપારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
હું છું દીન સેવક તમારો, કરશો કરૂણાથી નિસ્તારો;
છો પ્રાણી પાલનહારા, કેમ વર્ણવું હું ગુણ તારા.

તુજ સરખો સૃષ્ટીમાં ન કોયે, તો ઉત્તમ કયાંથી હોયે.
હે ત્રિલોક સરજનહારા, કેમ વર્ણવું હું ગુણ તારા.

---

## ૮૩–મોટા લોકો ગરીબોને મળવા ચાહતા નથી પણ મહાન પ્રભુ તો સૌને મળવા સદા તૈયારજ છે.

મોટા લોકો ગરીબ માણુસોની સાથે બોલવા ઇચ્છતા નથી, ગરીબ માણુસોની સાથે ભેળાતાં તેઓને અપમાન લાગે છે અને મનમાંથી એક જાતની સુગ થાય છે; એટલુંજ નહીં પણ ગરીબોને સાથે ભેળાવામાં તેઓ પોતાના દરજ્જાથી હલકું સમજે છે, તેથી કેટલાક મોટા શેઠીયાઓ, ન્યાયાધીશો, અને રાજાઓ એવા ગરીબ લોકોની સાથે વાતચીત કરવા માટે દુભાષીયાઓ ( ઇન્ટરપ્રેટર ) રાખે છે. પણ રાજાઓનો રાજા અને મહારાજાઓનો મહારાજા, અનંત બ્રહ્માંડનો નાથ દયાળુ પ્રભુ તો આપણી સાથે વાત કરવાને હમેશાંને હર ઘડી તૈયાર છે. તેને કોઇ નાના કે મોટા નથી પણ માત્ર આપણી એકાગ્રતાની ને વિશ્વાસનીજ ખામી છે. બાકી તે તો એટલો બધો દયાળુ છે કે આપણી સાથે વાતો કરવા માટે તે દર પળે તૈયાર છે; પણ આપણેજ આપણું મન ખોટા પ્રપંચોમાં લગાડી દઇને તેનો લાભ લેતા નથી.

રાજાઓ અને બીજા મોટાં લોકો ગરીબ લોકોને ઘેરે જવા ચાહતા નથી, અને કદાચ એવા મોટા લોકોને ઘેરે લાવવા હોય તો મોટી ધામધુમ કરવી પડે છે ને ઘણી અડચણો ભોગવવી પડે છે. પણ પ્રભુને આપણા અંતરમાં લાવવા માટે તે તો જયારે કહીએ ત્યારે તૈયાર છે. એને કોઇ સાથે કયારેય પણ વાંધો નથી. આપણે શુદ્ધ અંતઃકરણ રાખીને–દૃઢ આશરો રાખી ભગવદ્ આવેશ રાખીએ એટલે તે દયાળુ પ્રભુ આપણા અંતરમાં આવવાને દર પળે તૈયાર છે. એ કાંઇ બહારની ધામધુમ કે મ્હોટાઇ માગતો નથી પણ તે તો માત્ર આપણી પવિત્રતા ને

આપણો કાંઇ પણ અંતરાય વિનાનો પ્રેમજ માગે છે. એ બે વસ્તુ જો આપણામાં હોય તો પછી તે કાંઇ આપણાથી દૂર નથી અને આપણે તેનાથી દૂર નથી. મટે ઓ કૃપાભિલાષીઓ ! ભાઇઓ અને બેહેનો ! દયાળુ પ્રભુ પાસેથી અંતરની શુદ્ધતા ને પ્રભુપ્રેમ માગવાની પ્રાર્થના કરો.

---

## ૮૪–મોટા લોકોને મળવા માટે અગાઉથી કાંઇ ચોકસ ટાઇમ નક્કી કરવો પડે છે, પણ પ્રભુતો આપણે જ્યારે જઇએ ત્યારે મળવાને તૈયારજ છે.

આપણે જોઇએ છીએ કે મોટા લોકોને મળવાના કાંઇ ચોકસ ટાઇમ હોય છે. જેમકે કોઇ પોતાની મુલાકાતનો વખત સવારનો રાખે છે, કોઇ સાંઝનો રાખે છે, કોઇને રાતે અનુકૂળતા હોય છે, કોઇ અઠવાડીયામાં એકાદ વખત પોતાની મુલાકાતનો લાભ આપે છે અને આપણા દેશી રાજાઓનાં દર્શન તો માંડ માંડ કોઇ વારતેહેવારેજ અને તે પણ દૂરથીજ થાય છે. પણ રાજાઓના રાજા અને દેવોના દેવ તથા કાળના પણ કાળ અનંત બ્રહ્માંડના નાથ દયાળુ પ્રભુ તો જ્યારે તમારી તેને મળવાની ઇચ્છા થાય ત્યારે તે તૈયારજ છે. તેને કાંઇ આપણા શેઠીયાઓ કે રાજાઓની પેઠે વખતનો વાંધો નથી, તેમજ એ કાંઇ ગરીબ કે તવંગર, બાળક કે ઘરડાં, મુરખ કે વિદ્વાન, અને ઉંચ કે નીચ જોતો નથી, પણ તે તો માત્ર આપણો પ્રેમ જોય છે. જો આપણા અંતઃકરણમાં પ્રભુપ્રેમ હોય તો જ્યારે ઇચ્છા કરીએ ત્યારે પ્રભુમય થઈ શકીએ તેમ છીએ; માટે ભાઇઓ ! દયાળુ પ્રભુની દયાનો લાભ લઇ વારંવાર આપણા હૃદયમાં પ્રેમ ભાવથી પ્રભુને પધરાવવાની તજવીજ કરો.

આપણા શ્રીમંતો અને આપણા અધિકારીઓને પોતાની મુલાકાતો માટે સુંદર મંડપો, મોટી સભાઓ, અને આલેસાન દીવાનખાનાઓ, તથા ચા પાણી, પાન સોપારી ને અત્તર ગુ-

લાભ જોઇએ છે, પણ મહાન પ્રભુને આપણી મુલાકાત માટે એવું કાંઈ પણ જોતું નથી. તે તો સવારે, બપોરે, સાંજે, રાતે, જયારે કહો ત્યારે અને જયાં કહો ત્યાં હાજર છે. એ નથી કહેતો કે મને મંડપ કે દીવાનખાનું જોઇએ. તે તો ડુંગરની ટોંચ ઉપર, અંધારી ગુફામાં, આપણી ઓરડીમાં, વનમાં, નદી કીનારે, વ્હાણમાં, મંદીરમાં અને રસ્તામાં ચાલતે ચાલતે પણ આપણી મુલાકાત લઇ શકે છે. કોઇ પણ ઠેકાણે તે દયાળુ આપણને મળવા તૈયાર છે, પણ સરત માત્ર એટલીજછે કે આપણે તેની અખંડ દયાને સમજીને એ દયાનો લાભ લેવો જોઇએ. એટલે કે પ્રભુની મ્હોટાઇ અને આપણી નિર્બળતા સમજીને દીનતાથી પ્રભુનું શરણ ધરી લેવું જોઇએ. પ્રભુનાં ચરણનાં શરણ વિના અખંડ શાંતિનો બીજો કોઇપણ રસ્તો નથી. માટે ભાઇઓ ! પ્રભુની મ્હોટાઇ સમજીને પ્રભુનાં શરણમાં આવો, પ્રભુનાં શરણમાં આવો.

---

## ૮૫–ટ્રેનમાં તો બધી જાતના કલાસ છે. તમારી પાસે પૈસા હોય તે પ્રમાણે ટીકીટ લઇલો નહીં તો ટ્રેન ઉપડી જશે ને તમે રહી જશો.

રેલવેમાં તો ફર્સ્ટ કલાસ, સેકંડ કલાસ, ને થર્ડ કલાસ એવા વર્ગ હોય છે. કેટલાક મુલકમાં એથી પણ વધારે વર્ગ હોય છે. જેની પાસે જે પ્રમાણે પૈસા હોય તે પ્રમાણે ટીકીટ લેવી જોઇએ. આપણી પાસે પૈસા થોડા હોય અને એવા મીજાજમાં રહીએ કે હું તે થર્ડ કલાસમાં શું કરવા બેસું? એ કેમ કામ આવે? આપણે એવા મીજાજમાં ને એવા વિચારમાં રહીને ટીકીટ લેતાં વાર લગાડીએ અને પછી ટ્રેન ઉપડી જાય ત્યારે હાય હાય કરીએ એમાં શું વળે ? આપણી પાસે વધારે પૈસા ન હોય તો હલકા કલાસની પણ ટીકીટ લઇ લેવી જોઇએ. કારણ કે થર્ડ કલાસવાળા ને ફર્સ્ટ કલાસવાળા બધા સાથેજ પહોંચવાના છે. ફર્સ્ટ કલાસવાળા વહેલા પહોંચે ને થર્ડ કલાસવાળા મો-

ડા પહોંચે એવું કાંઇ નથી, માત્ર સગવડતામાં ફેર છે. અને વધુ પૈસાવાળા વધુ સગવડતા ભોગવી શકે એમાં કાંઇ નવાઈ નથી. પણ એવી સગવડતા ભોગવવાની આપણામાં શક્તિ ન-હોય તો તે સારૂ કરીને કાંઇ ખાલી વાતોમાં ને વાતોમાં સ્ટેશન પર પડ્યું રહેવું જોઇએ નહીં, પણ આપણી સ્થિતિ પ્રમાણે ટી-કીટ લઇ ટ્રેનમાં બેશી જવું જોઇએ, તો ધક્કા મૂક્કી ખાતે ખા-તે પણ અંતે ધારેલાં મુકામે પહોંચી શકાશે.

ભાઇઓ ! આ ટ્રેન કઇ ? એ ટીકીટ કઇ ? અને એ મુકામ કયું ? એ ખબર છે ? સર્વવ્યાપક સર્વશક્તિમાન અનંત બ્રહ્માં-ડના નાથ મહાન પ્રભુનો પવિત્ર રસ્તો એ આપણી સાચી ટ્રેન છે; કર્મ, યોગ, તપ, તીરથ, વ્રત, દાન અને જ્ઞાન તથા ભક્તિ એ ટીકીટ છેઃ અને મોક્ષધામમાં હરિની હજુરમાં અનંત-કાળનાં સુખ ભોગવવા જવું એ આપણું છેવટનું ધારેલું મુકામ છે. એ અલૌકિક ઇશ્વરી મુકામમાં જવાનો હક પણ સૌને છે અને ટ્રેન પણ સૌને માટે છે, પણ ટીકીટમાં ફેર છે. જેનામાં જેવી જાતની યોગ્યતા હોય તે પ્રમાણે તેણે જલદી જલદી ટી-કીટ લઇ લેવી જોઇએ. કારણ કે ટ્રેનને ઉપડી જતાં વાર લાગ-તી નથી, એટલે કે મોત આવતાં કાંઇ વાર લાગતી નથી. માટે કોઇ પણ જાતની ટીકીટ લઇને પ્રભુના રસ્તામાં આવી જાઓ, પ્રભુના રસ્તામાં આવી જાઓ.

જો એમ વિચાર કર્યા કરશો કે, અમે કાંઇ યોગ સાધી શ-કીએ તેમ નથી, અમે કાંઇ તપ કરી શકીએ તેમ નથી, અમે કાંઇ યજ્ઞો કરી શકીએ તેમ નથી અને અમે કાંઇ મન વાણી કે બુદ્ધિથી જાણ્યા જાય નહીં એવા અનિર્વચનીય પ્રભુના સ્વરૂપનું જ્ઞાન પણ મેળવી શકીએ તેમ નથી. અને એ શિવાય ભક્તિ માર્ગની જે નાની નાની વાતો રહી તેમાં શું વળે ? એમ ધારીને જો એ ટીકીટ પણ નહીં લઇએ તો ટ્રેન ઉપડી જશે ને આપણે રહી જશું તેથી ફેરો માથે પડશે. માટે ભાઇઓ ! જેવી આપ-ણને સગવડતા હોય, જે પ્રમાણે જ્ઞાન હોય, જે પ્રમાણે સંત

તથા ગુરૂ મળ્યા હોય અને જે પ્રમાણેના સંજોગો હોય તેવી જાતની ટીકીટ લઇ એટલે કે તેવા ધર્મો પાળી પ્રભુના રસ્તામાં આવી જાઓ. પ્રભુના રસ્તામાં આવી જાઓ, એટલે પછી મોક્ષ ધામ કાંઈ દૂર નથી.

---

## ૮૬–મોત માટે એક ડોશીનો અફસોસ અને એક મહાત્માનો ઉપદેશ.

એક ડોશીને માંડ કરીને એક દીકરો હતો તે બીમાર પડ્યો અને દૈવ ઇચ્છાથી ગુજરી ગયો. ડોશી જરા લેભાગુ જેવી રજનું ગજ કરે તેવી અને વેવલી હતી, તેને બહુ વશમું લાગ્યું. એકનો એક જુવાન દીકરો મરી જાય એ કોને સારૂં લાગે? સૌને વશમું તો લાગેજ. પણ આ ડોશીનો વલોપાત તો કાંઇ અદ્ભુતજ હતો. એની આંખ્યોનો શ્રાવણ ભાદરવો અને એની છાતીનું કુટવું તો સીતમજ હતું; ગમે તેવા ક્રૂર માણસને પણ એ વખતે દયા ઉપજે તેવું હતું પણ તેમાં ઉપાય શું? આપણને દયા આવે પણ કાળને દયા આવે એમ કયાં છે? થોડી વારમાં સગાં વ્હાલાં ભેળાં થયાં અને મુડદાંને સ્મશાને લઇ જવાની ઉતાવળ કરવા લાગ્યા. પણ ડોશી સમજે નહીં. તેતો પોતાના દીકરાના મુડદાંને પકડી બેઠી. ને કહેવા લાગી કે એ મારો એકનો એક દીકરો મરેજ કેમ? ગમે તેમ થાય પણ હું તેને નહીં લઇ જવા દઉં. ન્હાયતો મને પણ ભેળી બાળી મૂકો, પણ હું એને બાળવા નહીં દઉં. અરે કોઇ મારા દીકરાને જીવતો કરો, અરે કોઈ મારા દીકરાને જીવતો કરો. જે કહો તે આપું પણ કોઇ જીવતો કરો. આવી રીતે ડોશી વિલાપ કરવા લાગી.

એક તરફ ડોશીનું કલ્પાંત ને બીજી તરફ શબને સ્મશાનમાં લઇ જવાની નાતીલાઓની ઉતાવળ, તેથી ત્યાં બહુ ગડબડ થઇ રહી. નાતીલાઓ કહેવા લાગ્યા કે એ રાંડની તો ડાગળી ચસ્કી ગઇ છે કાંઈ શબને ઘરમાં ઘાલી રખાય? ગામમાં

મુડદું પડ્યું હોય ત્યાં સુધી સગાંવ્હાલાંઓથી જમાય કેમ ? અને પાછા આપણે નાહીએ ધોઇએ કયારે ? એ તો રાંડ વીલાલી છે પણ આપણા શું હાલ થાય એ તો વિચારો ? બીજાએ કહ્યું કે, આપણાથી કાંઇ જોર જુલમથી લઇ જવાય ? એ તો એ માને ત્યારે જવાય. ત્યારે ત્રીજાએ કહ્યું કે એ ન માને તો એને પણ ભેળી ફુંકી આવીએ એટલે પીડા પતી ? કોઇક દહાડો એને પણ મૂકવા જવું પડશે ના ? માટે આજેજ ભેળા ભેળું કામ ઉકેલી દઇએ.*

બીચારી ડોશી જ્યારે છાતી ફાટ કલ્પાંત કરે છે ત્યારે નાતીલાઓ તેનાજ ઘરમાં ઉભા ઉભા આવે પ્રસંગે પણ ન છાજતી ઉતાવળ કરે છે ને ન બોલવાના બોલ બોલે છે. એટલુંજ નહીં પણ સ્મશાનની શાંત જગ્યે કે જ્યાં મુવેલાંઓલી પાછળ છેવટની ઇશ્વરપ્રાર્થના કરવી જોઇએ અને જેને બાળવા ગયા હોય તેના પુન્ય અર્થે તેની પાછળ કાંઇ ભલાં કામો કરવાના સંકલ્પ કરવા જોઇએ, તેને બદલે સ્મશાનમાંજ ચિતાની પાસેજ ન કરવાની વાતો કરાય છે ને ન કરવાનાં કામો કરાય છે.

આપણા લોકોની ધર્મ સંબંધી લાગણી એટલી બધી બુઠ્ઠી થઇ ગઇ છે કે સ્મશાનમાં ગયા છતાં ને મુડદાંને બળતું જોયા છતાં પણ આપણને સ્મશાન વૈરાગ્ય પણ ઉપજતો નથી. જાણે આપણે તો અમરપટોજ લખાવીને આવ્યા હોય એવી રીતે ચિતા પાસે બેઠા બેઠા પણ ગપ્પા હાંકીએ છીએ, પણ એ કેટલું બધું પાપ છે એ સમજતા નથી, અને આપણાં સગાંઓને ચિતામાં ફુંકાતાં જોયાં છતાં પણ—એક દીવસ આપણે પણ એવીજ રીતે ફુંકાઇ જવાના છીએ માટે કાંઇક રૂડું કરી લઇએ એવો ખ્યાલ આપણા મનમાં આવતો નથી. પ્રભુ ! દયા કર, અમારી ઉપર દયા કર.

ડોશીના ઘર પાસે જ્યારે આવી રીતે ગડબડ મચી રહી હ-

---

* આપણા નાતીલાઓ એક બીજા તરફ આવા પ્રસંગે પણ કેવી લાગણી ધરાવે છે તેનો આ નમુનો તો જુઓ ?

તી, ત્યારે ત્યાં એક સાધુ આવી નીકળ્યો. તેણે કહ્યું કે કયા હૈ? લોકોએ કહ્યું કે, આ ડોશીનો બીચારીનો એકનો એક દીકરો હતો તે મરી ગયો છે, હવે તેને કાઢી જવો છે પણ ડોશી માનતી નથી. બીચારીની ડાગળી ચસ્કી ગઈ છે. એ તો કહે છે કે કોઇ મારા છોકરાને જીવતો કરો.

સાધુએ કહ્યું, ઉસ્મે કયા બડી બાત હૈ? અબી હમ જીતા કરતા હૈ. કીધર હૈ વો લડકા? એમ કહીને તે સાધુ શબની પાસે ગયો.

ડોશીએ જાણ્યું કે પ્રભુએ મારી ધા સાંભળી. આ મહાદેવજી બાવાનું રૂપ લઇને આવ્યા છે તે જરૂર મ્હારા વ્હાલીયાને જીવતો કરશે. એમ સમજીને ડોશી તો હરખમાં આવી ગઇ ને તે સાધુને પગે પડવા તથા ખોળા પાથરવા લાગી.

બે ચાર સવાલો પુછી ને મહારાજ તો કાંઈ મંતર ભણવા લાગ્યા. સૌ ધ્યાનથી જોવા લાગ્યા ને ડોશી રડતી બંધ થઇ ગઇ. જરા વાર પછે તે સાધુએ કહ્યું કે માઇ, એક રૂપીયા ચહીએ. ડોશી જરા માલવાળી હતી તેણે કહ્યું કે, મહારાજ! જો છોકરો સાજો થતો હોય તો એક શું? સો રૂપીયા આપું. એમ કહી અંદરના બીજા ઓરડામાંથી રૂપીયો લાવવા માટે તે ઉઠી. એટલામાં મહારાજે કહ્યું કે માઇ, તુમેરા ઘરકા રૂપીયા કામ નહીં લગેગા, જીસકા ઘરમેં કોઇ આદમી ન મરા હોવે ઉસકા રૂપીયા ચહીએ. એસા રૂપીયા મીલે તો અબી તેરા લડકા જીતા હોવે.

ડોશીએ જાણ્યું કે એમાં શું મોટી વાત છે, હમણા ગામમાંથી રૂપીયો લઇ આવીશ, એમ ધારી શબની પાસે તે સાધુને બેસાડી દોડતી દોડતી ફળીયાંમાં ગઇ. જઇને પાડોશણને કહ્યું કે, જલદી જલદી એક રૂપીયો આપો તો મારો છોકરો જીવતો થાય. પડોશણે કહ્યું કે જો તારો છોકરો જીવતો હોય તો એકને બદલે બે રૂપીયા લઈ જાની. એમ કહી પાડોશણ રૂપીયો લેવા ઘરમાં ચાલી, એટલામાં ડોશીએ

કહ્યું કે, બાઇ, સબુર, તમારા ઘરમાં કોઇ મરી તો નથી ગયું ? જો કોઇ પણ મરી ગયું હોય તો તમારા ઘરનો રૂપીયો ન ખપે. ત્યારે તે પાડોશણે કહ્યું કે બે મહીના ઉપર મારી સાસુ મરી ગયાં છે. ડોશી બીજે ઘેર ગઇ, તેણે કહ્યું કે મારી ધાવણી છોકરી મરી ગઈ છે. ત્રીજે ઘેર ગઇ તેણે કહ્યું કે મારો દાદો મરી ગયો છે. ચોથે ઘેર ગઇ તેણે કહ્યું કે, મ્હારો વર મરી ગયો છે. પાંચમે ઘેર ગઇ તેણે કહ્યું કે મ્હારી વહુ મરી ગઇ છે. છઠ્ઠે ગઇ તેણે કહ્યું કે મને કસુવાવડ થઇ ગઇ છે. સાતમે ઘેર ગઇ તેણે કહ્યું કે મારો બાપ મરી ગયો છે. એમ કરતે આખું ગામ રખડીને બપોર થઈ ગયા, પણ જેને ઘેર કોઇ પણ માણસ ન મરી ગયું હોય એવું એક પણ ઘર મળ્યું નહીં. એ પછે તે પાસેના બીજા ગામડામાં ગઈ, ત્યાં પણ એમજ. ત્રીજા ગામડામાં ગઇ ત્યાં પણ એવું ઘર ન મળ્યું. પછે ચોથા ગામડામાં ગઈ ત્યાંથી પણ ખાલી હાથે પાછી ફરી.

ચાર ચાર ગામ રખડયા છતાં ને ઘેરે ઘેરે ભટકયા છતાં પણ જેને ઘેરે કોઇપણ માણસ ન મરી ગયું હોય એવું એક પણ ઘર મળ્યું નહીં, તેથી ડોશીની ખાત્રી થઇ ગઇ કે મરવું એ તો જગતનો નિયમજ છે. એટલુંજ નહીં પણ મારી પેઠે હજારો જણનાં છોકરાંઓ મરી ગયાં છે તે છતાં પણ તેઓ બધાં કઠણ થઇને રહેલાં છે તેમ મ્હારે પણ કઠણ થઇને રહેવું જોઇએ, એવા વિચારથી તેને જરા ધીરજ આવી.

છેવટ સાત આઠ ગાઉ રખડીને થાકી પાકી લોથ પોથ થઇને સાંજે ઘેર આવી, અને સાધુને કહ્યું કે, મહારાજ ! તમે માગો છો એવો રૂપીઓ તો કયાંઇ મળતો નથી. હું ચાર ગામ રખડી આવી પણ કોઇ ઘર એવું ન મળ્યું કે જ્યાં કોઇ પણ માણસ મરી ગયું ન હોય. ત્યારે મહારાજે કહ્યું કે, ચાર ગામ તો શું પણ આ દુનિયાં જેવી બીજી હજારો દુનિયાંમાં ફરી વળો તોપણ એવું ઘર નહીં મળે, કારણ કે આપણે મરવાને માટેજ જન્મ્યા છીએ. રામ ને કૃષ્ણ પણ ચાલ્યા ગયા, ઇંદ્ર પણ અ-

ગણિત થઇ ગયા અને બ્રહ્માના પણ પાર ન રહ્યા ત્યારે આપણે તે શું બીસાતમાં? તારા દીકરા સારૂ કરીને કાંઇ પ્રભુના નિયમો થોડાજ ફરી જવાના છે? માટે હવે ફોગટની હાય હોય કર માં. વૈષ્ણવજન થઇને શોક શું કરે છે? આપણે શોક કરીએ તો પ્રભુ દિલગીર થાય છે માટે હવે તો ભગવદ્ ઈચ્છાને આધીન થઇને ધીરજ રાખ, ને પ્રભુનું નામ સ્મર્ણ કર કે જેથી આત્માનું કલ્યાણ થાય.

---

## ૮૮–ડુબતાં માણસને બોધ આપવો એ નકામો છે; પ્રથમ તેને ડુબતો બચાવો ને પછે ઉપદેશ કરો.

એક છોકરો બાબુલા તળાવમાં પડી ગયો હતો તેથી નીકળવાને તરફડીયાં મારતો હતો પણ કાંઇ થાગ લાગતો નહોતો, તેથી ડુબી મરવાની તૈયારીમાં હતો, એટલામાં ત્યાં તેનો મેહેતાજી આવી ન્હુડયો. બુદ્ધિના ભંડાર પંતુજી મેહેતાજીએ તે છોકરાને ડુબતો જોઇને કહ્યું કે, હરામખોર એજ લાગનો,મ્હારૂ કહ્યું નહોતો માનતો તે લે હવે ભકુંબો. હું રોજ કહેતો કે પાણીની મસ્તી ન કરો, નીશાળમાંથી ભાગી ન જાઓ, મા બાપનું કહ્યું કરો, ગુરૂની સેવા કરો, પણ તમે લોકો એવા પાજી છો કે મારૂં કહ્યું માનતા નહોતા એનું ફળ જોયું કે? હજી તો તું જયારે નીશાળે આવીશ ત્યારે તારી ખબર લઈશ. તારાં હાડકાંનો ખુડદો કર્યા વિના તું કાંઈ પાધરો થાય તેમ નથી. બોલ હવે અક્કલ આવી કે નહીં? હવે મારૂં કહ્યું માનીશ કે નહીં? બોલ જલદી, કે હજી પણ વધારે ખાસડાં ખાવાં છે? જો હવેથી કદી પણ પાણીની મસ્તી કરતો નહીં હો? આવી રીતે ડુબી જતા છોકરાની પાસે પોતે ભાષણ આપવા લાગ્યા, પણ એટલા વખતમાં તો છોકરો કેટલુંએ પાણી પી ગયો અને તેનો જીવ ડચકે આવ્યો. એટલામાં ત્યાંથી એક ઘાટી નીકળ્યો. છોકરાને ડુબતો જોઇને તે ઘાટી તળાવમાં કુદી પડયો અને તેણે એ છોકરાને બચાવી લીધો. હવે આ બેમાં ઉત્તમ

કોણ ? ઉપદેશ આપવાવાળો મેહેતાજી કે જંગલી ઘાટી ?

ભાઇઓ ! આપણે પણ ઘણી વખત એ મેહેતાજીના જેવુંજ કરીએ છીએ. ધરમની લાંબી લાંબી વાતો કરીએ છીએ અને તત્વજ્ઞાનની ઉંડી ઉંડી બાબતો સાથે માથાફોડ કરીએ છીએ, પણ આપણા ભાઈબંધો કે જેઓ દરિદ્રતાના સાગરમાં આપણી નજર આગળ રોજરોજ ડુબતા જાય છે તેને માટે આપણે કાંઇ પણ કરતા નથી. આપણા ધંધા વિનાના ભાઇ-ઓને આપણો ધંધો અપાવવાની તજવીજ કરતા નથી, આપ-ણા દુઃખી થતા ભાઇઓને આપણે દેશાવર મોકલવાની તજ-વીજ કરતા નથી, આપણાં રખડતાં બચ્ચાંઓને માટે આપણે ઠેકાણે ઠેકાણે અનાથાશ્રમ ખોલાવવાની તજવીજ કરતા નથી, આપણી દુઃખી વિધવા બેહેનોને માટે આપણે ભરવા શીવવા-નાં કે ઉદ્યોગ હુન્નરનાં ખાતાં ખોલતા નથી, આપણા દેશના લાખો ભીખારીઓને માટે આપણે કાંઇ ધ્યાન આપતા નથી અને આપણા હજારો ભાઇઓ વરવરસે પારકા ધર્મમાં વટલી જાય છે તેઓને વટલતા અટકાવવા માટે પણ આપણે કાંઇ ત-જવીજ કરતા નથી, અને મ્હોંડે કહીએ છીએ કે ધરમ કરો, ધ-રમ કરો. પણ ધરમ થાય કયાંથી ? ભુખે પેટે કોઇએ જ્ઞાન મે-ળવ્યાં છે ? આપણે ધરમની વાતો કરવામાં જેવા શૂરાપુરા છીએ અને પારકાને ઉપદેશ કરી પંડિતાઈ બતાવવામાં જેવા ચતુર છીએ તેવા ધર્મ પાળવામાં આપણે ચતુર નથી. તેથી ધરમની આપણી બધીએ વાતો હવામાં ઉડી જાય છે અને ડુબકી મારી ચોટલી પકડીને ડુબતાને બચાવી લેય તે ઘાટી આપણાથી ચઢ-ડી જાય છે. માટે ભાઇઓ ! ધરમની વાતો કરવામાં એટલે કે અક્કલની ઉજેણી કરવામાં પડયા ન રહો, પણ પ્રભુને અર્થે આપણા દુઃખીઆરા ભાઇબંધોને અને આપણા ગરીબડા દેશ-ને હમેશાં યથાશક્તિ મદદ કરો.

---

## ૮૮–આ મત સારો ને આ મત સારો એવી રીતે જો મતોની જાળમાં ફસાશો તો આરો આવવાનો નથી. માટે સૌ મતનો સાર જે પ્રભુ છે તેને શરણે જાઓ.

એક વખત કાશીમાં જુદા જુદા પંથને જુદા જુદા મતવાળા પંડિતોની તથા સાધુ સંન્યાસીઓની મોટી સભા થઈ તેમાં ઇશ્વર કેવા સ્વરૂપવાળા છે અને ઇશ્વરને કેમ જાણવો એ બાબત ઉપર વાદવિવાદ થયો. એ સભામાં જુદા જુદા દેશના ને જુદા જુદા વિચારનાં હજારો માણસ હતાં, તે સૌ પોતપોતાનો પક્ષ ખેંચવા લાગ્યાં તેથી તે સભાનું રૂપ એવું થઇ ગયું કે,

દર્શન ભેદ દાવા મત ઘણા,
ઘઢ બાંધી રહ્યા આપ આપણા,
એક એકપે હુકી રહ્યા,
અમે પામ્યા બીજા વહેતા ગયા.

સભામાં ચાલતા વાદ વિવાદનું આવું રૂપ જોઇને ત્યાં બેઠેલા ડાહ્યા માણસોએ જોઈ લીધું કે આ વાતમાં કાંઇ માલ નથી. આતો મતોની તાણા તાણ છે. આવી રીતે તકરાર કરવામાંતો કોઇ દીવસ પણ કાંઈ સાર નીકળી શકે તેમ નથી. એવું જાણીને તેમાંથી એક ડાહ્યો માણસ બોલી ઉઠયો કે,

ખટ્ દર્શનના જુજવામતા, માંહોમાંહી ખાતા ખતા,
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે;
અખા એ અંધારો કૂવો, ઝઘડો ભાંગી કોય ન મૂવો.

ભાઇઓ ! યાદ રાખજો કે ધર્મના ઝઘડાઓના આવી રીતે કોઇ દીવસ પણ નીકાલ આવતા નથી. એમાંથી તો ઉલટાં અંદર અંદર વેર ઝેર વધતાં જાય છે અને અશ્રદ્ધા થતી જાય છે, માટે મતોની ને પંથોની તકરારમાં ન ઉતરતાં સર્વ મત પંથવાળાઓ જેને જુદી જુદી રીતે ભજી રહ્યા છે તે એક મહાન પ્રભુને શરણે જાઓ, પ્રભુને શરણે જાઓ અને એમજ સમજો કે:—

### શાર્દૂલવિક્રીડિત.

જેને શૈવ જનો પુજે શિવ કહી, વેદાન્તમાં બ્રહ્મ જે,
બૌદ્ધો બુદ્ધ કહે પુજે જીનજનો, અર્હન્ત તેને કહે;
માને જૈમીની સૂત્રને અનુસરી, મીમાંસકો કર્મને,
કર્તા સત્ય પ્રમાણ શાસ્ત્રથી કહે, નૈયાયિકો જેહને. ૧
શાંડિલ્યાદિ મહર્ષિયો કહી ગયા, જે સૃષ્ટિથી ભીન્ન છે,
સ્વામી સેવક ભાવ રાખી વિભુને, શ્રદ્ધા થકી જે પુજે;
એવો દેવ અચિંત્ય સત્ય સઘળે, સત્તા થકી વ્યાપ્તજે,
પરે છે મનવાંછિતાર્થ સઘળા, ત્રૈલોક્યના નાથ તે. ૨

---

## ૮૯—પ્રભુને પામવાનાં ઘણાં સાધનો છે, પણ તેમાં હાલના જમાનામાં ઇશ્વરનું નામ સ્મર્ણ એ મુખ્ય ગણાય છે તેનું કારણ શું?

આપણા શાસ્ત્રોમાં ઘણે ઠેકાણે વારંવાર કહેલું છે કે, પ્રભુનું નામસ્મર્ણ કરવું એ કળિયુગમાં મુખ્ય સાધનછે. વેદોમાં પણ જુદાં જુદાં નામથી ને જુદા જુદા ભાવથી પ્રભુની સ્તુતિજ કરેલી છે. ઉપનિષદોમાં પણ ૐકારનો જાપ કરવાનું વારંવાર કહેલું છે. ગીતામાં પણ શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કે, બધા યજ્ઞોમાં જપ એ મુખ્ય યજ્ઞ છે. મહાભારત, રામાયણ, ભાગવત અને બીજા પુરાણોમાં પણ એની એજ વાત ફેરવી ફેરવીને નવાનવા રૂપમાં વારંવાર કહેલી છે. એટલુંજ નહીં પણ હાલના જમાનાના ભગતોએ પણ એ વાત ખાસ કબુલ રાખેલી છે. નાનક, કબીર, તુળસીદાસ, સુરદાસ, તુકારામ, રામદાસ, નરસિંહ મેહેતો અને મીરાંબાઇએ પણ પ્રભુનાં નામસ્મર્ણનેજ મુખ્ય માનેલું છે; કારણ કે તેઓ સમજતા કે, દરેક જમાનાના બહારના ધર્મો જુદા જુદા હોય છે. જેમ જેમ વખત જાય તેમ તેમ માણસોના આચાર વિચાર અને આજુબાજુના કુદરતી સંજોગો પણ બદલાતા જાય છે. એટલે એ બદલાતા જતા વખતને

અનુકૂળ થવા માટે પ્રસંગોપાત આપણા ધર્મોમાં પણ કાંઇક ફેરફાર કરવો પડે છે; કારણ કે જેમનો પવન હોય તે બાજુના સઢ ન ચ્હડાવીએ તો વહાણ તોફાનમાં આવી પડે છે ને અંતે ડુબી જાય છે. એમ ન થાય માટે ત્રિકાળદર્શી મુનિયોએ કહેલું છે કે,

સતયુગમાં તપ કરવું, ત્રેતાયુગમાં યજ્ઞ કરવા, દ્વાપરયુગમાં દેવપૂજન કરવું, અને કળિયુગમાં ઈશ્વરનું નામસ્મર્ણ કરવું.

ભાઇઓ! આનો ભેદ સમજ્યા કે? એનો ભેદ જરા ઉંડો છે. આ સૃષ્ટિ તો અનાદિ કાળથી છે, પણ અમુક વખતે કુદરતના કાંઇ ચોકસ ભેદોને લીધે તેનો પ્રલય થઈ જાય છે. એ પ્રલય પછીના પહેલા કાળને સત્યયુગ કહે છે. એ વખતે માણસો નિરોગી, લાંબાં આયુષ્યવાળાં, ઓછાં સાધનોવાળાં અને સહનશીળ હોય છે, એટલે એ કાળમાં બીજા કોઇ પણ સાધનો કરતાં તપ કરવું તેઓને બહુ ફાવે છે. તેથી એ કાળમાં લાંબી મુદત સુધી લોકો તપ કરતા હતા. એ પછી વખત જતાં જમાનો બદલાયો, પ્રજાની સમૃદ્ધિ વધી, ધંધારોજગાર વધ્યા, જુદાં જુદાં રાજ્ય થયાં, મોજશોખ તરફ લોકોનું વલણ થયું અને માન મેળવવાની તથા નામના કાઢવાની ઇચ્છા પ્રબળ થઈ, તેથી તપ તરફ લોકોની અરૂચી થવા લાગી, એટલે તે વખતે દેશસ્થિતિ ને લોકરૂચી પ્રમાણે ઘણી ઘણી જાતના યજ્ઞો અને નવા નવા પ્રકારનાં કર્મકાંડ થવા લાગ્યાં.

એ પછી ઘણાં વરસો ગયા બાદ વળી સમય બદલાયો. એ વખતે લોકોનું ધર્મજ્ઞાન વધ્યું. યજ્ઞના દેવથી તેઓને તૃપ્તિ થઇ નહીં. તેઓને કોઇ મૂર્તિમાન દેવની જરૂર લાગી, તેથી તેઓએ પોતપોતાની ઉંચામાં ઉંચી કલ્પના પ્રમાણે શિવ વિષ્ણુની સુંદરમાં સુંદર મૂર્તિયો બનાવી, અને તેની તેઓ ખરા ભાવથી પૂજા કરવા લાગ્યા. આમ થવાનું બીજુ પણ એક કારણ હતું તે એ કે, યજ્ઞમાં પશુઓનું બળિદાન આપતા હતા. એ કમકમાટી ઉપજાવનારાં બળિદાનની સામે મોટો પોકાર ઉઠયો, અને જુદો

ધર્મ ખડો થયો. એટલુંજ નહીં પણ એ વખતે દેશમાં પરદે-
શીઓ આવ્યા હતા, વસ્તી વધી ગઇ હતી અને સમૃદ્ધિના
વિભાગ પડી ગયા હતા, એટલે ઘણા લોકો સેહેલાઇથી યજ્ઞ
કરી શકે તેમ નહોતું અને મૂર્તિપૂજાતો એ વખતે સૌથી સેહે-
લાઇથી બની શકે તેમ હતી એટલે યજ્ઞ નાબુદ થયા અને તેને
બદલે દેવપૂજા થવા લાગી.

ઘણો કાળ દેવપૂજા ચાલ્યા બાદ વળી પાછો વખત બદ-
લાયો. જુદા જુદા દેશમાં નવા નવા ધર્મના જુદા જુદા પેગ-
મ્બરો થયા. તેઓએ મૂર્તિપુજાની સામે પોતાનો ઝુંડો ઉઠા-
વ્યો. દેવપૂજામાં તેઓને અનેક દોષ દેખાવા લાગ્યા તેથી તે-
ઓએ મૂર્તિપૂજાની વિરૂદ્ધનો ઉપદેશ શરૂ કર્યો, અને તેમાં તે-
ઓ વખત જતાં ફાવવા લાગ્યા.

ભવિષ્યની પ્રજામાં થનારા આવા ફેરફારો પ્રાચીન આર્ય-
રૂષિઓ પોતાના યોગબળથી જાણતા હતા તેથીજ તેઓએ આ-
પણા શાસ્ત્રોમાં કળિયુગમાં નામસ્મર્ણને મુખ્ય માનેલું છે અને
વર્તમાનકાળના મહાન્ ભગતોને પણ એજ જાતનો પ્રત્યક્ષ અ-
નુભવ થએલો છે; કારણ કે તેઓ સમજતા કે, હાલના પ્રપં-
ચી કાળમાં દેવપૂજા ઉપર લોકો શ્રદ્ધા રાખી શકશે નહીં. હા-
લના ભ્રષ્ટતાના જમાનામાં દેવો સીધી રીતે ફળ આપી શકશે
નહીં. હાલના પ્રવૃત્તિ કાળમાં—હરીફાઇના જમાનામાં લોકોને
દેવપૂજા કરવાની અનુકૂળતા મળશે નહીં. દેવપૂજાની વિરૂદ્ધના
લોકોનું બળ વધારે હોવાથી તથા તેઓનાંજ પુસ્તકોનો ઉછ-
રતી પ્રજામાં અભ્યાસ હોવાથી વખત જતાં દેવપૂજા ટકી શ
કશે નહીં, અને કદી લોભેલોભે, શરમાશરમે, કે દેખાદેખીએ
દેવપૂજા ચાલે તોપણ તેમાં અનન્ય ભક્તિથી લોકો તન્મય થઇ
શકશે નહીં. એમ સમજીનેજ પ્રાચીન રૂષિયોએ આપણાં પ-
વિત્ર શાસ્ત્રો મારફત દુનિયાંને કહેલું છે કે, આ જમાનો પ્રભુ-
નાં નામસ્મર્ણનો છે. તેથી બીજા કોઈપણ સાધનો કરતાં મહા-
ન્ ઇશ્વરના પવિત્ર નામનું સ્મર્ણ એજ હાલના કાળમાં મુખ્ય

છે, સૌ ધર્મનો એ સાર છે અને સૌ ધર્મનો તે ધર્મ છે. માટે યોગ, યજ્ઞ, તપ, દેવપુજા અને અધ્યાત્મ જ્ઞાન વિગેરે જે બને તે ધર્મ પાળો, પણ તે સર્વમાં ભગવદ્દ્જશને, પ્રભુના ગુણગાનને, પ્રભુની પ્રાર્થનાને અને પ્રભુનાં નામ સ્મર્ણને મુખ્ય રાખો, કારણ કે તે આ જમાનાનો ધર્મ છે. એટલે જો તેને સાથે રાખ્યા વિના બીજું કાંઇ કરશો તો તેનું પુરૂં ફળ મેળવી શકશો નહીં. માટે શુદ્ધ હૃદયથી ને પૂર્ણ પ્રેમથી જ્યારે બને ત્યારે મહામંગળકારી અખંડ આનંદ સ્વરૂપ પરમાત્માના પવિત્ર નામનું સ્મર્ણ કરો.

---

## ૯૦—અસલનો અને હાલનો જમાનો બદલાઇ ગયો છે તેથી આપણા ઘણાએ રીત રીવાજો બદલાઇ ગયા છે, તેમ આપણી અસલી દાનની રીતિ પણ બદલવી જોઇએ.

જેમનો પવન હોય તેમના સઢ ચ્હડાવીએ તોજ વ્હાણુ બચી શકે, પણ જો પવનથી ઉલટા સઢ ચ્હડાવીએ તો વ્હાણુની ખરાબી થયા વિના રહે નહી. પવન બદલાય ત્યારે સઢ બદલવા જોઇએ; એ વખતે કાંઇ એવા વિચાર કામ ન લાગે કે અગાઉના કેપટન અમારા કરતાં વધારે ડાહ્યા હતા, અને તે જેમ સઢ ચ્હડાવતા તેમજ અમે સઢ ચ્હડાવીએ છીએ. અગાઉના ખલાસીઓ આપણા કરતાં વધારે ડાહ્યા હતા એ વાત ખરી, પણ તેઓના વ્હાણુને જે અનુકૂળ પવન હતો તેવો અનુકૂળ પવન હાલમાં આપણુને નથી, પણ આપણુને એથી ઉલટો પ્રતિકૂળ પવન છે. માટે જે બાજુના સઢથી તેઓનાં વ્હાણુ કિનારે પહોચ્યાં તે બાજુના સઢથી આપણાં વ્હાણુ કિનારે પહોંચી શકે તેમ નથી, માટે આપણે સઢ ફેરવવાની જરૂર છે. તેઓના કરતાં આપણે વધારે ડાહ્યા છીએ માટે સઢ ફેરાવીએ છીએ એમ નથી, પણ પવન બદલાઇ ગયો માટે સઢ ફેરાવવાની જરૂર છે,

કારણકે બદલાતા જમાનાના પ્રવાહને રોકવાનું કાંઇ આપણા-માં સામર્થ્ય નથી માટે આપણે વખત સમજી જવો જોઇએ.

વખત સમજી જવો એટલે કે દાન ન કરવું અથવા લુટાવી દેવું એમ નથી, પણ જેમ વધારેમાં વધારે ઉપયોગી થઇ શકે તેવી રીતે દાન કરવું જોઇએ. આપણા શાસ્ત્રોમાં દાન આપવાને માટે જે પાત્ર કહેલાં છે તેવાં જ્ઞાની, તેવાં તપસી, તેવાં નિઃસ્પૃહિ, ને તેવાં લાયક માણસો હાલના જમાનામાં મળી શકે તેમ નથી. આપણા પુરાણોમાં દાન આપવાની જે જે ચીજો ગણાવેલી છે તેવી ચીજોથી હાલના જમાનાનાં માણસો-ની અંતર વૃત્તિ તૃપ્ત થઇ શકે તેમ નથી. આપણા શાસ્ત્રોમાં દાન આપવાના જે જે સમય ને જે જે સ્થાનો નક્કી કરેલાં છે તે સર્વ પ્રસંગોને હાલના સર્વ લોકો પૂરેપુરી રીતે જમાનાના ફેરફારને લીધે કબુલ રાખી શકતા નથી, અને આપણા શાસ્ત્રો-માં દાન આપવાની જેટલી આજ્ઞાઓ છે તેનો હજારમો ભાગ પણ હાલમાં આપણે પાળી શકતા નથી, માટે આપણી દાન-વિધિઓમાં સ્હેજ ફેરફાર કરવો જોઇએ.

આપણે સમજવું જોઇએ કે, જે વખતે આપણા રૂષિયો-એ દાન આપવાના નિયમો બનાવ્યા તે વખતે કોઈ રેલવે ઉપડી જવાની ધાસ્તી નહોતી. તે વખતે કાંઇ હાલની પેઠે "બોલતાં બંધાય ને છીંકતાં દંડાય" તેવા કરોળીયાની જાળ જેવા કાયદાઓ નહોતા. તે વખતે કાંઇ પ્લેગને કવૉરનટાઇન નહોતાં. તે વખતે કાંઇ વિલાયતી દવાઓની બાટલીઓની પધરામણી આપણા દેશમાં થઇ નહોતી. તે વખતે કાંઇ આબકારી ખાતાં ને જંગલ ખાતાના કાયદાઓ નહોતા. તે વખતે કાંઇ પરદેશીઓનો એટલો બધો સમાગમ નહોતો. તે વખતે કાંઇ દેશમાં હાલના જેવી દરિદ્રતા નહોતી. અને તે વખતે કાંઇ છપ્પનીયા જેવા ઉપરા ઉપર દુકાળ પડતા નહોતા; તથા તે વખતે કાંઇ હાલના જેવા પ્રપંચી વૃત્તિનાં માણસો નહોતાં, એટલે તેઓના બધા નિયમો નભી શકતા હતા; પણ હાલમાં તો મામલો બ-

ધો ફરી ગયો છે, માટે આપણી દાનવિધિમાં જમાના પ્રમાણે ફેરફાર કરવાની જરૂર છે.

હવે તો આપણે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવી જોઇએ. નવા શોધ કરી શકે તેવા કારીગરોને મદદ કરવી જોઇએ. નવા નવા રોગ વધતા જાય છે તે દૂર કરવા સારૂ વૈદક શાસ્ત્રને મદદ કરવી જોઇએ. સારાં સારાં પુસ્તકોને ઉત્તેજન આપવું જોઇએ. આપણા ધર્મમાંથી જેઓ વટલી જાયછે તેઓને સમજાવીને પ્રાયશ્ચિત કરાવીને પાછા નાતમાં લેવ માં મદદ કરવી જોઇએ. નાતોના જે જે જુલમ છે અને પ્રજામાં જે જે વેહેમ છે તે દૂર થાય એવાં ઉપાયો લેવાસાં ધ્યાન આપવું જોઇએ. ધર્મના જે સેંકડો મતભેદ થઇ ગએલા છે તે બધા બકારના ઝઘડાઓ છોડી અંતરમાંથી એક થાય એવા પ્રયત્નમાં મદદ કરવી જોઇએ. અમલદારોના જુલમ ઓછા થાય અને રાજ્યના કર ઓછા થાય તેવી જાતના સરકારના કાયદાઓમાં મદદ કરવી જોઇએ. ગરીબ બ્રાહ્મણો કે જેઓનું આપણાં પવિત્ર શાસ્ત્રોમાં અતિશય માન છે, તેઓનાં સંતાનો ઘેરે ઘેરે ભીખ માગે છે અને અતિશય દુઃખી થાય છે તેઓને ધંધા રોજગારમાં લગાડવામાં મદદ કરવી જોઇએ. આપણા અતિ ઉત્તમ શાસ્ત્રોના સાચા અર્થ લોકો સમજે એવાં કામમાં મદદ કરવી જોઇએ. ગરીબ બીચારી વિધવાઓ હાડમાર થાય છે તેઓને ભરતાં ગુંથતાં શીખવવાની, લખતાં વાંચતાં શીખવવાની ને આબરૂથી ગુજરાન કરી શકે તેવી સગવડ કરી આપવામાં મદદ કરવી જોઇએ. વેપાર ધંધો ખેડવા માટે લોકો પરદેશ જઇ શકે તેવી બાબતમાં મદદ કરવી જોઇએ. અનાથ નિરાધાર છોકરાંઓ કે જેઓ આપણે ગટરમાં ફેંકી દીધેલી પતરાવળીઓમાંથી ભાતના દાણા વીણ્યા કરે છે તેઓને ઉદ્યોગશાળામાં લઈ જવામાં મદદ કરવી જોઇએ. ઘણાઓ ભક્તિ વિનાના મૂર્ખ સાધુઓ કે જેઓ ભીખ માગવાનુંજ કામ કરે છે અને દેશમાં બોજારૂપ છે તેઓને સુધારવામાં મદદ કરવી જોઇએ. જે નિરાધાર જીવોને આપણે

આશરે પ્રભુએ સોંપેલા છે તેઓને બચાવવામાં મદદ કરવી જોઇએ. અને માન આપવા યોગ્ય ખરેખરા સાધુસંત, ધર્મનું તત્ત્વ જાણનારા શાસ્ત્રીઓ, તથા હરિજનોને અને કોઇ પણ જાતના વિદ્વાનોને તથા પોતાના જાત ભાઇઓને સૌ લોકોએ જ્યારે અને ત્યારે યથાશક્તિ બનતી મદદ કરવી જોઇએ, એનુંજ નામ સત્યદાન છે. આવી રીતનાં જમાનાને અનુસરતાં દાન કરતાં જો આપણે શીખીશું તોજ આપણે અને આપણી પ્રજા સુખી થઇ શકશું. માટે ભાઇઓ અને બેહેનો ! પરમ દયાળુ અનંત બ્રહ્માંડના નાથને રીઝવવા સારૂ જેમ દુનિયામાં ધરમ વધે, આપણા દુખીઆરા ભાંડુંઓ સુખી થાય, અને આપણો પાયમાલ થતો દેશ આબાદ થાય એવી જાતનાં દાનો કરો. એ આપણાં પવિત્ર શાસ્ત્રનો ઉપદેશ છે, અને એ ઇશ્વરની આજ્ઞા છે. માટે પ્રભુની કૃપા મેળવવા સારૂ ફળની આશા છોડીને ભગવત્ પ્રીત્યર્થે જમાના અનુસાર યથાશક્તિ અવશ્ય દાન કરો, દાન કરો.

---

## ૯૧—દાન દેવામાં કે પરમાર્થ કરવામાં જેઓ વાર લગાડે છે તેઓ પાછળથી કાંઇ કરી શકતા નથી, માટે સારા સમયની વાટ જોવામાં ન રહી જતાં હાથે કરીને જે બને તે ઝટઝટ કરી લો.

અમે જોયું છે કે, જેઓ એમ વિચાર કરતા કે, અમે જાત્રા જશું ત્યારે ગંગાકિનારે દાન પુણ્ય કરશું, તેઓ જાત્રા જતાં પેહેલાંજ ખપી ગયાછે, અને કાંઇ કરી શકયા નથી. જેઓ એમ વિચાર કરતા કે, અમે પ્રાચીના પીંપળાએ નારાયણ બળી સરાવીને ત્યાં બ્રાહ્મણ જમાડશું, તેઓ ત્યાં જઇ શકયા નથી, એ વખતે કવારેનટાઇન તથા કોલેરાની ધાસ્તી તેઓને નડી ગઇ છે ને તેથી તેઓ કાંઇ કરી શકયા નથી. જેઓ એમ ધારતા કે, સૂર્યગ્રહણ વખતે કુરૂક્ષેત્રમાં જઇને ખુબ દાન કરશું, તેઓના

મનોરથો પુરા થયા નથી; તેઓના કુટુંબમાં એવી અડચણો આવી પડી છે કે દસ ગ્રહણો ચાલ્યાં ગયાં તોપણ તેઓ કુરૂક્ષેત્રમાં જઇ શકયા નથી. જેઓ એમ ધારતા કે, બે વરસ પછી વ્રજમાં જઇને જમનાજીને કિનારે સપ્તાહની પારાયણ કરશું અને બે ચાર હજાર રૂપીયા ખરચશું, તેઓનાં એ વખત આવ્યા પેહેલાં દીવાળાં નીકળી ગયાં છે, તથા ઘરબાર વેંહેંચાઇ ગયાં છે. અને જેઓ એમ ધારતા કે, અમે મરતી વખત કાંઇક ઠીક ઠીક કરી જશું, તેઓ એમને એમ મરી ગયા છે, કાંઇ કરી શકયા નથી, ઉલટી તેઓની મીલ્કત જયાંની ત્યાં પડી રહીછે, અને જેના હાથમાં તેના મ્હોમાં એમ થઇ ગયું છે. માટે ભાઇઓ! વૈધૃત, વ્યતિપાત, અને ગ્રહણની વાટ જોયા કરવામાં ન રહી જાઓ, શાસ્ત્રમાં કહેલા સુપાત્ર મળે તોજ આપીએ એવી આશામાં ન રહી જાઓ, અને તીરથોમાં જશું ત્યારે દાન કરશું એવા વિચારોમાંજ નહીં રહી જતાં જેમ બને તેમ અને જયારે બને ત્યારે ખરેખરા લાચારોને પ્રેમપૂર્વક યથાશકિત મદદ કરો. ભલે તે લાચાર નીચ જાતીનો હોય, તમે દાન આપો તે દીવસ પણ જોશીઓના મત પ્રમાણે સારો ન હોય, અને દાન આપવાની જગ્યો પણ તીરથની ન હોય તોપણ યાદ રાખજો કે, પ્રભુને અર્થે આપેલું વ્યર્થ જતું નથી. અંધારામાં સાકર ખાધી હોય તોપણ તે મીઠી લાગ્યા વિના રહે નહીં, તેમજ ગમે તે વખતે ને ગમે તે દેશમાં પણ જો ખરેખરા લાચાર માણસોને દાન આપ્યું હોય તો તેનું ફળ કાંઇ જતું રહેવાનું નથી. પ્રભુએ પણ કહેલું છે કે,

**पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥**

अ. ६ श्लो. ४०

હે અર્જુન! ભલું કામ કરનાર કોઇ પણ માઠી ગતિને પામતો નથી. અને હે તાત! આ લોકમાં કે પરલોકમાં તેનો નાશ થતો નથી.

ભાઇઓ! પ્રભુનો આવો ખુલ્લો હુકમ છે અને આવી ખુ-

હી ગેરેન્ટી છે, માટે પ્રભુને અર્થે ભલાં કામ કરવામાં ને દાન પુણ્ય કરવામાં વાર લગાડશોમાં–વાર લગાડશોમાં, પણ દયાનો હાથ તો જ્યારે બને ત્યારે લંબાવતાજ રહેજો; તોજ તે અખંડ દયાળુની દયા મેળવી શકશો.

---

## ૯૨–ભાઇઓ ! પળની ખબર નથી ત્યારે ભલાં કામો આવતી કાલ ઉપર શામાટે રાખો છો?

એક વખત ધર્મરાજા યુધિષ્ઠિર પાસે કોઇ સુપાત્ર બ્રાહ્મણ દાન લેવા ગયો. ધર્મ રાજાને લાગ્યું કે આ બ્રાહ્મણ દાન આપવા યોગ્ય છે અને તેની માગણી પ્રમાણે હું આપી શકું તેમપણ છું. તેથી તેણે એ બ્રાહ્મણને કહ્યું કે કાલે આવજે.

ધર્મરાજાના ભાઇ ભીમને એ વાતની ખબર પડી, તેથી તેને વિચાર થયો કે આવી ભૂલ મોટા ભાઇ કેમ કરે છે ? કાલનો શું ભરૂસો ? ધર્મનાં કે પરમાર્થનાં ભલાં કામ કાંઇ બનતાં સુધી કાલ ઉપર રખાય નહીં, માટે મારે એ ભૂલ સુધારવી જોઇએ; એમ ધારીને ભીમે એક યુક્તિ કરી. એ યુક્તિ એ કે,

પાંડવોના દરબારમાં એક જબરદસ્ત નગારૂં હતું. એ નગારાંને માટે એવો ઠરાવ હતો કે, જ્યારે કોઇ બહુજ મ્હોટી ફતેહ થઈ હોય ત્યારેજ એ નગારૂં વગાડાય, ત્યાં સુધી કોઇથી એ નગારૂં વગડાય નહીં. એ નગારાં પાસે જઇને ખુબ જોરથી ભીમ તેને વગાડવા લાગ્યો. ભીમના બળનું પુછવુંજ શું? એના હાથમાં એવું જબરદસ્ત નગારૂં આવે પછે બાકી શું રહે ? આખાં શેહેરમાં એ નગારાંની ગર્જના ફેલાઈ ગઇ. એ સાંભળીને ધર્મરાજા અજબ થયા કે આ વળી શું? ઓચીંતુ આ નગારૂં કેમ વાગ્યું ? તપાસ કરતાં ખબર મળ્યા કે એ તો ભીમે વગાડયું છે. ધર્મરાજાએ જાણ્યું કે ભીમ કાંઇ મોટી ફતેહ કરીને આવ્યો હશે. તેથી ભીમને પુછ્યું કે, કેમ ભાઇ ! કયો મુલક જીતી આવ્યા ? ત્યારે

ભીમે કહ્યું કે, આજ તો બહુ ભારે થઇ છે, કાળ જીતાઇ ગયો છે. ધરમ રાજાએ અજબ થઇને પુછયું કે, હેં ! કાળને જીત્યો કોણે ? તેં ? મોટા મોટા રૂષિ મુનિયોને દેવદાનવો પણ કાળને જીતી શકયા નથી એવા મહાકાળને કોણે જીત્યો તેં ? ત્યારે ભીમે કહ્યું કે, મ્હેં નહીં, પણ તમે કાળને જીત્યો છે. એ સાંભળીને ધરમ રાજાએ કહ્યું, અરે ભીમ, આ તું શું બોલે છે ? મને તો પળની પણ ખબર નથી. મારાથી કાળ કેમ જીતાય ? ત્યારે ભીમે કહ્યું કે, પેલા બ્રાહ્મણને તમે દાન લેવા માટે કાલે આવવાનું કહ્યું તે ઉપરથી મેં જાણ્યું કે તમે કાળને જીત્યો હશે; કારણ કે જો તમે કાળને જીત્યો ન હોય અને તમને પળની પણ ખબર ન હોય તો તમે ધર્મના કામમાં કાલનો વાયદો શું કરવા કરો ? તમારો આવતી કાલનો વાયદો સાંભળીને મેં જાણ્યું કે તમે કાળને જીત્યો હશે, તે સારૂ તો મેં નગારૂં વગાડયું, કારણ કે કાળને જીતવા કરતાં બીજી મોટી ફતેહ કઈ ?

ભીમની એ વાત સાંભળીને ધરમરાજા શરમાઇ ગયા. તેમણે પોતાની ભૂલ કબુલ કરી અને એજ વખતે એ બ્રાહ્મણને બોલાવ્યો અને તેની ઇચ્છા મુજબ દાન આપી ખુશી કર્યો.

ભાઇઓ ! અસલના વખતમાં આપણા લોકો ધમની બાબતમાં આટલા બધા ચોકસ હતા. હાલમાં આપણે ધરમ તરફ બેદરકાર થતા જઇએ છીએ તેનાં મુખ્ય કારણોમાં એક એ પણ કારણ છે કે, આપણે ધરમનાં ને પરમાર્થનાં ભલાં કામોને આવતી કાલ ઉપર ને આગળ ઉપર રાખીએ છીએ. તેથી આપણામાંથી દ્રઢતા ઓછી થઈ લાસરીયાપણું આવતું જાય છે; અને લાસરીયાપણાથી અંતે કાંઇપણ થઇ શકતું નથી, તેથી ધર્મ ડુબતો જાય છે. માટે ભાઇઓ ! જીંદગીનો પળવારનો પણ ભરૂંસો નથી એમ સમજીને આપણા સનાતન ધર્મને ખાતર, આપણા પવિત્ર આત્માને ખાતર અને અખંડ સચ્ચિદાનંદ પ્રભુને ખાતર ભલાં કામો કરવામાં વાયદા કરોમાં, વાયદા કરોમાં.

### પદ.

તારા મનમાં જાણે છે મરવું નથીરે,
એવો નિશ્ચય કર્યો નિરધાર,
તેમાં ભુલી ગયો ભગવાનને રે. (ટેક)
ધન દોલત નારીને ઘણા દીકરારે (૨)
ખેતિવાડી ઘોડીને ઘરબાર—તેમાં;
મેડી મંદીર ઝરૂખાને માળિયારે, (૨)
સુખદાયક સુંદર સેજ—તેમાં૦
ગાદિ તકિયાને ગાલ મશુરિયાંરે, (૨)
અતિ આડ કરે છે એજ—તેમાં૦
નીચી ખાંધ કરીને નમતો નથીરે, (૨)
એવું સાધુ સંગાથે અભિમાન—તેમાં૦
મરમાળી મોહનજીની મૂર્તીરે, (૨)
તેની સાથે ન લાગેલ તાન—તેમાં૦
પાપ અનેક જનમના આવી મળ્યારે, (૨)
તારિ મતિ મલિન થઈ મંદ—તેમાં૦
દેવાનંદના વહાલાને વિસરી ગયોરે, (૨)
તારે પડ્યો ગળે જેમ ફંદ—તેમાં૦

---

### ૯૩.—અસલના વખતમાં ચાર આશ્રમ હતા તેના હેતુઓ.

ત્રિકાળદર્શી મુનિઓએ પ્રજાનાં કલ્યાણ સારું જોઈને અસલના વખતમાં ચાર વર્ણ અને ચાર આશ્રમ બાંધ્યાં હતાં. આજે આપણામાં હજારો જુદી જુદી નાતો થઈ ગઈ છે, અને સેંકડો જાતના પંથો, સેંકડો જાતના સાધુઓ, તથા સેંકડો જાતના ઢુબગો ઉભાં થઈ ગયાંછે, એટલે એ અસલના વખતના વર્ણ તથા આશ્રમની ખુબી આપણે સમજતા નથી; પણ પંડિતો કહે છે કે, જેમ સરવાળા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકાર છે, તેમ બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સંન્યાસ છે. છોકરાંઓને નિશાળોમાં પ્રથમ સરવાળા શીખવવામાં આવે

છે કારણ કે, મેળવવું, તેનું નામ સરવાળા છે. જેમ કે, બેને ત્રણ પાંચ, પાંચને પાંચ દસ, એવી રીતે ઘણી રકમોને ભેળી કરીને સાથે મિલાવવી તેનું નામ સરવાળા છે. તેમજ બ્રહ્મચર્ય અવસ્થામાં પણ ઘણું જ્ઞાન મેળવી શકાય છે, ઘણી જાતની જુદી જુદી વિદ્યાઓ ભણી શકાય છે, અને આગળ જતાં દુનિયાદારીમાં જે ઘર સંસાર ચલાવવાનો હોય છે તેનાં મૂળતત્વો જાણી લેવાં, તથા ઇશ્વર ઉપરનો વિશ્વાસ અને જગત્ ઉપરનો પ્રેમ શીખી લેવો એ બ્રહ્મચર્ય અવસ્થાનું કામ છે. માટે સરવાળાની સાથે રૂષિયો બ્રહ્મચર્યની સરખામણી કરે છે.

સરવાળા શીખ્યા પછી બાળકોને બાદબાકી શીખવવામાં આવે છે. બાદબાકીમાં બધું ઓછું કરવાનું હોય છે, જેમ કે આપણી પાસે સો રૂપીયા હોય તેમાંથી પચાસ કોઇને આપી દઇએ તો બાકી પચાસ રહે. તે પચાસમાંથી દસ બીજા કાઢી લઇએ તો બાકી ચાલીસ રહે. આવી રીતે મૂળ રકમમાંથી ઓછું કરતું જવું તેનું નામ બાદબાકી છે; રૂષિયો ગૃહસ્થાશ્રમને બાદબાકી કહે છે, કારણ કે, બ્રહ્મચર્ય અવસ્થામાં જે લાભ મેળવેલા હોય છે તેનાં ફળ ગૃહસ્થાશ્રમમાં આપવાં પડે છે. એ વખતે સ્ત્રીનો હક સ્ત્રીને આપવો પડે છે, બચ્ચાંઓનો હક બચ્ચાંઓને આપવો પડે છે, મા બાપોનો હક મા બાપોને આપવો પડે છે, દેશનો હક દેશને આપવો પડે છે, રાજ્યનો હક રાજ્યને આપવો પડે છે, બંધુઓનો હક બંધુઓને આપવો પડે છે, અને પ્રભુનો હક ધર્મ નિમિત્તે માનપૂર્વક પ્રભુને આપવો જોઇએ છે. આવી રીતે સરવાળામાં એટલે કે બ્રહ્મચર્ય અવસ્થામાં જે મેળવેલું હોય તે આ બાદબાકીમાં એટલે કે ગૃહસ્થાશ્રમમાં બાદ કરવું પડે છે, માટે ગૃહસ્થાશ્રમને જ્ઞાનીઓ બાદબાકી કહે છે.

એ પછી ગુણાકાર છે. વાનપ્રસ્થ અવસ્થા એટલે કે રીટાયર થએલા શેઠીયાઓ, પેનશન ખાનારા અમલદારો, ઘર સંસારની ઉપાધિ છોડી ભગવત્ સેવામાં લાગી ગએલા હરિજનો, તથા પોતાનાં સુખમાં પુળો મૂકી જગતની સેવામાં લાગી ગએલા મહાત્માઓ આવા લોકોને અસલના વખતમાં વાન-

પ્રસ્થ કહેતા અને તેની ગુણાકાર સાથે સરખામણી કરતા હતા, કારણ કે, જેમ ગુણાકારમાં એકનું બહુગણું થઇ જાય છે તેમ આવી અવસ્થાવાળાઓ પણ પોતાના જ્ઞાનથી, પોતાના ગુણથી, પોતાના અનુભવથી, ને પોતાના લાગવગથી જગતનું બહુ હિત કરી શકે છે; કારણકે, પોતાનાં અંગતસ્વાર્થનો તેઓએ ભોગ આપેલો હોય છે, એટલે પરમાર્થ અર્થે કરેલાં તેઓનાં કામ ગુણાકાર જેવાં એટલે કે એકનાં બહુગણાં થઇ જાય છે; કારણ કે, તેઓ મહાજનો છે. એટલે બીજા સાધારણ લોકો તેઓએ ચલાવેલા માર્ગ ઉપર ચાલે છે તેથી, તથા તેઓનો અનુભવ અને તેઓની મહેનતનો લોકોને મુફત લાભ મળવાથી દેશની ઉન્નતિ થાય છે. માટે એવા પરોપકારી સજ્જનોની ગુણાકાર સાથે સરખામણી થતી હતી.

આ પછી છેવટનો ચોથો આશ્રમ જે સંન્યાસ તેની ભાગાકાર સાથે સરખામણી કરતા હતા. ગુણાકારની સ્થિતિમાં જે એકનું બહુગણું થયું હોય તેના જેટલા બને એટલા ભાગ પાડી નાંખવા અને છેવટે શુન્ય બાકી રહેવા દેવી એ સંન્યાસ ધર્મનું કામ છે. પોતાને માટે માત્ર શુન્ય એટલે બ્રહ્મ રાખી પોતાની પાસે જે કાંઇ હોય તે સર્વ પોતાના બંધુઓને ભાગ પાડીને વેંહચી આપવું ને પોતે તદન નિર્વિકારી થઇ ઇશ્વરમય થઇ જવું એનું નામ સંન્યાસ છે, અને તે ભાગાકાર છે.

જે સરવાળા બાદબાકી ગુણાકાર અને ભાગાકાર જાણે છે તે ઘણી જાતના હીસાબો બહુ ચોકસપણે કરી શકે છે. તેના હીસાબમાં પછી ભૂલ રહેતી નથી તેમજ જે બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ ને સંન્યાસ આશ્રમ ભોગવે છે તેઓનું ઇશ્વરીજ્ઞાન પણ સારૂં થઇ જાય છે. એટલે તેઓને મોક્ષ સુલભ થઇ જાય છે. માટે ભાઇઓ! આજના વખતમાં કદાચ સંન્યાસધર્મ તમારાથી ન પાળી શકાય તો રહ્યું, પણ બ્રહ્મચર્ય અને વાનપ્રશ્થ માટે તો જરૂર ધ્યાન રાખજો. ગૃહસ્થપણા માટે તો કહેવાનું નથી, કારણ કે, એ તો તમને ગમેજ છે, પણ જે નથી

ગમતું તે બ્રહ્મચર્ય; કારણ કે, બાળપણામાં સરવાળા શીખવાની માથાકુટ બહુ જબરી છે. બાદબાકી તો જલદી આવડી જાય છે એટલે એમાં શું કહેવું ? પણ ગુણાકાર જરા કઠણ છે. ઘરડા થયા છતાં પણ ભાડુતી ઘરનો મોહ મૂકી શકતા નથી એ મુશ્કેલી બહુ મોટી છે. માટે પાછલી અવસ્થા ભગવદ્ ઇચ્છાને આધીન થઇને શાંતિથી ગાળી શકાય એવું થવા માટે હમણાથીજ ઇશ્વરી રસ્તામાં મચ્યા રહો, ઈશ્વરી જ્ઞાનમાં મચ્યા રહો.

---

## ૯૪—આ દુનિયાં કાંટા વિનાની થાય એમ કાંઈ બને નહીં. દુનિયામાં તો કાંટા રહેશેજ, પણ આપણે આપણા પગમાં જોડા પહેરી લઇએ એટલે કાંટાથી બચી શકીએ છીએ.

આ દુનિયાંની કુદરતી રચનાજ એવી છે કે તેમાં સારૂં નરસું અને સુખ દુઃખ થયા વિના રહેજ નહીં. એટલે દુનિયાંમાં કાંટા તો રહેશેજ, તેથી આપણે ગમે તેવા સમર્થ થઇએ તોપણ આખી પૃથ્વીમાં કયાંઇ પણ કાંટોજ ન રહે એમતો આપણે કદી પણ કરી શકીએ નહીં. કયાંક ખુણે ખોચરે પણ કાંટા તો રહેવાનાજ, અને જ્યાં સુધી દુનિયાંમાં કાંટા છે તથા આપણુને દુનિયાંમાં ચાલવાનું છે ત્યાં સુધી કાંટાતો વાગશેજ; કારણકે, આપણે અથવા બીજું કોઇપણ આખી દુનિયાંમાંથી બધા કાંટા નાબુદ કરી શકતાં નથી, અને તેમ છતાં પણ આપણે કાંટાથી તો બચવું જોઈએ. ત્યારે હવે કરવું શું ? મહાત્માઓ કહે છે કે, તમે તમારા પગમાં જોડા પહેરી લો એટલે તમારે માટે દુનિયાં કાંટા વિનાની થઈ પડશે. જો તમે જોડા પેહરી લેશો તો દુનિયામાં ગમે એટલા કાંટા હોવા છતાં પણ તમને એકે કાંટો વાગશે નહીં, માટે આખી દુનિયામાંથી કાંટા નાબુદ કરવાની પંચાતીમાં નહીં પડયા રહેતાં આપણે આપણો બચાવ થાય તેમ કરી લેવું જોઇએ. ભગવાન રામકૃષ્ણ જેવા

અવતારી પુરૂષ પણ દુનિયાદારીની અડચણો નાબુદ કરી શક્યા નથી ત્યારે આપણે તે શું બીસાદમાં ? માટે બેહતર તો એજ છે કે આપણું કમ્પાઉન્ડ ચોખ્ખું રાખવું, એટલે કે આપણાં સગાં વ્હાલાં અને ભાઇ દોસ્તોમાં જ્યાં જ્યાં આપણો લાગવગ ચાલી શકતો હોય ત્યાં ત્યાં ધર્મ ફેલાય તેમ કરવું, અને આપણે પોતે જોડા પહેરી લેવા એટલે કે ચોખું થઇ જવું, એટલે આપણને કાંટા વાગશે નહીં. મતલબ કે આપણે જોડા પેહેરેલા હશે અને આપણું કમ્પાઉન્ડ ચોખું હશે તો આપણને કાંટાની વેદના ખમવી પડશે નહીં. માટે આપણે પોતે પવિત્ર થઇએ અને આપણી આજુબાજુનું મંડળ રૂડું થાય એવી તજવીજ કરો, એટલે આપણને અડચણો ભોગવવી પડશે નહીં.

કામ, ક્રોધ વિગેરે વિકારો, સારૂં નરસું વિગેરે વૃત્તિઓ, જુદા જુદા સ્વભાવો, હલકા ભારે સંસ્કારો, જમાનાની રૂઢીઓ, દેશાચારને કુળાચારની રીતિયો, રાજ્યના સારા માઠા કાયદાઓ, અને માણુસોના લોભો તથા આપણા અંતરના જુનાં પાપો, એ બધું કાંઇ ઘડીકમાં દુનિયામાંથી નાબુદ થઇ શકે તેમ નથી. એ બધા અને એવાજ બીજા ઘણાએ આ દુનિયામાં કાંટાઓ છે, અને તે સર્વ કાંઈ આપણાથી દૂર થઇ શકે નહીં. માટે જો સલામત રીતે ટુંકામાં પતાવવું હોય તો આપણે પોતે પવિત્ર થઇને પ્રભુમય બની જવું જોઇએ, એટલે બધી અડચણો એની મેળે દૂર થઇ જશે. માટે ભાઇઓ ! એક એક કાંટાને તોડવા નહીં જતાં, એટલે કે એક એક અડચણની સામે નહીં થતાં જોડા પેહેરી લો, એટલે કે મહાન પ્રભુને અર્થે પવિત્ર થઇ જાઓ, એટલે તે સર્વ શક્તિમાન વિશ્વંભર નાથની કૃપાથી બધી અડચણો એની મેળે દૂર થઇ જશે.

---

## ૯૫–આપણી ચાવી આપણને બહુ વ્હાલી છે માટે આપણે ને છોડતા નથી, પણ તે પ્રભુને સોંપ્યા વિના મોક્ષનાં ઇનામ લઇ શકાતાં નથી.

આપણી ઇચ્છા એ આપણી જીંદગીની ચાવી છે, એ આપણે ખુલ્લી રીતે સમજ્યા છીએ. હવે આપણે એ સમજવું જોઇએ કે, એ જોખમની ચાવી કોને સોંપવી? કારણકે, એવાં મ્હોટાં જોખમની ચાવી કાંઇ જેને તેને સોંપાય નહીં. એક કાઠીયાવાડી ગામડીયા ભગત કહેતા કે, મ્હારી ઓરડીમાં બે ચાર ખોખરાં હાંડલાં પડેલાં છે, એક બે ફાટેલી ગોદડી છે, ચાર પાંચ તુટેલાં પુટેલાં વાસણો છે, અને પાંચ સાત ફાટી તુટી ચોપડીઓ છે, તોપણ એ મારી ઓરડીની ચાવી હું કોઇને આપતો નથી, કારણ કે, આપણી વસ્તુઓની ચાવી આપણને એટલી બધી વ્હાલી છે. આવી ધૂળ જેવી ચીજોની ચાવી પણ જ્યારે આપણને આટલી બધી વ્હાલી છે, ત્યારે આપણી જીંદગીની ચાવીની કીંમત એટલી બધી મોટી હોવી જોઇએ એ વિચાર તો કરો ? એ ચાવી બીજા કોઇને કેમ સોંપી શકાય ? આપણી ઝાપટ મઢીની ચાવી પણ જ્યારે આપણે સેહેલાઇથી બીજા કોઇને સોંપી શકતા નથી ત્યારે આપણી પેટીની ચાવી તો કેમજ સોંપીએ? અને તીજોરીની ચાવીની તો વાતજ શું કરવી ? જ્યારે આવી ચાવીઓ પણ કોઇને સોંપી શકતા નથી ત્યારે આપણી જીંદગીની ચાવી–સ્વર્ગ નરકની ચાવી–જંન્મ મરણના ફેરામાંથી છુટવાની કે ફસાવાની ચાવી અને ઇશ્વરથી દૂર જવાની કે ઇશ્વરની પામવાની ચાવી આપણી ઇચ્છાઓ જે પ્રભુને સોંપી દેય છે તે ભકતોનાં હૃદય કેટલાં બધાં વિશાળ હશે? તેઓની રીતભાત કેવી ઉદાર હશે ! તેઓનાં આચરણમાં કેટલો બધો સમાનભાવ હશે ! અને તેઓ જગતનું તથા પોતાનું કેટલું બધું ભલું કરતા હશે એ વિચાર તો કરો ! આપણે આપણી વાસ મારતી અંધારી ઓરડીની ચાવી પણ સેહેલાઇ-

થી છોડી શકતા નથી ત્યારે જે ભક્તો પોતાની જીંદગીની ચાવીને પણ પ્રેમપૂર્વક પ્રભુના ચરણાર્વિંદમાં અર્પણ કરી દેય છે તે ભક્તો આપણાથી કેટલાબધા ઉત્તમ હશે તેની સરખામણી તો કરો ? અને એવી રીતે પોતાની ઇચ્છારૂપી ચાવી અર્પણ કરનાર મહાત્માઓને કેવું મોટું ઇનામ મળે છે તે તો તપાસી જુઓ ? એ જો તપાસશો તો એમ લાગી આવશે કે, આપણે આપણી પાસે આપણી ઈચ્છાની ચાવી રાખનારાઓ તો ખરેખરા કર્મ ભાગ્યજ છીએ; ખરા સુખી તો ચાવી ફેંકી દેનારા ભગતોજ છે.

---

## ૯૬–જ્યાં સુધી આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને ન સોંપીએ ત્યાં સુધી આપણો વિશ્વાસ કાચો સમજવો.

ચાવી કોને સોંપાય છે એ તમને ખબર છે ? ખબર કેમ ન હોય ? આપણે આપણી દુકાનનાં અજાણ્યા માણસને ચાવી ક્યાં સોંપીએ છીએ? નવી આવેલી ચંચળ વહુને આપણે ચાવી ક્યાં સોંપીએ છીએ ? જોખમની ચાવીતો જે બહુજ પ્રમાણિક હોય બહુજ હુશીયાર હોય, અને બહુજ વિશ્વાસને લાયક હોય તેનેજ સોંપવામાં આવે છે. ચાવી સોંપી દેવી એ વિશ્વાસની પાકી નીશાની છે. વહુ જ્યારે બરોબર લાયક નીવડે, ત્યારેજ વર અથવા સાસુ તેને તીજોરીની ચાવી સોંપે છે; અને વહુને જ્યાં સુધી ચાવી ન મળે ત્યાં સુધી તેના મનમાં અસંતોષજ રહેછે. વર ઉપર ઉપરથી પ્રેમની ગમે એટલી વાતો કરે પણ જ્યાં સુધી વહુના હાથમાં ચાવી ન મૂકે ત્યાં સુધી ચતુર વહુ કાંઇ ખરેખરી ખુશી થાય નહીં; કારણ કે પૂરેપુરા વિશ્વાસની ખાત્રી ચાવી છે, પુરો વિશ્વાસ આવ્યો ન હોય ત્યાં સુધી કાંઇ ચાવી કોઇને સોંપાય નહીં, અને એ પણ યાદ રાખજો કે, જ્યાં સુધી ચાવી સોંપાય નહીં ત્યાં સુધી બેય વચ્ચેનો ભેદ પણ જાય નહીં. આ આશક માશુકનો વાંધો–આ ધણી ધણીઆણીનો

વાંધો એજ જીવ ઈશ્વરનો પણ વાંધો છે. ઇશ્વર ચાવી માગે છે, ને જીવ તે સોંપતો નથી. જીવ ઇશ્વરને ચાવી નથી સોંપતો તેનું કારણ તેના મનનું અવિશ્વાસીપણું છે; જો તેના મનમાં ખરો વિશ્વાસ હોય તો પ્રભુને પોતાની ચાવી સોંપી દેતાં શા માટે વાર લગાડે? યાદ રાખજો કે આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને મળ્યા વિના પ્રભુ કદી પણ રાજી થવાનો નથી. તમે વિચારતો કરો, આપણી નિર્બળ બાઇડી પણ આપણી પાસેથી ચાવી લીધાવિના સંતોષ પામતી નથી, અને આપણા વિશ્વાસમાં આવતી નથી, ત્યારે દેવાધિદેવ અનંત બ્રહ્માંડનો નાથ પુરૂષોત્તમ પ્રભુ આપણી ઇચ્છારૂપી ચાવી લીધા વિના આપણા વિશ્વાસમાં કેમ આવશે? ખાત્રીથી સમજી લો કે, આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને સોંપ્યા વિના કદી પણ આપણું કામ થવાનું નથી. માટે ભાઇઓ ઢીલ નહીં કરતાં જેમ બને તેમ જલદીથી એ જીંદગીનાં જોખમની ચાવી તો પ્રભુનેજ સોંપી દો, એટલે તમે નિર્ભય થઇને સદા આનંદમાં રહી શકશો.

---

## ૯૭–ખુશીથી નહીં સોંપીએ તો અંતે લાચારીથી પણ આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને સોંપવી પડશે; કારણ કે, એ ચાવીનો તે માલેક છે.

જે સાસુ પોતાની ઉંધાઈને લીધે કે મૂર્ખાઇને લીધે ચતુર વહુને ચાવી સોંપતી નથી, અથવા જે વર પોતાના અભિમાનને ખાતર કે મૂર્ખાઇને લીધે પોતાની ડાહી વહુને સેહેલાઇથી ચાવી સોંપતો નથી તેને અંતે લાચારીથી પણ વહુને ચાવી સોંપવી પડશે. કારણ કે, ઘરની ધણીઆણી–ચાવીની માલેક વહુ છે. વખત આવ્યે સાસુને ચાવી રાખવાનો અધિકાર નથી; ને તેમ છતાં પણ જો ચાવી પોતાની પાસે રાખી મૂકે તો તેને હડધુત થવું પડે છે. છેવટ બીમારીમાં કે મરતી વખત પણ અંતે તેને ચાવી છોડી દેવી પડશે; ને એવી રીતે લાચારીથી ચાવી છોડી

દેવી તેમાં તો દુઃખ છે, પણ ખુશીથી ચાવી છોડી દેવી તેમાં તો આનંદ છે. ધનને ચોર લુટી જાય એ જુદી વાત છે, અને ધનનું દાન કરવું એ જુદી વાત છે, જો કે બેય રસ્તે આપણી પાસેથી ધન જાય છે, પણ ચોર લુટી જાય તેમાં દિલગીરી છે, ને હાથે કરીને દાન કરવું તેમાં આનંદ છે; તેમજ અંતે હારીને લાચારીથી ચાવી છોડી દેવી પડે તેમાં મહાદુઃખ છે, અને પોતાની ખુશીથી અંતરના ઉમળકાથી ચાવી ભગવદ્ અર્પણ કરી દેવી તેમાં અલૌકિક આનંદ છે. આ ઉપરથી સમજાશે કે વાર્યું ન કરે તેને અંતે હાર્યું કરવું પડે છે. માટે રોઈ રોઈને પછડાતું પછડાતું જવું એ કરતાં હસી હસીને સામે જવું એ આનંદ કાંઇ ઓરજ પ્રકારનો છે માટે ભાઇઓ ખરૂં ડહાપણ તો એજ છે—અને જીંદગીની ખરી સાર્થક્તા તો એજ છે કે જેમ બને તેમ જલદીથી સર્વાત્મ ભાવથી પ્રભુને શરણ થઇ આપણી ઇચ્છારૂપી ચાવી પ્રભુને સોંપી દેવી અને પ્રભુની ઇચ્છાને આધીન થઈ તેના હુકમો પાળવા, તથા ભકતોની સાથે મળી એવીજ ભાવના રાખવી કે,

પદ.

જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે (ટેક)
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે—કૃષ્ણને.
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંતરી, તેવો સ્વર નીસરે—કૃષ્ણને.
જેવું જેટલું જે જેમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહીં કોઇથી, શિદ કુટાઇને મરે—કૃષ્ણને.
તારૂં ધાર્યું થાય એટલું, હરી ઇચ્છા અનુસરે;
સદાકાળ એ રીતની લે નહીં, શિદ હુંપણ મનમાં ધરે—કૃષ્ણને.
થાવાનું અણુચિંતવ્યું થાશે, ઉપનિષદ્ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા તું શીદને ડરે—કૃષ્ણને.

## ૯૮–જેણે પોતાની ઇચ્છા પ્રભુને સોંપી દીધેલી છે તેઓજ તરી ગયા છે. માટે આપણે પણ આપણી ઇચ્છા પ્રભુને સોંપી દેવી જોઇએ.

જેઓએ જોખમની ચાવી પોતાની પાસે રાખીછે તે તો મા- ર્યાજ ગયા છે, પણ જેણે એ ચાવી ફેંકી દીધેલી છે તેઓજ બચી ગયા છે. કોઇપણ શૂરવીર, કોઇ પણ સતી કે કોઇ પણ ભક્તને લો, અને જુઓ કે તેનું શૂરવીરપણું તેનું સતીપણું અને તેનું ભ- ક્તપણું શાથી છે? ચાવી ફેંકી દેવાથીજ, બીજુ કાંઇજ નહીં. મી- રાંબાઇથી ઝેહેરનો પ્યાલો કેમ પીવાયો ? કારણ કે તેણે પો- તાની જીંદગીની ચાવી જે પોતાની ઇચ્છા તે પ્રભુને સોંપી દીધી હતી. નરસિંહ મેહેતાનું મામેરૂં શ્યામ સુંદરને શા માટે પુરવું પડયું ? કારણ કે તેણે પોતાનાં જોખમની ચાવી પોતાની ઇચ્છા. પ્રભુને સોંપી દીધી હતી, એટલે તેની ઉપર કાંઇ જોખમદારી નહોતી. સુરદાસની પાછળ પાછળ પ્રભુને શા માટે ફરવું પડયું? કારણ કે તેણે પોતાની ઇચ્છારૂપી ચાવી પરમ કૃપાળુ મહાન પ્રભુને સોંપી દીધી હતી. જેણે જીંદગીનાં જોખમની ચાવી એ- ટલે કે પોતાની ઇચ્છાઓ પ્રભુને સોંપી દીધી તેઓજ તરી ગયા છે, અને આપણે સૌ તેનાજ ગુણો ગાઇએ છીએ. જેઓ એ ચાવીને પોતાની પાસે રાખી બેઠેલા છે તેઓ તો સદાની હાય- હાયમાંજ છે, તેઓના જીગરમાં તો ભડકાજ બળતા હોય છે, તેઓનાં મનતો કયાંઇનાં કયાંઇ ભટકતાં હોય છે, બહાર શા માટે જોવા જઇએ ? આપણુંજ હૃદય તપાસી જુઓને ? આ- પણી ચાવી હજુ આપણે આપણી પાસેજ રાખેલી છે અને તેથી કેવાક સુખી છીએ તે તો જુઓ ? ખરા સુખી તો એજ છે કે જેઓએ એ ચાવી પ્રભુને સોંપી દીધેલી છે, માટે જેટલી બને તેટલી મજબુતીથી આપણી ઇચ્છાઓ પરમ દયાળુ પ્રભુને સોં- પી પ્રભુની ઉત્તમમાં ઉત્તમ ઇચ્છાને આધીન થાઓ.

---

## ૯૯—જોખમ પોતાની ઉપર રાખીને કોઇ પણ માણસ સુખી થઇ શકે નહીં, માટે આપણી ઇચ્છાઓનું જોખમ આપણી ઉપરથી ઉતારી પ્રભુને સોંપી દો.

દુનિયાંમાં બીજી ઘણી ચીજો કરતાં આપણને જોખમથી બહુ ડરવાનું છે. આપણા ખીસામાં જરૂર કરતાં વધારે પૈસા હોય તો એમાં ને એમાં જીવ લાગેલો રહે છે ને કયાંઇ ડગલો ઉતારવાનું મન થતું નથી, કારણ કે, ખીસાંમાં જોખમ છે. આપણને મુસાફરી કરવી હોય ને પાસે જોખમ હોય તો રાતના સરખી ઉંઘ આવતી નથી, ને વારેવારે ફીકરમાં ને ફીકરમાં ઝબકીને જાગી ઉઠવું પડે છે. આ તો પૈસાના જોખમની વાત થઈ, પણ એવાં તો આ દુનિયાંમાં સેંકડો પ્રકારનાં જોખમો છે, જેમકે આબરૂનું, સત્તાનું, કુદરતી આફતોનું, બીમારીનું વિગેરે; પણ એ બધાં તો નાનાં જોખમો છે, છતાં પણ એવાં એક એક જોખમ સારૂ પણ વખતે આપણે એકજ નહીં, પણ બીજાં ઘણાં માણસોની જીંદગી રદ થઈ જાય છે. ત્યારે વિચાર કરો કે એવાં હજારો જોખમો જેમાં આવી જાય છે એવું જીંદગીનું જોખમ, એ કેવું મહાભારત જોખમ છે? અને તેમ છતાં પણ આપણી મૂર્ખાઇ તો જુઓ કે જ્યારે બીજાં નાનાં જોખમો આપણી ઉપરથી આપણે ઉતારી નાંખીએ છીએ, ત્યારે જીંદગીનુ જોખમ—જોખમોનું જોખમ આપણી ઇચ્છાઓને તો આપણે પકડીજ રાખીએ છીએ. પણ ભાઇઓ! વિચાર તો કરો કે, એવાં મહાભારત જોખમને આપણી ઉપર રાખીને આપણે કેમ સુખી થઈ શકશું? કોઈ સાથે વાંધો પડ્યો હોય તો એ જોખમમાંથી પણ આપણે જલદી છુટવા માગીએ છીએ. કોઇનું કાંઇ લેણુંદેણું હોય તો એ જોખમમાંથી પણ જલદી છુટવા ઇચ્છીએ છીએ; અને કોઈ દાવપેચમાં કે કુદરતી આફતમાં ફસાઇ ગયા હોય તો એ જોખમમાંથી પણ જલદી છુટવા ઇચ્છીએ છીએ. પણ દિલગીરી તો

જુઓ કે જન્મ મરણનાં જોખમમાંથી છુટવાનો કદી પણ પકકો વિચાર થતો નથી. એ આફતનાં પડીકાં જેવી—એ સેતાનના ભાઇબંધ જેવી આપણી ઈચ્છાઓનું મહાભારત જોખમ આપણી ઉપર રાખીને આપણે કેમ સુખી થઈ શકશું એ ખ્યાલ તો કરો?

## ૧૦૦—બે દહાડા આગળ કે પાછળ પણ અંતે મરી જવું છે; માટે ફોગટની કુટમાં નહીં પડ્યા રહેતાં જેમ આત્માનું કલ્યાણ થાય તેમ કરો.

કાંઈ ગુનાહને માટે બે માણસોને ફાંસીની સજા થઇ હતી. એ બે માણસમાંથી એકને ઉગમણે ઝાંપે ફાંસી દેવાની હતી અને બીજાને આથમણે ઝાંપે ફાંસી દેવાની હતી. તેથી તેમાંથી એક માણસને પ્રથમ ઉગમણે ઝાંપે ફાંસી દીધી, ત્યારે તેની સાથેનો બીજો માણસ બહુ રોવા લાગ્યો અને હાય અફસોસ કરવા લાગ્યો. એ જોઇને પાસેનાં માણસોએ કહ્યું કે, એને રુવે છે પણ તું કયાં જીવવાનો છે? હમણાં ઘડીક પછી તારા પણ એજ હાલ થવા છે. પેહેલાં તારૂં તો સંભાર્ય, પછી એને રો.

એ પછી તે બીજા માણસને ફાંસી દેવા માટે સીપાઇઓ આથમણા ઝાંપા તરફ લઇ જવા લાગ્યા. ત્યારે રસ્તામાં તે માણસ પુછવા લાગ્યો કે, અહીં આટલો બધો કચરો કેમ પડેલો છે? આ ભીંત ફુટી ગઇ છે તે કેમ કોઇ સમી કરાવતું નથી? જુઓ તો ખરા આ ગટરમાંથી કેવી ખરાબ વાસ આવે છે? અરે આ માણસનો કાન ફુટેલો કાં? ત્યારે પાસે ઉભેલા ધર્મગુરૂએ કહ્યું કે, તું તો મરવા ચાલ્યો છે ને એ બધી પંચાતીનું તારે શું કામ છે? તું રહેવાનો હોય ને પછી એ બધું પુછતો હોયતો ઠીક છે, પણ તારે માટે તો ફાંસીનું લાકડું તૈયાર છે, માત્ર ત્યાં પહોંચવાની ખોટી છે. માટે હવેતો કાંઈક સમજ? આ કચરો કેમ પડેલો છે? અને આ ભીંત કેમ ફુટી ગઇ છે એ જાણવામાં તારૂં શું વળશે? ત્યારે તે માણસે કહ્યું કે, મહારાજ! તમારી વા-

તવો ખરી છે પણ જીવ રહેતો નથી. આખી જીંદગી એવા નકામા વિચારોમાં ને ખોટી હાયહોયમાંજ કહાડી છે એટલે મરતીવખત પણ એજ વાતો યાદ આવી જાય છે. ઘણુંએ મન થાય છે કે હજી થોડો વખત છે તાં પ્રભુનું નામ લઈશું, પણ અગાઉનો મનમાં કચરો ભરાઇ ગયેલો છે તે આ ખરે વખતે પણ નડે છે, તેથી પ્રભુનું નામ લઈ શકાતું નથી.

ભાઇઓ ! આપણું પણ આમજ છે હો. આપણે આપણા સગાંઓ અને દોસ્તોને રડીએ છીએ, પણ આપણે પોતેજ ખપી જવાના છઇએ તે માટે કયાં કંઇ વિચારીએ છીએ ? આપણને બીજાંઓની ભૂલો ગોતવી બહુ ગમે છે, આપણને બીજાંઓના ચાળા ચસ્કા કરવામાં બહુ મજે પડે છે, આપણને કાંઈ કાંઇ લટકા મટકા કરવાનું વારે વારે મન થઈ જાય છે. આપણને ભભકો સપકો ને ડોળડીમાક કરવામાં બહુ ગમત પડે છે. આપણને હુકમ ચલાવવામાં તથા જયાં ત્યાંથી કાંઈનું કાંઇ તફડમચી કરવામાં બહુ મજે પડે છે. અને આપણને આપણાં વખાણ કરવાં તથા સાંભળવાં બહુ ગમે છે. પણ એ બધું વીજળીના ઝબકારા જેવું છે, અને આપણે પોતે પાણીના પરપોટા જેવા છીએ. આપણે માથે કાળનું ચક્કર સદાય ફરી રહેલું છે, એટલે એ પરપોટો ઓચીંતો કઇ ઘડીમાં ફુટી જશે એ આપણે જાણતા નથી. માટે ભાઇઓ ! ફોગટની માથાકુટમાં નહીં પડયા રહેતાં જેમ ધર્મનાં રૂડાં કામો થાય, જેમ આત્માનાં કલ્યાણ થાય, અને જેમ અખંડ આનંદરૂપ સર્વશક્તિમાન પવિત્ર પિતા પ્રભુનાં સ્વરૂપને ઓળખાય તેમ કરો.

૫૬.

શા માટે તું ભજતો નથી, સેહેજે સીતારામરે;
આ કાયા તો તારી નથી, હાડકાને ચામરે;
તેમાં તે શું મોહિ રહયો છે. ગાફલ ગુલામ રે—શા૦
પાંડવોની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીનાં ચીરરે;
સુદામાની વેળા વાળી, ઉગાર્યો પ્રલ્હાદરે—શા૦

રાવણ સરખા રાણા હતા, સોના સરખા ધામરે;
સવાલક્ષ જેના પુત્ર હતા, તેના નથી ઠેકાણા ઠામરે–શા૦
આગળ તો તારે હુકમાઇ હતી, ઘેર હતા ગુલામરે;
બાજીગરનો વાંદરોભાઇ, ભરાવશે સલામરે–શા૦
ઉંચી મેડીને અજબ ઝરૂખો, નીચા નીચા ધામરે;
છત્રપતીતો ચાલ્યા ગયા, તેનાં નથી ઠેકાણા ઠામરે–શા૦
ધાઇધુતી ધન ભેળું કીધું, દાટયા રહેશે દામરે;
બાપદાદા જેના વહીગયા, એના ખોળી કાઢોને નામરે–શા૦
પાપની તો પાળો બાંધી, ધરમ નહી લગારરે,
કહે ભવાનભાઇ સાંભળો તમે, ભજીલીયો ભગવાનરે–શા૦

---

## ૧૦૧–પ્રભુનું નામ જે પાછળ રાખે તે તો પાછળજ રહી જાય છે, માટે જેમ બને તેમ જલદીથી–બાળ પણથીજ પ્રભુને ઓળખવાની તજવીજ કરો.

ઘણા લોકો એમ સમજે છે કે, અમેતો હજુ બાળક છીએ, અમને તે ધરમમાં શું ખબર પડે? ઘરડાં બુઢ્ઢાં થશું ત્યારે વાત. આપણાં માબાપો ને મોટાં માણસો પણ આવી વાતોને ટેકો આપે છે. તેઓ કહે છે કે, ઝાઝા ધરમનીમની છોકરાંઓને તે શું ખબર? છોકરાંઓ તો ખાવાપીવામાં, ફરવા હરવામાં ને મોજશોખમાં સમજે. એની કાંઇ વ્રતવરતોલાં કરવાની ઉમર છે? હમણાથી એ ધરમની જાળમાં પડી જાય તો પછે દુનિયાંદારી ચલાવે કયારે?

નાની ઉમરની વહુ બહુ ધરમવાળી થાય તો તે સાસુને ગમે નહીં; વહુને ધરમવાળી જોઇને સાસુ એવાં વાંકાંચુંકાં બોલે કે વહુ બીચારી બગર મંદવાડે માંદીજ પડી જાય. જુવાનીમાં વરને બહુ ધરમવાળો જોઇને વહુને પાલવે નહીં; તે એવો છણુકો મણુકો કરે કે કાંઇ વાતજ ન પુછો, વરને તોબાં તોબાં કરે ને પોતાની વાત રાખે ત્યારેજ તે ઠેકાણે આવે. ઘણા ભાઇઓ-

માંથી જો કોઇ ભાઇ ધરમવાળો થાય તો બીજા ભાઈઓ તેની અદેખાઇ કરે; તેઓને એમ લાગે કે અમે કમાઇકમાઈને મરીએ છીએ ને આ ભાઇતો માથે પડે છે. બાપ બહુ ધરમવાળો થાય તો દીકરાને પાલવે નહીં; દીકરો જાણે કે બાપ બધું ધરમમાં ઉડાવી દેશે ને હું રખડી પડીશ. અને શિષ્ય બહુ ધરમવાળો થાય તો ગુરૂ મનમાંથી મુંઝાયાં કરે; તેને એમ લાગ્યા કરે કે આ બધું માન લઇ જશે ને હું એમનો એમ પડયો રહીશ. આવી રીતે એક માણસ ધરમવાળું થાય તે બીજાઓને પાલવતું નથી, માટે તેઓ કાંઇને કાંઇ બહાના કાઢયા કરે છે અને આગળ ઉપર ધર્મને ધકેલ્યા કરે છે; કેમ જાણે અપણે અમરપટ્ટો લખાવીને આવ્યાં હોય? પણ એમ કરવું એ મોટી ભૂલ છે. કારણ કે, જેમ જેમ આપણે પ્રભુને પાછળ રાખીએ છીએ તેમ તેમ આપણે પોતેજ પાછળ રહી જઇએ છીએ. ધર્મને આગળ રાખ્યા વિના—પ્રભુને આગળ રાખ્યા વિના કોઇપણ કામમાં કદી પણ ફતેહ મેળવી શકાય નહીં, માટે હમેશાં ધર્મને તો—પ્રભુને તો આગળજ રાખવો જોઇએ; કારણ કે પ્રભુને આગળ રાખ્યા વિના કોઇપણ કામમાં જશ મળેજ નહીં. એટલુંજ નહીં પણ નાની ઉમરમાં મનમાં જે સંસ્કાર પડે તે જલદી જામી જાય છે, માટે કોઇપણ જાતના બુરા સંસ્કાર હૃદયમાં જામી જાય તે પેહેલાં ધર્મના મૂળીયાંને હૃદયમાં જામવાદો, પ્રભુનાં નામને તમારા હૃદયમાં જામવાદો. એટલે પછે પ્રભુનાં પવિત્ર નામનીજય જયકાર સાથે તમારી પણ ફતેહ થશે, પણ જો પ્રભુને પાછળ રાખશો તો તમે પોતેજ પાછળ રહી જશો માટે હમણાંથીજ સંભાળજો.

---

**૧૦૨–સૂરજ જ્યારે હમેશાં સરખી રીતે ઉગે છે ત્યારે કોઇ તેની સામું જોતું નથી, પણ જ્યારે ગ્રહણ થાય છે ત્યારે તેની ખામી સૌ જોવા લાગે છે. તેમજ ભકતોના ગુણ કોઇ વડીકમાં જોતું નથી પણ તેની ભુલ લોકો તુરત જોવા માંડે છે, માટે કાંઇ પણ ભુલ ન થઇ જાય એ સંભાળજો.**

ગુણ લેવાવાળાં તો કોઇકજ હોયછે બાકી આ દુનિયામાં તો સૌ અવગુણ જોવાવાળાંજ છે. સૂરજ હમેશાં અજવાળું આપે છે અને સૂરજનાં અજવાળાંથી જગતને અનેક પ્રકારના લાભ થાય છે, તોપણ સૂર્યનારાયણ તરફ લોકો રોજ રોજ જોતા નથી કે તેની મારફત પ્રભુનો ઉપકાર માનતા નથી, પણ જ્યારે વરસ છ મહીને ઘરણ થાય છે, ત્યારે સૌ માણસો તેની તરફ ચાહીને જોવા લાગે છે. બરોબર ન દેખાય તો દુરબીનોથી તથા કાચ ઉપર મેશ લગાડીને પણ લોકો ઘરણ જોય છે, અને એવી રીતે ઘરણ જોઇને તેની વાતો કરવામાં લોકોને બહુ મજે પડે છે, કારણ કે, બીજાનાં દોષ જોવા એ માણસ જાતનો સ્વભાવ છે, શાસ્ત્રની આજ્ઞા એવી છે કે સવારમાં વેહેલું ઉઠીને સૂર્યનું દર્શન કરવું જોઇએ, કારણ કે, એવાં મહા તેજની મારફત–એવા અદ્ભુત આકાશી ગોળાની મારફત–એવા દીવસ રાત્રિના ચમત્કાર મારફત અને ઉદય થતા બાલ સૂર્યના અલૌકિક સૌન્દર્ય મારફત આપણે સહેલાઈથી પ્રભુની લીલા સમજી શકીએ છીએ; તેથી જે મહાન પ્રભુએ આપણી ઉપર અખંડ કૃપા કરીને એવા મહા તેજવાળા સૂર્યનારાયણને બનાવેલા છે તે પ્રભુને જાણવાનું–અરે તે પ્રભુનો ઉપકાર માનવાનું આપણને કુદરતી રીતે મન થઈ આવે છે. માટે સવારમાં વેહેલા ઉઠીને સૂરજનું દર્શન કરવાનું અને એ દર્શનથી ઉપજતા આનંદથી સ્વાભાવિક રીતે થઈ જતી ઇશ્વર પ્રાર્થના કરવાનું શાસ્ત્રમાં કહેલું છે. તેને

બદલે-ઇશ્વરની અલૌકિક વિભૂતિનાં દર્શન અને ઇશ્વરપ્રાર્થના એ બધું તો રહ્યું, પણ તેને બદલે ઉલટા આપણે ઘરણુ જોવા મંડી પડીએ છીએ. તેમજ જે ખરા ભગતો છે, જેઓ રૂડી રીતે પોતાની જીંદગી ગાળે છે, જેઓ જગતને ફાયદો થાય એવી રીતે વરતે છે, અને જેઓ સર્વ શક્તિમાન ઇશ્વરના જ્ઞાન ધ્યાનમાં સર્વ મનથી ને સર્વ હ્રદયથી પૂર્ણ પ્રેમથી મચ્યા રહે છે તેઓની તરફ કોઇ જોતું નથી, પણ જો જરાક તેઓમાં ભૂલ આવી જાય તો એ ભૂલની તરફ સૌ લોકો જોવા માંડે છે. ખરા ભગતો કે જે ધર્મના થાંભલા જેવા છે, પ્રેમી ભક્તો કે જે માણસોમાં સૂર્ય જેવા છે, ત્યાગી ભગતો કે જે જગતમાં ઉત્તમ નમુનારૂપ છે, ભગવદ્ ઇચ્છાને આધીન રહેનારા ભગતો કે જે જગતમાં પ્રભુનો મહિમા ફેલાવનારા છે, અને પ્રભુને અર્થે જેઓએ પોતાની જીંદગી અર્પણ કરેલી છે એવા ઉત્તમ ભગતો કે જે આપણા કરતાં હજારો દરજે ચઢીયાતા છે અને પ્રભુના કૃપાપાત્ર છે તથા જેનાં રોજ દર્શન કરવાં જોઇએ, અને જેને તો યથાશક્તિ સેવા કરવી જોઇએ તેને બદલે એ બધું તો રહ્યું, પણ ઉલટા આપણે તેમની ભૂલો ગોતીએ છીએ, આ આપણી કેટલી બધી નીચતા છે એતો વિચારો ?

એવા સાચા ભગતોની તો આપણે ખબર રાખવી જોઇએ, તેઓને કાંઇ અડચણ હોય તો આપણે મદદ કરવી જોઇએ. પ્રભુના રસ્તામાં તેઓ સેહેલાઇથી આગળ વધી શકે એવી રીતે તેઓને સગવડતા કરી આપવી જોઇએ. તેઓના રૂડા ઉપદેશો આપણે માનવા જોઇએ. તેઓનું જ્ઞાન ધ્યાન બન્યું રહે માટે તેઓની જંજાળો ઉઠાવવામાં આપણે મદદગાર થવું જોઇએ. ધર્મનો પ્રકાશ તેઓ ફેંકી શકે અને પ્રભુનું પવિત્ર નામ તેઓ ફેલાવી શકે માટે આપણે આપણાથી બની શકે તે પ્રમાણે તન, મન, ધનથી તેમની સેવા કરવી જોઇએ. તેમનાં રૂડાં આચરણની અસર ખુબ ફેલાય માટે દુનિયાંમાં તેમનો સત્સંગ વધે એવા ઉપાયો અજમાવવા જોઇએ, અને એવા ભ-

ગવદ્દીજનો પ્રભુના માર્ગમાં લાગ્યાર હે તે સારૂ તેઓના દરજ્જા પ્રમાણે તેઓને માનપાન આપવું જોઇએ. કારણ કે, તેઓની મારફત—તેઓની મહેનત વડે આંપણે જલદીથી ને સેહેલાઇથી ઇશ્વરી જ્ઞાન મેળવી શકીએ છીએ. માટે તેઓને આપણે સદા સર્વદા યથાશક્તિ મદદ કરવી જોઇએ, તેને બદલે આપણે તેઓની ભૂલો ગોતીએ છીએ, અને તેઓની નિંદા કરીએ છીએ ! પણ એ કેટલું બધું ખોટું છે તે વિચારો તો ખરા !

જેમ આપણા મનમાં ઇશ્વરની પ્રાર્થના કરવાનો સ્વાભાવિક ઉભરો પ્રગટી આવે માટે સૂર્યનારાયણનાં દર્શન કરવાનાં છે, તેમજ મહાત્માઓની મેહેનતનો લાભ આપણને મળી શકે માટે તેઓની સેવા કરવાની છે. પણ જેમ દરરોજ સૂરજનાં દર્શન કરવાને બદલે આપણને ઘરણ જોવાનું ઘરણઘેલાપણું લાગેલું છે તેમજ હરિજનોની સેવા કરવાને બદલે તેઓની નિંદા કરવાનું આપણને ચેટક લાગેલું છે, એ પાપમાંથી હવે તે આપણે કયારે છુટશું ? પ્રભુ, એ પાપથી અમોને બચાવ ! બચાવ!

ઓ હરિજનો, સંતો, ભગતો, સદગુરૂઓ! તમે પણ જો કયાંઈ ભૂલ થતી હોય તો વિચારજો. કારણ કે તમે અમારા સૂર્ય છો, એટલે તમારી નાની ભૂલ પણ જગતને મોટી લાગશે, અને તમારી નાની પણ ભૂલ અમોને મોટું નુકશાન કરશે. કારણ કે, તમે મોટા છો, તમારા હાથમાં મસાલ છે અને અમે તમારી પછવાડે ચાલનારા છીએ, એટલે જો તમે ખાડામાં પડી જશો તો સાથે અમારા પણ બુરા હાલ થશે. કારણ કે, અમે તો તમારે આશરે છીએ એટલે અમારી જવાબદારી તમારી ઉપર છે. માટે અમારે ખાતર, તમારે ખાતર, અને મહાન પ્રભુને ખાતર, કાંઇ ભૂલ થવા દેશોમાં ને સત્ય માર્ગે ચાલજો.

---

## ૧૦૩–બાપનો ચોપડો લઇને બેસીએ ત્યારે તો લેણું ને દેણું બેય કહેવું જોઇએ; તેમજ શાસ્ત્રમાં પણ સારૂં કે નરસું જે હોય તે ખુલ્લી રીતે કહેવું જોઇએ.

સૌ લોકો પોતાના બાપના ચોપડા લઇને બેસે છે, પણ તેમાં કેટલાક લોકો એવી લુચ્ચાઇ કરે છે કે, પોતાનું જે લેણું હોય તે કહે છે અને બીજાઓ પોતાની પાસે માગતા હોય તે ખાતું બતાવતા નથી. આવી રીતે કરવું એ કાંઇ સાહુકારી કહેવાય નહીં. અને એમ કરે એનું ટક્કુ કાંઇ આગળ ચાલે નહીં, કારણ કે, એ અધર્મ છે. લેવું સારૂં લાગે અને દેવું ગમે નહીં એ કેમ ચાલે ? એવી રીતે વરતવાથી કાંઇ લાંબો વેહેવાર ચાલે નહીં. એથી તો ઉલટી આબરૂ જાય અને આપણું સાચું લેણું પણ વખત જતાં ખોટું થઈ જાય; પણ ઇશ્વરની કૃપા છે કે એવી લુચ્ચાઈ કરનારા વેપારીઓ કોઈકજ હોય છે.

ભાઇઓ ! ખાતેની રકમ બતાવે અને જમેની રકમ ન બતાવે એવા વેપારીઓ જો કે આપણા દેશમાં થોડાજ છે પણ શાસ્ત્રમાંથી પોતાના મતનું સારૂં સારૂં દેખાય તે બતાવે અને પોતાના મતથી વિરૂદ્ધની બાબત ન બતાવે એવા ધર્મગુરૂઓનો અને એવા શાસ્ત્રીઓનો આપણે ત્યાં કાંઇ ટોટો નથી. એવી ખેંચા ખેંચીને એવી પક્ષાપક્ષીથીજ આપણો પવિત્ર ધર્મ અશ્રદ્ધાના રૂપમાં આવતો જાય છે. કારણ કે, શાસ્ત્ર છે તે બાપનો ચોપડો છે. તેમાંથી જેમ ખાતેની રકમો બતાવે છે તેમ જમેની રકમો પણ બતાવવી જોઇએ. જેમ આભડછટ, મૂર્તિપૂજા, અવતારની જરૂર, પુનર્જન્મ, યોગની સિદ્ધિયો અને મહાત્માઓનાં ચરિત્રો બતાવીએ છીએ, તેમજ લોકોને અભેદનો માર્ગ બતાવવો જોઇએ, ભ્રાતૃભાવનો રસ્તો બતાવવો જોઇએ. આજની પેઠે હજારો નાતો જાતો નહીં પણ ચારજ વર્ણમાં રૂષિયો રહેતા હતા એમ લોકોને સમજાવવું જોઇએ. આજની પેઠે સં-

કટા પંથના સાધુઓ ને ગુરૂઓ નહોતા પણ માત્ર ચારજ આ-
શ્રમ હતા એમ પ્રજાની ખુલ્લી રીતે ખાત્રી કરી આપવી જોઇએ.
બ્રાહ્મણ ક્ષત્રીને વૈશ્ય એક બીજાનું ખાધા પીધાથી વટલાતા નહીં
એવાં પ્રમાણો હાલની પ્રજાને પુરાં પાડવાં જોઇએ. હાલની પેડે
ચોડીયાંમાંથી છોકરાંઓને રૂષિયો પરણાવતા નહીં એમ સૌ
લોકોને નક્કી કરી આપવું જોઇએ. બ્રાહ્મણો, ક્ષત્રી વૈશ્યની કન્યા
વરી શક્તા અને ક્ષત્રીઓ પણ કન્યારત્ન ગમે ત્યાંથી લાવી શ-
ક્તા એમ લોકોને સમજાવવા જોઇએ. અને પવિત્ર આર્ય ધર્મના
પેટામાં આટલા બધા મત ભેદ જોઇએ નહીં પણ આપણે તેઃ
સર્વવ્યાપી સર્વશક્તિમાન અખંડ આનંદરૂપ એક શ્રીહરિનોજ
દૃઢ આશરો રાખવો જોઇએ, અને સાચા મનથી તથા પૂર્ણ
પ્રેમથી તેનીજ ભક્તિ કરવી જોઇએ.

જ્યાં સુધી શાસ્ત્રોમાં રહેલાં આવાં તત્વો લોકોને સમજા-
વીએ નહીં, અને તે વખતનો દેશકાળ તથા હાલના દેશકાળમાં
પડી ગએલો મોટો ભેદ લોકોને સમજાવીએ નહીં ત્યાં સુધી આપણો
ધર્મ તેના ખરા રૂપમાં આવી શકે નહીં. કારણ કે આપણે માત્ર
ઉધાર બાજુ બતાવીએ છીએ, પણ જમેની રકમો બતાવતા નથી,
એટલે એ સંધતે દ્વારકાં ક્યાંથી પહોંચે? આપણી બીજી બાજુની
ખુબીઓ ન સમજીએ તેથી તે આપણને ખામીવાળી લાગે છે,
પણ આપણે વિચારવું જોઇએ કે, શાસ્ત્રોના કરતા મહાત્મા રૂ-
ષિયો ત્રિકાલજ્ઞાની હતા, તેઓએ જે લખ્યું છે તે કાંઇક જગ-
તનું કલ્યાણ સમજીનેજ લખ્યું હશે, માટે તેમાં આપણને કાંઇ
ભૂલ જેવું લાગે, અથવા ન ગમે એવું લાગે તો પણ સત્યને
ખાતર અને તે આપણા બાપના ચોપડામાં બાપના હાથથીજ
લખેલું છે એમ સમજીને બીજી બાજુ પણ જોવી જોઇએ, અને
તે ઉપર પણ ચર્ચા ચલાવવી જોઇએ. જો એમ થાય તો જેમ
ખાટાં દહીને વલોવવાથી તેમાંથી પુષ્ટિકારક મીઠું માખણ ની-
કળી આવે છે તેમ આપણને પ્રથમ અણગમતી લાગતી એ
ચર્ચામાંથી પણ કાંઇક સાર નીકળી આવશે. માટે ભાઇઓ!

બાપના ચોપડા એટલે કે શાસ્ત્રમાં જે લખ્યું હોય તે સર્વ સરળતાથી સૌ લોકોની આગળ ખુલ્લું કરો, તોજ ધર્મ વધી શકશે અને તોજ પ્રભુ રીઝી શકશે. કારણ કે, પક્ષાપક્ષીને નહીં પણ પ્રભુ સત્યને અને આપણા પ્રેમને ચાહે છે. માટે પ્રભુને અર્થે જગતમાં સત્ય જણાવવા સારૂ શાસ્ત્રની સૌ બાબતો વિચાર પૂર્વક પ્રજાની આગળ ખુલ્લી કરો.

---

## ૧૦૪–ખરાબ જગ્યાઓની આપણા મન ઉપર બુરી અસર થયા વિના રહેતો નથી, માટે ખાસ કારણ વિના એવે ઠેકાણે ન જાઓ.

ભક્તિમાન શ્રવણના જેવાં મા બાપની સેવા કરવાવાળાં છોકરાં આજના જમાનામાં તો હોયજ કયાંથી ? પણ જગ્યાની અસરથી કુરૂક્ષેત્રમાં એ ભક્તિમાન શ્રવણની બુદ્ધિ પણ ફરી ગઈ હતી, ત્યારે બુરી જગ્યાઓમાં આપણી બુદ્ધિ ફરી જાય તેમાં તો નવાઇજ શું ? માટે સૌથી સારો રસ્તો એ છે કે બનતાં સુધી કોઇ પણ હલકાં ઠેકાણાંમાં જવું નહીં. જેમ કે જયાં વેશ્યાવાડો હોય, દારૂની દુકાનો હોય, જુગારખાનાંઓ હોય, રાંડોના નાચ થતા હોય, જનાવરોને મારવાનાં ઠેકાણાં હોય, લડાઇ ટંટાને ગાળા ગાળી થતી હોય, ખરાબ ચિત્રો જોવાનાં હોય, જયાં આપઘાત થતા હોય, અને જયાં મનનાં વિકાર અથવા ગ્લાનિ ઉત્પન્ન થાય એવું હોય, ત્યાં બનતાં સુધી જવું નહીં. કારણ કે, એવી જગ્યાઓમાં એવી જાતની અસરો જામેલી હોય છે; એ અસરો નબળાં મનનાં માણસો ઉપર થોડી ઘણી થયા વિના રહેતી નથી, માટે ખાસ કારણ વિના ચાહીને એવી ખરાબ જગ્યાઓમાં જવું નહીં. પણ જેઓ પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છતા હોય અને પવિત્ર પ્રભુના રૂડા માર્ગમાં ચાલવા ઇચ્છતા હોય તેવા હરિજનોએ તો જયાં ખુબ ભજનો થતાં હોય, જયાં ધરમના સાચા ઉપદેશો

થતા હોય, જ્યાં દુઃખીઓને દિલાસો મળતો હોય, જ્યાં નિરાધારોને આધાર મળતો હોય, જ્યાં પવિત્ર મંદિર હોય, જ્યાં ભક્તજનો ભેળા થતા હોય, જ્યાં માળાઓ ફેરવાતી હોય, અને જ્યાં મહામંગલકારી પ્રભુનો જયજયકાર થઈ રહ્યો હોય તેવાં ભક્તમંડળોમાં પ્રેમ આણી આણીને પોતાનાં કલ્યાણને માટે જવું જોઇએ; કારણ કે, ત્યાં એવી જાતની રૂડી અસરો ફેલાઇ ગએલી હોય છે, તેથી ત્યાં જવાથી મનમાં આનંદ આનંદ થઇ રહે છે અને પ્રભુપ્રેમ જાગૃત થાય છે. માટે ભાઇઓ ! જો પ્રભુના કૃપાપાત્ર થવું હોય તો એવાં અમૂલ્ય ઠેકાણુંના અલૌકિક લાભ લઇ લો, અલૌકિક લાભ લઇલો.

---

## ૧૦૫–જ્યારે આપણુને હરિજન વ્હાલા લાગે ત્યારે સમજવું કે હવે આપણે પ્રભુના વ્હાલા થયા.

એક ગૃહસ્થે કોઇ મહાત્માને પુછયું કે, મહારાજ ! અમે પ્રભુના વ્હાલા થયા એમ કેમ સમજાય ? ત્યારે તે મહાત્માએ પુછયું કે, તમારે કોઈ માણસ સાથે વધારેમાં વધારે હેત છે ? ત્યારે તે ગૃહસ્થે કહ્યું કે, હા મહારાજ, મને મારી બાયડી ઉપર આખી દુનિયાંમાં સૌ કરતાં વધારે હેત છે. ત્યારે મહારાજે પુછયું કે, તમારૂં હેત જણાવવા માટે તમે શું કરો છો ? તે ગૃહસ્થે કહ્યું કે, મારૂં હેત જણાવવા માટે હું મારી બાઇડીની દરેક વાતો માનુંછું ને તેના કહ્યા પ્રમાણે કરૂં છું: મારી બાઇડીના સગાંઓને બહુ માન આપું છું અને તેની સહીપણીઓની બહુ ખાતર બરદાસ રાખું છું. મારી વહુને જે ચીજ વ્હાલી લાગે તેજ ચીજ મને પણ ગમે છે. પહેલાં મને ખીચડી ખાવાનો બહુ અભાવો હતો પણ મારી વહુને ખીચડી બહુ ભાવે છે એટલે હવે તેની સાથે મને પણ ખીચડી ખાવામાં મજે પડે છે. પહેલાં મને છોકરાંઓ રમાડવાં ગમતાં નહીં, તેમનાં લીંટલાળ જોઇને હું સુગાયા કરતો, પણ મારી વહુને તેના

નાનાભાઇ ઉપર બહુ પ્રેમ છે; એ છોકરો રોતી સુરત જેવો છે તોપણ મારી વહુ ઉપરના પ્રેમને લીધે હું તેને ખુશીથી મારા ખોળામાં તેડું છું અને હવે એ મારો નાનો સાળો વખતે મારા ખોળામાં મૂતરી પડે તો પણ હું ચીરડાતો નથી, પણ મારી વહુ ઉપરનાં હેતને લીધે ઉલટો હસી પડું છું.

આ સાંભળીને તે મહારાજે કહ્યું કે, ભાઇ, જેમ તારી વહુ તને વ્હાલી છે માટે તેનું કહ્યું માનવું તને ગમે છે ને તેના વ્હાલાં સગાં તને વ્હાલાં લાગે છે, તેમજ જયારે પ્રભુ તને વ્હાલા થશે ત્યારે પ્રભુના હુકમો પાળવા તને ગમશે, અને પ્રભુના વ્હાલાં સગાં તને વ્હાલાં લાગશે. પ્રભુનાં વ્હાલાં સગાં કોણ એ તને ખબર છે? હરિજનો—વૈષ્ણવો, ભગતો, સાધુઓ, જ્ઞાનીઓ, સતીઓ, અને ધર્મગુરુઓ એ પ્રભુના વ્હાલાંમાં વ્હાલાંછે. માટે જયારે હરિજનો ઉપર હેત આવે ત્યારે સમજવું કે, પ્રભુ આપણને વ્હાલા થયા છે અને આપણે પ્રભુના વ્હાલા થયા છીએ. જયાં સુધી હરિજનો ઉપર હેત ન આવે—જયાં સુધી પ્રભુના બાળકો ઉપર હેત ન આવે—જયાં સુધી પ્રભુના પવિત્ર નામ ઉપર પ્રેમ ન છુટે, જયાં સુધી પ્રભુને અર્પણ થઇને રહેવાનું મન ન થાય અને જયાં સુધી પ્રભુના સત્ય હુકમો ન પળાય ત્યાં સુધી ભાઇઓ! આપણે પ્રભુના વ્હાલા થએલા ગણાઇએ નહીં. માટે જેમ આપણે આપણાં વ્હાલાંઓનાં કહ્યાં માનીએ છીએ અને તેઓનાં સગાં વ્હાલાંઓનાં ખાતર બરદાસ રાખીએ છીએ, તેમ જયારે પ્રભુના હુકમો પાળીએ અને હરિજનો ઉપર હેત રાખીએ ત્યારે પ્રભુ આપણને વ્હાલા થયા અને આપણે પ્રભુના વ્હાલા થયા એમ સમજવું. એવું થયા વિના માત્ર વાતો કરવાથીજ કાંઇ કલ્યાણ થઇ જવાનું નથી એ યાદ રાખજો.

---

## ૧૦૬—ઇશ્વર દયાળુ છે.

ઇશ્વરે કૃપા કરીને આપણને ઉત્પન્ન કર્યા છે. અને તે પણ કેટલી બધી કૃપા કે તેણે આપણને ઝાડ ન કર્યા, પહાડ ન કર્યા,

પશુ પક્ષી ન કર્યા, કીટ પતંગ ન કર્યા, પણ ઉત્તમ મનુષ્ય અવતાર આપ્યો, અને ઉત્તમકુળમાં તથા રૂડા દેશમાં જન્મ આપ્યો; એટલુંજ નહીં પણ તેણે આપણને જોવા માટે આંખો આપી, સાંભળવાને કાન આપ્યા, ચાલવાને પગ આપ્યા, કામકાજ કરવા માટે હાથ આપ્યા, વિચારવાને બુદ્ધિ આપી, અને અમૂલ્ય જીંદગી તથા ઉત્તમ તનદુરસ્તી આપી એ ઇશ્વરની કેટલી બધી દયા છે ?

એનો સૂરજ આપણને પ્રકાશ આપે છે. એનો ચંદ્ર આપણા અનાજમાં અમૃત રેડે છે, એનો સમુદ્ર આપણી આગબોટોનો બોજો ઉપાડે છે, એની નદીઓ આપણને પાણી આપે છે, એની પૃથ્વી આપણને અન્ન આપે છે, એનાં ઝાડો આપણને ફળ ફુલ આપે છે, એના વાયુથી આપણે નભીએ છીએ એના અગ્નિથી આપણી જીંદગી છે, એના સ્વર્ગથી આપણું સુખ છે અને એનાં મોક્ષધામથીજ આપણી હમેશની શાન્તિ છે. ટુંકામાં આ પૃથ્વી અને આકાશ પાતાળના કુલ માલેક મહાન પ્રભુની દયાથીજ આપણે માટે સૌ થએલું છે, એમ છતાં પણ જો આપણે પ્રભુને યાદ કરીએ નહીં, અને પ્રભુએ કેવળ કૃપા કરીને આપેલી ચીજો પ્રભુને અર્પણ કરીએ નહીં તો એ આપણી કેટલી બધી નીચતા ? એ કરતાં મોટી ચોરી દુનિયામાં બીજી કઇ ? માટે એવી નીચતામાં ન રહી જવાય તે સારૂ ભાઇઓ ! પ્રભુની અનંત દયા સમજો અને પ્રભુની અખંડ કૃપામાં આવવા હર ઘડી પ્રયત્ન કરો.

૫૬

પ્રભુ દીનદયાળુ પરમકૃપાળુ કરૂણાળુ કૃપાનાથ;
એ છે રાજાનો રાજા મ્હોટો મહારાજા, સ્વર્ગના રાજાની માથ.
નથી અન્ય કોઇ એવો બીજો આ જેવો સેવો જેથી જાય દુઃખ
તમે તેને તજીને બીજો ભજીને શું સજી લેશો સુખ.
એણે પશુને સરજ્યાં પક્ષિને સરજ્યાં વન ફળને ફુલઝાડ;
એણે સુરજ સરજ્યાં ચંદ્રને સરજ્યાં પાણી સરજ્યાં અને પહાડ.

એના શુકસનકાદિક નારદને વળી શારદ ગાયછે ગીત;
એને શેષ મહેશ સુરેશ ગણેશજ દિન રટે છે નીત.
ઋષિ સહસ્ર અઠયાસી સિદ્ધ ચોરાશી શાસ્ત્ર તપાસીને જોય;
તોએ દાનવ દેવ કે ગાંધર્વમાં એથી ઉત્તમ દીઠો ન કોય.

---

## ૧૦૭–યાદ રાખજો કે કોઇ પણ પ્રકારનાં ખોટાં કામમાં ભગવદ્ ઇચ્છા હોયજ નહીં, માટે ખરી ભગવદ્ ઇચ્છા સમજવા સારૂ આપણે પ્રભુનું શરણ ધરવું જોઇએ.

ભગવદ્ ઇચ્છાને આધીન થઇ જવું એ બહુજ જરૂરની ને બહુજ મોટી બાબત છે માટે ભગવદ્ ઇચ્છાનો જરા પણ ખોટો અર્થ ન થાય એ પ્રથમથીજ બહુ સંભાળવાનું છે. પહેલાં તો પાકે પાયે સમજી રાખવું કે કોઇ પણ પ્રકારનાં ખોટા કામાં ભગવદ્ ઇચ્છા હોય નહીં. હમેશાં પ્રભુની ઇચ્છા સારામાં સારી ને ઉંચામાં ઉંચી છે. દુનિયાંની આબાદી થાય, પ્રાણીઓનાં સુખ વધે, જગત્માં ધરમ વધે અને આત્માનાં કલ્યાણ થાય એજ સદા સર્વદા પ્રભુની ઇચ્છા છે. પ્રભુને કરવું હશે તે થશે એમ ધારીને આપણે આળસમાં પડયા રહીએ, અથવા પ્રભુ જેવી બુદ્ધિ આપે તેમ અમે કરીએ છીએ, એમ ધારીને ખોટાં કામોમાં પડયું રહેવું એતું નામ કાંઇ ભગવદ્ ઇચ્છા નથી, પણ એ તો પાપ છે, ભગવદ્ ઇચ્છાનાં બહાનાં નીચે કાંઇ પણ પાપકર્મ ન થઇ જાય એ હરિજનોએ બહુજ સંભાળવાનું છે, કારણ કે, આપણું મન અતિ ચંચળ છે અને તેમાં ઘણાએ જમાનાના બહુજ બુરા સંસ્કારો ભરેલા છે એટલુંજ નહીં પણ આપણી આજુબાજુની દુનિયાં પણ બગડેલી છે, એટલે આપણાથી ખરી રીતે ભગવદ્ ઇચ્છા સમજાતી નથી, માટે આપણે આપણા દોષ પ્રભુ પાસે કબુલ કરી દેવા જોઇએ, અને હમેશાં એમજ માગવું જોઇએ કે,

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥

अ–२ श्लो. ७

અર્જુન પ્રભુને કહે છે કે, હે પ્રભુ! લોભના પાપમાં મારો સ્વભાવ ડુબી ગએલો છે, તેથી ધર્મની બાબતમાં મારૂં ચિત્ત મૂઢ થયેલું છે. માટે હું આપને પુછું છું કે, જેમાં નક્કી મારૂં કલ્યાણજ હોય તે મને કહો; હું આપનો શિષ્ય છું અને વળી આપને શરણે આવેલો છું માટે મને રસ્તો બતાવો.

આવી રીતે આપણા મનની નિર્બળતા કબુલ કરીને પ્રભુનું શરણ ધરીને નિખાલસ દિલથી અને અંતરના ઉમળકાથી રોજ રોજ પ્રભુની પ્રાર્થના કરીને પ્રભુ પાસે માગવું કે, હે પ્રભુ! અમોને સદ્બુદ્ધિ આપ, અને અમારા કલ્યાણનો રસ્તો બતાવ; અમે તો તારા શરણમાં છીએ, અમે તો પાપના ભરેલા છીએ, અમારામાં કાંઇ માલ નથી, અમને તો એક તારા આશરાનું બળ છે, માટે અમારે માટે તારી શું ઇચ્છા છે તે અમને સમજાવ. અને હે પ્રભુ! હવે તો બચાવ, પાપથી બચાવ. અને તારી લે; કારણ કે, હવે તો અમે ત્હારાજ છીએ.

આવી રીતે પૂર્ણ પ્રેમ આણીને શુદ્ધ અંતઃકરણથી જો રોજ રોજ વારંવાર પ્રાર્થના કરીએ તો આપણા વિશ્વાસના બળ પ્રમાણે પ્રભુ પાસે આપણી પ્રાર્થના મંજુર થતી જાય છે, અને આપણે માટે ભગવત્ ઇચ્છા શું છે તે એની મેળે મેળે સમજાતું જાય છે. એ પછી ભગવદ્ ઇચ્છા પ્રમાણે ચાલવાનું શારીરિક તથા માનસિક બળ આપણામાં આવતું જાય છે અને આંતર પ્રેરણા ખીલતી જાય છે. એ પછી આંતર પ્રેરણા પ્રમાણે એટલે કે ઇશ્વર ઇચ્છા પ્રમાણે ચાલવાથી ઈશ્વર પાસે આપણને જવું નહીં પડે, પણ ઇશ્વર પોતેજ આપણા હૃદયમાં આ-

વીને બેસશે; માટે જો ઇશ્વરને પકડવો હોય તો તેની ઇચ્છાને પકડી લો, એટલે તે આપણાથી દૂર જઇ શકશે નહીં.

---

## ૧૦૮ –ગાય ધણમાંથી ભાગી જઇને કોઇનું નુકશાન કરે તો ગોવાળનો દંડ થાય. કાંઇ ગાયનો દંડ થાય નહીં, તેમજ પ્રભુને શરણે જઇ ગુરૂની ઇચ્છા ઉપર લગામ છોડીએ તો પછે ગુરૂ જવાબદાર છે.

ગુરૂની જોખમદારી કાંઇ જેવી તેવી નથી, માટેજ ગુરૂનો મહિમા બહુ મ્હોટો છે. સંતો કહે છે કે, ગાય ધણમાંથી ભાગી જાય અને કોઇનું નુકશાન કરે તો ગોવાળનો દંડ થાય છે કાંઇ ગાયનો દંડ થાય નહીં, તેમજ જે દૈવી જીવો પ્રભુને શરણે જઇને શ્રીસદ્‌ગુરૂના ઉપદેશ ઉપર લગામ છોડી દેય છે તેને માટે પણ તે ગુરૂ જવાબદાર છે. એવા શરણ થઇ ગએલા જીવોને પછે કાંઇ પ્રભુ પુછતા નથી, પણ તેનાં પાપનો જવાબ તો તેના ગુરૂઓને દેવો પડે છે. જો ગુરૂઓએ અહીં કચાશ રાખી હોય અથવા ખોટો ઉપદેશ કર્યો હોય તો તેના જવાબ દેવા ત્યાં બહુ ભારે થઈ પડે છે. સૌને ગુરૂ થઇને પૂજાવું તો બહુ ગમે છે પણ આપણે કેવા ભૂલભરેલા છે, અને જીવોના સ્વભાવમાં કેટલું બધું પાપ ભરેલું છે એ સમજવાની કોઇ દરકાર કરતું નથી. જો આપણા ગુરૂઓ એ બાબત બરોબર રીતે સમજે, તો પછે તેઓ બીજાઓનાં પાપનો બોજો પોતાની ઉપર ઉઠાવી લેવા તૈયાર થાય નહીં, અને જેના તેના કાન ફુંકી દેય નહીં. જ્ઞાની ભગતો તો સમજે છે કે જીવોની ઉપર ગોવાળપણું કરવું એ કાંઇ સેહેલી વાત નથી, માટે એવા સાચા સંતો તો ધરમનાં કામમાં અને ઇશ્વરી જ્ઞાનમાંજ મશગુલ રહે છે. જેઓ માનપાનની ઇચ્છાવાળા હોય અને અહંતા મમતાના ભરેલા હોય તેઓજ ગુરૂ થઇને પૂજાવાનું ને નરકમાં પડવાનું

પસંદ કરે છે. અને યાદ રાખજો કે એવા ગુરૂઓથી કાંઈ તારણ પણ થાય નહીં, એવાઓને આશરે કાંઇ આપણી જીંદગી સોંપાય નહીં. જેઓ પોતેજ ખાડામાં પડેલા હોય, ને પાપના કીચડમાં ડુબકાં ખાતાં હોય તે આપણને બહાર ક્યાંથી કાઢે ? માટે ભાઈઓ ! દેવો અને રૂષિ મુનિયો પણ જેનો પાર પામ્યા નથી એવા મહાન ઇશ્વરને ઓળખવા સારૂ જીંદગીની લગામ સોંપી દેવામાં—ગુરૂ પસંદ કરવામાં સો વાર વિચારજો, અને ગુરૂ બની બીજાઓનાં પાપનો બોજો પોતાની ઉપર ઉઠાવતાં પેહેલાં હજારવાર વિચારજો, નહીં તો રખડી પડશો.

---

## ૧૦૯—શ્રવણ વિષે.

જેમ શરીરનો ખોરાક અન્ન છે, તેમ જીવનો ખોરાક ભગવદ્ વચન છે.

રાતને વખતે રસ્તો દેખાડવા માટે જેમ ફાનસ કામ લાગે છે, તેમ આ જગતના વેહેવાર ચલાવવા માટે શ્રવણ કરેલું જ્ઞાન માણસને મોટી મસાલરૂપ થઇ પડે છે.

અરીસામાં મોઢું જોયાથી જેમ મોઢાં ઉપરના ડાઘો જણાઇ આવે છે, તેમ શ્રવણ કર્યાથી આપણા અંતરના દોષો આપણને જણાઇ આવે છે.

જેમ એક હથોડો મોટા પથરાને તોડી નાંખે છે, તેમ શ્રવણ કર્યાથી કઠણ હૈયાંઓ પણ નરમ થઇ જાય છે.

જેમ હળ કઠણ જમીનને પોચી કરી નાંખે છે તથા તેમાં રહેલા કાંટાઓને જડમૂળથી કાઢી નાંખે છે, તેમ શ્રવણભક્તિથી દુર્ગુણો જાય છે, અને અંતઃકરણ નિર્મળ થઇ જાય છે.

આસમાનમાંથી પડતો વરસાદ જેમ જમીનને પોચી કરીને ઘણાં સુંદર ઝાડોને પોષણ આપે છે, તેમ ભગવદ્વાક્ય શ્રવણ કર્યાથી અંતઃકરણની સ્વચ્છતા તથા ઘણા ગુણોની વૃદ્ધિ થાય છે.

પાણી વિના જેમ ઝાડ સુકાઇ જાય છે તેમ શ્રવણુ કર્યા વિના આપણા અંતરનું જ્ઞાન મોળુ પડતું જાય છે.

જ્યારે આપણે બગીચામાં જઇએ છીએ ત્યારે ત્યાંથી સુગંધીદાર સુંદર ફુલો આપણે વીણીએ છીએ, તેમજ શ્રવણમાંથી તથા વાંચનમાંથી પણ ઉમદા પવિત્ર વિચારો વીણી લેવા જોઇએ અને તેને આપણા પોતાના કરી લઇ તે પ્રમાણે ચાલવાની કોશીશ કરવી જોઇએ.

જે અનાજ મુખમાં બરાબર ચવાતું નથી તે પેટમાં પચી શકતું નથી, તેમ કથા વાર્તા આપણે સાંભળીએ પણ તેનો વિચાર ન કરીએ તો તેથી લાભ થતો નથી.

જે માણસ બહુ સાંભળે પણ વિચાર કરે નહીં તે અરીસામાં મ્હોડું જોઇને પાછું સાફ કરવું ભૂલી જાય તે માણસના જેવો છે એમ જાણવું.

મરેલાં માણસને સણગાર પેહેરાવવો જેમ ફોગટ છે, તેમ પ્રેમ વિનાનાં માણસને શ્રવણ કરાવવું તે પણ નિરર્થક છે.

જેમ એક વાસણમાં કોઇ વસ્તુ ભરેલી હોય તો તે ખાલી કર્યા વિના તેમાં બીજી વસ્તુ રહી શકે નહીં, તેમ જે અંતર માયાથી ને સંસારિક વાતોથી બહુ ભરેલાં હોય છે તેને ભગવત્ કથા વાર્તા સાંભળવાની મરજી થતી નથી.

જે માણસ માંદો હોય તેને ગમે તેવું સ્વાદિષ્ટ ભોજન પણ ખાવું ભાવતું નથી, તેમ માયાવાદી સંસારીઓને ગમે તેવું સારૂં જ્ઞાન શ્રવણ કરાવીએ તોપણ તેને ગમતું નથી.

દોહરો.

તુલસી પુરવલે પાપસે, પ્રભુ ચર્ચા ન સોહવાય;
જેસેં જ્વર કે જોરસેં, ભોજનકી રૂચી જાય.

આપણી આંખ જ્યારે દુઃખતી હોય છે ત્યારે તે તેજ જોઇ શકતી નથી, તેમ આપણું મન જ્યારે માયામાં ગુંચવાએલું હોય છે ત્યારે તેને ભગવત્ કથા સાંભળવી ગમતી નથી.

---

## ૧૧૦–ઇશ્વરનું સ્વરૂપ જાણુવાથી થતો આનંદ.

આ જગતની રચના તે એક અરીસો છે કે જે અરીસામાં પ્રભુનું સ્વરૂપ અને પ્રભુના ગુણો જણાઈ આવે છે.

ઇશ્વરનું સ્મર્ણુ, સેવા અને જ્ઞાનધ્યાન કરતી વખત અહીં જ્યારે એટલો બધો આનંદ થાય છે ત્યારે સ્વર્ગમાં અને પરમાત્માની હજુરમાં ગયા પછી ત્યાં એ આનંદ કેટલો બધો મળશે એ ખ્યાલ તો કરો; એ આનંદ કાંઇ કોઇથી કહ્યો જાય તેમ નથી. એ ભગવત્ સેવાનો આનંદ કેવો અલૌકિક છે તેને માટે સંતો કહે છે કે,

એક માણુસ જનમનો આંધળો હતો તેથી તેણે ચંદ્રમાનું તેજ, અગ્નિનું તેજ, કે સૂર્યનુંતેજ કદી પણ જોયું નહોતું. બીચારો જન્મનો આંધળો હોવાથી પ્રકાશ કેવો હોય તે કાંઇ એને બીલકુલ ખબરજ નહોતી, તેમજ એ બાબતના કાંઈ તેને ખરેખરા ખ્યાલ પણ આવી શક્તા નહોતા. એ પછે ઘણા વરસે એક વૈદ તેને મળ્યો. એ વૈદે તેની આંખો તપાસીને કહ્યું કે, હું તને દેખતો કરી શકીશ. તું પુનમને દિવસે રાતે મારી પાસે આવજે. વૈદની એ વાત સાંભળીને તે આંધળો માણુસ બહુ ખુશી થયો અને વખતસર વૈદની પાસે ગયો. વૈદે એક એવી સરસ દવા આંજી કે તુરત તે માણુસ દેખતો થઇ ગયો. એ વખતે પુનમના ચંદ્રનું તેજ જોઇને તે માણુસ અજબ થઇ ગયો, અને નાચવા કુદવા લાગ્યો, તથા કેહેવા લાગ્યો કે, ઓહો ! આવો ચાંદો ! આવું તેજ ! ને આવી મજે ! એ તો મને સ્વપ્નામાં પણ ખબર નહોતી, હું તો જાણું કાંઈક જરા તરા તેજ હશે પણ આ મજે તો કાંઇ ઓરજ છે. એમ બોલતે બોલતે તે ગદગદીત થઇ ગયો, અને પોતાની ખુશાલી કેમ બતાવવી તે સમજી શક્યો નહી. તેથી અજાયબીથી ચો તરફ જોવા લાગ્યો અને વૈદના પગમાં પડી કેહેવા લાગ્યો કે, વૈદરાજ તમે તો ભારે કરી. ઓહો ! આટલું બધું તેજ ! ને આટલો બધો આનંદ ! એમ ક-

હી ફરી ફરીથી નાચવા કુદવા લાગ્યો અને તાળીઓ પાડવા લાગ્યો. ત્યારે વૈદે કહ્યું કે, ભાઇ, હજી તો આ રાત છે, ખરી મજે તો સવારે સૂરજના તેજમાં પડશે. ત્યારે તે માણસે કહ્યું કે, હેં ! આ કરતાં પણ વધારે ! આટલાં બધાં અજવાળાં કરતાં બીજું વધારે તે શું હોય ? ત્યારે વૈદે કહ્યું કે, તને હજી ખબર કયાં છે ? સૂર્યના પ્રકાશ પાસે આ અજવાળું તો કાંઇજ બીસાતમાં નથી. ત્યારે તે માણસને વધારે અજાયબી લાગી, અને અધીરો બની સવાર પડવાની રાહ જોવા લાગ્યો. એ પછે જયારે સવાર થયું ત્યારે સૂર્યનો પ્રકાશ જોઇને તેના આનંદનો કાંઇ પાર રહ્યો નહીં.

આ વાતનો સાર એછે કે, આપણે તે જન્મ આંધળા માણસના જેવા છીએ. આપણા ગુરૂ તે આંધળાને દેખતા કરનાર વૈદ જેવા છે, અને ચંદ્રમાનો પ્રકાશ તે ભગવત્ સેવાને પ્રભુનું જ્ઞાન ધ્યાન છે. માયાવાદી જીવો કે જેઓ પોતાના સ્વાર્થમાં ને હલકી ઇચ્છાઓમાં મળ્યા રહે છે તેઓ આંધળા જેવા છે, કારણ કે, તેઓ ભક્તિરસનો ને જ્ઞાનધ્યાનનો તથા સેવાસ્મર્ણનો અલૌકિક આનંદ લઇ શક્તા નથી; પણ જયારે તેઓને સદ્ગુરૂ મળે છે ત્યારે તેઓ પ્રભુનો મહિમા સમજે છે અને ભગવત્ સેવામાં લાગી જાય છે. એ વખતનો અહીંની આપણી ભક્તિનો આનંદ તે પુનમના ચંદ્રમાના જેવો છે; પણ મોક્ષનાં સુખનો આનંદ ને ઇશ્વરની હજુરમાં રહેવાનો આનંદ તે સૂર્યના પ્રકાશ જેવો છે, પણ એ મહાન પ્રકાશની આંધળાને કયાંથી ખબર પડે? તેમજ આપણે અજ્ઞાનમાં ડુબેલા છીએ એટલે એ આનંદની ખુબી આપણે સમજી શકતા નથી. પણ ભાઇઓ ! યાદ રાખજો કે, એ ઇશ્વરી આનંદની ખુબી કાંઈ ઓરજ છે ? એ સુખ કાંઇ વર્ણવ્યાં જાય તેમ નથી. એ મજે તો જ્ઞાનીઓજ સમજે છે ને એ લ્હાવ તો વૈષ્ણવોજ—ભકતોજ લુટી શકે છે; અને જે ખરેખરો સૌથી મોટો લાભ છે તે તો મુવા પછી—મોક્ષધામમાં—ગૌલોકમાં મળવાનો છે કે જેનું વર્ણન અમારાથી કે બીજા કોઈ પણ

શાસ્ત્રકારોથી થઇ શક્યું નથી, અને થઇ શકે તેમ પણ નથી. એ અલૌકિક આનંદ તો જેને મળ્યો છે તેજ જાણે છે અને જેને મળશે તેજ જાણશે.

---

## ૧૧૧—ઇશ્વર અવિનાશી એટલે નાશ રહીત છે.

આ જગતમાં ઘાસ સુકાઇ જાય છે, ફુલો ખરી જાય છે, પાંદડાંઓ પડી જાય છે; હવામાં ઉડનારાં પક્ષીઓ, જળમાં રહેનારા જીવો અને વેરાન જંગલમાં રહેનારા વાઘ વરૂઓ પણ મરી જાય છે. વખત આવે ઝરાઓ સૂકાઇ જાય છે, પહાડો ફુટી જાય છે, અને સર્વ ચીજો બદલાઇ જાય છે, પણ સર્વશક્તિમાન અખંડાનંદ અવિનાશી પ્રભુનો કદી પણ નાશ થતો નથી.

આ જગતનો નિયમ એવો છે કે, લીલું હોય તે સૂકું થાય છે ને નવું હોય છે તે જુનું થાય છે, એમ કાળ સર્વને લાગુ પડે છે; તેમજ ખાખમાંથી ઉત્પન્ન થએલો મનુષ્યનો દેહ પણ અંતે ખાખમાં મળી જાય છે. એવાં કરોડોને અબજો માણુસો પૃથ્વી માંથી થઇ ગયા છે, ઘણીક પ્રજાઓ અને મોટા મોટા રાજાઓનાં રાજ્ય પાયમાલ થઇને કયાં જતાં રહ્યાં એ કોઇ જાણતું નથી. અંતે કોઇક કાળે આસમાનના તારાઓ પણ ખરી પડશે, સૂર્ય ચંદ્રાદિક આકાશી ગ્રહોનો પણ નાશ થશે, અને પ્રલયકાળે આખી પૃથ્વીનો તથા અનંત બ્રહ્માંડોનો નાશ થશે, પણ અદૃશ્ય, સુખરૂપ, આનંદના સાગર ને કૃપાના ભંડાર જે અવિનાશી અખંડ ઇશ્વર છે તેનો કદી પણ નાશ થવાનો નથી કે તેના સ્વરૂપમાં કોઇ કાળે પણ એક તલમાત્ર પણ ફેરફાર થવાનો નથી; તે તો જેવા પૂર્ણ પુરૂષોત્તમ છે તેવાને તેવાજ છે ને સદાય તેવાને તેવાજ રહેશે.

અસલનાં મોટાં મોટાં મંદિરો કે જેને સંભાળવા માટે હજારો જાતની સગવડતા હતી, અને જેમાં ચાંદી સોનાં તથા હીરા મોતી મઢેલાં હતાં, એટલું નહીં પણ જેના નીભાવ માટે

હજારો ગાઉ દૂરથી લાખો માણુસો પોતાની ખુશીથી હજારો રૂપીયા મોકલી આપતાં હતાં તે મંદિરોના પથ્થરનો ટુકડો પણ આજે કોઇ બતાવી શકે તેમ છે કે ?

જેના વૈભવો ઇંદ્રને પણ અદેખાઇ ઉપજાવે તેવા હતા, જેની મ્હોટાઇ અપરંપાર હતી અને જેના મોજશોખો સ્વર્ગને પણ વીસરાવી દેય તેવા હતા તે બાદશાહોના વિશાળ મેહેલો કે જેના પાયા પાતાળમાં હતા અને જેનાં શિખરો આશમાન સાથે વાતો કરતાં હતાં તે ભવ્ય મેહેલોની આજે કોઇ ચપટી ધૂળ તો બતાવો ?

જેણે પૃથ્વીને ધ્રુજાવી હતી, અને જેના નામની હાક વાગતી હતી એવા ચક્રવર્તી મહારાજાઓ કે જેના ચરણુમાં હજારો હજાર મહારાજાઓ નમતા હતા તે ચક્રવર્તીઓના કીર્તિસ્થંભ આજે ક્યાં છે તેનું કોઇ નામ નીશાન તો બતાવો ?

અરે મહેલોને મંદિરોની વાત ક્યાં કરીએ, જે પ્રાચીન શેહેરોમાં એ મેહેલોને મંદિરો હતાં, જે શહેરમાં એવા ચક્રવર્તી મહારાજાઓ હતા, જે શેહેરમાં એવા અખુટ વૈભવો હતા, જે શેહેરના બચાવ માટે આખી દુનિયામાં સૌથી સારામાં સારાં સાધનો હતાં અને જે શેહેર આખી દુનિયામાં મોટામાં મોટાં ગણાતાં હતાં તે શેહેર કએ ઠેકાણે હતાં એ કોઈ ઠેકાણું તો બતાવો ? ભાઇઓ ! શોધ કરનારાઓ શોધ કરી કરીને થાકી ગયા છે, અને કંઇક એ શોધની પાછળ મરી ગયાછે પણ એવાં મોટાં શેહેરો કએ ઠેકાણે હતાં તેનો પણ હજુ પતો મળતો નથી; આવી રીતે કાળ સર્વનો ભક્ષ કરેછે. જ્યાં સમુદ્ર હોય ત્યાં પૃથ્વી થઇ જાયછે અને જ્યાં પૃથ્વી હોય ત્યાં સમુદ્ર થઇ જાય છે; મોટો પહાડ હોય ત્યાં ખાડો થઇ જાયછે અને અતિ ઉંડાણુ હોય ત્યાં પહાડ થઇ જાયછે. એવી રીતે વખત જતાં દુનિયાની દરેક ચીજમાં ફેરફાર થઇ જાયછે; જેમકે રૂતુઓ બદલાઇ જાયછે, સૂર્ય ચંદ્રનું તેજ ઓછું વધતું થઈ જાયછે, પૃથ્વીના રસકસ ઝાઝા થોડા થઇ જાયછે, અને મહાન પ્રજાઓ તથા

રાજ્યો બદલાઇ જાયછે; પણ સર્વ વ્યાપક અવિનાશી સચ્ચિદાનંદ સ્વરૂપ પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુનો કદીપણ નાશ થતો નથી કે કદી પણ તેના અખંડ આનંદરૂપ સ્વરૂપમાં એક રજ માત્ર પણ ફેરફાર થતો નથી, માટે શાસ્ત્રોમાં પ્રભુને અવિનાશી કહેલા છે.

પદ.

આદ્ય પુરૂષ અવિનાશી,ભજોરે મન, આદ્ય પુરૂષ અવિનાશી. ટેક.
જેના નામ થકી જમ નાસે,પીંડ બ્રહ્માંડનો પ્રકાશી. ભજોરે મન.
ગોવિંદના ગુણ જાણે તે જાણે,વિશ્વ સકળનો એ વાસી. ભજોરે મન.
અગમ અગોચર ઇશ્વર એછે,સમરી લો શ્વાસ ઉશ્વાસી.ભજોરે મન.
ગણપત કહે ગુરૂ જ્ઞાની મળે તો,તુટી જાય જમ ફાંસી. ભજોરે મન.

---

## ૧૧૨–ઇશ્વર કૃપાળુ છે.

પ્રભુ કેવા કૃપાવાન છે એ તમે જાણો છો? આપણે પ્રેમથી તેને એક તુલસીનું પાંદડું અર્પણ કરીએ તેમાં તે આપણને યજ્ઞનું ફળ આપી દેયછે. કોઇ ગરીબ માણસને ખરી વખતે એક પાણીનો ઘુંટડો પાયો હોય તો તે મોટા મોટા કુવા તળાવ બંધાવ્યાનું ફળ આપી દેયછે.

જે ભલા માણસો બીજા અજાણ્યા લોકોને રૂડી સલાહ આપેછે તેઓને કૃપાળુ પ્રભુ વેદ ભણાવ્યાનું ફળ આપી દેયછે.

જે માણસો રૂડા હેતુથી પ્રભુપ્રીત્યર્થ ભક્તિમાન સાધુ બ્રાહ્મણોને ચપટી ચોખા આપેછે, તેઓને પ્રભુ સદાવ્રતનું કે ચોરાશી કર્યાનું ફળ આપી દેયછે.

જેમ એક મ્હોટા રાજાને કોઇ ગરીબ માણસ નજીવી ચીજની ભેટ આપે અને તેના બદલામાં તે ભલો રાજા જેમ મોટું ઇનામ આપી દેયછે, તેમ મહાન દયાળુ પ્રભુ પણ આપણી ઉપર કૃપા કરીને આપણી નાની સેવાના બદલામાં બહુ મોટું ફળ આપી દેય છે, કારણ કે તે આપણે આપેલી વસ્તુની કીં-

મત તરફ જોતો નથી પણ તે આપણા અંતરના પ્રેમ અને આપણી દીનતા તરફ જોયછે.

કોઇ દુઃખીને દવા આપવામાં કે દવા બતાવવામાં તે ઇસ્પીટાલ કરવાનું ફળ આપી દેયછે, કોઈ ભુખ્યાને જમાડવામાં ચોરાશી કરવાનું ફળ આપી દેયછે, અને અંધારામાં દીવો રાખનારને અકસ્માત થતા અટકાવ્યાનું કે ગ્રંથ લખવાનું ફળ આપી દેયછે.

જેઓ અર્પણવિધિ સમજીને દરેક કામ પ્રભુને અર્થેજ કરે છે તેઓને પોતાનાં છોકરાંઓને જમાડવામાં સંન્યાસીઓને જમાડયાનું ફળ આપી દેય છે. ઉઠમણામાં મરનારને ઘેરે જઇ દિલાસો આપવાથી શાસ્ત્ર સંભળાવવાનું પુન્ય મળી જાય છે. છોકરાંઓને સારે ઠેકાણે પરણાવવામાં કરોડો ગૌદાનનું ફળ મળી જાય છે. નાતમાં સલાહસંપ રાખવાની તજવીજ કરવામાં મોટી લડાઇ અટકાવ્યાનું ફળ મળી જાય છે. પ્રસંગોપાત સવારમાં પડોશીને એક દાતણ આપવામાં ઝાડ વાવવાનું ફળ મળી જાય છે. કોઇ લાચારના મુડદાંને ઉપાડી કે ઉપાડાવી ઠેકાણે પાડવામાં દેવસેવાનું ફળ મળી જાય છે. પોતાનુંજ ઘર બંધાવ્યું હોય, પણ જો તેમાં અતિથિયો તથા ભગતોની સેવા થતી હોય, અને સતસંગની મંડળીઓ જામતી હોય તો પોતાનું ઘર બંધાવ્યા છતાં પણ નવું ગામ વસાવ્યાનું ફળ મળી જાય છે. અને જો બધું પ્રભુપ્રીત્યર્થેજ થતું હોય તો ખાતાં, ઉઠતાં, બેસતાં, સુતાં, ફરતાં, રમતાં અને ધંધો રોજગાર કરતાં છતાં પણ તેમાંથી અલૌકિક લાભ મળી જાય છે; પણ તે એવીજ ભાવનાથી કરવાં જોઇએ કે, એ બધાં કામો ભગવાનનાંજ છે અને તે બધાં કામો કરવાનો ભગવાનનો હુકમ છે, માટેજ અમે કરીએ છીએ. એમ સમજીને પ્રભુને અર્થે એવાં સંસારિક ભલાં કામો કરે તેને પણ કૃપાળુ પ્રભુ મોટું ફળ આપે છે, અને પવિત્ર સાધુઓ કરતાં પણ તેને ઉત્તમ જાણે છે;

પણ એ બધું કૃષ્ણાર્પણ કે બ્રહ્માર્પણ વિધિથી કરતાં આવડવું જોઇએ.

---

## ૧૧૩–તમારા જોરથી વિકારોને નહીં રોકી શકાય પણ પ્રભુપ્રાર્થનાથી વિકારોને રોકી શકાશે.

એક સાધુ હતો તે જંગલમાં રહીને યોગ સાધતો હતો. એમ કરતે કરતે ઘણાં વરસ નીકળી ગયાં અને યોગની કેટલીક ક્રિયાઓ પણ તેને આવડી ગઈ. એ પછી એક વખત તેને કામ ઉત્પન્ન થયો તેથી વ્યભિચાર કરવાની ઇચ્છા થઇ. એવી મહા ખરાબ ઇચ્છા મનમાં આવવાથી તે બહુ દિલગીર થવા લાગ્યો. તેને વિચાર થયો કે કામદેવનો આ શું જુલમ ? આટલાં બધાં વરસ થયાં હું તેને રોકી બેઠોછું અને હવે આજે રહી રહીને આ પાપ ક્યાંથી નીકળી આવ્યું? મારો દરજ્જો શું ? મારી સ્થિતિ શું ? મારો અભ્યાસ શું ? હવે આવા વિચારો આવવા જોઇએ કે ? ગમે તેમ કરીને કામને રોકીશ. એમ વિચારીને પોતાના મનમાં આવેલા વ્યભિચારના બુરા વિચારને તે દાબવા લાગ્યો. પણ એ વિચાર તેનાથી એ વખતે દાબી શકાયા નહીં, ત્યારે તેને એમ લાગ્યું કે વ્યભિચાર કરીને પછી જીવવું શું કામનું ? મારી આટલાં બધાં વરસોની મહેનત ઉપર પાણી ફરી વળે તે કરતાં મરી જવું એ બેહેતર છે, એમ ધારીને તે એક વાઘની ગુફા પાસે ગયો, અને ગુફામાં મોં ઘાલીને વાઘની વાટ જોતો બેઠો કે હમણાં અંદરથી વાઘ નીકળશે ને મને ખાઇ જશે. એવી રીતે ઘણીવાર થઇ ગઇ પણ અંદરથી વાઘ નીકળ્યો નહીં, ત્યારે કંટાળી જઇને ગુફાથી જરા દૂર જઇને બેઠો, એટલામાં ગુફામાંથી વાઘ નીકળ્યો. સાધુએ જાણ્યું કે, વાઘ મને ખાઈ જાયતો સારૂ, આ મહા પાપમાંથી બચી જાઉં, પણ વાઘે તેની સામું જોયું નહીં; ત્યારે તે આહીને વાઘની પાસે ગયો, અને તેની પુંછડી ખેંચવા લાગ્યો, એટલે તેને મારી નાંખવાને બદલે વાઘ તેના પગ ચાટ-

વા લાગ્યો અને પાળેલા કૂતરાની પેઠે તેના પગ પાસે બેસી ગયો. યોગીનું તપનું બળ એવું મોટું હતું કે તેને મારવાની વાઘની ઇચ્છા થઇ નહીં. વાઘ પણ પોતાને ખાતો નથી એમ જ્યારે તેણે જોયું ત્યારે તેને લાગ્યું કે, હાયહાય! આટલું બધું તપ છતાં પણ હજી સુધી મનમાં દુષ્ટ વિચાર! હજી સુધી હું વ્યભિચારની ઇચ્છાને નથી રોકી શકતો? ધિક્કાર છે મને! આટલું બધું તપ ગુમાવવું તે કરતાં મરી જવું બેહેતર છે, પણ આ વાઘ પણ મને ખાતો નથી ત્યારે કરવું શું? ચાલ પહાડ ઉપર ચહડીને ત્યાંથી નીચે કુદી પડું. એમ નક્કી કરીને પહાડ ઉપર ચહડયો; અને એક ઉંચી ટેકરી ઉપરથી પડવાની તૈયારી કરવા લાગ્યો, એટલામાં દૈવ ઇચ્છાથી ત્યાં એક ભગત માણસ આવી નીકળ્યો. તેણે કહ્યું કે, યોગીરાજ, સાધુ થઇને આ શું પાપ કરવા નીકળ્યા છો? આપઘાત સમાન બીજું એકે પાપ નથી. તમને એવું શું દુઃખ આવી પડયું છે કે આપઘાત કરવા તૈયાર થયા છો? ત્યારે તે સાધુએ કહ્યું કે, ભાઇ, મારા મનમાં એક પાપી વિચાર આવ્યો છે. મને વ્યભિચાર કરવાની મરજી થઇ છે, અને એ ઇચ્છાને હું મારા બળથી રોકી શકતો નથી માટે મારી આટલાં બધાં વરસોની મેહેનત ધોઇ નાંખું અને મારા આત્માને અપવિત્ર કરી મારે માટે નરકનો રસ્તો ઉઘાડું તે કરતાં બેહેતર છે કે મરી જાઉં; મરી જવાથી એ અઘોર પાપમાંથી બચી શકીશ.

એ સાંભળીને તે બીજા માણસે કહ્યું, યોગીરાજ પ્રભુકૃપા વિના આપણાંથી વિકારોથી બચી શકાય નહીં. માટે તમારાં બળ ઉપર મુસ્તાક નહીં રહેતાં વિકારોને જીતવા માટે પ્રભુ પ્રાર્થના કરો એટલે પ્રભુ તમોને પાપથી બચાવી લેશે. પ્રાર્થનાના બળવિના બુરા વિચારોને જીતી નહીં શકાય, માટે ખરા દિલથી વારંવાર પ્રાર્થના કરો. યોગીએ પોતાની નબળાઇ સમજીને પોતાના દોષ કબુલ કર્યા, અને પ્રભુની માફી માગી. તેની પ્રાર્થના સફળ થઈ; તેની ઉપર ઇશ્વરની કૃપા થઇ અને દુષ્ટ વિચારો તેના મનમાંથી નાબુદ થયા.

ભાઇઓ! આવી રીતે મોત કરતાં પણ વ્યભિચાર વધારે ખરાબ છે. માટે તે ભયંકર પાપથી ચેતતા રહો; અને એ મહા પાપમાં ન ફસાઇ જવાય માટે શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરપ્રાર્થના કર્યા કરો.

---

## ૧૧૪–પ્રભુની દયા પાસે પાપ કાંઇ બીસાતમાં નથી.

દુનિયામાં સો કરતાં વધારેમાં વધારે ખરાબ ચીજ પાપછે, માટે બીજી કોઇ પણ ચીજ કરતાં આપણને પાપથી વધારે ડરવાનું છે. ગરીબાઇ કરતાં, આબરૂ કરતાં, માર કરતાં અને મોત કરતાં પણ પાપથી વધારે ડરવાનું છે, કારણ કે, પ્રભુના હુકમનું અપમાન કરવું–પ્રભુની સામે થવું તેનું નામ પાપ છે; અને પાપનું ફળ નરક છે, માટે પાપથી આપણે બહુજ ડરવાનું છે. જમદુતોના ભય કરતાં પણ, અને મોત કરતાં પણ, પાપ વધારે નાશકારક છે અને તોપણ મહાન દયાળુ પ્રભુનાં પવિત્ર નામમાં એવું અલૌકિક બળ છે કે, એ અખંડ શાંતિદાયક અમર નામ પાસે પાપ પણ બળીને ભસ્મ થઇ જાય છે. પ્રભુએ પણ કહેલું છે કે,

अपिचेदसिपापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥

अ. ४ श्लो. ३६.

કદાપિ તું સર્વે પાપીઓ કરતાં વધારે પાપી હોય તોપણ જ્ઞાન (ઇશ્વરી જ્ઞાન) રૂપી વહાણથી સર્વ પાપરૂપી દરિયાને સેહેજમાં તરી જઇશ.

ઇશ્વરી જ્ઞાન કેવું બળવાન છે તે સમજાવવાને માટે વળી પણ પ્રભુ કહે છે કે,

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

अ. ४ श्लो. ३७.

હે અર્જુન ! જેમ સળગાવેલો અગ્નિ લાકડાંને બાળી ભસ્મ કરે છે તેમ પ્રભુનાં જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે.

ભાઇઓ ! પ્રભુની દયા જોઇ ? ઇશ્વરના સ્વરૂપનું જ્ઞાન એવી અમૂલ્ય વસ્તુ છે કે તે ભયંકર પાપને પણ ઘડીકમાં ભસ્મ કરી નાંખે છે; માટે જેમ બને તેમ ઇશ્વરની અખંડ દયા સમજીને ઇશ્વરનું સ્વરૂપ સમજાય તેમ કરો.

ઇશ્વરનું સ્વરૂપ સમજવાથી આપણાં પાપ બળી જાય છે અને પ્રભુનાં પવિત્ર નામનાં બળથી પ્રભુનું ખરૂં સ્વરૂપ ઓળખી શકાય છે, માટે કોઇપણ રીતે એટલે કે કર્મથી, યોગથી, જ્ઞાનથી, ધ્યાનથી, દાનથી, ભક્તિથી અથવા બીજી કોઈપણ રીતે આપણા હૃદયમાં મહાન પ્રભુનું અલૌકિક બળવાળું પવિત્ર નામ જામે એમ કરો. એ સત્ય નામનાં બળ પાસે આપણા ઘણાં પાપ પણ કાંઈ બીસાતમાં નથી; કારણ કે ભાઇઓ ! યાદ રાખજો કે પાપ કરનાર તો માણસો છે, અને દયા કરનાર—માફ કરનાર તો પ્રભુ પોતે છે. અલ્પ જીવની પાપ કરવાની શક્તિ કેટલી નાની ? અને સમર્થ પ્રભુની માફ કરવાની શક્તિ કેટલી મોટી ? એ તો જુઓ ! પણ તેમાં સરત માત્ર એટલીજ છે કે, પ્રભુની દયા મેળવવા માટે—પાપની માફી મેળવવા માટે આપણે દીનતાથી દયાળુ પ્રભુને શરણે જવું જોઇએ, અને હૃદયમાં ભગવદ્ આવેશનું પૂરેપુરૂં બળ રાખવું જોઇએ. જો એમ કરી શકીએ તો દયાળુ પ્રભુનાં સર્વ શક્તિમાનપણા આગળ પાપ કાંઈ બીસાતમાં નથી. માટે ભાઇઓ ! પ્રભુને શરણે જાઓ, પ્રભુને શરણે જાઓ, એટલે પાપની માફી મળતાં વાર લાગવાની નથી.

પદ.

અન્ય નહી પ્રભુ ત્રાતા,<br>
તુજ વિના, અન્ય નહીં પ્રભુ ત્રાતા.<br>
વિનય થકી હું વિનતિ કરૂં છું (૨)

વિશ્વ તણા વિભુ ધાતા—તુજ૦
સર્વ ઋષિ મુનિ શુક સનકાદિક (૨)
તુજ મહિમા ગુણ ગાતા—તુજ૦
દીન દયાળ તુજ કરૂણા વિના (૨)
કોણ કરે સુખ શાતા—તુજ૦
આશ્રય એક તમારો ધારૂં (૨)
સુખ દુઃખના પ્રભુ જ્ઞાતા—તુજ૦
સાષ્ટાંગે હું વંદુ વિભુને (૨)
પરમ પદ મંગળ દાતા—તુજ૦

---

## ૧૧૫–જો આપણે પૂર્ણ પ્રેમથી પ્રભુને શરણે જઈએ તો આપણાં પાપ માફ કરવાની પ્રભુ કબુલાત આપે છે.

મહાન દયાળુ પ્રભુએ આપણી ઉપર ખાસ કૃપા કરીને આપણને ખુલ્લી કબુલાત આપેલી છે કે,

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

**अ. १८ श्लो. ६६**

તમે શોક કરોમાં. બધા ધરમો છોડીને તમે માત્ર એક મારેજ શરણે આવો, એટલે હું તમોને બધાં પાપોથી બચાવીશ.

આપણને શોકમાંથી–દુઃખમાંથી છોડાવે, થઈ ગએલાં જુનાં પાપની માફી આપે તથા નવાં પાપ થતાં અટકાવે, અને સર્વે ધરમના બનાવટી પ્રપંચમાંથી છોડાવી પોતાના શરણમાં લેય એ શું પ્રભુની થોડી દયા છે? આ કરતાં વધારે સારૂં માફી-પત્ર બીજુ કેવું હોય? અને આ કરતાં પ્રભુની વધારે દયા બીજી શું હોઈ શકે? પણ એટલી બધી દયા છતાં પણ પ્રભુને તૃપ્તિ થતી નથી તે તો હજુ પણ પોતાની અખંડ દયા વધારતાજ જાય છે તેથી આપણો ઉદ્ધાર કરવા માટે કહે છે કે,

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥

अ. १८. श्लो. ६५.

ભાઇઓ ! પ્રભુ આપણુને કહે છે કે, તમે મને વ્હાલાછો માટે હું તમારી પાસે પ્રતિજ્ઞા લઇને સત્ય કહું છું કે, મારામાં મન રાખો, મારા ભક્ત થાઓ, મારા યજ્ઞો કરો, એટલે કે મારે અર્થે કર્મ કરો અને મને નમસ્કાર કરો, એટલે તમે મનેજ પામશો.

હે ભગવદીજનો ! હે ઉત્તમ વૈષ્ણવો ! હે ભગતો ! પ્રાચીન આર્ય મહાત્માઓના પુત્રો ! તમે વિચાર કરો કે, પ્રભુની આવી સત્ય ને ખુલ્લી પ્રતિજ્ઞા દુનિયાના બીજા કયા ધર્મોમાં છે? આ કરતાં વધારે દયા આપણુને બીજી શું જોઇએ ? પ્રભુમય થઇ જવું-મુક્ત થઇ જવું-પ્રભુને પામી જવું-પ્રભુમાં લય થઇ જવું એ કરતાં વધારે બીજું આપણુને શું જોઇએ ? જીંદગીનો સાર ને ધર્મનું તત્વ તે મોક્ષછે. એ મોક્ષનાં અખંડ સુખ આપવાની પ્રભુ આપણુને કબુલાત આપે છે, એ કરતાં વધારે દયા બીજી શી હોય તે અમે સમજી શકતા નથી. માટે ભાઇઓ ! પાપની માફી મેળવવા સારૂ, જીંદગીની સાર્થકતા કરવા સારૂ, આપણા આત્માના કલ્યાણ સારૂ, આપણા રૂડા ધર્મની ઉન્નતિ સારૂ, મહાન પ્રભુના હુકમો પાળવા સારૂ, અને મોક્ષના અનંત કાળનાં અલૌકિક સુખ ભોગવવા સારૂ શુદ્ધ અંતઃકરણથી ને પૂરા પ્રેમથી દયાના સાગર ત્રિલોકના નાથ પ્રભુને શરણે જાઓ, પ્રભુને શરણે જાઓ.

---

## ૧૧૬—ફળ પાકે ત્યારે પક્ષીઓ તે ઉપર વધારે વધારે ચાંચ મારેછે તેમ જયારે ભગત થશો ત્યારે લોકો હેરાનતો કરશેજ, પણ તેથી કાંઇ ડરી જવાય નહીં.

જેમ આંબા ઉપર વધારે ફળ લાગે તેમ તે ફળના ભારથી વધારે વધારે નમતો જાયછે, તેમજ જે માણસો ભક્તિમાર્ગમાં લાગી જાયછે, પ્રભુના રસ્તામાં આવી જાયછે તેઓને પણ મોટાં ફળ મળેલાં હોય છે અને મોટા લાભ મળવાના હોય છે એટલે તેઓ પણ સૌને સદા નમતાજ રહેછે—સૌની સાથે ભલાઇજ રાખવા ઇચ્છેછે. પોતે ઘસારો ખાઇને—ખોટ ખાઇને પણ સામાને રાજી રાખેછે, પોતે દુઃખ ખમીને પણ પારકાનું ભલું કરેછે, પોતે ભૂખ્યા રહીને પણ પોતાના કરતાં વધારે ભૂખ્યાઓને જમાડેછે, પોતે ભીખ માગીને પણ બીજાઓને મદદ કરેછે, બીજાઓની વગર મફત ગાળો ખાઇને પણ પોતે ધર્મનાં કામો કરેછે, અને જાણે પારકાંના સુખને માટેજ પોતે અવતાર લીધો હોય તેવીજ રીતે પ્રભુ પરાયણ રહીને તેઓ વરતે છે; જેઓ એવી રીતે વરતે તેજ સાચા સંત છે ને તેજ ખરા ભગત છે. જયાં સુધી પોતાના આત્મા જેવો બીજાના આત્માને ન જાણે અને મારૂં તારૂં ન છોડે ત્યાં સુધી ભગત શેના? આવા પ્રભુપ્રેમમાં જામી ગએલા ભગતો કહેછે કે, જે ઝાડમાં ફળ આવે તે ઝાડ ઉપર લોકો પથરા ફેંકયા વિના રહે નહીં, અને જે સારૂં ફળ પાકે તે ઉપર પંખીઓ ચાંચ માર્યા વિના રહે નહી, તેમજ જે પોતાના વિકારો છોડી દઇને ભગત થાય તેને પણ કોઇને કોઇ રીતે લોકો હેરાન કર્યા વિના રહે નહી; કારણ કે, એવો માણસોનો અટકચાળો સ્વભાવ છે, અને એ ભગતોની કસોટી છે. અસલના ભગતોની હકીકત જોઇએ છે તો તેમાં પણ એમજ જણાયછે. કોઇ ભગતને માબાપો નડયાં હતાં, કોઇને બાયડી છોકરાં નડયાં હતાં, કોઇને નાતજાતવાળાએ

હેરાન કર્યા હતા, કોઇને રાજા રજવાડાંએ દુઃખ દીધાં હતાં, કોઇને અજાણ્યા માણસોએ દુઃખ દીધાં હતાં, કોઇને ધર્મ ગુરૂઓએ પીડયા હતા, અને કોઇને દેવોએ દુઃખ દીધાં હતાં. ઇંદ્રએ અપસરાઓ મોકલી મોકલીને રૂષિયોનાં તપ ભંગ કરાવ્યાં હતાં, આવી રીતે ભક્તની પરીક્ષા માટે કાંઇને કાંઇ વિઘ્ન આવ્યા વિના રહેતું નથી.. માટે એવાં જરાકવારના વિઘ્નથી હારી જઇ અમૂલ્ય ભક્તિરૂપી હાથ આવેલો હીરો ખોઈ બેસશોમાં, પણ એમજ સમજજો કે મોટો નફો લેવા માટે થોડું જોખમતો ખેડવુંજ જોઇએ. પ્રભુને અર્થે પ્રભુનાં બાળકોની મૂર્ખાઈભરેલી મસ્તી પણ સહન કરવી જોઇએ અને સર્વ શક્તિમાન મહાન પવિત્ર પિતા પ્રભુને અર્થે સર્વ મનથી ને સર્વ હૃદયથી આપણો આત્મા અર્પણ કરવો જોઇએ, ત્યારે પછે થોડો કામ, ક્રોધ, કે લોભને મૂકી દેવો પડે એમાં શું બીસાત ? અને જો એટલું પણ ન મુકાય તો પછે ભક્ત શેના ? માટે ભાઇઓ ! અનંતકાળનાં મોક્ષધામનાં સુખ મેળવવાને ખાતર લોકોના તાનાટપલા, સગાં વ્હાલાંઓનાં મેણાં ઓઠાં, ભાઇ દોસ્તોનાં વાંકાંચુકાં, ઘરનાં માણસોના બળાપા, નાતિલાઓની ચેષ્ટા, અદેખાઓની અદેખાઇ, નકામા બેસીને પારકી પાટો ભાંગનારાઓનો બડબડાટ, અને તમારી યોગ્યતા કરતાં પણ જે તમોને વધારે માન આપે છે તે નાંનાઓની તાજીમ તવાજો પ્રભુને અર્થે તમે સહન કરો.

પદ.

તમે નામ નારાયણનું રે, લેતાં ડરશોમાં
તમે ડરતાં હોતોરે, ફરીને કોઇ લેશોમાં (ટેક)
સંસારી કહે છે રે, ભગતડા ભૂંડા છે (૨)
તમે ભૂંડા ન જાણજોરે, ભક્તિના મુળ ઉંડા છે—તમે૦
સંસારી કહેછેરે, ભગતડા કાલા છે (૨)
તમે કાલા ન જાણજોરે, પ્રભુને બહુ વહાલા છે—તમે૦
સંસારી કહેછેરે, ભગતડા ઘેલા છે (૨)

તમે ઘેલા ન જાણજોરે પ્રભુને મન પહેલા છે—તમે૦

---

## ૧૧૭—ભકત વિષે.

કમળ જેમ જળમાં રહે પણ તેને જળનો સ્પર્શ થતો નથી તેમ ભગત જગતમાં રહે છે પણ તે સંસારી બાબતોમાં લુબ્ધ થઇ જતો નથી, તેનું મન તો પ્રભુમાંજ લાગેલું રહે છે.

માખણ છાશમાંથી થાય છે, પણ માખણ થઇ ગયા પછે પાછું તે છાશમાં મળી શકતું નથી, તેમ ભગત પણ સંસારી જીવોમાંથીજ થાય છે, પણ ભગત થયા પછે તે પાછા સંસારની ખોટી માયામાં ભળી શકતા નથી.

છોકરૂં જ્યારે નાનું હોય છે ત્યારે ધવરાવનારી દાસીને પોતાની મા સમજે છે, પણ જ્યારે તે મોટું થાય છે અને પોતાની ખરી માને ઓળખે છે ત્યારે ધવરાવનારી આયા ઉપરનો તેનો મોહ ઉતરી જાય છે, તેમ ભગવાનનાં સત્ય સ્વરૂપને ઓળખ્યા પછે ભગત પણ મિથ્યા માયાની પાસે જતા નથી.

ઝાડો પેશાબ કર્યા પછે જેમ માણસો તેને ફરી ફરીથી જોવા ઇચ્છતાં નથી, તેમ જેઓએ એક વખત જગતને છોડી દીધું છે તેવા ત્યાગી સાધુઓ તથા ખરા ભગતો પણ ફરીથી સંસારના મોહમાં પડવા ઈચ્છતા નથી.

જેમ ઝાડનું મૂળ જમીનમાં રહે છે ને ડાળ પાંદડાં ઉંચાં રહે છે તેમ ભક્ત જનોનો વ્યવહાર મનુષ્યોમાં ફેલાએલો હોય છે પણ તેનું મન તો ઈશ્વરમાંજ ચોંટેલું હોય છે.

પક્ષીઓ હમેશાં ઝાડ ઉપરજ રહે છે; જ્યારે તેમને ચારો કરવો હોય ત્યારેજ નીચે આવે છે, તેમજ ભગત જનો પણ ન ચાલે તેવી જરૂરીયાત માટેજ સંસારનો સબંધ રાખે છે, બાકી તેનું મન તો હમેશાં ઈશ્વરમાંજ રમતું રહે છે.

જે છોકરો પોતાના બાપની સાથે મુસાફરી કરતો હોય તેને ટીમણ ભાતાંની ઝાઝી ફીકર રહેતી નથી, કારણ કે તેનો બાપ એ બાબતની તજવીજ રાખે છે, તેમજ જે ભગતો હમેશાં

પ્રભુની સાથે રહે છે એટલે કે પ્રભુને પોતાનાં હ્રદયમાં રાખે છે, તેને પણ ખાવા પીવાની બહુ કાળજી રાખવી પડતી નથી, કારણ કે, પ્રભુ પોતે તેને જરૂરની સર્વ ચીજો પૂરી પાડે છે.

---

## ૧૧૮–ઇશ્વરની કૃપારૂપી જળ ખેંચવા માટે માળા તે રેંટ છે, અને તેના પારા તે ડોલચીઓ છે.

મહાત્માઓ કહે છે કે, આપણી જીંદગી સુધારવા માટે, આપણાં પાપની માફી મેળવવા માટે, આપણા આત્માની ઉન્નતિ કરવા માટે અને શ્રીહરિની હજુરનાં મોક્ષધામનાં સુખ મેળવવા માટે આપણે અનંત બ્રહ્માંડના નાથ, કરૂણાના ભંડાર, દેવાધિદેવ, સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માની કૃપા મેળવવી જોઇએ. પણ તેની સાથે તેઓ એમ પણ કહે છે કે, પ્રભુની કૃપા મેળવવી એ કાંઇ રમતની વાત નથી. ઉપર કહ્યું તે બધું બની જાય એટલી બધી કૃપા કાંઇ લૂટમાં પડી નથી. જો કે ઇશ્વરની સામાન્ય કૃપા વિના તો આપણે એક પળ પણ જીવી શકીએ નહીં. એ કૃપા તો આપણી ઉપર અને સર્વની ઉપર સદા સર્વદા છેજ, પણ ભગવદી જનો તો પ્રભુની ખાસ વિશેષ કૃપાને ઇચ્છે છે. એ વિશેષ કૃપા મેળવવાને માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ; અને પ્રભુની કૃપા મેળવવા માટે જે પ્રયત્ન કરવો તેનુંજ નામ ધર્મ છે.

આપણે જેમ બીજમાંથી ઝાડ કરવા માટે અને એક દાણામાંથી હજારો દાણા કરવા માટે રેંટ મારફત કૂવામાંથી જળ ખેંચીએ છીએ, તેમ ભેદરૂપી કૂવામાં રહેલું પ્રભુની કૃપારૂપી જળ ખેંચવા માટે પણ આપણે પ્રભુનાં નામસ્મર્ણથી માળારૂપી રેંટ ચલાવવો જોઇએ; કારણ કે મહાત્માઓ કહે છે કે, આપણે નહીં જોઇ શકીએ તેવા અદૃશ્ય કૂવામાંથી માળાના રેંટથી ને પારાની ડોલચીઓથી પ્રભુની કૃપારૂપી જળ ખેંચાઈ આવે છે. એ જળથી આપણાં નાનાં કામો અનંત ઘણા ફળવાળાં થઇ જાય છે, અને આપણો જીવ જે બીજ જેવો છે તે પ્રભુની કૃપારૂપી

જળથી ઝાડ જેવો એટલે કે શિવ જેવો—હરિની હજુરમાં રહેનારો થઈ જાય છે. પણ ભાઇઓ ! યાદ રખજો કે, આ બધું પ્રભુકૃપાથી થઇ શકે તેમ છે, અને પ્રભુકૃપારૂપી જળ પ્રભુનાં નામસ્મર્ણરૂપી રેંટથી મેળવી શકાય છે, માટે શુદ્ધભાવથી ને અંતરના ઉમળકાથી જેમ એ રેંટ વધારે ફેરવાય તેમ કરજો; કારણ કે, જેમ વધારે રેંટ ફરશે તેમ વધારે જળ નીકળશે, એટલે કે જેમ પ્રભુનાં પવિત્ર નામનો વધારે જપ થશે તેમ વધારે ભગવત્ કૃપા મેળવી શકાશે. માટે સેહેલાંમાં સેહેલાને સાચામાં સાચાં સાધન મંગળકારી પ્રભુના પવિત્ર નામસ્મર્ણને વિસરશોમાં. જ્યારે બને ત્યારે અને જેટલું બને એટલું પ્રભુ કૃપાનું જળતો માળાના રેંટથી ને પારાની ડોલચીઓથી મેળવ્યાજ કરજો, કારણ કે, એ જળ જેમ વધારે આવશે તેમ વધારે જલદીને અને વધારે સારો પાક ઉતરશે, માટે ઓ હરિજનો ! આપણા આત્માના કલ્યાણ સારૂ મહા મંગળકારી પ્રભુનાં પવિત્ર નામનાં સ્મર્ણથી ભગવત્ કૃપારૂપી જળ ખેંચવામાં પછાત પડશોમાં, પછાત પડશોમાં.

---

## ૧૧૯—ભગવદ્ ધ્યાન ધરવા વિષે.

यज्ञान जपयज्ञोऽस्मि ॥ પ્રભુ કહે છે કે, સર્વ યજ્ઞમાં જપયજ્ઞ તે હું છું.

ઝાડને જેમ પાણીની જરૂર છે, અને શરીરને જેમ ખોરાકની જરૂર છે તેમ જીવને ઇશ્વરધ્યાનની ઘણી જરૂર છે. પાણી વિના જેમ ઝાડ સુકાઇ જાય છે, અને અન્ન વિના જેમ શરીર નબળું પડી જાય છે, તેમ જપ તથા ધ્યાન વિના જીવ પણ ઇશ્વર ભક્તિમાં મોળો પડી જાય છે.

ધ્યાન ધરવું એટલે પ્રભુની સાથે વાતો કરવી અથવા કાંઇ પણ કહેવું. મોટાં માણુસો જેવાં કે રાજાઓ, જડજો, પ્રધાનો વિગેરે કોઇપણ નાના કે હલકાં માણુસો સાથે વાતો કરવા

ચ્હાતાં નથી, પણ ઇશ્વર જે સર્વથી મોટામાં મોટો, રાજાઓ-નો રાજા અને દેવોનો પણ દેવ છે તે તો ધ્યાનને રસ્તે સૌની સાથે વાતો કરવા ચાહે છે.

મોટા માણુસો નાના લોકોને ઘેર જવા ચ્હાતા નથી અને મોટા રાજાઓ ગરીબ ગામડીયાઓની ઝુંપડીમાં બેસતાં શરમાય છે, પણ આપણો પ્રભુતો ધ્યાનને રસ્તે નાના મોટા સહુના અંતરમાં આવવાને સદા સર્વદા તેયાર છે.

જે માણુસ પ્રભુનું ધ્યાન ધરે છે તેને પ્રભુ પોતાનો કરી લેય છે અને પોતે તેના થઇ જાય છે. માટે સર્વે નાના મોટા ભાઈઓ, બાઇઓ, ભણેલાઓ, તથા વગર ભણેલા સર્વજનોએ જપ તથા ધ્યાન કરતાં શીખવું જોઇએ.

ધ્યાન કરવાથી પવિત્ર માણુસની પવિત્રતા જળવાય છે તથા વધતી જાય છે અને પાપીઓનાં પાપ રોજરોજ ઓછાં થતાં જાય છે.

જેમ સૂરજ ઉગવાથી અજવાળું થાય છે તેમ પ્રભુનું ધ્યાન ધરવાથી અંતરનું અજ્ઞાન ઘટતું જાય છે અને સત્ય જ્ઞાનનો ઉદય થાય છે.

જેમ અંધારામાં દીવો કરવાથી ઉંદરો નાશી જાય છે તેમ પ્રભુનું ધ્યાન ધરનાર માણુસના અંતરમાંથી દુર્ગુણો જતા રહે છે.

જેમ નિરોગી માણુસોને બહુ ભૂખ લાગે છે, તેમ પવિત્ર માણુસોને પ્રભુનું ધ્યાન ધરવાની બહુ ઇચ્છા થયા કરે છે.

જેમ નાનાં બાળકોને વારંવાર ધાવવાની ઇચ્છા થયા કરે છે તેમ પવિત્ર માણુસોને પ્રભુનું ધ્યાન તથા જપની ઇચ્છા થયા કરે છે.

જેમ ફુલમાં દોરો રહે છે અને દોરામાં ફુલ રહે છે તેમ પ્રભુનું ધ્યાન ધરતી વખતે આપણો જીવ ઇશ્વરમાં અને ઇશ્વર આપણા જીવમાં જોડાઇ જાય છે.

જેમ નદી સમુદ્રમાં મળ્યા પછી પોતે ગુમ થઇ જાય છે,

તેમ ધ્યાન ધરતી વખતે જીવ ઇશ્વરમાં ઇશ્વરમય થઇ જાય છે.

પ્રભુનું ધ્યાન ધરતી વખતે આપણો જીવ જાણે આનંદના સમુદ્રમાં તરતો હોય તેમ જણાય છે. જે માણસને એકાગ્ર ચિત્તથી ધ્યાન ધરતાં આવડે છે તેને ધ્યાન વખતે જાણે સ્વર્ગનાં વિમાનમાં બેસીને આસમાનમાં ઉડતા હોય એવો આનંદ થાય છે.

---

## ૧૨૦–આપણું અભિમાન છોડવા સારૂ અને દીનતાથી પ્રભુના શરણમાં જવા સારૂ ભગવદ્ ઇચ્છાને આધીન થવાની જરૂર છે.

જે પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે છે તે ગમે તેવા વ્રત નિયમો પાળે, અને ગમે તેવાં ભલાં કામો કરે તોપણ તે ખરો ભગત નથી, કારણ કે, તે પ્રભુની ઇચ્છા પ્રમાણે ચાલતો નથી; અને જે પ્રભુની ઇચ્છા પ્રમાણે ચાલે છે તે કદાચ કાંઇ પણ કરતો ન હોય તોપણ તે ખરો ભગત છે. જે પ્રભુની ઇચ્છાને બાજુએ મૂકીને પોતાની ઇચ્છા પ્રમાણે વરતે છે તે શેઠનો પણ શેઠ થાય છે; તે ધણીનો પણ ધણી થાય છે. એ ભૂલ કાંઇ જેવી તેવી નથી.

ભક્તિનો સિદ્ધાંતજ દીનતા છે. તેથી ખરેખરી દીનતા વિના પ્રભુ પ્રસન્ન થાયજ નહીં. પણ જ્યાં સુધી આપણે આપણા અહંભાવમાં રહીએ, ત્યાં સુધી ખરેખરી દીનતા આવેજ નહીં, માટે અહંભાવ છોડવા સારૂ અને દીનતાથી પ્રભુના શરણમાં જવા સારૂ ભગવદ્ ઇચ્છાને આધીન થવાની જરૂર છે. ભગવદ્ ઇચ્છાને આધીન થવાથી માયા છુટતી જાય છે. શાંતિ આવતી જાય છે. અને ઇશ્વરની નજીક જવાતું જાય છે. માટે હજાર વાતની એક વાત એ છે કે, પ્રભુની ઇચ્છાને આધીન થાઓ, પ્રભુની ઇચ્છાને આધીન થાઓ. ભક્તિનું લક્ષણ પણ એજ છે, અને ભક્તિની મજે પણ એજ છે. માટે એ મજે લુટતાં શીખો, ભાઇઓ ! એ મજે લુટતાં શીખો.

પદ.

મરશે રે માયા ને ગળશે રે કાયા, ટેક જાશે તારો ત્રુટી;
હો રામ કૃષ્ણ ભજી લે, જોબન જાય જરા છુંટી. હો રામ. ૧
સોનાનાં મંદીર તારા મોલ અવાસુ,
જમનાં કિંકર લેશે છુંટી. હો રામ. ૨
કાચનો કુંપો જેમ જળે રે ભરીયો,
સાચવતાંમાં જાશે ફુટી. હો રામ. ૩
બાઇમીરાં કહે જેણે હરિ નવ જાણ્યા,
તેના જીવતડામાં આગ ઉઠી. હો રામ. ૪

---

## ૧૨૧—આગળ કે પાછળ જવું એ ઘોડાના હાથમાં નથી પણ ચલાવનારના હાથમાં છે, તેમ આપણે પણ આપણા ચલાવનાર મહાન પ્રભુની ઇચ્છાને આધીન થવું જોઇએ.

ઘોડાને હાંકવાવાળો જેમ ઘોડાને ચલાવે તેમ ઘોડા ચાલે છે. શક્તિ હોય ત્યાં સુધી ચાલવું એ ઘોડાનું કામ છે, પણ કઈ તરફ ચાલવું, કયે રસ્તે ચાલવું, અને કેવી ચાલે ચાલવું એ ઘોડાના અખ્તીયારની વાત નથી, એ તો હાંકનારના હાથમાંછે; તેમજ આપણી તો એજ ફરજ છે કે, જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું. હરખ શોકને આધીન ન થતાં પ્રભુ ઇચ્છા ઉપર આધાર રાખી જે સદાય શાંતિથી રહેવું એજ ધર્મ છે, એનુંજ નામ પુરૂષાર્થ છે અને એનુંજ નામ જીંદગીની સફળતા છે. પ્રભુ ઇચ્છાને આધીન થવું એજ જીંદગીનો હેતુ છે અને એજ જીંદગીનું ફળ છે. એથીજ જીંદગી મીઠી થાય છે અને એથીજ પ્રભુ રાજી થાય છે. માટે ચાહ્ય તો દુઃખ આવી પડે, ગમે તો ગરીબી આવી પડે, ગમે તો મંદવાડ આવો પડે, ગમે તો અપમાન આવી પડે અને ગમે તો મોત આવી પડે તોપણ દિલગીર થાઓમાં, નિરાશ થાઓમાં, અને કદી રાજ આવી

પડે તોપણ કુલાઈ જાઓમાં, પણ સુખ દુઃખને વાદળની છાંયા જેવાં સમજી—આપણાંજ સારાં માઠાં કર્મોનાં ફળ સમજી—આપણાં કલ્યાણને માટેજ તે આવેલાં છે એમ સમજી, પ્રભુની ઇચ્છાને આધીન થતાં શીખો.

---

## ૧૨૨—ઇશ્વર એવો મહાન દયાળુ છે કે તેની પાસે માગનાર કોઇ પણ ખાલી હાથે પાછો જતો નથી.

યાદ રાખજો, બરોબર રીતે યાદ રાખજો કે, પ્રભુ પાસે કરેલી આપણી અરજો કદી પણ વ્યર્થ જતી નથી. સર્વવ્યાપક પ્રભુ સૌની અરજો તુરતજ સાંભળેછે. સાંભળવા પેહેલાં પણ તે સર્વજ્ઞ આપણી સર્વ ગરજો સમજેછે. અને આપણે પ્રાર્થના કરીએ ત્યારે તે દયાળુ પ્રભુ આપણી પ્રાર્થના કદી પણ ખાલી જવા દેતો નથી. આપણી યોગ્યતા પ્રમાણે અને આપણા અંતરના પ્રભુપ્રેમ પ્રમાણે પ્રભુ તુરતજ આપણને આપેછે, પણ આપણે આપણા સ્વાર્થમાં ને અજ્ઞાનમાં ફસાએલા હોવાથી પ્રભુએ આપેલાં ઈનામની કીંમત આપણે સમજી શકતા નથી.

આપણને લાગેછે કે, અમે ઘણી વખત અરજ કરી પણ અમને ધન મળતું નથી, અમે ઘણી વખત દર્શન કર્યાં પણ અમોને છોકરાં થતાં નથી, અમે ઘણી જાતના પાઠ કર્યા, પણ અમારો પગાર વધતો નથી, અમે ઘણીએ માનતા કરી પણ અમારા ઘરમાંથી મંદવાડ જતો નથી, અને અમે બહુ બહુ પ્રાર્થના કરીએ છીએ પણ અમારાં દુઃખો કાંઇ ઓછાં થતાં નથી. તેથી આપણને એમ લાગે છે કે પ્રભુ આપણી અરજ સાંભળતો નથી, પણ ભાઇઓ! એમ નથી, એમાં તો મોટો ભેદ છે, ને એમાંતો પ્રભુની ખાસ દયા છે.

ફરીથી યાદ રાખજો કે, પ્રભુ પાસે કરેલી આપણી કોઇ પણ પ્રાર્થનાઓ ફોગટ જતી નથી એ સત્ય વાત છે, અને તેમ છતાં પણ આપણને એમ લાગે છે કે અમારી માગણીઓ સફળ થતી નથી. આપણને એમ લાગવાનું કારણ એ છે કે, આ-

પણે પ્રભુની મહાન દયાને સમજી શકતા નથી, પણ તેનો ભેદ એ છે કે, પ્રભુ પોતે જેવો મહાન છે ને જેવો અખંડ આનંદ સ્વરૂપ છે તેવોજ તે અતિશય દયાળુ છે, એટલે તે આપણી નાની નાની પ્રાર્થનાઓ કરતાં પણ આપણને ઘણું વધારે આપવા ચાહે છે, તેથી તે આપણી નજીવી માગણીઓ કબુલ નહીં રાખતાં પ્રથમ આપણને અલૌકિક વસ્તુઓ આપે છે; જેમકે, સત્સંગમાં પ્રીતિ, હરિજન સાથે હેત, અગાઉનાં પાપની માફી, ભજન ઉપર ભાવ, ભગવદ્ આવેશ, મનનું મોટાપણું, રાગદ્વેશનું ઓછાપણું, ભગવદ્ આશરાનું બળ, અને માનસિક આનંદ વિગેરે અલૌકિક વસ્તુઓ તે દયાળુ આપણને પ્રથમ આપે છે; એનું કારણ એ છે કે, પ્રભુ આપણને પ્રથમ ભગત બનાવવા ચાહે છે; અને આપણે ભગત થઇએ તે પછે તે રિદ્ધિ-સિદ્ધિ આપે છે. ભગત થયા પહેલાં ને ઉપલા રૂડા ગુણો આવ્યા પહેલાં જો તુરતજ આપણી માગણી પ્રમાણે પ્રભુ ધન, છોકરાં વિગેરે આપણને આપી દેય તો આપણે ઉલટા બગડી જઇએ, અને પ્રભુથી વિમુખ થઇ જઇએ; એટલુંજ નહીં પણ આપણામાં રૂડા ગુણ આવ્યા વિના જો આપણને આપણા મન માનતું આપી દેય તો આપણે તે જીરવી શકીએ નહીં, તેથી આપણાથી અધર્મ થઇ જાય. અને એ પાપથી અંતે આપણને નરકમાં જવું પડે: એમ ન થાય માટે પ્રભુ પ્રથમ આપણને ઉમદા સદ્ગુણો આપી ભગત બનાવે છે, અને આપણામાં યોગ્યતા આવ્યા પછે તે આપણને જરૂરની ચીજો માગ્યા વિના પણ પૂરી પાડે છે. આ ઉપરથી સર્વશક્તિમાન વિશ્વંભરનાથ મહાન પ્રભુની અનંત દયા સમજવાની છે કે, તે આપણા કલ્યાણની વસ્તુઓ પ્રથમ આપે છે, અને આપણને મોહમાં નાંખનારાં તકલાદી રમકડાંઓ, આપણો મોહ છુટયા પછેજ આપે છે; એટલે આપણે દુઃખથી ને નરકથી છુટી શકીએ છીએ. માટે આપણી અરજો પ્રમાણે એજ વખતે ન મળે તેથી એમ ન સમજવું કે, આપણી પ્રાર્થનાઓ ફોગટ ગઇ છે, પણ એમ

જ સમજવું કે, ખરા ભાવથી ઉચ્ચારેલું પ્રભુનું એક પણ નામ ફળ આપ્યા વિના રહેતું નથી; એટલુંજ નહીં પણ ઉલટું આપણા માગ્યા કરતાં પણ ઘણું વધારે મળે છે; કારણ કે, પ્રભુ સર્વ શક્તિમાન છે, અને દયાળુ છે, એટલે આપણી નજીવી માગણી સામે નહીં જોતાં પોતાની અખંડ મ્હોટાઇ સામું જોઇને તે આપણને આપણી નાની પ્રાર્થનાઓનું પણ મોટું ઇનામ આપે છે, માટે હમેશાં ચોખ્ખા દિલથી પ્રાર્થના કર્યા કરો.

---

## ૧૨૩–લોભીયાઓ એવા નીચ હોય છે કે તેઓ કદી પણ કોઇને કામમાં આવતા નથી.

એક લોભી માણસ હતો તેની પાસે તેના બાપનું આપેલું ઘણુંએ જરીયાન હતું, પણ તે કદી પણ કોઇને વાપરવા આપતો નહોતો.

એક વખતે તે લોભીયાના દોસ્તનાં લગ્ન હતાં ત્યારે તેણે તે લોભીયાને કહ્યું કે, તાહરી વીંટી મને પેહેરવા આપ; એ વીંટીને જોઇને હું તને યાદ કરીશ: લગ્ન પછે પાછી આપી દઇશ. ત્યારે તે લોભીયાએ કહ્યું કે, જેમ વીંટી આપવા માટેજ મને યાદ કરે તેમ વીંટી ન આપવા માટેજ મને યાદ કરજેની. જેમ આંગળીએ વીંટી જોઇને તું મને યાદ કરે તેમ વીંટી ન જોવાથી પણ મને યાદ કરી શકીશ.

લોભીયાઓ આવા નફ્ટો હોય છે, તેઓ પોતે પોતાનું સુખ પણ જોતા નથી ત્યારે બીજાઓને તો કયાંથીજ મદદ કરે ? તેઓતો માત્ર જેમ કરોળીયાઓ પોતાનાં કાળજાં કોરી કોરીને જાળ બાંધે છે તેમ પોતાનાં કાળજાં તોડી તોડીને ધન માટે મેહેનત કરે છે, અને પછે જેમ કરોળીયાની જાળ કોઇ જીવડાંઓ રમત કરતે કરતે તોડી નાંખે છે તેમ લોભીયાઓનું ભેળું કરેલું ધન પણ કોઇ ધુતારાઓ ખાઇ જાય છે; કારણ કે, ધનની ત્રણ ગતિ છે, દાન, ભોગ, ને નાશ. જે લોભીયાઓ દેતા

પણ નથી કે ભોગવતા પણ નથી તેના ધનનો કુદરતી તેજ રીતેજ નાશ થાય છે. માટે પોતાનાં ધનનો નાશ થાય તે જોયા કરવું પણ ધરમ દાન કરવું નહીં કે ભોગવવું નહીં એ કરતાં વધારે નીચતા બીજી કઈ?

ભાઈઓ! એવી નીચતામાં ન રહી જવાય એ તમારા પવિત્ર આત્માને ખાતર અને મહાન પ્રભુને ખાતર સંભાળજો.

---

## ૧૨૪–જેમ છોકરાંઓ પતંગીયાં પકડવા માટે મેહેનત કરે છે તેમ લોભીયાઓ ધન માટે મેહેનત કરે છે.

નાનાં છોકરાંઓ પતંગીયાં પકડવાને માટે કેટલી બધી મેહેનત કરે છે એ તમે જોયું છે? તેઓ પતંગીયાંની પાછળ વારંવાર અહીંથી તહીં દોડા દોડી કરે છે, ઝાડ ઉપર ચ્હડે છે, ઉંચેથી કુદકા મારે છે, અંદર અંદર એક બીજા લડી પડે છે, ઝાડીમાં ભરાય છે, છુપી બેસે છે, પોતાનાં કપડાં ખરાબ કરે છે, થાકી જાય છે, અને વખતે કયાંઇ માર ખાઈ બેસે છે એ તમને ખબર છે કે? એ બધું શા માટે? તો કહે કે પતંગીયાંને પકડવા માટે! અરે આ મૂર્ખાઇ તો જુઓ! પતંગીયાંને પકડવા માટે કેટલી બધી મેહેનત? ને કેટલી બધી હેરાનગતી! અને તેનું પરીણામ? પરીણામ એજ કે પતંગીયું પકડવું. શા માટે? તો કે જોવા માટે? કાંઇ કામમાં આવશે? તો કે ના. એતો જોઇને જરાકવાર પછે મૂકી દેવું, તે સારૂ એટલી બધી હેરાનગતી! એ મૂર્ખાઇ નહીં તો બીજુ શું?

જેમ છોકરાંઓ પતંગીયાંને પકડવા સારૂ વગર મફતના હેરાન થાય છે, તેમ લોભીયાઓ ધન સારૂ હેરાન થાય છે. ધન સારૂ કરીને તેઓ સુખે ખાતા નથી, ધન સારૂ કરીને તેઓ સુખે સારાં કપડાં પહેરતા નથી, ધન સારૂ કરીને તેઓ નીરાંતે સુતા નથી, ધન સારૂ કરીને તેઓ ઘણા લોકોના દુશ્મન થાય

છે, અને ધન સારૂ કરીને તેઓ રખડી મરે છે; પણ જેમ પતંગીયાંઓ છોકરાંઓને આંખે જોવા શિવાય બીજા કાંઇ કામમાં આવતાં નથી તેમ લોભીયાઓને તેઓનું ધન પણ આંખે જોવા શિવાય કાંઇ કામ આવતું નથી; અને તોપણ ભોગવવા સારૂ નહીં પણ માત્ર જોવા સારૂજ–ભેળું કરવા સારૂજ લોભીયાઓ ધન ધન કરતાં મરે છે. એ કરતાં વધારે મૂર્ખાઇ બીજી શું ? પ્રભુને અર્થે જે ન ખર્ચાય તે ધન શું કામનું ?

---

## ૧૨૫–અનાજના છોડને બચાવવા માટે ખેતરમાંથી ઘાસ નીંદવું એ કાંઇ ખોટું નથી, તેમજ પ્રભુને ઓળખવા સારૂ કામ ક્રોધ વિગેરેને ખરાબ કહેવાં એનું નામ કાંઇ નિંદા નથી.

સૌ શાસ્ત્રો કહે છે કે, નિંદા કરવી એ બહુ ખરાબ છે; આપણે પણ એ વાત કબુલ કરીએ છીએ અને તોપણ નિંદાના પાપમાંથી બચી શક્તા નથી. નિંદા ખરાબ છે, અને નિંદાની ખરાબીમાંથી આપણે બચી શક્તા નથી એ તદન ખરી વાત છે; અને તેમ છતાં પણ નિંદાનું ખરૂં રૂપ આપણે બરોબર ચોખ્ખી રીતે સમજી શક્તા નથી, તેથી ઘણા લોકો નિંદાની બીહીકે કેહેવા જેવી વાત પણ કેહેતા નથીઃ તથા કેટલાક લોકો પોતાના મત વિરૂદ્ધની દરેક બાબતને નિંદાજ માની લેય છે, આવું ન થાય એ પણ આપણે સંભાળવું જોઇએ. કોઈની પણ કદી પણ નિંદા નજ કરવી એ બહુજ ઉત્તમ વાત છે, પણ આપણાથી કોઇની નિંદા થઇ જશે તો ! એમ વિચારીને જરૂરની સાચી વાતો પણ ન કહેવી એ ભૂલ નિંદાની બીજી બેહન જેવી છે; એટલુંજ નહીં પણ સાચી ટીકાઓને પણ નિંદા માની આપણા મત વિરૂદ્ધની બીજી બાજુ ન જોવી એ પણ એક મોટી ભૂલ છે. કારણ કે, આપણા મત વિરૂદ્ધની દરેક બાબતને જો નિંદાજ માની બેસીએ તો પછી સત્ય કેવી રીતે મેળવી શકી-

એ ? નિંદાની એવી સાંકડી હદ બાંધવી ન જોઇએ, પણ જે બુદ્ધિથી, શાસ્ત્રથી અને અનુભવથી ઉલટું લાગે તે ઉપર દ્વેષ ભાવથી નહીં પણ સત્ય જાણવાને ખાતર ખુલ્લી રીતે મર્યાદામાં રહીને ટીકા કરવી જોઇએ, એવી ટીકાનું નામ કાંઇ નિંદા નથી; અને ખોટાંને પણ ખોટું ન કહેવું એમાંજ કાંઇ ડહાપણ નથી, પણ જેમ અનાજના છોડને પુષ્ટિ આપવા માટે તેની આજુ બાજુનાં નકામાં જંગલી ઘાસને ઉખેડી નાંખીએ છીએ તેમજ ધર્મને ખાતર—આત્માનાં કલ્યાણના ખાતર અને સર્વ શક્તિમાન પરમકૃપાળુ મહાન પ્રભુને ખાતર જે વસ્તુઓ શાસ્ત્રની અને બુદ્ધિની વિરૂદ્ધ છે તેની સામે થવું એનું નામ કાંઇ નિંદા નથી પણ એતો ખુબી છે. એથી આપણા ધર્મનાં સત્યો મજબુત થાય છે, તેથી આપણી દ્રઢતા તથા શ્રદ્ધા વધે છે, અને એવી ચર્ચાથી આપણા ધર્મની વિરૂદ્ધ ટીકા કરનારાઓને જવાબ દેવાનું આપણામાં બળ આવે છે. માટે ભાઇઓ ! કોઇની પણ ખોટી નિંદા ન થઇ જાય અને સાચી વાત કહેવામાં પણ નિંદાના ભયથી ન અટકી પડીએ એ સંભાળજો.

---

## ૧૨૬—જમાનાના ફેરફારને લીધે તથા આપણી થોડી બુદ્ધિને લીધે શાસ્ત્રની ઘણી વાતો હાલમાં આપણને સમજાતી નથી, પણ તેથી કાંઇ તેને એકદમ ખોટી માનવી જોઇએ નહીં.

અસલના વખતમાં જ્યારે રેલવે ને તાર નહોતાં ત્યારે જરૂરનાં કામ માટે સાંઢણીને દોડાવતા હતા. એવો એક સાંઢસ્વાર ઝપાટા બંધ જતો હતો એટલામાં રસ્તામાં બીજા કોઇ ગામમાંથી તેના પગે કૂતરૂં કરડ્યું, તેથી તે એ ગામમાં રોકાઇ ગયો. અને પોતાના શેઠ ઉપર કાગળ લખ્યો કે, હું તમારે કામે ઝપાટા બંધ જતો હતો એટલામાં આ ગામમાંથી હું સાંઢીયા ઉપર બેઠો હતો ત્યાંજ સાંઢીયો ચાલતે ચાલતે મારા પગે કૂ-

તરૂં કરડયું, તેથી બહુ વેદનાને લીધે મને અહીં રોકાત થઇ છે, માટે હું બે ચાર દિવસ મોડો આવું તો કાંઇ ફીકર કરશોમાં.

આ કાગળ વાંચીને તે શેઠ વિચારમાં પડયો કે આ શું ? સાંઢીયા ઉપર બેઠો હોય ને સાંઢીયો ચાલ્યો જતો હોય ત્યાં વળી કૂતરૂં કેવી રીતે કરડે ? એ સાંભળીને તે શેઠ પાસે હાજી હા કરનાર, પેલા સ્વારની અદેખાઇ કરનાર માણસે કહ્યું કે, શેઠ, એ ગામમાં સાંઢીયા કરતાં કૂતરાં મોટાં થતાં હશે ? નહીં તો સાંઢીયા ઉપર બેઠેલાં માણસને કૂતરૂં કેમ કરડી શકે ? આપણા હાલના જુવાનીયાઓને ધર્મની બાબતમાં જેમ પરદેશીઓ બેહેકાવે છે તેમ એ માણસ તે શેઠને બેંહેકાવવા માટે કહેવા લાગ્યો કે, જોયું શેઠ ? તમારાં માણસો આવા છે. તે જાણે કે માર તોપ ! કોણ પુછે છે ? એ લોકો એમ સમજે છે કે, શેઠમાં અક્કલ કયાં છે ? એને તો જેમ રમાડશું એમ રમશે, જો એવું એના મનમાં ન હોય તો આવું ગાંડું ગાંડું કાંઇ લખે ? બાળક છોકરૂં પણ સમજે કે, સાંઢીયા ઉપર કાંઇ કૂતરૂં કરડી શકે નહીં. શેઠ, મને તો લાગે છે કે, એ માણસે તમારી મશ્કરી કરી છે. સાંઢીયો બેઠો હોય તો કદી કૂતરૂં કરડે એ બનવા જોગ છે, પણ કાંઇ ચાલતે સાંઢીએ કૂતરૂં કરડી શકે? એતો ચોખી બનાવટછે.

આ સાંભળીને તે શેઠને પણ લાગ્યું કે, વાત ખરી છે. ચાલતે સાંઢીએ કાંઈ કૂતરૂં કરડી શકે નહીં, તેથી તે એ સાંઢસ્વાર ઉપર બહુ ગુસ્સે થયો અને મુનીમને કહી દીધું કે તેને રજા આપો. આવી રીતે જરૂરી કામને વખતે મારી મશ્કરી કરે એ માણસો શું કામના ?

મુનીમે કહ્યું કે, સાહેબ, એ મશ્કરી કરે એવો માણસ નથી એતો આપણો જુનો નોકર છે. એના વિશ્વાશે તો આપણી પેઢીનું ઘણું કામ ચાલે છે. એ કાંઈ ખોટું લખે એવો લો નથી; કોઇ બીજાના હાથનો લખેલો કાગળ હોય ને લખાણમાં કાંઇ ભૂલ થઇ હોય તો કહેવાય નહી.

શેઠે કહ્યું કે, અરે તમે પણ શું જુનો નોકર જુનો નોકર કરીને ખોટું ઉપરાણું કરો છો; આ કાગળ એના હાથનો નહીં તો બીજા કોનો છે? ચાલતે સાંઢીએ કૂતરૂં કરડી જાય એ વાત શું તમે માની શકો છો?

મુનીમે કહ્યું, એ વાત તો હું માની શકતો નથી પણ મને લાગે છે કે એમાં કાંઇ ભેદ હશે? પૂરો ખુલાસો જાણ્યા વિના કાંઇ કહી શકાય નહીં.

શેઠે કહ્યું, હવે મને કાંઇ ખુલાસો નથી જોતો, આવાં હંબગનો વળી ખુલાસો શું? આવી ચોખી વાતમાં પણ શંકા રાખવી? એ આપણાથી નહીં બને. તમે એને લખી વાળો કે, આજથી તારો પગાર બંધ છે.

બીજે દિવસે તે શેઠ પાસે પેલાં ગામથી એક માણસ આવ્યો, તેણે ખબર આપ્યા કે, તમારો સ્વાર ઝપાટાબંધ જતો હતો પણ રસ્તો ગામની વચ્ચે હોવાથી ગામમાંથી તેને નીકળવું પડયું. ત્યાં રસ્તામાંથી ગીડદી હોવાથી સાંઢીયાની ચાલ ધીમી કરી, ને સાંઢીયાને રસ્તાની એક બાજુ ઉપર કર્યો. એ બાજુ ઉપર દરબારી કિલ્લો હતો, તે કિલ્લા ઉપરથી જમાદારની કાળી કૂતરી ચાલતા સાંઢીયાએ તેના પગે કરડી. એ કૂતરી બહુ કરડકણી છે, પણ જમાદારની કુતરી એટલે કોઇ બોલી શકે નહીં.

આ ખરો ખુલાસો મળવાથી કાલે જે વાત ખોટી લાગતી હતી તે આજે સાચી થઇ પડી. એથી તે શેઠ પોતાના મનમાં ભોંઠો પડી ગયો, અને પૂરી તપાસ વિના કાલે જે નોકરને રજા આપવાનું લખ્યું હતું તેજ નોકરની ખૂબ સરભરા કરવા માટે આજે પાછું લખવું પડયું.

ભાઇઓ! આવી સાધારણ વાતો સમજવામાં પણ આવી રીતે ગટબડ થઇ જાય છે, ત્યારે શાસ્ત્રની ઉંડી વાતોમાં ને દિવ્યચક્ષુથી જણાય તેવી અલૌકિક બાબતમાં આપણા જેવા અજ્ઞાનીઓથી કાંઈ સમજફેર થાય તેમાં અજબ જેવું શું છે?

માટે એવા સમજફેરથી શાસ્ત્રોને ખોટાં માની લેવાની ઉતાવળ કરશો માં, પણ એમ વિચારજો કે, પોતાના શેઠથી ડરનાર સાધારણ નોકર પણ ખોટું લખી શકતો નથી, ત્યારે મહાકાળના પણ કાળ અને ભયના પણ ભય સર્વ શક્તિમાન અખંડ આનંદરૂપ પરમાત્માનો ભય જેના હૃદયમાં દર પળે છે તે દૈવીચક્ષુવાળા ત્રિકાળ જ્ઞાની મ્હાયોગી વ્યાસ ભગવાન ચાહીને જુઠું શું કરવા લખે ? માટે આપણાં શાસ્ત્રોમાં જયાં જયાં શંકા પડે ત્યાં ત્યાં ખૂબ વિચાર કરજો; કોઇ પંડિત મહાત્માની સલાહ લેજો અને કોઈ પણ બાબતને ખોટી માની જીંદગી બગાડતાં પહેલાં મહાન પ્રભુને અર્થે તમારા આત્માના કલ્યાણ સામું જોજો.

---

## ૧૨૭–પ્રભુ પોતેજ આપણા ગુરૂ છે, અને પ્રભુએ પોતેજ આપણને આપણા કલ્યાણ માટે આપણા ધર્મનાં પવિત્ર શાસ્ત્રો આપેલાં છે.

આ જગત અને તેની અંદરની આપણા સુખની સર્વ ચીજો સર્વ શક્તિમાન પ્રભુએ બનાવેલી છે, એટલુંજ નહીં પણ એ બધું કેમ વાપરવું અને તેમાંથી શું સાર લેવો તે સમજાવવા માટે તેણે આપણને ધર્મશાસ્ત્ર આપેલાં છે. એ શાસ્ત્રોમાં આપણે શું કરવું અને શું ન કરવું તેના કાયદા બાંધેલાં છે. એ કાયદાઓ સમજી તે પ્રમાણે વરતવાથી આ ચાલુ જીંદગીમાં આપણે સુખી થઇ શકીએ છીએ, અને ભવિષ્યની જીંદગીમાં અખંડ શાંતિ મળે છે. આવો મોટો વારસો અપાવનારાં આપણા વેદ શાસ્ત્રો ખુદ પ્રભુ તરફથી આપણી ઉપરની તેની અનંત દયાથી બનેલાં છે. જો પ્રભુએ પોતે આપણા ગુરૂ બનીને એવું ચોખ્ખું ઉત્તમ જ્ઞાન ન આપ્યું હોત તો આ બધી દુનિયાં આપણી નજર આગળ છતાં પણ આપણે કેટલા બધા દુઃખી હોત ! એ ખ્યાલ તો કરો ? આફ્રીકાના નાગા જંગલીઓ અને આપણી વચ્ચે સરખામણી તો કરો ? આપણા અમૂલ્ય શાસ્ત્રના

જ્ઞાનથી આપણે આ દુનિયામાં કેટલા બધા ઉપયોગી થઇ શકીએ છીએ, કેટલું બધું માન મેળવી શકીએ છીએ, અને કેટલો બધો માનસિક દિલાસો તથા અંતરની શાંતિ મેળવી શકીએ છીએ એ વિચારો તો ખરા ? જો પ્રભુનાં આપેલાં શાસ્ત્રોનો આધાર આપણી પાસે ન હોય તો આપણા શું હાલ થાય એ ખ્યાલ તો કરી જુઓ ? આપણા ધર્મશાસ્ત્રોએ આપણી ઉપર પ્રભુની ખુલ્લી કૃપા છે. એ કૃપાનો જેમ બને તેમ વધારે લાભ લેવાય એમ કરો, એટલે કે શાસ્ત્રનો અભ્યાસ કરો, કારણ કે, એમાંથીજ પ્રભુનું તત્વ સમજાશે, ને એ તત્વ સમજાયાથી મોક્ષ મેળવી શકાશે. માટે ભાઇઓ ! પ્રભુની દયાનો લાભ લો, પ્રભુની દયાનો લાભ લો.

પ્રભુએ આપણી ઉપર દયા કરીને શાસ્ત્રો આપ્યાં એટલુંજ નહીં, પણ તેણે કૃપા કરીને આપણને રૂડા ધર્મમાં જન્મ આપ્યો. જો આપણો જન્મ કોઇ ખરાબ ધર્મમાં થયો હોત તો આપણે કેટલા બધા મલિન રહેત ? કેટલા બધા નિર્દય થાત ? અને કેટલા બધા પ્રભુથી વિમુખ થાત ? એ વિચારો તો ખરા! એવામાંથી બચાવી તેણે આપણને આપણા રૂડા ધર્મમાં મૂક્યા એટલુંજ નહીં પણ ઉત્તમ આચરણવાળા ઘણાએ સાધુ તથા વિદ્વાન બ્રાહ્મણોનો સત્સંગ આપ્યો છે. તેઓ આપણને થોડામાં ઘણું જ્ઞાન આપે છે. આ બધી તજવીજ પ્રભુએ આપણે માટે આપણી ઉપરની તેની અખૂટ દયાને લીધેજ કરેલી છે, એમાં આપણો કાંઇ પણ હક નથી.

જેમ જેમ વિચારીએ તેમ તેમ પ્રભુની દયા અધિક અધિકજ થતી જાય છે; ભલાં મા બાપને પેટે તેણે જન્મ આપ્યો એ પણ તેનીજ કૃપા છે. પોતાનાં છોકરાંઓને ગુલામ તરીકે વેંહેચી નાંખે એવાં પણ દુનિયામાં માણસો છે,એવાને પેટે આપણો જન્મ થયો હોત તો આપણા શું હાલ થાત ? એ વિચારો તો ખરા ! આપણા માબાપે આપણા સુખ સારૂ કેટલું બધું કષ્ટ વેઠયું છે એ તમે કયાં નથી જાણતા ? એ કોની પ્રેર-

શાથી ? દયાળુ ઇશ્વરની પ્રેરણાથીજ. ઇશ્વરની પ્રેરણા વિના તેઓ કાંઇ પણ કરી શકે નહીં, માટે ઇશ્વરની દયા સમજી દર પળે તેનો ઉપકાર માનતાં શીખો.

---

## ૧૨૮—આપણી ઉપર પ્રભુની દયા છે તેથીજ બીજા લોકો આપણી ઉપર હેત પ્રીત રાખે છે.

આપણા મા બાપો આપણી ઉપર પ્રેમ રાખે છે, અને આપણે માટે ઘણું દુઃખ સહન કરે છે. આપણાં છોકરાંઓ આપણી ઉપર હેત રાખે છે, અને આપણે તેઓને માટે અનેક અડચણો ભોગવીએ છીએ. આપણા મિત્રો આપણી ચાહના રાખે છે, આપણા શેઠો આપણી ઉપર મેહેરબાની રાખે છે, આપણા નોકરો આપણી તરફ માનથી વર્તે છે, અને આજુબાજુના પાડોશીઓ આપણી સાથે ભલાઇથી વરતે છે તેથી આપણાં દુનિયાંદારીનાં કામો સેહેલાઇથી ઉકલી જાય છે. એ બધું શાથી ? આપણને એવી રીતની સગવડતા થઇ જવાનું કારણ એજ કે, ઇશ્વરે આપણી ઉપર દયા કરીને તેઓના હૃદયમાં આપણે માટે પ્રેમ ભરેલો છે, તેથી એમ થાય છે. જો ઇશ્વર તેઓના હૃદયમાંથી પોતાનો પ્રેમ ખેંચી લેય તો તેઓ બધા આપણા હમણાંજ દુશ્મન થઇ જાય, પ્રભુના પ્રેમને લીધેજ તેઓ સૌ આપણી ઉપર પ્રેમ રાખી શકે છે, એટલે આપણા વખાણ થાય અથવા આપણને લોકો તરફથી માન પાન મળે તેમાં કાંઇ આપણી ખુબી સમજવાની નથી, પણ એ દયાળુ પ્રભુનીજ બલિહારી છે; કારણ કે, પ્રભુ પ્રેમમાંથીજ બધા પ્રેમ નીકળે છે અને પ્રભુ પ્રેમમાંજ બધા પ્રેમ સમાઇ જાય છે. માટે આપણા સગાંઓ તથા દોસ્તોનો સાચો સ્નેહ મેળવવા માટે જેમ બને તેમ પ્રભુ પ્રમ વધારો, પ્રભુ પ્રેમ વધારો; કારણ કે, ભગવદ્ આવેશ એજ બધા સ્નેહનું મૂળ છે.

---

## ૧૨૯—પવિત્ર સ્ત્રીઓ કામમાં આંધળા થએલા માણસોને કેમ બચાવી લેય છે તેનો દાખલો.

કોઈ એક ખુબસુરત ભલી બાઈ ઉપર એક માણસનું ધ્યાન ખેંચાયું, તેથી એ માણસ તે બાઇને સમજાવવાની તજવીજ કરવા લાગ્યો. એ બાઇએ વિચાર કીધો કે, આ માણસ છે ભલો, પણ અત્યારે બીચારો મોહમાં ફસાઇ ગયો છે, માટે જો કોઈ યુક્તિથી તેને સમજાવ્યો હોય તો તે વ્યભિચારનાં મહાપાપમાંથી બચી શકે તેમ છે. એમ ધારીને તે બાઇએ એ માણસને કહ્યું કે, તમે જો મારૂં થોડું કામ કરી આપો તો પછે ધીરે ધીરે સૌ સારાંવાનાં થશે. એ સાંભળીને તે રૂપમાં મોહવાઇ ગએલા માણસે કહ્યું કે, તમે જે કહો તે કરવાને હું તૈયાર છું. તે બાઇએ કહ્યું કે, મારી એક સગી બીમાર છે તેની તમે સારવાર કરો. તેણે એ કામ કબુલ કર્યું અને તે બીમાર બાઇની પાસે રાત દિવસ રહેવા લાગ્યો.

એ સુખી માણસ હતો, તેણે ઝાઝાં સુખ દુઃખ જોયાં નહોતાં. પોતાની મૂર્ખાઇથી માણસો રોગમાં કેમ ફસાઇ જાય છે અને તેથી કેવાં હેરાન થાય છે એ અનુભવ તેને એ બાઇની સારવાર કરતી વખતે થયો. એ પછે ચાર દિવસમાં એ બાઇ ગુજરી ગઇ. તે માણસ તેને બાળવા ગયો, ત્યાં તેને સ્વાભાવિક રીતે સ્મશાન વૈરાગ થયો તેથી તેના મનમાં વિચાર આવવા લાગ્યા કે, હાય હાય! માણસની જીંદગી આવીજ કે! મરી જતાં કાંઈ વારજ નહીં! કેવી ખુબસુરત બાઇ હતી, અને તેમ છતાં મરતી વખત દુઃખથી તેનો ચેહેરો કેવો ખરાબ થઈ ગયો હતો! તેનું મડાં મોં હજી પણ મારી નજર આગળ તર્યા કરે છે. શું બીચારીની ઉમેદો! પ્રભુ! પ્રભુ! આવીજ રીતે ખાલી હાથે ઓચીંતુ ચાલ્યું જવું છે ને તોપણ હજી જીવ જખ મારર્યા કરે છે. મારે તે કેટલાક ભવ જીવવું છે કે હું મફતનાં પાપ કરૂં છું. અંતે રસ્તો તો આજ છે, એમ વિચાર કરતો તે ઘેરે આવ્યો. ને બીજે દિવસે જે બાઇ ઉપર પોતે વિકાર ભાવથી

ખેંચાયો હતો તેને મળ્યો. એ વખતે તેને ગઇ કાલના સ્મશાન વૈરાગના વિચારો આવ્યા, પણ વળી પાછા પોતાના આગલા વિચારના જોસમાં એ વિચારો દબાઇ ગયા. તેથી તે એ બાઇને કહેવા લાગ્યો કે, તમારા કહ્યા પ્રમાણે મેં એ બાઇની સારવાર કરી પણ તે ન બચી, હવે તમારો શું હુકમ છે? ત્યારે તે બાઇએ કહ્યું કે, અહીંની મોટી ઇસ્પીતાલમાં મારો એક ઓળખાણવાળો પડેલો છે તેની પાસે તમે થોડા દહાડા રહો. તે સાજો થયા પછી મને મળજો. એ સાંભળીને મનમાંથી કોચવાતો કોચવાતો પણ પોતાની ગરજને લીધે તે ઇસ્પીતાલમાં ગયો.

એ ઇસ્પીતાલમાં તે બાઇનો એક સગો નોકર હતો તથા એક ભક્તિમાન નર્સ (રોગીઓની સારવાર કરનારી) તેની સહીપણી હતી, તેને એ બાઇએ ચેતાવી મૂકેલ કે, આ માણસને જરા સમવજો. તેથી તે બંને જણા એ રૂપમાં મોહવાઇ ગએલા માણુસને ઇસ્પીટાલ દેખાડવા લાગ્યાં. પેલો ઇસ્પીતાલનો નોકર તેને ગરમીના દરદથી પીડાતા રોગીઓના ઓરડામાં લઇ ગયો. શું એ રોગીઓની દયાજનક સ્થિતિ! પ્રભુ તેઓની ઉપર દયા કરો. કોઇના જખમમાંથી લોહી વેહેતાં હતાં, કોઇના જખમો એવા પાકી ગયા હતા કે જે જોતાંજ ચીતરી ચડયા વિના રહે નહીં, કોઇના આખા શરીરમાં ચાંદાં થઇ ગયાં હતાં, કોઇના હાથ પગના સાંધાઓ ઝલાઇ ગયા હતા, કોઇનાં નાક ખવાઇ ગયાં હતાં, કોઇના બાલ ખરી પડયા હતા અને કોઇના ચેહેરા એવા બગડી ગયા હતા કે તે જોઇને દયા ઉપજયા વિના રહેજ નહીં; એટલુંજ નહીં પણ એ બધા એવી દયાજનક બુમો પાડતા હતા અને દુઃખના એવા નીસાસા નાંખતા હતા કે કઠોર દિલનાં માણુસને પણ ત્રાસ લાગ્યા વિના રહે નહીં. એ બધું બતાવી ઇસ્પીતાલના માણુસે પેલા ગૃહસ્થને કહ્યું કે, સાહેબ, જોયું? આ બધું વ્યભિચારનું ફળ છે. આ બધું માણુસોની મૂર્ખાઇનું પરિણામ છે. માણુસો પ્રભુના હુકમની સામે થાય તે પાપમાંથી પેદા થએલાં આ દુઃખો છે.

એ પછે પેલી ભક્તિમાન નર્સ તે રૂપમાં લોભાઈ ગએલા ગૃહસ્થને એક બીજા ઓરડામાં લઇ ગઇ કે જ્યાં ઇસ્પીટાલનો બધો કચરો નંખાતો હતો. તે ગૃહસ્થએ પુછયું કે હવે મને ક્યાં લઇ જાઓછો? ત્યારે તે બાઇએ કહ્યું કે, ખુબસુરતી બતાવવા. એ ઓરડાની પાસે જતાં બહુ દુર્ગંધ આવવા લાગી તેથી તે ગૃહસ્થએ નાક આડું લુગડું દઈને પુછયું કે, આટલી બધી દુર્ગંધી? ત્યારે તે બાઈએ કહ્યું કે, નહીં સાહેબ, એ દુર્ગંધી નથી, એ તો ખુબસુરતી છે. એ પછે તેણે ત્યાં પડેલાં બડખાનાં, લોહીપરૂનાં, ને મળમૂત્રનાં કુંડાં બતાવ્યાં; કાપી નાંખેલા હાથપગના ટુકડાઓ, તથા સડી ગએલાં અવયવોના લોચાઓ બતાવ્યા. એ બધું જોઈને તેને બહુ ગ્લાની લાગી અને જાણે હમણાં ચકરી આવશે એવું થવા લાગ્યું; તેથી તેણે કહ્યું કે, આ નરકમાં મને ક્યાંથી લાવ્યાં? ચાલો ચાલો, જલદી કરો, મારાથી આ નથી જોઈ શકાતું; આને તમે ખુબસુરતી કહોછો? ત્યારે તે બાઇએ કહ્યું કે, હા ભાઈ, એજ ખુબસુરતી છે. માણુસો જે રૂપમાં મોહવાઈ જાય છે તે રૂપનુંજ એ બીજું રૂપ છે. એમ કહીને તે ઇસ્પીટાલમાં પડેલા દરદીઓમાંથી કેટલાકના અગાઉના વખતના સારી સ્થિતિના ફોટોગ્રાફ તેને બતાવ્યા, અને કહ્યું કે જુઓ, આ ખુબસુરત છે કે નહીં? તેણે કહ્યું કે, હા, એ ખુબસુરત છે. ત્યારે તે નર્સએ કહ્યું કે, ભાઇ, જે માણુસોને હમણાં તમે બીછાનામાં પડેલાં અરર કરતાં જુઓછો અને જેના ચેહેરા તમને જોવા ગમતા નથી તે માણુસોમાંથી, લીંટ, લાળ, અશ્રુ, રૂધિર, અને મળમૂત્ર વિના બીજું શું ગએલું છે? જેને માણુસો રૂપ કહે છે અને જે રૂપમાં મોહોવાઇને માણુસ પાપ કરવા તૈયાર થાય છે તે ઘડીકવારનું રૂપ આવી મલિન ચીજોમાંથીજ બનેલું છે; અને જે એવા નીચ માણુસો હોય, માણુસના રૂપમાં રાક્ષસ જેવા હોય તેજ એવી મલિન વસ્તુઓ સારૂ પોતાના પવિત્ર આત્માને અપવિત્ર કરી નરકમાં જાય છે.

એ પછે તે ધબકતાં હૃદયવાળા પેલા માણુસને લઇને સુડ-

દાંઓને રાખવાના રૂમમાં ગઇ. એ ઓરડો જોઇને બહારથીજ તે ગૃહસ્થએ કહ્યું, બાઈ, હવે માફ કરો. મારી ભૂલ મને સમજાણી છે. હવે આવા કરૂણાજનક ભયંકર દેખાવો વધારે વાર સુધી હું જોઇ શકતો નથી. માણસોને પોતાનાં પાપનું આવુ પ્રત્યક્ષ ફળ મળે છે એમ હું ખુલ્લી રીતે સમજતો નહોતો ! પણ તમારી બેહેનપણીની પવિત્રાઈથી એ હું હવે સમજી શકયોછું. તેણે મને આવો મુંગો ઉપદેશ આપીને વ્યભિચારના મહાપાપમાંથી બચાવી લીધો છે. અને મારી પેઠે સૌ ભાઇ બેહેનો એવાં અઘોર પાપમાંથી ને મહાદુઃખમાંથી બચી જાય એમ હું ઇશ્વરપ્રાર્થના કરૂંછું.

ભાઈઓ ! આપણા માથે કાળચક્ર ફરી રહ્યું છે ને ઓચીંતું બધું મૂકીને ચાલ્યું જવું છે એમ મોતને યાદ કરવાથી, ધરમરાજાનો ઇનસાફ બહુ આકરો છે અને તેનાથી કાંઇપણ છુપાવી શકાય તેમ નથી એમ અનુભવવાથી, તથા નરકનાં દુઃખો નહીં ખમી શકાય તેવાં ભયંકર છે એમ સમજયાથી એની મેળે મહાન પ્રભુ યાદ આવી જાય છે અને દયાળુ પ્રભુની પવિત્ર યાદથી સ્વાભાવિક રીતેજ પાપથી બચી શકાય છે. માટે પાપથી બચવા સારૂ મોત, ઇનસાફ, સ્વર્ગ નરક, અને પ્રભુને યાદ કરતા રહો, પ્રભુને યાદ કરતા રહો.

પદ.

ધિક ધિક તારો જો અવતારરે,
તેં તો ન કર્યો નર જો વિચારરે.
ચૌદ લોકને ગઇ છે નારી ચાવીરે,
તુંને તેની પતીજ કેમ આવીરે.
બ્રહ્મા સરખાને જેણે જો ભોળાવ્યારે,
શિવ સરખાને જેણે ડોલાવ્યારે.
જેણે એકલ શૃંગીને અંધ કીધોરે,
જેણે પારાશર પકડીને લીધોરે.

કીધું નારદ તણું તે મુખ કાળુંરે,
ઋષિ શૌભરી તણું તે તપ ટાળ્યુંરે.
જેણે અંધ તે અસુર કુળ કીધુંરે,
તેણે અમૃતને જો વિખ દીધુંરે.
જેણે રાવણ તણું તે કુળ ખોયુંરે,
ત્યાં તારૂં તે મન કેમ મોહ્યુંરે.
લીધું દુઃખ તે અલ્પ સુખ સાટેરે,
કહે નિષ્કુલાનંદ તે માટેરે.

---

## ૧૩૦–પ્રભુના મંદિરમાંથી ઇનામ લીધા વિના કોઇ પણ ખાલી જતું નથી.

આપણે કોઇ વાવ પાસે જઇએ તો ત્યાં પાણી પીવા મળે છે, કોઇ ઝાડ પાસે જઇએ તો ત્યાં છાંયો મળે છે, ફુલના બગીચામાં જઇએ તો સુગંધ મળે છે, સમુદ્ર કિનારે જઇએ તો મગજને તાજગી આપનારી ચોખ્ખી હવા મળે છે, આકાશ સામું જોઇએ તો પ્રભુની ખુબીઓ દેખાય છે, પહાડ ઉપર જઇઓ તો કસરત થવાથી શરીર સુધરે છે, નદીકિનારે ફરવા જઇઓ તો કુદરતી દેખાવોથી આનંદ થાય છે, અને મિત્રાને ઘેરે તેઓને મળવા જઇએ તો ત્યાં પણ ચા પાણી ને પાન સોપારી મળે છે, ત્યારે ભાઇઓ ! વિચાર તો કરો કે સર્વ શક્તિમાન પ્રભુના પવિત્ર મંદિરમાં પ્રભુને અર્થે જવાથી આપણને લાભ થયા વિના કેમ રહેશે ? યાદ રાખજો કે પ્રભુનાં પવિત્ર મંદિરમાંથી ઇનામ લીધા વિના કોઇ પણ માણસ ખાલી જતું નથી, પણ આપણે આપણી મુરખાઇઓમાં, દુનિયાંદારીની મોજમજામાં અને ઘર ખટલાની જંજાળમાં એટલા બધા મુંઝાઇ ગયા છીએ કે, એ ઇનામની મ્હોટાઇની હાલમાં આપણને ખબર પડતી નથી, પણ જયારે આપણું અંતર પવિત્ર થશે અથવા જયારે આપણી આડા આવતો માયાનો પડદો ઉચકાઇ જશે અને જયારે આ-

પણ ભવિષ્યની જીંદગીમાં જશું ત્યારે, મોત પછે સમજી શકશું કે, ઓહો! પ્રભુનાં મંદિરનાં ઇનામ તો બહુ મોટાં હતાં પણ અમે તે લઈ શકયા નહીં. એ વખતે આપણને પસ્તાવો થશે કે અરેરે, અમે કેવી મુરખાઈ કરી કે વારંવાર પ્રભુની પ્રાર્થના કરવા માટે અમે મંદિરોમાં ન ગયા !! અને આટલાં બધાં મોટાં ઈનામો નાહકનાં છોડી દીધાં ! એ વખતે આપણને એમ લાગશે કે, મંદિરો અમારી પાસેજ અને ઠેકાણે ઠેકાણે હતાં, ત્યાં જવા માટે પ્રભુએ અમારા પગમાં જોર પણ આપ્યું હતું, ત્યાં જવાથી ફાયદો છે એમ પણ અમારી બુદ્ધિ કબુલ કરતી હતી, ત્યાં જવાની અમારી ફરજ છે એમ પણ અમે સમજતા હતા, ત્યાં સદ્‌ગુરૂઓ ધરમના રૂડા બોધ કરે છે એમ પણ અમે જાણુતા, અને ત્યાં જવાથી પ્રભુના ઘરનાં મોટાં ઇનામ મળે છે એમ પણ અમે સાંભળ્યું હતું; એટલુંજ નહીં પણ પ્રાર્થના કરવા માટે ત્યાં જવાનું અમને ઘણી વખત મન પણ થતું હતું અને તોપણ અમે એવા અભાગીયા છીએ કે એ રૂડી તકોનો લાભ ન લઇ શકયા. અહાઃ આટલાં મોટાં ઇનામો ! એ વખતે અમને ખબર નહીં કે પ્રભુનાં મંદિરમાં પ્રાર્થના કરવા જવાનાં ઇનામો આટલાં બધાં મોટાં છે! એ વખતે અમને ખબર નહીં કે સતસંગનો લાભ એટલો બધો છે ! એ વખતે અમને ખબર નહીં કે હરિજનોના પગની રજનું સેવન કરવાથી સ્વર્ગથી પણ ઉપર જવાય છે, અને એ વખતે અમને ખબર નહીં કે પ્રભુનાં પવિત્ર મંદિરોમાં હરિજનોની ઉત્તમ ભાવનાઓની અસરો જામી ગએલી હોવાથી અમારી ભક્તિ વધારે બળવાન થાયછે, અને તેથી હરિની હજુરમાં એ પુષ્ટ થએલી ભક્તિ જલદી પહોંચી જાય છે, એમ અમોને આવી ખુલ્લી રીતે ખબર નહોતી. અરે જો એવી ચોખ્ખી સમજણ હોત, તો અમે બીજાંઓના ગામ ગપોડા સાંભળવા સારૂ કરીને મંદિરોમાં જતા અટકી જાત નહીં, પાડોશીઓની લડાઇઓ જોવા સારૂ કરીને મંદિરોમાં જતા અટકી જાત નહીં, વેહેવાઇઓના વાંધા અને

વેહેવાણોનાં વાંકાંચુકા બોલ સાંભળવા સારૂ કરીને મંદિરોમાં જતા અટકી જાત નહીં, જરા આળસ આવી જવાથી પથારીમાં પડયા પડયા લોટવા સારૂ કરીને મંદિરમાં જતા અટકી જાત નહીં, છોકરાંઓ સાથે ગેલ કરવા સારૂ કરીને મંદિરમાં જતા અટકી જાત નહીં, અને બાઈડીઓનાં મ્હોડાં જોઇ ટાયલાં કરવા સારૂ કરીને પ્રભુનાં મંદિરમાં પ્રાર્થના કરવા જવાનું અમે છોડી દેત નહીં; એટલુંજ નહીં પણ મંદિરમાં જઇને ત્યાં વાતો કરવામાં ને નિંદા કરવામાં વખત ગુમાવી દેત નહીં, પણ અફસોસ કે સદ્ગુરૂઓના ઉપદેશ છતાં પણ એ કલ્યાણની વાતો અમે એ વખતે ન સમજયા.

પવિત્ર મંદિરોમાં જવાથી પ્રાર્થના કરવાનું એની મેળેમેળે મન થઇ જાયછે; એટલુંજ નહીં પણ મંદિરોમાં સંતોની ભક્તિની બળવાન અસર રહેલી હોવાથી આપણી પ્રાર્થનાઓ પ્રભુ પાસે જલદી મંજુર થાયછે, તેથી આપણી ઉપર ભગવત્ કૃપા થાયછે. એ કૃપાના બળથી આપણા હૃદયમાં પવિત્રતા આવેછે. પવિત્રતાથી આપણામાં ધર્મ પાળવાનું સામર્થ્ય આવે છે. ધર્મ પાળવાથી માનસિક દિલાસો મળેછે. માનસિક દિલાસાથી આત્માની શાંતિ થાયછે. અને આત્મિક શાંતિથી પ્રભુને તેનાં ખરાં સ્વરૂપમાં ઓળખી શકાયં છે. આ બધું ઇનામ પ્રભુના મંદિરોમાં જઇ પ્રાર્થના કરવાથી ને ઇશ્વરનું નામ જપવાથી મળેછે. માટે ભાઇઓ ! જો આત્માના કલ્યાણની ઇચ્છા હોય ને પ્રભુનાં મોટાં ઇનામો મેળવવાં હોય તો પ્રભુનાં પવિત્ર મંદિરોમાં જવાની ને પ્રાર્થના કરવાની કોઇ પણ તક જતી મૂકશો માં.

---

## ૧૩૧—આંધળાને રસ્તામાં ફાનસના થાંભલાજ આડા આવે તેને કાંઇ દીવા દેખાય નહીં, તેમજ જે પ્રભુના રસ્તામાં ન હોય તેને દુનિયાંદારીમાં અડચણોજ ભોગવવી પડેછે એને કાંઇ આનંદ મળે નહીં.

એક ગરીબ આંધળો માણસ હતો તે ભીખ માગવા માટે ગામમાં ફર્યા કરતો હતો. ફરતે ફરતે રસ્તામાં ઘણી વખતે તે ફાનસના થાંભલા સાથે અથડાઇ પડતો હતો; તેથી તેણે કોઇ માણસને પુછયું કે, ભાઇ, આતે સરકારનો શું જુલમ છે? રસ્તામાં જ્યાં ત્યાં થાંભલાઓ શું કરવા ખોડયા છે? હું રોજ તે થાંભલાઓ સાથે ભુટકાઉછું, એવી અડચણ રસ્તામાં શા માટે જોઇએ? તમે કોઇ કેમ કાંઇ સરકારને કેહેતા નથી? ત્યારે તે માણસે કહ્યું કે, સુરદાસ, એતો ફાનસના થાંભલા છે, એની ઉપરતો રોજ દીવા થાયછે. તમે આંધળા છો એટલે અજવાળું ન દેખો ને ઉલટા થાંભલા સાથે અથડાઇ પડો એમાં સરકારનો શું વાંક? સરકારની તો મેહેરબાની છે, વાંકતો તમારી આંખનોજ છે.

ભાઇઓ! આવીજ રીતે જેમ સરકારે આપણા સુખને માટે ગામમાં દીવા કરેલા છે તેમ પ્રભુએ આપણા સુખને માટે આ આખું જગત બનાવ્યું છે, પણ આપણે પ્રભુને સાથે રાખ્યા વિના—પ્રભુને હૃદયમાં રાખ્યા વિના—પ્રભુની ઇચ્છાને આધીન થયા વિના આપણે બધું આપણે માટેજ કરવા ઇચ્છીએ છીએ, તેથી આપણે ધર્મના બળ વિના ને શાસ્ત્રના અજવાળા વિના અજ્ઞાનને લીધે પેલા આંધળાની પેઠે આપણા સુખની વસ્તુઓ સાથેજ આપણે અથડાયા કરીએ છીએ, અને આપણને આનંદ જોઇએ છે છતાં પણ દુઃખી થઇએ છીએ, કારણ કે, ખરો આનંદ ક્યાં છે એ આપણે સદ્ગુરૂની સેવા વિના જાણતા નથી. ભાઇઓ! આનંદ તો પ્રભુના રસ્તામાંછે, આનંદ ધર્મનાં કામો કરવામાં છે, આનંદ ઇશ્વરનાં જ્ઞાનમાં છે, આનંદ ભગવદ્ આશરાના બળમાં

છે, આનંદ ભગવદ્ ઇચ્છાને આધીન થવામાં છે, અને આનંદ બ્રહ્માર્પણ કર્મ કરવામાં છે; એ શિવાયની વસ્તુઓમાં આનંદ નથી. જેનામાં ધર્મનું બળ હોય તેને લડવામાં પણ આનંદ છે, અને અર્જુનની પેઠે પ્રભુને અર્થે બીજાઓને મારી નાંખવામાં અને પોતે મરી જવામાં પણ તેનો આનંદ છે. પ્રભુને અર્થેજ જેઓ જીવવાવાળા છે તેઓને ગરીબાઇમાં પણ આનંદ છે. જેઓમાં ધર્મબળ છે, તેઓને કેદખાનામાં પણ શાંતિ છે. જેઓને ભગવદ્ આશરાનું બળ છે તેઓને મોતમાં પણ દિલાસો છે. જેઓ ભગવદ્ ઇચ્છાને આધીન થઇ શકે છે તેઓને રોગમાં પણ આરામ છે. જેઓ બ્રહ્માર્પણ કર્મો કરી શકે છે તેઓ ભોગ ભોગવતાં છતાં પણ જોગી જેવા છે. અને જેઓ ઇશ્વરી જ્ઞાનમાં રમનારા છે તેઓને જંગલમાં પણ મંગલ છે, કારણ કે, ભગવત્ સ્વરૂપનાં જ્ઞાનને લીધે બધે ઠેકાણે તેઓને અજવાળુંજ દેખાય છે; પણ જેઓ મહાન પ્રભુના રસ્તામાં આવતા નથી ને દુનિયાંદારીના રગડામાંજ પડયા રહે છે તેઓ પોતાના અજ્ઞાનથી આંધળા જેવા છે, એટલે તેઓને પોતાના કામ કાજમાં અજવાળું દેખવાને બદલે થાંભલાજ આડા આવ્યા કરે છે. જેઓ ધર્મના બળ વિનાના છે, ભગવદ્ આશરાના આધાર વિનાના છે, ભગવદ્ ઇચ્છાને આધીન થવા વાળા નથી અને ભગવદ્ અર્પણ કર્મો કરી પ્રભુને અર્થે જીવવાવાળા નથી, પણ બધું પોતાને માટેજ કરવા વાળા છે તેઓ છતાં સાધનોએ પણ દુ:ખી હોય છે. તેઓની પાસે ધન હોય તોપણ લોભી હોય છે. તેઓને છોકરાં છૈયાં હોય તોપણ ઘરમાં કજીયા હોય છે. તેઓને ધીકતા ધંધા હોય તોપણ આખા મુલકની હાયહોય હોય છે. તેઓને માનપાન મળતાં હોય તોપણ માનપાનનાં વળખાં મારતા હોય છે. તેઓને વાડી બંગલા હોય તોપણ નીરાંતે બે ઘડી ઉંઘી શકતા નથી. તેઓને ગાડી ઘોડા હોય છે તોપણ પોતાનાં કલ્યાણની જગ્યોએ ફરી શકતા નથી. તેઓના ઘરમાં છત્રી પલંગો, હીંડોળા ખાટો ને આરામ ખુરસીઓ

હોય પણ તેમાં તેઓને આરામ મળતો નથી. અને તેઓને ખાવા માટે ઉંચા ઊંચા માલ હોય પણ તેઓને તે પચતાજ નથી, કારણ કે, પ્રભુને સાથે રાખ્યા વિના તેઓ બધુ ભોગવવા ઇચ્છે છે એટલે તેઓ એ વસ્તુઓનો ખરો આનંદ ભોગવી શકતા નથી. જેના અંતરમાં પ્રભુપ્રેમ નથી તેઓને ભગવત્ કૃપાથી મળેલી એવી સુખની વસ્તુઓ પણ આંધળાને દીવાના થાંભલા નડે તેમ અડચણકારક થઈ પડે છે. માટે ભાઇઓ ! જો ખરો આનંદ ભોગવવો હોય તો પ્રભુને સાથે રાખીને ધર્મનાં રૂડાં કામો કરો, એટલે તમારાં દરેક કામો પ્રભુ તરફ લઇ જનારાં અને ઇશ્વરી આનંદ આપનારાં થઇ પડશે.

---

## ૧૩૨–વ્યભિચાર કરતાં મોત સારૂં છે.

એક પ્રતિવ્રતા બાઇ હતી, તે ગરીબ માણસ હતી, અને ગામડામાં રહેતી હતી, એટલે તેને ગામડાંઓની તે લોકોની રીત પ્રમાણે કામકાજ માટે જંગલમાં જવું પડતું હતું. એક વખત કાંઇ કામે તે બાઇ જંગલમાં ગઈ હતી, ત્યાં તેને એક સોલજર મળ્યો. એ સોલજર માણસના રૂપમાં હેવાન જેવો હતો. તેની નજર એ બાઇ ઉપર બગડી, તેથી તેણે એ બાઇને કહ્યું કે, તું મારી મરજીને તાબે થા, નહીં તો હું જોર જુલમથી તને પકડીશ. અહીં તું મને શું કરીશ ? બાઈએ જોયું કે, હવે કાંઇ ઉપાય નથી, આ કરતાં મરવું બેહેતર છે. પણ મરાય કેમ ? તુરત મરી જવાય એવું કાંઇ સાધન તે બાઇ પાસે એ વખતે હતું નહીં અને ટાઇમ પણ હાથમાં નહોતો, તેમજ એ સોલજર જોરાવર હતો અને તે બાઇ તેનાથી નબળી હતી, એટલે તેના હાથમાંથી છટકી જવાય એવો કાંઇ ઉપાય નહોતો, તેથી પોતાના પતિવ્રતના બચાવ માટે તે બાઇએ પ્રભુને યાદ કર્યો, અને વિચારીને તે બાઇએ સોલજરને કહ્યું કે, અહીં એક એવો રોપો છે કે જેનો રસ તરવારને લગાડવાથી તે તરવારની ધાર કોઇને વાગી શકે નહીં. ત્યારે તે સોલજરે કહ્યું કે, એ રોપો

મને બતાવ. તે બાઇએ કહ્યું કે, જો મને જાવા દે, તો એ રોપો તને બતાવું, સોલજરે કહ્યું કે, જો મારી ખાત્રી થાય કે એ રોપો ખરેખરો એવો છે તો તને જવા દઇશ. ત્યારે તે બાઇએ પાસેનાં એક છોડનાં પાંદડાં બતાવીને કહ્યું કે, આ પાલો તરવાર ઉપર ઘસવાથી તેની ધાર બંધ થઈ જાય છે. એ સાંભળીને તે સોલજરે એ પાંદડાં તોડયાં અને પોતાની કમરે લટકતી તરવારને મ્યાનમાંથી કાઢી તેની ધાર ઉપર એ પાલાને ચોળીને ઘસવા લાગ્યો. થોડીવાર પછે તેણે એ બાઇને પુછયું કે, કેમ હવે તરવારની ધાર બંધ થઇ ? ત્યારે તે બાઇએ કહ્યું કે, હા, હવે તરવાર કોઇને વાગી શકશે નહીં. સોલજરે પુછયું કે એની ખાત્રી શું ? ત્યારે તે બાઇએ કહ્યું કે, તારાં શરીર ઉપર લગાડી જો. સોલજરે કહ્યું કે નહીં, મને હજુ વિશ્વાસ નથી, હું મારા શરીર ઉપર નહીં લગાડું. ત્યારે તે બાઇએ કહ્યું કે, મને તો એ રોપાની ખાત્રી છે. પણ જો તું ન માનતો હોય તો જોરથી મારી ગરદન ઉપર એ તરવાર તું મારી જો, એટલે હમણાં તારી ખાત્રી થશે। એ સાંભળીને સોલજરે પોતાની તરવાર ઉંચકી, એટલે બાઇએ પોતાનાં પતિવ્રતને ખાતર પોતાનું માથું તેની પાસે ધર્યું. સોલજરે જોરથી તરવારનો ઘા માર્યો તેથી તે સતીનું માથું તુરતજ કપાઈ ગયુ. સોલજર હેબતાઇ ગયો કે આ શું થઇ ગયું ? એ પછે તેણે તે બાઇના મુડદાંના હાથમાં ચીઠી જોઈ તેમાં લખ્યું હતું કે, અપવિત્ર થવા કરતાં–વ્યભિચાર કરવા કરતાં, મરવું બેહેતર છે. તારા જેવા પાપી હેવાનના હાથમાંથી હું નહીં બચી શકું એમ ધારીને મેં આ યુક્તિ રચી હતી. એ સ્રીનું મુડદું જોઇને અને ચીઠી વાંચીને તે સોલજરને બહુ પસ્તાવો થયો. એ પછે પાપ કયાં છુપુ રહેતું નથી, પાપ તો પીપળે ચ્હડીને પોકારે છે, એ કુદરતના નિયમ પ્રમાણે તે ખુનના ગુનાહ માટે સપડાઇ ગયો, અને પોતાના પાપનો પશ્ચાત્તાપ કરતો ફાંસીને લાકડે લટકી ગયો.

ભાઇઓ ! વ્યભિચારનું પાપ મહા ભયંકર છે, માટે તેથી

બચવા સારૂ પવિત્ર માણસોએ આવી રીતે મોત કબુલ કરીને પણ પોતાની પવિત્રતા જાળવેલી છે; પણ એવાં હરિજનોએ પોતાના આત્માને ભ્રષ્ટ થવા દીધો નથી. માટે ભાઇઓ અને બેહેનો ! જો કાંઈ ભૂલ થતી હોય તો સંભાળજો, અને હજુ પણ હાથમાં વખત છે તાં ચેતજો; કે જેથી કરીને રૈરવ નરકમાં જવું ન પડે.

પદ.

તમે પાછાં ને વળાવો રે, તમે પાછાં ને વળાવો રે;
રાજા રાવણ જાનકી. ટેક.
જાનકી છે ગઢરે લંકાનો રે કાળ,
માતાજી છે ગઢરે, લંકાંનો રે કાળ. તમે૦
લંકાં કેરા કાંગરા રે, રામે તારા ઘેરીયા રે,
પથરા કાંઈ તારીને બાંધી છે પાજ. તમે૦
લંકાં ગઢમાંહીરે, હનુમાન જતી આવીયા રે,
લીધી લીધી સીતાજી કેરી રે શુદ્ધ. તમે૦
એમ કરી બોલ્યાં રે, નાર મંદોદરી રે,
અવિચલ હોજો રામ તમારૂં રે રાજ. તમે૦

---

## ૧૩૩–ભાઇઓ ! આપણને હવે વાતો કરતાં તો બહુ આવડી, પણ હજી આપણાં આચરણ સુધર્યાં નહીં, એનું કાંઇ ધાર્યું ?

છાપખાનાં, રેલવે, તાર, આગબોટ, ટેલીફોન, છાપા વીગેરે સાધનોને લીધે આ જમાનો વાતોનો બની ગયોછે. જુદી જુદી જાતના સુધારા, જુદી જુદી જાતની સગવડો, જુદી જુદી જાતના લોકોનો સમાગમ, જુદી જુદી જાતની કેલવણી, નવા નવા કાયદાઓ, નવી નવી જાતના ગુનાહો, નવી નવી જાતનાં દરદો, અને નવી નવી જાતના અકસ્માતો હાલના વખતમાં આખી દુનિયામાં એટલા બધા વધી ગયા છે કે, એ બધું જા-

ણુવાની હાયહોયમાંજ આપણે રહી જઈએ છીએ. અસલના વખતમાં જ્યારે આપણા લોકો એક બીજાને મળતા ત્યારે ધર્મની ચર્ચા કરતા હતા, યજ્ઞની વાતો કરતા હતા, પરમાર્થનાં કામો કરતા, અને પોતાની જીંદગીની દરેક પળ સારામાં સારી રીતે કેમ જાય ? તેની કાળજી રાખતા હતા, પણ હાલમાં તો જ્યારે આપણે એક બીજાને મળીએ છીએ ત્યારે રોજની એજ મોકાણ કે, આજે મરકીના કેટલા કેસ છે ? આજે છાપામાં નવું જુનું શું છે ? યુરોપનાં રાજ્યોની લડાઇની તૈયારીઓની વાતો, જેપાનના ધરતીકંપો, અમેરીકાની આગો, યુરોપની હડતાલો, દરિયાનાં તોફાનો, રૂશીયાની ધામધુમો, પાર્લામેન્ટની તકરારો, છાપાવાળાઓની અંદર અંદરની મારામારી, લુખાં લુખાં ખાલી ખાલી પણ ભારી ભારી દેખાતાં માનપત્રો, રેલવેના અકસ્માતો, મોટાં માણસોની નાલેશીયો, અને હીંદુસ્થાનના દુકાળના હેવાલોથીજ આપણું મગજ ભરાઇ જાય છે. ટ્રામમાં, રેલવેમાં, દુકાનોમાં, ફરવા જઇએ ત્યાં, અને ઘરોમાં પણ રાત્રે સુતાં સુધી પણ એજ વાતો; પણ આટલી બધી પારકી પીડાએજ કાંઇ છુટકો થતો નથી: હજી ઘરની હોળીયો તો બાકી હોય છે. ધંધા રોજગારના બાર વાગી જવા, નોકરી ચાકરીનાં ઠેકાણાં નહીં, વસ્તુઓની મોંઘારત, મોજશોખનો પવન, વિના કારણ મગજમાં ભરાઇ ગએલી સત્તરખાંડી રાઇ, અને બાઇડીઓના મરડાટ, એ બધી પીડાઓ તો હજી બાકી હોયછે. જો આટલેથીજ છુટકો થતો હોત તોતો જાણે ધૂળ નાંખી, પણ હજીતો પાનની પટીઓના ટેસ્ટો, નવી નવી જાતની ઇજીપ્શીયન બીડીઓના ચડસો, નવી નવી ફેશનનાં કફ કોલરના બટનો, સોડા શરબતના શોખો, ઈસ્કી ટટ્ટુ બનીને ફોટોગ્રાફ પડાવવાની ઉમેદો, નવા નવા નાટકોમાં જવાની દોડાદોડ, કલબનાં બીલો, અને બાઇસીકલની મોકાણો તો હજી બાકીજ હોય છે. હજી તો ઘણીએ આફતો કેહેવાની બાકી રહી ગઇછે, પણ એ બધો પડદો ખોલીને ભરમ ફોડી નાંખતાં અ-

મોને શરમ લાગે છે, માટે આટલું ટુંકેથીજ પતાવીએ છીએ.

હવે કહો જોઇએ ભાઈઓ ! આવી આવી વાતોમાંથી પરવારીને આપણે પ્રભુને ખાતર કયારે વખત ગાળીએ છીએ ?

ભાઇઓમાં પણ એવી ઘણી જણીયો હોય છે કે જેઓને આખો દશમસ્કંધ મોઢે હોય, જેઓને ધ્રુવાખ્યાન તથા સાવિત્રી ચારત્રના ઢાળીયાં મોઢે હોય, જેઓને દસ અવતારના પદો અને પ્રલ્હાદ અખ્યાન આવડતું હોય, અને જેઓ આખા ગામની ચોવટો કરી જાણતી હોય તથા કથા વાંચનાર વ્યાસની પણ ભૂલો કાઢતી હોય પણ તેઓના ઘરમાં જોઇએ તો સાવ પોલે પોલું હો ! સાવરણીના કટકા સારૂ કરીને પાડોશણ સાથે લડી પડે, વાતની વાતમાં પોતાનાં છોકરાંને ગમે તેવી ગાળ દઈ લેય, ધૂળ જેવી વાત સારૂ કરીને નણંદ સાથે ચીથરાં ફાડયા કરે, અને પોતાના વરને પણ જો સુખે રોટલો ખાવા દેય તો એ મોટા નશીબની વાત સમજવી. દુનિયામાં જયાં જોઇએ ત્યાં આવી રીતે થઈ પડેલુ છે, કારણ કે, હજી આપણે માત્ર વાતો કરવામાંજ ડાહ્યા થએલા છીએ પણ હજી આપણાં આચરણો સુધર્યા નથી. આપણને મીઠું મસાલો ભભરાવીને માંહી જરા ઘાલમેલ કરીને વાતો કરતાં બહુ આવડેછે; પણ યાદ રાખજો કે, પ્રભુના દરબારમાં ઈનસાફ વખતે કાંઇ આપણી લુખીપુખી વાતો કામ આવવાની નથી, પ્રભુ તો આપણાં આચરણો જોશે, પ્રભુ તો આપણા કામો સામું જોશે. માટે ભાઇઓ ! ઉપલક વાતોમાંજ નહી પડયા રહેતાં જેમ બને તેમ આપણાં આચરણો સુધરે તેમ કરો.

---

## ૧૩૪—આપણા દેશમાં કેવા કેવા હુંશીઆર કથા વાંચવા વાળા હોય છે, અને કેવા કેવા જ્ઞાનીઓ સાંભળવા વાળા હોય છે તેનો નમુનો.

એક ગામડામાં વ્યાસજી રામકથા વાંચતા હતા. રોજ બપોરે ચોરા ઉપર બેસીને કથા વંચાય, પટેલીયાઓ ભેળા

થાય, હોકા પાણી પીએ, અને કોઇ કોઇ ભગત વચમાં વચમાં હરે હરે કરે. વ્યાસજી વાંચવામાં એવા હુશીઆર કે એતો "ન ભૂતો ન ભવિષ્યતિ" જે છે તે શ્રીઐશ્વર્યયુક્ત, કૌસ્તુભશિરોમણિ, રમાનાથ ષટ્‌સંપત્તિયુક્ત ભગવાન રામચંદ્રજી કે જે સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમનો અવતાર છે તે ગાધિ રાજાના પુત્ર રાજર્ષિ વિશ્વામિત્ર કે જેણે પોતાના પરમ પવિત્ર જનક કમલોત્પલની સામે મહાભારત યુદ્ધ કરીને નવી સૃષ્ટિ ઉત્પન્ન કરી હતી તેની સાથે સ્વયંવરમાં જાતા હુવા; આવી રીતે—વ્યાસજી પોતે શીખ્યા હતા તે પ્રમાણે ને તેજ શબ્દોમાં કથા ગડગડાવ્યા જતા હતા, પણ ત્યાં બેઠેલા સાંભળવાવાળાઓમાંથી જો કોઇ પણ માણસ કાંઇ પણ સમજતું હોય તો હું તેઓની તરફથી મારા દાદાના સોગન ખાઇ શકું. તમે કહેશો કે જ્યારે લોકો સમજતા નહોતા ત્યારે ત્યાં શા માટે સાંભળવા જતા હતા? પણ એનાં કારણો ઘણાં છે. ચોમાસાના દહાડા હોય એટલે મોલવાયા પછી ખેડુતો નવરા હોય છે. વળી ગામના પટેલે ઘેરે ઘેરે કહેવરાવી મૂક્યું હોય કે કથા સાંભળવા આવજો, એટલે કાંઈ ગયા વિના ચાલે નહીં. બીજું એ પણ ખરૂં કે ભોળા લોકો કાંઇ સમજે નહીં તોપણ કથાનું નામ સાંભળીને શ્રદ્ધાથી ત્યાં જાય. કેટલાક જણા કાવો કસુંબો પીવા આવતા, કેટલાક જણા હુકો પાણી પીવા આવતા, કેટલાક જણા ત્યાં નીરાંતે બેઠે બેઠે દોરડાં વણવા સારૂ આવતા. કેટલાક જણા બળદોનાં સાટાં કરવા તથા એક બીજાને મળવા સારૂ આવતા અને કેટલાક જણા કથા ઉઠયા પછી પરસાદ વેહેંચાય તે પરસાદ લેવા સારૂ ત્યાં આવતા હતા. આ બધા લોકો પાસે ભટજી પોતાની પંડિતાઇ બતાવતા હતા, અને અધ્યાત્મ, અધિભૌતીક, અચ્યુત, અક્ષરબ્રહ્મ, પ્રકૃતિ, હિરણ્યગર્ભ, મહદાકાશ, તુર્યાવસ્થા, બ્રહ્મરંધ્ર, પંચતન્માત્રા, સ્થૂલ સૂક્ષ્મ, મહત્‌તત્વ, સ્થિતપ્રજ્ઞ, સાગ્યાવસ્થા, ગુણાતીતપણું વીગેરે કઠીણ સંસ્કૃતશબ્દોમાં પોતાની પંડિતાઈ બતાવવા માટે ભટજી વાતો કર-

તા હતા, એટલે પોતે જે વાંચતા હતા તે પોતે પંડે પણ પૂરે-પુરૂં સમજતા હતા કે નહીં ? એ શક ભર્યું હતું. ચાર મહીના સુધી આવી રીતે કથા ચાલી. પછી કારતક માસમાં દેવદીવાળીએ જ્યારે નવા બાજરાના ખળાં આવવાનાં થયાં ત્યારે ભટજી મહારાજે કથાની સમાપ્તિ કરી. એ કથા સાંભળવા માટે એક ભરવાડ ત્યાં દરરોજ આવતો હતો. તેણે કથામાંથી એક દિવસ સાંભળ્યું કે, સીતાનું હરણ થઈ ગયું. એ બીચારા ભોળાને વિશ્વાસુ માણસને એ બહુ કૌતક જેવું લાગ્યું. તેથી તે રોજ મનમાં વિચાર કર્યા કરે કે સીતાનું હરણીયું થઈ ગયું તે પાછું માણસ થયું કે નહીં? એ જાણવા સારૂ કરીને રોજ ચાહીને કથામાં જાય, પણ કોઇ દિવસ કાંઇ સમજે નહીં. એવી રીતે ચાર મહીના સુધી દરરોજ તે કથા સાંભળવા ગયો, પણ કાંઇ તેના મનનો ખુલાસો થયો નહીં. તેથી કથાની પૂર્ણાહુતી થયા પછી જ્યારે તેણે જાણ્યું કે હવે તો કથા પૂરી થઇને કાલથી કાંઇ વંચાશે નહીં ત્યારે તેણે વ્યાસજીને પુછ્યું કે, મહારાજ, તમે કથામાં એકદી વાંચ્યું હતું કે, સીતાનું હરણ થઈ ગયું, તેનું પાછું માણસ થયું કે નહીં? એ બીચારી હરણીયુંજ રહી કે પાછી બાયડી થઇ ? તેતો તમે કાંઇ કહ્યું નહીં. એ સાંભળીને સૌ લોકો હસી પડયા.

ભાઇઓ ! કથા કરવાવાળા અને કથા સાંભળવાવાળા આવા આવા આપણા દેશમાં હુશીઆર માણસો પડેલા છે. આવી સ્થિતિમાં પણ આપણો ધર્મ ટકી શકે છે એ આશ્ચર્યની વાત છે. આપણી આવી સ્થિતિનો આપણા વિરોધીઓ લાભ ન લઇ જાય માટે હવે આપણને ચેતવાની જરૂર છે. આપણે ચેતવું એટલે શું કરવું ? એજ કે જેમ બને તેમ દુનિયામાં પ્રભુનું પવિત્ર નામ ફેલાય તેમ કરવું. જેમ બને તેમ આપણા ભાઇબંધોમાં ધરમ વધે તેમ કરવું, જેમ બને તેમ આપણાં સત્ શાસ્ત્રોના અર્થ લોકો સેહેલાઇથી સમજે એમ કરવું, અને જેમ બને તેમ આપણા ધર્મનું રક્ષણ થાય, આપણો દેશ આ-

બાદ થાય, આપણા ભાઇબંધો સુખી થાય અને સર્વત્ર મહાન પ્રભુના નામનો જયજયકાર થાય એવી રીતે આપણે તન, મન, ધનથી વર્તવું જોઇએ.

---

## ૧૩૫–મનમાં છળ કપટ તથા હજારો જાતની હાય હોય ભરી રાખીને કાંઇ ઇશ્વરી આનંદ ભોગવી શકાય નહીં.

આપણને દુઃખ દેવાને માટે પ્રભુએ આ દુનિયાં બનાવી હોય એમ તો કાંઇ હોય નહીં; કારણ કે, પ્રભુ દયાળુ છે અને તે આનંદ સ્વરૂપ છે, એટલે બધે ઠેકાણે તે દયાળુ પિતાનો આનંદજ હોવો જોઇએ. તેમ છતાં પણ આપણે કેમ દુઃખ પામીએ છીએ ? સાધુઓ કહે છે કે, આપણાં પાપને લીધે આપણે દુઃખ પામીએ છીએ. આપણા અંતરની બુરી વાસનાઓ આપણને દુઃખ આપે છે. આપણા મનમાં જે વેરઝેર ભરેલાં છે, આપણા મનમાં જે માન અપમાન ભરેલાં છે, આપણા મનમાં જે મ્હારૂં ત્હારૂં ભરેલું છે, આપણા મનમાં જે છળ કપટ ભરેલાં છે, અને આપણા મનમાં જે આગલી પાછલી હોળીઓ બળે છે તેને લીધે આપણે દુઃખી છીએ. કંઇ પ્રભુની દયાની ખામીને લીધે આપણે દુઃખી નથી; પણ આપણી ભૂલોને લીધેજ આપણે દુઃખી છે. અને તેથીજ આપણે આ સંસારમાં સ્વર્ગ ભોગવી શકતાં નથી.

સાચા ભગતોને તમે જોયા છે ? તેઓના મનમાં કેટલી બધી શાંતિ હોય છે ? તેઓના ચેહેરા ઉપર કેવું ભવ્યતાનું તેજ છવાઇ રહેલું હોય છે ? તેઓનાં મ્હોં ઉપર કેવો આનંદ હોય છે ? તેઓની વાણીમાંથી કેવું અમી ઝરે છે ? તેઓની નજરમાં કેવી મીઠાશ હોય છે ? તેઓના હાથ આપવા લેવામાં કેવા છુટા હોય છે ? તેઓ કેટલી બધી સત્યતાથી વર્તી શકે છે ? અને સદાય તેઓ કેવા આનંદ આનંદમાં રહે છે એ

તમે જોયું છે ? શા માટે એમ થાય છે ? આપણીજ સાથે તે-ઓ રહે છે, આપણીજ પેઠે તેઓને ખાવું પીવું પડે છે, આપ-ણીજ પેઠે તેઓને સુવું બેસવું પડે છે, આપણીજ પેઠે તેઓને દુનિયાંના હવા પાણી મળે છે, અને આપણીજ પેઠે તેઓને પણ દુનિયાંદારીની કાંઇને કાંઇ જંજાળ ઉઠાવવી પડે છે, છતાં પણ તેઓ સદાય આનંદમાં કેમ રહી શકે છે ? અને આપણે સદાય એરંડીયું પીધા જેવું મ્હોડું કરીને ડાચીયાં નાખતા કેમ રહી જઇએ છીએ ? એનું કારણ એજ છે કે, આપણામાં હજી સુધી પ્રભુપ્રેમ જામ્યો નથી એટલે આપણે ઇશ્વરી આનંદ લઇ શકતા નથી, અને ભગતોમાં પ્રભુપ્રેમ જામેલો હોય છે એટલે તેઓ સર્વ ઠેકાણેથી ઈશ્વરી આનંદ લઇ શકે છે. કારણ કે, પર-મ કૃપાળુ સચ્ચિદાનંદના આનંદમાં કાંઇ ફેરફાર નથી; તે તો સર્વ ઠેકાણે ભરપુર છે, પણ એ આનંદ લુટનાર અધિકારીઓ-માંજ ભેદ છે. એને માટે મહાત્માઓ દૃષ્ટાંત આપે છે કે,

* એક કીડી હતી તેને સાકરનો પહાડ મળી ગયો હતો તેથી તે બહુ મજેમાં રહેતી હતી. તેને સદાય ખુશાલીમાં જો-ઇને બીજી એક કીડીએ તેને પુછ્યું કે, તું આવા આનંદમાં કેમ રહી શકે છે? ત્યારે તે કીડીએ કહ્યું કે, મને તો સાકરનો પહાડ મળી ગયો છે તેથી હું આનંદમાં રહુ છું. ત્યારે તે બીજી કીડીએ કહ્યું કે, મને ત્યાં તેડી જઇશ ? પેલીએ કહ્યું કે, બહુ સારૂં ચાલ મારી સાથે. એમાં મ્હારૂં શું જવાનું છે? એ પહાડ તો સૌને માટે છે. જે લુટી શકે તે લુટે. એમ કહીને તે કીડી પેલી બીજી કીડીને પોતાની સાથે સાકરના પહાડ ઉપર તેડી ગઇ. બીજી કીડી ઘણી વાર સુધી ત્યાં ફરી, પણ તેને કાંઇ મીઠાસ લાગી નહીં, તેથી તે પહાડ ઉપરથી પાછી ફરતી હતી એટલા માં પેહેલી કીડી તેને સામી મળી, તેણે પુછ્યું કે, કેમ ? મજે પડી કે નહીં ? ત્યારે તે કીડીએ કહ્યું કે, મને તો ફોગટ ફેરો

+ યોગેશ્વર સ્વામી શ્રીશિવગણજીકૃત સાધારણ ધર્મમાંથી. એ પુસ્તક ખાસ વાંચવા લાયક છે.

થયો. ત્યાં તો કાંઇ સાકર બાકર નથી, મને તો બધું ખારૂં ખારૂં લાગ્યું. ત્યારે પેલી કીડીએ કહ્યું કે, એમ કેમ થાય ? એમાં કાંઇક ભેદ હશે. સાકરના પહાડ ઉપર ખારાશ ક્યાંથી ? ભલા તારૂં મ્હોડું તો બતાવ. એ સાંભળીને બીજી કીડીએ પોતાનું મ્હોડું ઉઘાડ્યું. તેમાં મીઠાની એક કણી ભરાઇ રહી હતી તેથી તેને બધું ખારૂં ખારૂં લાગતું હતું. એ જોઇને પેલી કીડીએ તેના મુખમાંથી એ કણી કાઢી લીધી ને તેને કહ્યું કે, બ્હેન, એમાં સાકરના પહાડનો કાંઇ વાંક નથી પણ તારાં મોઢામાં આ મીઠાંની કણી હતી તેને લીધે તને આ સાકરનો પહાડ પણ ખારો લાગતો હતો. એ પછી એ મીઠાંની કણી નીકળી ગયાથી તે સાકરનો સ્વાદ ચાખીને બહુ ખુશી થઇ.

ભાઇઓ ! આપણે પણ એ બીજી કીડીની પેઠે હૃદયમાં વેરઝેર ભરીને અને મનમાં સેંકડો પ્રકારની હોળીઓ સળગાવીને આ દુનિયાંમાં ફરીએ છીએ, એટલે આપણે ખરૂં સુખ ભોગવી શક્તા નથી. જ્યારે બધું છોડી દઇએ ત્યારે ઇશ્વરી આનંદ કાંઇ આપણાથી દૂર નથી, માટે હવે તો આપણે જેમ બને તેમ જલદીથી સાવ ચોખ્ખા થઇને અલૌકિક ઇશ્વરી આનંદ લુટવો જોઇએ; કારણ કે, ફરી ફરી કાંઇ આવી સુંદર તક મળવાની નથી, માટે હજી પણ હાથમાં વખત છે તાં ચેતો, ચેતો, અને જેમ બને તેમ ઇશ્વરી આનંદ લુટો.

---

## ૧૩૬—આ મહા તોફાની સંસારસાગર પ્રભુ ઉપરના વિશ્વાસથીજ તરી શકાય છે.

ભાઇઓ ! વિશ્વાસ વિના આ દુનિયામાં ચાલી શકાય તેમ નથી, ત્યારે સ્વર્ગ, કે જે વિશ્વાસને આધારે રહેલું છે, અને પ્રભુના વિશ્વાસમાંથી પેદા થયેલું છે તેમાં વિશ્વાસ વિના કેમ ચાલશે ? આપણા ટપાલના કાગળો અને આપણા રેલવેના પારસલો પણ વિશ્વાસથી થાય છે. આપણી દેશાવરની હુંડીઓ

પણ વિશ્વાસથીજ ચાલે છે. અને આપણે પરદેશ જવું હોય ત્યારે વ્હાણુમાં કે આગબોટમાં પણ કેપટન ઉપરના વિશ્વાસથીજ બેશી શકાય છે. આપણુને દરેકને કાંઇ વ્હાણ ચલાવવાની વિદ્યા આવડતી નથી, અને આપણે બધાને કાંઇ સમુદ્રના રસ્તાની પણ ખબર હોતી નથી તોપણ આપણે કેપટન ઉપરના વિશ્વાસથી વ્હાણુમાં બેસીએ છીએ, અને જયાં જવું હોય ત્યાં સહી સલામત મજેથી પહોંચી જઇએ છીએ.

આવી રીતે દુનિયાંનાં દરેક કામમાં આપણુને વિશ્વાસની જરૂર પડે છે, ત્યારે પ્રભુના રસ્તામાં વિશ્વાસ વિના કેમ આગળ ચાલી શકાશે ? એ વિચાર તો કરો ? અને એ પણ તપાસો કે, આપણા ટપાલ ખાતાના માણુસો, આપણા સ્ટેશન માસ્તરો અને આપણા સરાફો કરતાં પ્રભુ કેટલો બધો રૂડો છે ! અને આપણી અહીંની આગબોટોના કેપટનો કરતાં અનંત બ્રહ્માંડનો નાથ સર્વશક્તિમાન પ્રભુ કેટલો બધો સર્વજ્ઞ છે ? એ વિચાર તો કરો. એવા મહાન્ પ્રભુનું વિશ્વાસથી શરણુ ધરવાથી કેવા અખંડ આનંદ મેળવી શકાશે ? અને કેવી હંમેશગીની શાંતિ મેળવી શકાશે ? એ શાસ્ત્રોથી જાણો તો ખરા, અને સત્સંગથી અનુભવો તો ખરા. એ લ્હાવ વિશ્વાસથીજ—આ ભવસાગર તરી જવાનો લ્હાવ તો ભાગ્યશાળી ભગતોજ—વૈષ્ણુવોજ લઇ શકે છે. માટે જેમ બને તેમ ખરા ભગત બની—પ્રભુના કૃપાપાત્ર હરિજન બની પ્રભુના વિશ્વાસમાં આવો, પ્રભુના વિશ્વાસમાં આવો; કારણુ કે, વિશ્વાસથીજ આ ભવસાગર તરી શકાય છે અને વિશ્વાસથીજ જન્મ મરણુના ફેરામાંથી બચી શકાય છે, માટે પ્રભુમાં વિશ્વાસ રાખો, પ્રભુમાં વિશ્વાસ રાખો.

---

## ૧૩૭–બહારથી જુદા જુદા આચાર વિચારવાળા દેખાતા હોય તોપણ બધા ભગતો અંતરમાં એકજ તાલ–સૂરપર નાચનારા હોય છે.

સૂરજના પ્રકાશનો રંગ એકજ જાતનો હોય છે, તેમજ ભકતોની ઇચ્છા પણ એકજ પ્રકારની હોય છે; અને તે એજ કે પ્રભુને ઓળખવો. સૂરજના પ્રકાશનો રંગ એકજ જાતનો હોવા છતાં પણ જે જે રંગના કાચમાંથી તે પસાર થાય તેવો તેવો રંગ તે પકડે છે, તેમજ ભકતોની ઇચ્છા માત્ર પ્રભુને પામવા-નીજ હોવા છતાં પણ ભગવદ્ ઇચ્છા પ્રમાણે તેઓને જુદો જુદો રંગ ધરવો પડે છે; એટલે કે દેશકાળ અને આજુ બાજુ-ના સંજોગો પ્રમાણે તેઓને વર્તવું પડે છે, તેથી વ્યવહારિક લોકોને તેઓની રીતભાતમાં, સ્થિતિમાં, ને આચાર વિચારમાં જુદા જુદાપણું લાગે છે, પણ ખરૂં જોતાં એ જુદાપણું અંતર-નું નથી. તેઓનાં અંતરમાં તો શાંતિજ હોય છે. અને સર્વા-ત્મભાવથી પ્રભુની ઇચ્છાને આધીન થવાનીજ તેઓની ઇચ્છા હોય છે; પણ જેમ સૂર્યનો પ્રકાશ એકજ રંગનો હોવા છતાં પણ જુદા જુદા રંગના કાચને લીધે જુદા જુદા રંગનો પ્રકાશ લાગે છે, તેમજ દેશકાળ તથા સ્થિતિ અને સંજોગોના હેરફેરને લીધે જુદા જુદા ભકતો જુદા જુદા રૂપમાં દેખાય છે, પણ તે-ઓનાં હૃદય એકજ તાલપર નાચનારાં હોય છે, અને તેઓનાં ભીતરનો સૂર એકજ હોય છે.

પ્રકાશ પોતે જેમ જુદા જુદા રંગના કાચને શોધવા જતો નથી પણ કદાચ કયાંઇ એવા કાચ આડા આવી પડે તો એટ-લો વખત પોતે તેવા રૂપનો બની જાય છે, તેમજ ખરા ભગતો પણ આ દુનિયાનાં સુખ દુઃખને શોધવા માટે ચાહીને તરફ-ડીયાં મારતા જતા નથી, પણ દૈવયોગે સુખ દુઃખ આવી મળે તો તેને ઇશ્વર ઇચ્છા સમજી હર્ષ શોકને આધીન થયા વિના ભોગવી લેય છે. એવી રીતે સ્વભાવથી આવી મળેલાં, પ્રારબ્ધ-

થી આવી મળેલાં, કે બીજાં કાંઇ કારણોથી આવી મળેલાં સુખ-દુઃખોને તટસ્થ રહીને ભોગવવાં ને તેમાં મન બગાડવું નહી એનુંજ નામ ઇશ્વર ઇચ્છાને આધીન થવું છે, અને એવી સમતા રાખવી એજ ખરા ભક્તનું લક્ષણ છે.

---

## ૧૩૮—કેટલાક લોકો ભગતોને ઢોંગી કહે છે પણ એમ કહેનારને કહો કે તમે એવો ઢોંગ કરી તો જુઓ ?

જે લોકો પોતે કાંઈ આચાર વિચાર પાળતા નથી અને જેના પોતાના હૃદયમાં ભગવત્ પ્રેમ નથી તેઓ એમ કહે છે કે, ભગતો ઢોંગી છે; કારણ કે, તેઓ પોતે પ્રપંચોના ભરેલા હોય છે અને વિકારોના ગુલામ હોય છે એટલે તેઓને બધું એવુંજ દેખાય છે. પણ જેઓ ભગતોને ઢોંગી કહે છે તેઓને કહેવું જોઇએ કે, તમે એવો ઢોંગ કરીતો જુઓ ? ભગતો જેટલીવાર સ્નાન સંધ્યામાં ને પાઠ પૂજામાં વખત ગાળે છે એટલો વખત તમે એવી રીતે ગાળી તો જુઓ ? ભગતો જેટલું દાન પુન્ય કરે છે એટલું દાન પુન્ય તમે કરી તો જુઓ ? ભગતો બીજાંઓનાં દુઃખોમાં જેટલો પોતાની ખુશીથી ભાગ લેયછે એટલો દુઃખોમાં તમે ભાગ લઇ તો જુઓ ? ભગતો પ્રભુને અર્થે જેવો ત્યાગ કરે છે તેવો ત્યાગ તમે કરીતો જુઓ ? ભગતો દેવદર્શન સારૂ અને તીર્થવ્રત કરવા સારૂ જેટલી કાયાની કષ્ટિ સહન કરે છે એટલી કષ્ટિ તમે સહન કરી તો જુઓ ? ભગતો જેવી સુખ દુઃખમાં સમાન વૃત્તિ રાખે છે એવી સમાન-વૃત્તિ તમે રાખી તો જુઓ ? ભગતો જેટલો સત્સંગમાં વખત ગાળે છે એટલો વખત તમે સત્સંગમાં ગાળી તો જુઓ ? ભગતો પ્રભુના જેટલા ગુણગાન કરે છે તથા પ્રભુના મહિમાની જેટલી વાતો જાણે છે એટલી વાતો તમે જાણી તો જુઓ ? અને ભગતો તનમનધનથી તથા મન, વચન, કર્મથી પ્રભુને અર્થે જેટલું બળીદાન આપે છે એટલો ભોગ તમે આપી તો જુઓ?

તો ખબર પડે કે ભગતો સાચા છે કે ખોટા ? ભલે ભગતો ઢોંગી હોય તોપણ ઉપર પ્રકારના તેઓના ઢોંગને પણ ધન્ય છે, ધન્ય છે. એવી જાતનો ઢોંગ કરતાં સૌ લોકો શીખે એમ અમે ઈચ્છીએ છીએ; કારણ કે, જેમાં પોતાના મનને કાબુમાં રાખવાનું હોય, જેમાં પોતાના ભાઈબંધોને મદદ કરવાનું હોય, અને જેમાં અનંત બ્રહ્માંડના નાથની. ઉપર જીગરથી પ્રેમ કરવાનું હોય એવા ઢોંગને પણ અમે ચાહીએ છીએ, કારણ કે, એવા ઢોંગથી પણ કલ્યાણ છે, એટલે જેને એનો ઢોંગ કરતાં આવડે તે પણ ભાગ્યશાળી છે. માટે ઓ હરિજનો ! માયાના પ્રપંચમાં ફસાઇ ગએલાં માણસો કદાચ તમને ઢોંગી કહે તો તેથી શરમાઇ જઇ દિલગીર થશોમાં અને તેઓની ઉપર ગુસ્સો કરશોમાં, પણ એવી જાતના ઢોંગને નશીબદારપણું સમજજો, અને એ સાચો ઢોંગ–સાચી ભક્તિ તો જેમ વધે એમજ કરજો; કારણ કે, એ ઢોંગ પ્રભુને અર્થે છે, એટલે માયાવાદી સંસારીઓના ઢોંગ કરતાં તે હજારો દરજ્જે સારો છે. માટે કોઇનાં સારાં માઠાં બોલવા તરફ નહીં જોતાં ભક્તિમાં લાગુ રહો, પ્રભુમાં લાગુ રહો.

પદ.

ઘેલા અમે ભલે થયાં રે, બાઇ મારે ઘેલામાં ગુણ લાધ્યું (ટેક)
આટલા દિવસ હરિ જાણ્યાવિનાનું મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભૂલા પડયાં ત્યારે મારગ મળીયા માધુ. ઘેલા૦ ૧
ઘેલા તો અમે હરીના ઘેલા નિર્ગુણ કીધાં નાથે;
પૂર્વ જનમની પ્રીત હતી ત્યારે હરીએ ઝાલ્યાં હાથે. ઘેલા૦ ૨
ઘેલાંની વાતો ઘેલાં જાણે ને દુર્જનીયાં શું જાણે ?
જે રસ તો દેવતાને દુર્લભ તે રસ ઘેલા માણે. ઘેલા૦ ૩
ઘેલાં મટી એમ ડાહ્યાં ન થાઇએ ને સંતનાં શરણાં લીધાં;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર કારજ સઘળાં સીધાં. ઘેલા૦ ૪

## ૧૩૯—જો ધર્મ ન પળાય અને કાંઇ પણ ભલાં કામો ન થાય તો દુનિયાંની બીજી કોઇ પણ ચીજો કરતાં આપણો દેહ વધારે નકામો છે.

અસલના વખતમાં એક રૂષિ પાસે કોઈ વિદ્યાર્થી અભ્યાસ કરતો હતો. ઘણા વરસ પછી ને ઘણો અભ્યાસ થઈ ગયા પછી એ વિદ્યાર્થીએ પોતાને ઘેરે જવા માટે રૂષિ પાસે રજા માગી. ત્યારે રૂષિએ વિચાર કર્યો કે, એ છોકરો ભણ્યો તો છે પણ ગણ્યો છે કે નહીં તેની પરીક્ષા કરવી જોઇએ. તેથી એ છોકરાને રૂષિએ કહ્યું કે, બેટા, મને એક નકામી ચીજ જોઇએ છે માટે તે લાવી આપ.

એ વખતે છોકરાને એમ લાગ્યું કે એમાં શું મોટી વાત છે! ઘર બહાર નીકળ્યા કે ઘણીએ નકામી ચીજો રસ્તામાં પડી હશે તેમાંથી એકાદ ઉપાડી લઇશ. એમ ધારીને તે રૂષિની ઝું-પડીની બહાર નીકળ્યો અને રસ્તા ઉપર નીચું જોઇને નકામી ચીજ શોધવા લાગ્યો.

પ્રથમ ધૂળ નજરે પડી, તે જોઇને પેહેલાં એમ લાગ્યું કે એ નકામી છે, પણ વિચાર કરતાં જણાયું કે, ધૂળ કાંઈ નકામી નથી, એ તો બહુ ઉપયોગની વસ્તુ છે. એ પછી ખંડનું તણખલું નજરે પડ્યું, તેને નકામું સમજીને ઉપાડ્યું, પણ વિચાર કરતાં તેમાં પણ ઘણા લાભો દીઠા. એ પછી છાણ મૂતર જોયું, તે પણ નકામું લાગ્યું નહીં. એ પછી ચીંથરાંનાં ટુકડાઓ જોયા, તેપણ વિચાર કરતાં નકામા લાગ્યા નહીં. એ પછી ખરી પડેલાંને સુ-કાઇ ગએલાં ઝાડનાં પાંદડાંઓ દીઠાં, પણ તેપણ કાંઇ નકામાં લાગ્યાં નહીં, એની પણ તાપણી થતી હતી ને એનું પણ ખા-તર થતું હતું. એ પછી હાડકું જોયું, તે પણ વિચાર કરતાં ઉપ-યોગી માલમ પડ્યું. એ પછે માખીઓને કીડીઓ જોઇ, તે પણ જરૂરની લાગી. એ પછે મુએલો ઊંદર જોયો, તે પણ કાંઇ નકામો નહોતો. આવી રીતે સેંકડો ચીજો તેણે જોઇ પણ તેમાંથી એકે

નકામી ચીજ તેને મળી નહી. એ પછે છેવટ વિષ્ટા ઉપર તેની નજર પડી અને એમ લાગ્યું કે, આ સાવ નકામી વસ્તુ છે. એમ ધારી તેને અડવા જાય છે એટલામાં તેને વિચાર થયો કે, એ નકામું કેમ છે ? એનું ખાતર થાય છે અને એ પણ થોડા વખત પેહેલાં બહુ ઉત્તમ વસ્તુ હતી પણ માણુસના દેહના સબંધથી તેના એવા હાલ થયા છે. માટે જો પ્રભુનું નામ ન લેવાય અને આત્માનું કલ્યાણ ન સધાય તો આપણો દેહજ દુનિયાંની સો ચીજો કરતાં વધારે નકામો ને વધારે ખરાબ છે. કારણ કે, પશુઓનાં હાડકાં, ચામડાં, શીંગડાં વીગેરે બધુંએ કામમાં આવે છે. માછલાંમાંથી પણ મોતી જેવી ઉમદી વસ્તુઓ બનેછે. ઝાડનાં પુલ, ફળ, પાંદડાં, લાકડાં, મુળીયાં, રસ, બધું કામમાં આવે છે. પંખીઓને કીડાઓ પણ ઘણાએ કામમાં આવેછે, પણ જો માણુસો સરખી રીતે ન વરતે અને પોતાના રૂડા ધરમને તથા પોતાના પેદા કરનાર સરજનહાર પાલક પિતાને ન ઓળખે, તો એ દુનિયાંની બીજી સો ચીજો કરતાં વધારે નકામો છે. એમ વિચારીને ખાલી હાથે તે પાછો રૂષિ પાસે આવ્યો અને હાથ જોડી દંડવત્ કરીને કહ્યુ કે,

સદ્‌ગુરૂ મહારાજ ! આ દેહ વિના દુનિયાંમાં બીજી કોઇ પણુ નકામી વસ્તુ નથી. જો સાર્થકતા થાય તો એના જેવી બીજી કોઇ ઉત્તમ વસ્તુ નથી અને જો આવો રૂડો દેશ, આવો રૂડો ધરમ ને આટલી બધી ઇશ્વરી કૃપા છતાં પણુ જો આત્માનાં કલ્યાણુ ન થાય તો પછે આ દેહના જેવી દુનિયાંમાં બીજી કોઇ નકામી ચીજ નથી.

રૂષિએ આશીર્વાદ દઇને કહ્યું, બેટા, હવે તને રજા છે. તારી વિદ્યા સફળ થાઓ, કારણુ કે, તું દેહનું મિથ્યાપણું ને આત્માનું અમરપણું સમજ્યોછે તેથી તારી વિદ્યા તને જશ અપાવશે અને કલ્યાણુના રસ્તામાં લઇ જશે; પણુ છેવટ મારી એ ભલામણછે કે, જેમ સમજે છે તેમ વરતજે. જો આચાર વિચારમાં સુધરીશ નહીં તો એ બહારની સમજણુ કાંઇ કામની નથી. માટે

બેટા, આપણો ઉત્તમ મનુષ્ય અવતાર ફોગટ ન જાય પણ તેની કાંઇક સાર્થકતા થાય એમ કરજે.

---

## ૧૪૦– કુકડાને હીરો મળ્યો તે તેને શું કામનો ? તેમજ અધિકાર વિના ઉત્તમ વસ્તુ પણ કામ લાગતી નથી, માટે ઇશ્વરી જ્ઞાનનો અધિકાર મેળવો.

એક કુકડો ઉકરડા ઉપર ચરતો હતો, તેને એક દહાડો હીરાની કણી મળી, ત્યારે તે કુકડાએ તેને ચાંચમાં લીધી પણ ચગળતાં માલમ પડ્યું કે, એ કાંઇ ખાવાની વસ્તુ નથી, તેથી તેણે હીરાકણી પાછી જમીન ઉપર મૂકી દીધી, અને તેના સામું જોઈને પોતાના મનમાં કહ્યું કે, તું, ઘણી બહુ રૂપાળી છે પણ મારા કામની નથી. હું તને લઇને શું કરૂં ? મને તો જુવાર બાજરાના દાણા જોઇએ કે જેથી મારી ભૂખ મટે. તું ઘણી હીરાકણી છે પણ મને શું કામની ? કારણ કે, હું જાતે ઉકરડાનો કચરો ખાનારો કુકડો છું, એટલે તારી કીંમત હું કેમ સમજી શકું?

ભાઇઓ ! એ કુકડો તે આપણેજ છીએ. સંસારરૂપી ઉકરડામાં આપણે હવતીયાં માર્યા કરીએ છીએ; તેમાં કોઈ કોઇ વખત પ્રભુનાં પવિત્ર નામરૂપી હીરો આપણને મળી જાય છે, પણ આપણે તેને સાંચવી શકવા નથીઃ અને પેલો કુકડો જેમ હીરાકણી છોડીને જુવારના દાણા શોધવા મંડી ગયો હતો, તેમ આપણે પણ મહામંગળકારી પરમ દયાળુ પ્રભુનું શાંતિદાયક નામ અને કલ્યાણકારી ધર્મનાં રૂડાં કામરૂપી હીરાને છોડીને જગતરૂપી ઉકરડામાં છળ કપટ, મારૂં તારૂં, તથા અભિમાનરૂપી કચરામાંજ પડયા રહીએ છીએ, અને હાથ આવેલો હરિરૂપી હીરો ગુમાવી દઇએ છીએ. હવે વિચાર કરો કે, ઉકરડા ઉપર ચરનાર કુકડામાં ને આપણામાં શું ફેર ? ભાઇઓ ! ધર્મ એજ આપણામાં વધારે છે. જો આપણામાં ધર્મનું બળ ન હોય તો આ સંસાર એ ઉકરડોજ છે. ધર્મના બળથીજ સંસાર સ્વર્ગ

જેવો થઇ શકે છે, અને ધર્મના બળથીજ આપણે દેવ બનીને હરિની હજુરમાં–મોક્ષ ધામમાં અનંત કાળનાં સુખ ભોગવવા જઇ શકીએ છીએ; પણ જો આપણામાં ધર્મ ન હોય, આપણા હૃદયમાં હરિના નામરૂપી હીરો ન હોય તો તો આપણે પણ એ કુકડાના જેવાજ છીએ. માટે ભાઇઓ ! એવા ન રહી જઇએ તે સારૂ ધર્મના રસ્તામાં આવો અને ઇશ્વરી જ્ઞાનનો અધિકાર મેળવો.

પદ.

હરિ નહીં ગાયો, જનમારો ગુમાયો,
જનમારો ગુમાયો જનમારો ગુમાયો—હરિ૦
હરિ જનકો સનમાન ન કીનો ( ૨ )
અપનો કુટુંબ જુમાયો—ન ગાયો—હરિ૦
પરસ્ત્રી વિષયા કે કારન ( ૨ )
લખરે ચોરાશી ભટકાયો—ન ગાયો—હરિ૦
કહે જાદવ હરિ ભજયો નહીં તું ( ૨ )
હીરો હાથસેં ગુમાયો—ન ગાયો—હરિ૦

---

## ૧૪૧–તોપને મોઢે બાંધવા લઇ જતા હોય તેને મીઠાઇ ખાવી કેમ ભાવે ? તેમજ આપણને પણ થોડા વખતમાં મરી જવું છે છતાં પણ ખોટાં ખોટાં ઉફાંડ કરવાં કેમ સુઝે છે ?

અસલ આપણા દેશમાં કેટલેક ઠેકાણે એવો રીવાજ હતો કે, જેને મોતની શિક્ષા કરવી હોય તેને તોપને મોઢે બાંધીને ઉડાવી દેતા હતા. એવી રીતે શિક્ષા કર્યા અગાઉ તે ગુન્હેગારને પુછતા કે, તને કાંઇ ખાવા પીવાની મરજી છે ? જો ખાવું હોય તો તારે માટે મીઠાઇ તૈયાર છે ? પણ એ વખતે ખાવું કયાંથી ભાવે ? જેને તોપને મોઢે બંધાવું હોય તેને ખાવું કયાંથી ભાવે ? જયારે ટાંટીઆ ધ્રુજતા હોય, જયારે ગરદન ઝુકી ગઇ

હોય, જ્યારે ચેહેરો મડાં મ્હોં જેવો થઇ ગયો હોય, જ્યારે મોઢામાં શોષ પડતો હોય, અને જ્યારે હૃદયમાં એક તરફ પોતાનાં પાપ, બીજી તરફ દુનિયાંદારીનો મોહ, ત્રીજી તરફ જમના મારની ધાસ્તી, ચોથી તરફ સંસારસુખ ભોગવવાની આશાઓ, અને પાંચમી તરફ કાળનાં મોઢાં જેવી તોપ તથા પોતાનાં મોતને નજરે જોતો હોય તેને એ વખતે મીઠાઇ ખાવી કેમ ભાવે ? તો પણ કોઇ કોઈ કઠણ હૃદયના એવા પણ ગુન્હેગાર મળી આવે છે, કે જેઓ એવે વખતે પણ ખુશી થઇને મીઠાઇ ખાય છે. એમ કરવા વાળા કોણ હોય છે એ તમને ખબર છે ? એક તો જેઓ ફરજ બતાવીને મરતા હોય, અથવા પોતાનું મનધાર્યું કરીને પછી મરતા હોય તેઓ હોય છે; અને બીજા કે જેઓની માણસાઇ લાગણીઓ નષ્ટ થઇ ગઇ હોય, જેઓ પાપમાંજ ઉછરેલા હોય, ગુનાહો કરવામાંજ જેઓ બહાદુરી માનતા હોય, અને ધરમને નામે જેણે પુળો મૂકેલો હોય તેઓ તોપને મોઢે બંધાતી વખત પણ મીઠાઇ ખાનારા હોય છે.

આ વાત સાંભળીને આપણને અજાયબી લાગે છે કે, ઓહો ! એવાં પણ કઠોર માણસો થતાં હશે કે જેઓ તોપને મોઢે બંધાવાના હોય છતાં પણ મીઠાઇ ખાય ? આપણને તો આ વાત સાંભળીને પણ ત્રાસ છુટે છે, ત્યારે તેઓને એ વખતે મીઠાઇ ખાવી કેમ ભાવતી હશે ? એ તે માણસ હશે કે રાક્ષસ હશે ? માણસનું મન તો સાવ એવું લાગણી વિનાનું ન હોય. અલબતે, ફરજ બજાવીને—પોતાનું મનધાર્યું કરીને મરતા હોય તેઓની વાત જુદી છે; પણ અપરાધી માણસો એવા સખત કેમ થઇ શકતા હશે ?

ભાઇઓ ! તોપને મોઢે બંધાવાના હોય છતાં પણ મીઠાઇખાવાના શોખીન તે આપણે પોતે છીએ. તમે કહેશો કે અમે ! અમે કેવી રીતે ? અમને તો એ વાત સાંભળીને પણ ત્રાસ લાગે છે. શું અમારામાં માણસાઇ લાગણી નથી ? શું અમે એટ-

લા બધા નીચ છીએ કે મોતથી પણ ન ડરીએ ? તમારી એ વાત ખરી છે, પણ ભાઇઓ સંતો કહે છે કે, જેઓ તોપને મોઢે બંધાવાના હોય છે તેઓને માટે તો મરણનો વખત નકી થઇ ગયેલો હોય છે. ફલાણે દિવસે ને ફલાણે કલાકે તેઓને મારવામાં આવશે એમ ચોકસ કરેલું હોય છે, પણ આપણે માટે તો એટલું પણ ચોકસ કયાં છે ? કઇ પળમાં આપણો પ્રાણ નીકળી જશે એ કોઇને ક્યાં ખબર છે ? અને તોપણ આપણી વગર મફતની ધામધુમ તો જુઓ ? એ બીચારાઓ તો માત્ર નિર્દોષ મીઠાઇજ ખાય છે, પણ આપણી માથે સદાય કાળનું ચક્કર ફરતું રહે છે છતાં પણ આપણે સેંકડો પ્રકારનાં વિનાકારણ પાપ કરિએ છીએ અને ધરાર અધર્મનાં કામો કરીએ છીએ એ તરફ તો જુઓ ? તોપવાળાને માટે જેટલી મુદત છે એટલી મુદત પણ આપણે માટે કયાં છે ? અને તોપણ આપણાં ઉફાંડો તો જુઓ ? આમ તે કયાં સુધી ચાલશે ? ઘડીઆળમાં ટકટક કરતો કાળ આપણા હાથમાંથી ચાલ્યો જાય છે અને થોડા વખતમાં મોત આપણી સામે આવીને ઉભું રહેવાનું છે તે તરફ તો જુઓ ? એ વખતે બાજી હારી ગયા પછી આપણે શું કરી શકશું ? માટે હજી પણ હાથમાં વખત છે તાં ચેતો, અને પરમ કૃપાળુ અખંડ આનંદરૂપ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માનું શાન્તિદાયક શરણ ધરી લો, ધરી લો, અને જીંદગીની સાર્થકતા કરી લો.

---

## ૧૪૨–સતસંગની ખુબી.

કવિયો કહે છે કે, ગંગાજીમાં સ્નાન કરવાથી પાપનો નાશ થાય છે પણ કાંઇ ધન મળતું નથી, ચંદ્રમા શાંતિ આપે છે પણ કાંઇ પાપ હરતો નથી, અને કલ્પવૃક્ષ મન માન્યા વૈભવો આપે છે પણ કાંઈ મોક્ષ આપતું નથી; પણ સતસંગમાંથી તો સર્વે વાનાં મળે છે. સતસંગથી પાપ જાય છે, સતસંગથી શાં-

તી મળે છે, સતસંગથી સંસાર સુખનો લાભ થાય છે અને સતસંગથી અંતે મુક્તિ પણ મળે છે. માટે આ દુનિયામાં સતસંગ સૌથી શ્રેષ્ટ છે, કારણ કે, બીજી મોટી મોટી વસ્તુઓમાંથી પણ થોડા થોડા લાભ મળે છે, પણ સતસંગમાંથી તે સર્વે વાનાં મળે છે, માટે જેમ બને તેમ સતસંગનો વધારે લાભ લેવાય એમ કરો.

સતસંગથી કેટલો બધો લાભ મળે છે એ જાણવાને માટે આપણે દૂર શા માટે જવું જોઇએ? તમારા હાથમાં આ "સ્વર્ગની કુંચી" છે તેજ જુઓની? એ સતસંગનું ફળ છે. જો મેં સતસંગનો લાભ ન લીધો હોત તો "સંસારમાં સ્વર્ગ" "સ્વર્ગનું વિમાન", અને આ "સ્વર્ગની કુંચી", હું લખી શકત નહીં. એ બધું સતસંગનુંજ ફળ છે, એ બધું સાધુસેવાનુંજ ફળ છે, એ બધું હરિજનોની અમીદૃષ્ટિનુંજ ફળ છે; એમાં મારૂં કાંઇ પણ નથી. અને હજી પણ સતસંગમાંથી કેવાં કેવાં મીઠાં ફળ નીકળશે એ કોણ જાણી શકે છે? જ્યારે મને સતસંગના લાભની ખબર નહોતી ત્યારે બાળપણમાં હું કેવો જંગલી હતો, અને હવે સતસંગનાં બળથી હું કેવા માનસિક આનંદમાં રહી શકું છું, એ સરખામણી જ્યારે હું મારા મન સાથે કરૂંછું ત્યારે મને બહુ અજાયબી લાગે છે. એ વખતે મને એમ લાગી આવે છે કે, આહા! આટલી બધી સતસંગની ખુબી? શું સતસંગ આખી જીંદગીને નવો રંગ આપી દેય છે? હા, એમજ. ત્યારે તો ધન્ય છે, સતસંગ તને ધન્ય છે, તારા લાભને હું મ્હારા ભાઇબંધોને કેવી રીતે સમજાવું? પ્રભુ! દયાળુ પ્રભુ! તમારો મહિમા જાણવા સારૂ અમારા હૃદયમાં સતસંગની પેરણા કરો, સતસંગની પ્રેરણા કરો.

પદ.

સાધુ તે જનનો સંગ બાઇ મારે ભાગે મળ્યો છે;
મોટા પુરૂષનો સંગરે બાઈ મારે ભાગે મળ્યો છે. (ટેક.)
મોટા પુરૂષનાં દર્શન કરતાં, ચડે છે ચોગણો રંગ—બાઇ.

અડસઠ તીરથ મારા સંતને ચરણે,કોટી કાશીને કોટી ગંગ.–બાઇ.
દુરિજન લોકનો સંગ ન કરીએ, પાડે ભજનમાં ભંગ.–બાઇ.
નિંદાના કરતલ નરકેરે જાશે, ભોગવશે થઇ ભોરિંગ.–બાઇ.
મીરાં કહેરે બાઇ સંતચરણરજ,ઉડીને લાગો મારે અંગ.–બાઇ.

---

## ૧૪૩–પીપર ઘુંટાય તેમ તેની કીંમત વધે છે, તેમજ પ્રભુનું નામ પણ જેમ જેમ વધારે વધારે લેવાય તેમ તેમ તેની કીંમત વધે છે.

લીંડીપીપર એ સાધારણ વસ્તુ છે, પણ જેમ જેમ તેને ખુબ ઘુંટાય તેમ તેમ તેમાં ગુણ વધતો જાય છે અને તેની કીંમત પણ વધતી જાય છે. તેમજ ઉપલક રીતે ભગવદ્ નામ લઇ લેવું એ આપણને સાધારણ લાગે છે, પણ જેમ જેમ એ પવિત્ર નામની હૃદયમાં તાળી લાગતી જાય અને જેમ જેમ એ નામ તેના સત્ય સ્વરૂપે અંતરમાં જામતું જાય તેમ તમ તેનો રંગ કાંઇ ઓરજ થતો જાય છે. પછે તેની કીંમત આખી દુનિયાં ને સ્વર્ગ કરતાં પણ વધારે થઈ જાય છે. નામ મહિમા જાણ્યા પછે અને નામની લેહ લાગી ગયા પછે સ્વર્ગ પણ ફીકું થઇ જાય છે. જે ભકતને એવી તાળી લાગી જાય છે તેના અંતરમાં એની મેળે મેળે મોક્ષધામનાં સુખડાં આવી પડે છે; પણ યાદ રાખજો કે એ નામ કાંઇ ઓરજ છે. એક ભક્તરાજે કહ્યું છે કે,

રામ નામ સબકો કહે, ઠગ ઠાકોર અરૂ ચોર;
બિના પ્રેમ રીઝે નહીં, તુલસી નંદકિશોર.

એ નામ કયું ? એ નામતો પ્રભુનુંજ છે, પણ એ નામ લેનારનો પ્રભુપ્રેમ કાંઈ અલૌકિકજ હોય છે. એટલુંજ નહીં પણ એ નામ એક બે વખત કે સો બસો વખત નહીં, પણ લાખો ને કરોડો વાર લઇને તેણે સિદ્ધ કરેલું હોય છે, એટલે તેમાં એવું બળ આવી ગએલું હોય છે. મહાન્ ભક્તો પ્રભુનાં પવિત્ર ના-

મથી અસાધ્ય દરદો ઘડીકમાં સાજાં કરી દેય છે. નામના બળથી સંતો નાસ્તિકોને આસ્તિક કરી દેય છે. નામના બળથી સાધુઓ રિદ્ધિ સિદ્ધિ મેળવી લેય છે. નામના બળથી હરિજનો પાપીઓનાં પાપ મૂકાવી દેય છે. નામનાં બળથી જીંદગી બદલાઇ જાય છે ને નવું જીવન મળે છે. અને નામના બળથી લાખો ભગતો તરી ગયા છે. પણ એ નામ કેવું ? એ નામ ઉપરછરૂ નહીં, એ નામ દુનિયાંને દેખાડવા સારૂ નહીં, એ નામ ભગત ગણાવા સારૂ કે કાંઇ સ્વાર્થ સાધવા સારૂ નહીં, એ નામ રૂઢીને ખાતર નહીં, એ નામ બળાત્કારથી લેવાએલું નહીં, અને એ નામ પોપટના રામ રામની પેઠે સમજ વિના લેવાએલું નહીં પણ એ નામતો અંતરના ઉમળકાનું, હૃદયના સ્વાભાવિક ઉભરાનું, ખરેખરા પ્રેમનું, હૃદયના પૂર્ણ બળનું, આત્મિક દિલાસાનું અને "સ્વર્ગના વિમાન"માં બેસીને જાણે આસમાનમાં ઉડતા હોય તેવું આનંદભર્યું એ નામ હોય છે. એ મહાન પવિત્ર નામ લેતી વખતે તો હૃદયનાં બધાં તાળાં ખુલ્લી જાય છે. એ સમર્થ નામ લેતી વખતતો આનંદના સાગર ઉલટાઇ જાય છે. એ સ્વયંપ્રકાશનું નામ લેતી વખતે તો અંતરમાં પ્રકાશ થઇ જાય છે. એ જ્યોતીમય નામ લેતી વખતતો પાપરૂપી અંધકારનો નાશ થઇ જાય છે. એ મંગળમય નામ લેતી વખતતો સર્વત્ર મંગળજ દેખાય છે. એ ગુણાતીતનું નામ લેતી વખતતો દુનિયાંને ભૂલીને જાણે મોક્ષ ધામમાં હરિની હજુરમાં બેઠા હોય એમ થઇ જાય છે. એ કૃપાવંતનું નામ લેતી વખત તો જાણે વરસાદની ધારાની માફક ભગવત્ કૃપાની પ્રત્યક્ષ ધારાઓ વેહેતી દેખાય છે. એ અવિનાશીનું નામ લેતી વખતતો જાણે આપણને અમરપણું મળી ગયું હોય એવો આભાસ થઇ જાય છે. અને એ સચ્ચિદાનંદની જય બોલાવતી વખતતો જાણે આપણે આપણાપણું ભૂલી ગયા હોય અને તેના આનંદમાં ડુબી ગયા હોય એમ થઇ જાય છે. ભાઇઓ! જ્યારે આવું થાય ત્યારેજ નામ લેવાની સા-

થઈ શકતા છે. જ્યાં સુધી એમ ન થાય ત્યાં સુધી તો *રબારીના રામ રામ, ને પટેલની માળા, જેવુંજ એ નામને સમજવું.

ભાઇઓ ! આ સાંભળીને નિરાશ થશો માં, કારણ કે, પક્કી રીતે યાદ રાખજો કે પ્રભુનું નામ લીધેલું કદી પણ વ્યર્થ જતું નથી. અને હમેશાં દરેક કામની શરૂઆત એવીજ હોય છે, પણ છેવટ સુધી પોલમાં ન રહી જવાય એ સંભાળજો. પોલમાં ન રહી જવાય અને ઉપર વર્ણવ્યું તેવું નામનું બળ અનુભવમાં આવે એવું થવા સારૂ જેમ બને તેમ વધારે નામસ્મર્ણ કરો, જેમ બને તેમ વધારે માળા ફેરવો, અને જેમ બને તેમ વધારે સારી રીતે પ્રભુના હુકમો પાળતાં શીખો.

પદ.

નામકી મહિમા અગમ અપાર, તાકો કોઈ ન પામે પાર—ના૦
નેતિ નેતિ કર વેદ કહતહે, પાવત ન શકે પાર,
ચતુરાનન ચારો જીભ્યાસે, નિશદિન કરે પોકાર—ના૦
શુન્ય સમાધી લગાય ધ્યાનધર, સનકાદિક ગયે હાર,
શેષ સહસ્ર મુખ નામ જપતહે, લે પૃથ્વીકો ભાર—ના૦
ત્રેતા મધ્યે રામે એક તારી, ગૌતમ રૂષિકી નાર,
નામ ભજનસેં જીવ અનેક, દિનપ્રતિ હોત ઉધ્ધાર—ના૦
એહી નામ સંકળ ઘટમાંહી, સંતન લીઓ નીહાર,
સાહેબ કબીરકું ગુરૂજીને દીનો, સોઈ નામ નિજસાર—ના૦

---

* એમ કહેવાય છે કે, રબારી એક બીજાને સામા મળેતો રામ રામ કરે, પણ રોટલા ખાવાનું કહે નહીં. અને પટેલો ડાયરામાં બેઠા બેઠા હાથમાં પકડેલી માળાના પારા ફેરવ્યા કરે, પણ વાતો તો ગમે તેવી થતી હોય ને ધ્યાન તો ગમે ત્યાં હોય. એવી માળાને એવા રામ રામથી જેમ કાંઇ વળે નહીં, તેમ પ્રભુ ઉપરના પ્રેમ વિના અને પ્રભુના હુકમો પાળ્યા વિના પ્રભુનું નામ લેવાથી પણ કાંઇ મોટો લાભ થાય નહીં.

## ૧૪૭.—માલની ગાંસડી ઉપર બારદાન હોય તેની સામું ન જુઓ પણ અંદરના માલ સામું જુઓ, તેમજ માણસોના અવગુણ તરફ ન જુઓ, પણ તેનો આત્મા જે પ્રભુનો અંશ છે તેના તરફ જુઓ.

વિલાયતથી કાપડની ગાંસડીઓ આવે છે એ તમે જોઇ છે? એ ગાંસડીઓનાં બારદાન તો ઉપરથી ખરાબજ હોય, કારણકે, એ બારદાનને ગોદીઓના, ખટારાઓના, આગબોટોના ને ગોડાઉનોના અછાડા પછાડાને ઝપાટા ખમવાના હોય છે, માટે એ બારદાન તો જાડાં પણ હોય, ગુણપાટનાં પણ હોય, મેલાં પણ હોય, ડામર લગાડેલાં પણ હોય, અને વખતે ફાટેલાં પણ હોય, એવાં બારદાનો તરફ જોઇને કાંઇ અંદરના માલને ખરાબ કહેવાય નહીં; કારણ કે, એવાં બારદાનોની અંદર તો મજેના છીંટના તાકાઓ, ઉંચી મલમલો, દેશનેબલ કોરનાં ધોતીયાંઓ, અને સુંદર રેશમી કિનારીઓનાં બંડલો હોય છે. માટે ઉપરનાં ખરાબ બારદાનો જોઇને કાંઇ અંદરના માલને ફેંકી દેવાય નહીં, તેમજ આપણા ભાઈબંધોમાંથી કોઇ મુરખ હોય, કોઈ બહુ બોલા હોય, કોઇ દુરાચારી હોય, કોઇ જુઠા બોલા હોય, અને કોઇ ધર્મ વિનાના હોય, તે સારૂ કરીને કાંઈ તેઓની સાથે આપણાથી વેર કરાય નહીં. કારણ કે, એ બધા માણસજાતના અવગુણો એતો ઉપરનું બારદાન છે, પણ આપણને તો તેની અંદરના ઉંચા માલ સાથે કામ છે. એ ઉંચો માલ તે અમર આત્મા છે, અને તે સર્વવ્યાપક મહાન પ્રભુનો અંશ છે. માટે ભાઇઓ! દોષદ્દષ્ટિમાંજ નહીં પડયા રહેતાં સારગ્રાહી થઇને આ સર્વ જગત તથા સર્વ જીવો આપણા સર્વ શક્તિમાન પિતા મહાન પ્રભુની પેદાશ છે એમ સમજી હમેશાં સૌ સાથે રૂડી રીતે ભલાઇથી વરતાય તેમ કરો.

## ૧૪૫.–પરમાર્થને માટે ભલાં માણુસો કેટલું બધું અપમાન ખમી લેય છે તેનો દાખલો.

રખડતાં ગરીબ નિરાધાર છોકરાંઓને માટે એક મકાન બંધાવવાનું હતું, તે માટે ફંડ કરી તેમાં નાણાં ભરાવવાની જરૂર હતી. એ કામ એક ભલા માણસે ઉપાડી લીધું, અને તે માટે તે બહુ મેહેનત કરી ઘેરે ઘેરે ફરી પોતાનો લાગવગ વાપરી ફંડમાં નાણાં ભરાવવા લાગ્યો. એક વખત તે માણુસ કોઇ શેઠીયાને ત્યાં એ ફાળો લઇને નાણાં ભરાવવાની આશાએ ગયો. એ વખતે તે શેઠીયાને ત્યાં તેના પાંચ સાત બીજા મિત્રો બેઠા હતા અને તે બધા જુવાનીયાઓ મોજ શોખની રમુજી વાતો કરી રહ્યા હતા એટલામાં તે માણુસ ત્યાં ફાળો લઇને ગયો. એ જોઇને પેલા શેઠીયાઓએ જાણ્યું કે, આ માણુસ આપણી પાસે કાંઇ ભીખ માગવા આવ્યો છે, તેથી ગુસ્સે થઇને તેમાંથી એક તુમાખી જુવાનીયો તેની ઉપર થુંકયો. એ પછી તેના થુંકવાની દરકાર નહીં કરતાં તે ફાળો લાવનાર માણુસે કહ્યું કે, શેઠ, આ ફંડમાં કાંઇક આપવાની મેહેરબાની કરો. ત્યારે તે શેઠીયાઓમાંથી એકજણુ બોલ્યો કે, હમણાં તને આપ્યું તે જોયું નહીં? એટલે કે તારી ઉપર થુંકયા, તોય તને લાજ નથી આવતી? ત્યારે તે માણુસે કહ્યું કે, એ તો મને આપ્યું, પણુ આ ફાળામાં તો કાંઇક ભરો. એ સાંભળીને તેમાંથી એક જણુાએ તે ફાળો તેની પાસેથી લઇને વાંચી જોયો, એટલે જણાયું કે, ઓહો! આપણે ભૂલ્યા; આતો નિરાધાર બચ્ચાંઓને માટે માગે છે એ કાંઇ પોતાને માટે માગતો નથી એમ જાણીને તે બધા શેઠીયાઓએ એ ફંડમાં મોટી રકમ ભરી આપી.

ભાઇઓ! આવી રીતે અપમાન ખમીને પણુ ભલાં માણુસો પરમાર્થનાં કામો કરે છે, અને પ્રભુના કૃપાપાત્ર થાય છે, પણુ મુરખો ને લોભીયાઓ પ્રભુના કૃપાપાત્ર છતાં પણુ કાંઇ કરતા નથી, ને ઉલટો પોતાને માટે નરકનો રસ્તો પસંદ કરે

છે. માટે ભાઇઓ ! જો પ્રભુએ આપ્યું હોય તો પ્રભુને અર્થે ખરચવામાં હાથ સંકોડશો માં, અને જો ન આપ્યું હોય તો તનમનથી મેહેનત કરવામાં પછાત પડશોમાં. યાદ રાખજો કે, પ્રભુને અર્થે કરેલી તમારી મેહેનત કાંઇ ફોગટ જવાની નથી, માટે ગરીબોને અર્થે પરમાર્થનાં કામો કરવા સારૂ કદી અપમાન સહન કરવું પડે તોપણ મહાન પ્રભુને ખાતર તે સહન કરો, કારણ કે, એવાં અપમાનનાં ઇનામો બહુ મોટાં છે, માટે આપણે તુચ્છ બુદ્ધિનાં માણસો તરફથી મળતાં અપમાન સામું જોવાનું નથી પણ સર્વ શક્તિમાન જગતપિતા તરફથી મળતાં ઇનામ તરફ જોવાનું છે—પ્રભુ તરફ જોવાનું છે. એ ધ્યાનમાં રાખજો.

---

## ૧૪૬—ભાઇઓ ! આ એક મજેતો જુઓ ? શ્રીમંત મોટા કે ભગત મોટા ?

છપનીયા દુકાળે બહુ લોકોને મુંબઇ દેખાડયું હતું. એ વખતે કાઠીઆવાડથી એક હરિજન એક ભગતનાં સદાવ્રતનાં કામ માટે તજવીજ કરવા આવ્યો હતો. તે પાછો પોતાને ગામ ગયો ત્યારે પેલા ભગતે મુંબઇના સુખશાંતિના સમાચાર પુછયા, અને પછી કહ્યું કે, તમે મુંબઇમાં શું શું જોયું ? એ તો વાત કરો.

ત્યારે તે વૈષ્ણવે કહ્યું કે ભાઇ ભાઇ ! મુંબઇની તે શું વાત કરો છો ? એતો અલબેલી નગરી છે. હું તો કહું છું કે જેણે મુંબઈ નથી જોયું તેણે કાંઇ નથી જોયું. ત્યાંની લક્ષ્મી ને ત્યાંના વૈભવો તો કાંઇ ઓરજ છે. એવા એવા શેઠીયાઓ પડયા છે કે આપણા ગામના જેવા રાજાઓને તો તે વેચાતા લઈ લેય. ઘણાએ શેઠીયાઓને ત્યાં ઘોડાગાડીઓ જોઇ, ઘણાઓને ત્યાં ઉંચી તોખમના આરબી તથા વિલાયતી સરતના ઘોડા જોયા, ઘણાઓને ત્યાં સુંદર વાડીબંગલા જોયા, ઘણાઓને

ત્યાં રેશમી સાટીનના ને મખમલના ખુરસી કોચ જોયા, ઘણુ- ઓને ત્યાં આરસ પથ્થરની લાદીઓ ને બારીક કારીગરીનાં પુતળાંઓ જોયાં, ઘણુઓને ત્યાં સુંદર ફુવારા અને આંખ્યો ફાટી ને ફાટી રહે તેવાં જોવા લાયક ચિત્રો જોયાં, ચાંદી સોના- નાં ને ફક્કડ ચીની કામનાં રાચરચીલાં જોયાં, ઘણુઓને ત્યાં રમવાનાં ટેબલો ને મેદાનો જોયાં, ઘણુઓને ત્યાં દરિ- યામાં સેહેલ કરવાની જાલીબોટો અને મોટી કીંમતનાં કુતરાં- ઓ જોયાં, ઘણુઓને ત્યાં હવાખાવાના બંગલા ને રાંડોના નાચ જોયા, ઘણુઓને ત્યાં ઉંચા ઉંચા પલંગો ને વિલાયતી વાજાંઓ જોયાં, ઘણુઓને ત્યાં છપ્પન જાતની ઉંચી ઉંચી મી- ઠાઇઓ ખવાતી જોઇ, ઘણુંઓને ત્યાં મોટાં મોટાં કારખાનાં જોયાં, ઘણુઓને મોટી મોટી સભાઓ ગજાવતા જોયા, ઘણુ- ઓને મોટા મોટા અધિકારવાળા જોયા, અને ઘણુએ માનપ- ત્રોવાળા તથા ઘણુએ મોટા મોટા ખેતાબનાં પુંછડાંવાળા જો- યા. એવું એવું તો ઘણુંએ જોયું, પણ ભગત, એક મૂળ મુદ્દાની વાત કયાંઇ દેખાણી નહીં; એતો માત્ર તમારા જેવા ભગતોને ત્યાંજ જોયું. ત્યારે ભગતે પુછયું કે ભાઇ, એ વળી શું ?

ત્યારે તે હરિજને કહ્યું કે, કોઇના બારણામાં સાધુસંતની ભીડ જોઇ નહીં. સૌને ત્યાં સારૂં સારૂંને મોજશોખની વસ્તુઓ જોઇ, પણ કોઇને ત્યાં આંધળાં, લુલાં, કાણાં, કુબડાં, કોઢીયાં, ને ભૂખ્યાઓની ભીડ જોઇ નહીં. કોઇને ત્યાં ગરીબ જાત્રાળુ- ઓને રોટલાનો કટકો અપાતો જોયો નહીં. કોઇને ત્યાં બી- મારોની સારવાર થતી જોઇ નહીં, કોઇને ત્યાં રોજ દસ વીસ આવતા જતા ભગતોની મંડળી જોઇ નહીં, કોઇને ત્યાં રોજ રોજ હરિકથા થતી જોઇ નહીં, કોઇને ત્યાં નિરાધારોને માટે બે ઘડી બેસવાની જગ્યા જોઇ નહીં, કોઇને ત્યાં ભીખારીઓને માટે ખીચડાંના ચરૂ ચડેલા જોયા નહીં, કોઇને ત્યાં તરસ્યાઓ- ને પાણી પીવા મળે એવું પણ દીઠું નહીં, કોઇને ત્યાં દુઃખી- ઓને દિલાસાના બે શબ્દો મળે એવું પણ દીઠું નહીં, કોઇને

ત્યાં ગરીબોને માત્ર આવકાર મળે એવું પણ દીઠું નહીં, કોઇને ત્યાં નાંગાંઓને વસ્ત્ર મળે એવું પણ દીઠું નહીં, અને કોઇને ત્યાં દુઃખીઓના ખબર પુછાય તેવું પણ દીઠું નહીં. એ બધું તો માત્ર ભગતોને ઘેરેજ અમે જોયું. ભીખ માગીને માગીને સદાવ્રત ચલાવવાં અને સંતોની તથા દુઃખીઓની સેવા કરવી એ તો માબાપ તમારે ઘેરેજ અમે જોયું. તમે શા માટે સુખી છો તેનું કારણ હવે હું સમજયો; એનું કારણ એજ કે, તમારે ત્યાં આવીને ગરીબો પોતાનું દુઃખ ભુલી જાય છે અને તમારે ત્યાં ભૂખ્યા અતિથિયોનું આદર સન્માન થાય છે, માટે એ સેવાને લીધે એ પુન્યને લીધે તમારે ત્યાં સદાય આનંદ રહે છે.

અહા! પ્રભુને ખાતર પ્રભુનાં બાળકોની સેવાનું ફળ કેટલું બધું મોટું છે! એ જુઓ તો ખરા? જેને ઘેર ચાર ચાર ઘોડાની ચોકડીઓ હોય તેઓના હૃદયમાં હોળીઓ બળતી હોય, તથા કંઈક જાતની કાણો મંડાણી હોય, અને જે ગરીબ ભગતો દુઃખીઓની સેવા કરવા સારૂ ભીખ માગતા હોય તેઓને ત્યાં સંતોની મંડળીઓ પ્રભુના નામનો જયજયકાર બોલાવતી હોય એ શું ખુબીની વાત નથી ? હવે તમે કહો કે કોણ મોટા ? ભગત કે શ્રીમંત ? અમને તો દાસભાવવાળા અને સેવાધર્મવાળા ભગતો મોટા લાગે છે. માટે કરૂણાના ભંડાર, નોધારાના આધાર, દેવોના દેવ, પરમ મંગળસ્વરૂપ આદિનાથ પૂર્ણ પુરૂષોત્તમ સર્વેશ્વર શ્રીહરિને પ્રાર્થના કરીએ છીએ કે, હે પ્રભુ ! તારી સેવા કરી શકીએ તેવા અમોને ભગત બનાવ, ભગત બનાવ.

---

## ૧૪૭–ભગવત્ કથા વાંચીને તેમાંથી શું સાર લેવો જોઇએ તે વિષે.

મુંબાઇમાં એક ઠેકાણે રામાયણની કથા વંચાતી હતી, ત્યાં ઘણાએ હીંદુસ્થાની ભૈયા લોકો સાંભળવા આવતા હતા. એક દિવસ તેમાં હનુમાનજીનાં પરાક્રમની વાત આવી. વાત ઉપરથી

વાત નીકળતાં કોઇએ કહ્યું કે, ગરૂડજીએ હનુમાનને જીતી લીધા હતા. ત્યારે બીજાએ પુછયું કે, એ કયે ઠેકાણે ? પેલાએ કહ્યું કે વિંધ્યાચળ ઉપર. ત્યારે બીજાએ કહ્યું કે, નહીં દ્રોણગિરિ ઉપર. ત્યારે ત્રીજાએ કહ્યું કે, પંપા સરોવરપાસે. ત્યારે ચોથાએ કહ્યું કે, અંતરીક્ષમાં, હનુમાનજીને ગરૂડજી મળ્યા હતા. આવી રીતે વાત ચાલતાં પેહેલો ને બીજો માણસ લડી પડયા, બીજાએ કહ્યું કે તેરા ગુરૂ જુઠા; વિંધ્યાચળપર ગરૂડજી કબી નહીં મીલ્યા હૈ. ત્યારે પેહેલાએ કહ્યું કે, તું મૂર્ખ છે. તને ભણતાં કયાં આવડે છે. બાપદાદે કદી રામાયણ જોઇ છે ? આમ કરતે કરતે વાત વધી પડી તેથી ગાળાગાળી ઉપર આવી ગયા, અને અંતે મારામારીની તૈયારી થવા લાગી. બંને બાજુ તરફથી કેટલાક જણા લડવાને તૈયાર થયા, અને લાકડીયું ઉડવાને ઘડીયું જવા લાગી. એટલામાં કોઇ એક સમજુ માણસ તેઓ વચેથી નીકળી આવ્યો. તેણે કહ્યું કે, ફોગટની લડાઈ ન કરો. નાહક બએ ચચાર મહીના જેલમાં ચાલ્યા જશો ને મફતનો માર ખાશો એમાં હાથમાં શું આવશે ? હનુમાનજીને ગરૂડજી દ્રોણાચળ ઉપર મળ્યા હોય તોય ભલે, ને વિંધ્યાચળ ઉપર મળ્યા હોય તો ભલે. એમાં આપણને અડચણ શું ? કોઇ પુસ્તકમાં એમ પણ લખ્યું હોય ને કોઇ પુસ્તકમાં એમ પણ લખ્યું હોય, તેમાં આપણે શા માટે લડવું જોઇએ ? આપણે કાંઇ થોડુંજ જોવા ગયા છીએ ? ત્યારે પેલા માણસે કહ્યું કે, એમ કેમ થાય ? આજ દિવસ સુધી અમે રામાયણ વાંચી તે શું ધૂળ ઘાલી છે ? જો વિંધ્યાચળ ઉપર હનુમાનજીને ગરૂડજી ન મળ્યા હોય તો કાંડાં કલમ કરી નાંખું; એ ઉપર તો જે કહો તે સરત લગાવું. ત્યારે બીજાએ કહ્યું કે તારામાં માલ ક્યાં છે ? આવી જા સામે, દસ દસ રૂપીયાની સરત.

અંતે બંને વચે સરત નક્કી થઇ, અને એમ ઠરાવ્યું કે પંડિત રામદાસ સ્વામી કહે તે બંને જણાએ કબુલ કરવું. તેથી બીજે દિવસે તેઓ મહાલક્ષ્મીના મંદિર પાસે રામદાસ સ્વામી

પાસે ગયા ને બધી વાત કહી બતાવી. ત્યારે તે સ્વામીએ કહ્યું કે, હનુમાનજી ને ગરૂડજી દ્રોણાચળ ઉપર પણ મળ્યા હતા અને વિંધ્યાચળ ઉપર પણ મળ્યા હતા; કારણ કે, એ બંને મહા સમર્થ છે, એટલુંજ નહીં પણ શ્રીભગવાનના કામે વારંવાર તેઓને જવું પડે છે, એટલે એતો ઘણે ઠેકાણે સામસામા મળી જાય, એમાં સરત લગાડવા જેવું ને મારામારી કરવા જેવું શું છે? અરે યારો! જરાક તો બુદ્ધિ ઠેકાણે રાખો. ધરમની કથા સાંભળવા જવું ને ભગવાનના ગુણગાન સાંભળવા જવું ત્યાં પણ આવી લડાઇ કે? ધન્ય છે તમારી કથા કરનારને અને ધન્ય છે તમને સાંભળનારાઓને? લાકડીઓ ઉડાડવા માટે કથા સાંભળવા જવું એ પણ કાંઇ જેવી તેવી ખુબી છે? અરે ભારત! તારી આવી દુર્દશા તે કયાં સુધી રહેશે? ભાઇઓ! આવી બહારની વાતોમાં રહી જવું એ કાંઇ હરિજનોનું કામ નથી. અસલનાં ઠેકાણાં નકી કરવાં અને એક બીજાં પુસ્તકો વચેના હેરફેર શોધી કાઢવા એ આપણું કામ નથી, એતો જુના ઇતિહાસની શોધ ખોળ કરનારા પંડિતોનું કામ છે. આપણે તો હરિકથામાથી ને ધર્મશાસ્ત્રોમાંથી જેમ બને તેમ આપણા અંતરમાં ભગવદ્ આવેશ ભરાય એવીજ બાબતો પકડી લેવી જોઇએ. એમાંથી આપણે તો એજ શીખવું જોઇએ કે, આપણા આત્માનાં કલ્યાણ માટે આપણા ભટકતાં મનને કેમ વશ રાખવું? અને આપણા દેશને તથા આપણા ભાઇબંધોને પ્રભુને અર્થે કેમ મદદ કરવી? એજ આપણે શીખવું જોઇએ. ટુંકામાં એટલુંજ કે, ભગવાનના ગુણ સાંભળી આપણા અંતરનો પ્રભુ પ્રેમ વધે, આપણા ધરમના નિયમો આપણે સમજીએ, અને મહાત્માઓના દૃષ્ટાંતથી પ્રભુના હુકમો પાળવાનું આપણામાં વધારે બળ આવે તે સારૂ આપણે શાસ્ત્રની વાતો સાંભળવી જોઇએ, તોજ સાર્થકતા થઇ શકે. ખાલી મોઢાંની વાતો કરવાથી, ફોગટના વાદવિવાદ કરવાથી કે અક્કલની ઉજેણીમાં

પડયા રહેવાથી કાંઇ શુકરવાર થાય નહીં. માટે આપણો ભગવદ્ આવેશ વધારવા સારૂ હરિકથા સાંભળો.

## ૧૪૮–પ્રભુના હુકમથી ઉલટા ચાલીને ધરમ કરવું એ ધરમ પણ પાપરૂપ છે.

એક ગુરૂએ પોતાના શિષ્યને સવાલ પુછયો કે, બેટા, ધાર કે, આખી દુનિયાં ડુબી જતી હોય, અને તું એક ઉંચી ટેકરી ઉપર બેઠો હોય, એ વખતે તને પ્રભુનો એવો હુકમ હોય કે, જો તું આ દોરી ખેંચીશ તો આખી દુનિયાંને મરતી બચાવી શકીશ, પણ મ્હારો હુકમ એ છે કે ત્હારે તેઓને બચાવવા નહીં. એ પછી દુનિયાં ડુબવા લાગે, લોકો હાય હોય કરવા લાગે, કાલાવાલા કરી તારી દયા માગવા લાગે, અને તને તો માત્ર જરાક દોરી ખેંચવાનીજ વાર હોય, તો તું શું કરે ? દુનિયાંને બચાવી લેવાનું પુન્યનું કામ કરે કે પ્રભુના હુકમ પ્રમાણે દુનિયાંને ડુબવા દે ? ત્યારે શિષ્યએ કહ્યું કે, મહારાજ, જો એવી દોરી મારા હાથમાં હોય તો તો હું જરૂર દુનિયાંને બચાવી લઉં. આખી દુનિયાં જો બચી જતી હોય તો પ્રભુનો એક હુકમ ન માન્યો એ શું બીસાતમાં છે ? ત્યારે ગુરૂએ કહ્યું કે, બેટા તું હજુ કાચો છે, તું ધર્મનું તત્વ સમજતો નથી, તું સર્વશક્તિમાન ઇશ્વરની મ્હોટાઇ હજુ બરાબર જાણતો નથી માટે તને પરમાર્થ મોટો લાગે છે, અને પ્રભુની ઇચ્છા નાની લાગે છે; પણ બેટા તું વિચાર કર, આ દુનિયાં જેવાં તો અનંત બ્રહ્માંડોનો તે બનાવનાર છે. આપણી આ દુનિયાં એ તેને મન તો મહાસાગરના એક ટીપાં બરોબર પણ નથી, એટલુંજ નહીં પણ દુનિયાંને ડુબાવી દેવામાં તેનો શું ઉત્તમ હેતુ હશે એ પણ આપણે કયાં સમજીએ છીએ ? જયારે આપણે ખરેખરી રીતે કાંઇજ જાણતા નથી, જયારે આપણા મોટાં મોટાં કામો પણ તે અનંત બ્રહ્માંડના નાથની

આગળ કાંઇ બીસાતમાં નથી, અને જ્યારે તે સર્વશક્તિમાન પરમ કૃપાળુ પ્રભુની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ થઈ શકતુંજ નથી, ત્યારે તેની ઇચ્છાને છોડી–તેના હુકમને છોડી મોટાં કામોના લોભમાં શા માટે ફસાય છે ? બેટા, આજથી યાદ રાખજે કે પ્રભુની ઇચ્છા વિરૂદ્ધ થઇને પુન્ય કરવું એ પણ પાપ છે. માત્ર ભગવદ્ ઇચ્છાજ મોટી વાત છે. માટે કાંઇ સારૂં કરવા સારૂ કરીને પણ પ્રભુના હુકમો ન તોડો; કારણ કે, પ્રભુના હુકમો પાળવા કરતાં વધારે સારૂં કામ આ દુનિયાંમાં બીજું કાંઇ છેજ નહીં, એવો આજથી ઠરાવ કરો.

---

## ૧૪૯–આખી દુનિયાના નવા તથા જુના તમામ ધરમો એક અવાજે કબુલ કરે છે કે, પ્રભુની ઇચ્છાને આધીન થવું જોઇએ અને પ્રભુના હુકમો પાળવા જોઇએ.

આખી દુનિયાંનાં તમામ ધર્મોનાં શાસ્ત્રો બીજી બાબતોમાં ગમે એટલાં જુદાં હોય પણ ભગવદ્ ઇચ્છાને આધીન થઈ પ્રભુના હુકમો પાળવાની બાબતમાં સર્વે એક મત છે; અને સર્વે ધર્મનાં શાસ્ત્રો જુદી જુદી રીતે એકની એકજ જુનામાં જુની ને નવામાં નવી, સારાંમાં સારી ને સેહેલાંમાં સેહેલી, એની એજ વાત વારંવાર કહે છે કે, પ્રભુની ઇચ્છાને આધીન થાઓ, અને મહાન પ્રભુના પવિત્ર હુકમો પાળો. માણસો પણ એ વાત કબુલ કરે છે, પણ ઇશ્વરની ઇચ્છા શું છે ? અને ઇશ્વરની ઇચ્છાને આધીન થવું એટલે શું કરવું? તે સમજી શકતાં નથી. તથા સમજતાં છતાં પણ ભગવદ્ આશરાના બળ વિના–અંતરની શુદ્ધતા વિના સમજેલું પાળી શકતાં નથી. મહાત્માઓ કહે છે કે, મન વચન કર્મથી પવિત્ર રહેવું એ પ્રભુનો હુકમ છે, ને તન મન ધનથી પ્રભુમય થતું જવું એ ઇશ્વરની ઇચ્છા છે. હરિજનોને પ્રભુની ઇચ્છા સમજવામાં કાંઇ મુશ્કેલી નથી, કા-

રણકે, પ્રભુની ઇચ્છા બહુ ખુલ્લી છે. પ્રભુની ઇચ્છા એટલી બધી મોટી છે કે, તે કોઇથી પણ છુપી રહી શકેજ નહીં. હરિજનો-ના હૃદયમાંતો તે કોતરાઇ ગએલીજ હોય છે. ભગતો કહે છે કે, હમેશાં દીનતા પૂર્વક પ્રેમ આણીને પ્રભુની પ્રાર્થના કરવી, આપણા અંતરના દોષો કબુલ કરીને તે સર્વશક્તિમાન પ્રભુની માફી માગવી, હરિજનો ઉપર પ્રેમ રાખવો, દુનિયાંમાં ધર્મ વધે તેમ કરવું, કાલ સવારે મરી જવું છે માટે કાંઇક ભલાઇ કરી લઇએ તો સારૂં એવા વિચારો રાખવા, યથાશક્તિ આપણા ભાઇબંધોને મદદ કરવી, સત્સંગમાં પ્રેમ રાખવો, વિકારો ઓછા થાય તેમ કરવું, ભગવદ્ આશરાનું બળ રાખવું, નીતિ સાચ-વવી, અને પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં આનંદથી રહી વખત વખતના ધર્મ બજાવવા એ પ્રભુનો હુકમ છે, એ પ્રભુની ઇચ્છા છે, ને એમાંજ આપણું કલ્યાણ છે. એ શિવાય-નાં બીજાં લાંબાં લફરાંમાં અમે સમજતા નથી. માટે તમારે પણ જો અમારા જેવું થવું હોયતો એ પ્રમાણે કરો.

---

## ૧૫૦–રોટલાનું નામ લીધાથી કાંઇ પેટ ભરાય નહીં ને દવાનું નામ લીધાથી કાંઇ રોગ મટે નહી, તેમજ ધરમનું નામ લેવાથી ધરમ પાળ્યાવિના કાંઇ કલ્યાણ થાય નહી.

ધર્મ શબ્દનો ટુંકો અર્થ એટલોજ કે, ધારણ કરવું તેનું નામ ધર્મ; પણ ધારણ કરવાનો અર્થ બહુ મોટો છે. ધારણ ક-રવું એટલે પ્રથમ સમજવું; કારણ કે, સમજ્યા વિના કાંઇ પણ ચીજ ધારણ થઇ શકે નહીં. સમજ્યા પછે આપણી ખુશીથી તેને કબુલ કરવું, કબુલ કર્યા પછે તે પ્રમાણે વરતવું, અને એ પ્રમાણે વરતીને તેને આપણું પોતાનું કરી લેવું તેનું નામ ધા-રણ કરવું છે. હવે જુઓ કે, ધારણ કરવામાં મુખ્ય ચાર બા-બત છે. પ્રથમ સમજવું એટલે કે જ્ઞાન મેળવવું. બીજું કબુલ

કરવું એટલે કે શ્રદ્ધાથી માનવું. ત્રીજું સમજ્યા પ્રમાણે ને માનવા પ્રમાણે પાળવું. અને ચોથું એ ત્રણે બાબતોને આપણી પોતાની કરી લેવી, એટલે કે આપણે તદ્રૂપ બની જવું, તેનું નામ ધારણ કરવું છે. હવે ધર્મનો અર્થ સમજ્યા ? વેદમાં જે ત્રણ ભાગ છે, કર્મ, ઉપાસના, ને જ્ઞાન, તેનું રહસ્ય સમજી મુક્તિ મેળવવી તેનું નામ ધર્મ છે. પ્રથમ ઇશ્વરનાં સ્વરૂપનું બની શકે એટલું જ્ઞાન મેળવવું, પછી શ્રદ્ધાથી પ્રેમ પૂર્વક તેની ભક્તિ કરવી, અને છેવટ તેના હુકમો પાળી પ્રભુ જેવા થઈ પ્રભુની હજુરમાં મોક્ષધામમાં પહોંચવું તેનું નામ ધર્મ છે; માત્ર ધર્મની વાતો કરવી તેનું નામ કાંઇ ધર્મ નથી. ઇશ્વરને ઓળખવા માટે પવિત્ર શાસ્ત્રની ને મહાન ભગતોની વાતો કરવી એતો માત્ર ધરમનું પેહેલું પગથીયું છે. પ્રભુ ઉપર વિશ્વાસ અને પ્રભુપ્રેમ કે જેને આપણે ભક્તિ કહીએ છીએ તે ધર્મનું બીજું પગથીયુંછે. સારા આચારવિચાર, ભ્રાતૃભાવ, અને ભગવદ્ ઇચ્છાને આધીન થવું, એટલે કે પ્રભુ જે સ્થિતિમાં રાખે તે પ્રમાણેની ફરજ બજાવવી ને તેમાં આનંદથી રહેવું એ કર્મકાંડ, તે ધર્મનું ત્રીજું પગથીયું છે. એ ત્રણે બાબતો પાળીને જે તેનું તત્વ લઇ શકે છે તે ભાગ્યશાળી મહાત્મા ઉપર કૃપા કરીને પ્રભુ તેને પોતાના જેવો બનાવી પોતાની હજુરમાં મોક્ષધામમાં રાખે છે. એ ધર્મનું ફળરૂપ ચોથું પગથીયું છે. આવી રીતે આત્મા પોતાની પૂર્ણ ઉન્નતિએ પહોંચે તેમ વરતવું તેનું નામ ધર્મ છે. માત્ર વાતો કરવાનું નામ કાંઇ ધર્મ નથી. જેમ કે, રોટલા રોટલા બોલ્યા કરવાથી કાંઇ રોટલા ખાધા વિના પેટ ભરાય નહીં, અને દવાનું નામ લેવાથી કાંઇ દવા પીધા વિના રોગ મટે નહીં, તેમજ ધરમની વાતો કર્યા કરવાથી ધરમ પાળ્યા વિના કાંઇ આત્માનાં કલ્યાણ થાય નહીં, અને પ્રભુ પ્રસન્ન થાય નહીં. માટે બહારની ઉપલક લુખીપુખી વાતોમાંજ નહીં પડયા રહેતાં મન, વચન ને કર્મથી કાંઇક પણ જેટલો બની શકે તેટલો ધર્મ પળાય તેમ કરો.

---

## ૧૫૧–એક ગરાસીઆએ કોઇ ગરીબ રાંડીરાંડ બાઇનું ખેતર જુલમથી લઇ લીધું તે વિષે.

એક લોભી સ્વભાવનો ગરાસીયો હતો, તેણે એક ગરીબ રાંડીરાંડ બાઇનું ખેતર જુલમથી પડાવી લીધું. એ બાઇની તરફથી કોઇ બોલવાવાળું નહોતું, કારણ કે, ગરીબ માણસ સારૂ કરીને દરબારની સાથે કોણ વેર બાંધે? દરબાર અને કારભારીઓ જાણતા કે, ગામડાંઓમાં તો એમ મારસલ્લાજ ચાલે; અહીં આપણને કોણ પુછે એમ છે? ગામડીયાઓ કયાં કાયદામાં સમજે છે? આપણું ખીસું ભરાય તે આપણો કાયદો. એવું સમજીને તે ગરાસીયાએ એ નિરાધાર બાઇનું ખેતર પડાવી લીધું. બાઇએ બહુ કાલાવાલા કર્યાં અને ઘણુંએ રોઈ, પણ તે સ્વાર્થી ગરાસીયો કાંઇ સમજ્યો નહીં; અંતે તે બાઇએ એક યુક્તિ કરી.

તેણે એ ગરાસીયાને કહ્યું કે, જે થયું તે થયું. તમારી એમ મરજી થઇ તો એમ. તમે ગામના ધણી છો, તમારી સાથે લડીને કાંઇ હું પુગી શકું તેમ છું? એ ખેતર ઉપર મારા ગુજરાનનો આધાર છે તે સારૂ હું કરગરૂં છું. હવે હું મારૂં માગી ભીખીને જેમ તેમ ચલાવીશ, પણ મારી એક અરજ સાંભળવાની દયા કરો.

ગરાસીયાએ કરડાકીથી કહ્યું કે, શું છે? ખેતર પાછું લેવાની વાત ન કરતી; બીજું જે કાંઇ કહેવું હોય તે કહે.

ત્યારે તે બાઇએ કહ્યું કે, ખેતર મને નથી જોતું, ભલે તે તમે રાખીને ખુશી થાઓ. પણ એ મારા ખેતરમાંથી એક સુંડલો ભરીને મને માટી લેવા દો, એટલે મારા જીવને સંતોષ થાય કે આ મારા ખેતરની માટી છે.

તે ગરાસીયાએ જાણ્યું કે, આખું ખેતર આપણને મફતનું પચી જાય છે ત્યારે તે સુંડલો માટી લેય તો તેમાં આપણું શું જાય છે? એમ સમજીને તેણે હા પાડી. તેથી તે બાઇએ છલો-

છલ માટીનો ટોપલો ભર્યો, અને તે ગરાસીયાને કહ્યું કે, આ ટોપલો મને જરા ઉંચકવા લાગો. ત્યારે તે ગરાસીયાએ કહ્યું કે, એટલો બધો ભાર મારાથી ન ઉપડે. એ સાંભળીને તે ગરીબ બાઇએ બળતાં હૃદયથી કહ્યું કે, આ એક ટોપલી માટીનો ભાર તમારાથી નથી ઉપડતો ત્યારે અધર્મથી લીધેલાં આ ખેતરનાં પાપનો બોજો તમારાથી કેમ ઉપડશે ?

વખતસરનો આ બરાબર ફટકો જોઇને તે ગરાસીયાની આંખો ઉઘડી ગઇ. તેની બુદ્ધિ ઠેકાણે આવી. તેને લાગ્યું કે, આપણે તે કેટલાક ભવ જીવવું છે કે આવાં પાપ કરીએ ? એમ વિચારી તેણે તે ભલી બાઇને તેનું ખેતર પાછું સોંપી દીધું.

ભાઇઓ ! આપણાંથી પણ જો કાંઈ આવા નાના મોટા અધર્મ થઇ જતા હોય તો હવે ચેતવાની બહુ જરૂર છે; કારણ કે, લોભી, સ્વાર્થી, ને અભિમાની ગરાસીયો આ એકજ ફટકાથી ચેતી ગયો ત્યારે આપણે હાથ તો આવા સાડીપાંચશો ફટકાવાળાં "સ્વર્ગનું વિમાન" ને સ્વર્ગની ચાવી" આવી ગઇ છે. અને તેમ છતાં પણ જો નહીં ચેતીએ તો એ ભૂલ કાંઇ જેવી તેવી નથી. ને એની શિક્ષા પણ કાંઈ જેવી તેવી નહીં હોય. માટે ભગવદ્ આશરાનું બળ રાખીને મહામંગળકારી દયાળુ પ્રભુ પાસે માગો કે, હે પ્રભુ ! આવાં પાપોથી બચવા સારૂ કરીને અમોને સદ્બુદ્ધિ આપો, અમોને ધર્મનું બળ આપો.

---

## ૧૫૨–લોભ એવી બુરી વસ્તુ છે કે મુવા પછી પણ તે દુઃખ દેય છે, તે વિષેની લોભીયાની વાત.

એક પૈસાવાળો માણસ હતો તે લોભીયો હતો. આખી જીંદગી તેણે ધનની હાય હોયમાંજ કહાડી હતી, પણ એક દોઢીયું પણ ધરમના કામમાં ખરચી શકતો નહોતો. એ પછે તે પાકી ઉમરનો થયો ને મરવા પડયો પણ કાંઇ દાન ધરમ કરે નહીં ને પથારીમાં પડયો પડયો રીબાયા કરે. તેની બાયડી બ-

હુ સમજુ ને ભલું માણસ હતી. તેણે કહ્યું કે હાથે તે સાથે, માટે હવે તો કાંઇક કરી લો. પ્રભુએ ઘણુંએ આપ્યું છે ને આખી જીંદગી હાય હોય કરી છે માટે હવે તો કાંઇક હાથ હારો. પણ એ વાત પેલા ભાઇસાહેબને ગળે ઉતરે નહીં. બાઇડીએ કહ્યું કે, બીજું તો રહ્યું પણ એક ગાયનું દાન તો કરો. ત્યારે તે લોભીયાએ કહ્યું કે, બેસ બેસ રાંડ, તું તો મૂર્ખી છે. પૈસા કેમ મેળવાય છે એ ખબર છે? આખો દિવસ આપો, આપો, એજ વાત લઇને બેઠી છે, બીજો કાંઇ ધંધો છે કે નહીં? આપે તે શેનું? કાંઇ કોઇના બાપનું કરજ બરજ છે શું? તું તો જાણે નવલખી નાગરદાસની દીકરી? ગાય આપો ને ધુડ આપો ને રાખ આપો, એમ બોલી નાંખતાં કાંઇ વાર લાગે છે? પણ ગાયના રૂપીઆ કેટલા થાય એ કાંઇ ખબર છે? હું એક દમડી પણ ખરચું એવો છું કે? ભલે હું નરકમાં જાઉં એમાં તારા બાપનું શું ગયું? ખબરદાર હવેથી કાંઇ આપવા બાપવાનું નહીં કહેતી, નહીં તો ત્હારે મ્હારે કજીયો થઇ પડશે; ને હું છું માંદો માણસ, એટલે મ્હારો મીજાજ કાબુમાં નહીં રહે.

બાઇડીએ વિચાર્યું કે આ લોભીયો કાંઇ સમજાવ્યો સમજે તેમ નથી, અને ભર્યું ભાર્યું ઘર છતાં ખાલી હાથે ચાલ્યા જાય એ પણ ઠીક નહીં. મરતી વખતે પોતાને હાથે કરીને કાંઇક કરી જાયતો સારૂં; પણ સીધી રીતે તે માને તેમ નથી, માટે હવે તો કાંઇક યુક્તિ કરવી જોઇએ. એમ વિચારીને તે બાઇએ એક માટીની ગાય બનાવી, અને તેમાં સોનાની સાંકળી મૂકી. પછે એક બે દહાડા રહીને જ્યારે મંદવાડ વધ્યો ત્યારે બાઇએ પાછું કહ્યું કે, હવે મારી વાત સાંભળશો? ત્યારે તેણે હાંફતે હાંફતે કહ્યું કે, આપવા લેવાની વાત નહીં કરતી; બીજું જે કહેવું હોય તે કહે. બાઇડીએ કહ્યું કે, આ વ્યાસ આવ્યા છે તે કહે છે કે, શાસ્ત્રમાં એમ કહ્યું છે કે જો સાચી ગાય ન અપાય તો માટીની ગાય બનાવીને આપી હોય તોપણ ચાલે. પ્રભુ એવા દયાળુ છે કે કોઇની શક્તિ ન હોયતો એથી પણ માની લેય. હવે એમાં તો કાંઇ ખરચની

વાત નથી ? આ માટીની ગાય આપશો ? ત્યારે તે લોભીયાએ કહ્યું કે, એમાં શું ? એવી તો તું કહેતો એકને બદલે બે ગાય આપું. દોઢીયું ખરચવું ન પડે એવી વાત તું જે કહે તે કરવાને તૈયાર છું. મારી પાસે આપવા લેવાની વાત ન કરવી. એ પછે સંકલ્પ કરાવીને ગોરને તે માટીની ગાય આપી. ગોરે કહ્યું કે, આ ગોદાનની માથે કાંઇ દક્ષણા આપવી જોઇએ. ત્યારે લોભીયાએ કહ્યું કે, દક્ષણા બક્ષણા કાંઈ મળશે નહીં. જો દક્ષણા વિના ન ચાલે તેમ હોય તો ગાયને પાછી મૂકી દો. મારે ગાય નથી આપવી. બધા આવા લોભીયાઓજ મને કયાંથી મળે છે? જે હોય તે બસ લાવો લાવો બીજી વાતજ નહીં ? જાણે બાપનોજ માલ હોયની ? એમ બોલતે બોલતે હાંફવા લાગ્યો.

એ પછે થોડા વખતમાં એ લોભીયો મરી ગયો, અને જયારે તે વૈતરણી નદીને કિનારે પંહોચ્યો ત્યારે તે માટીની ગાય ત્યાં હાજર થઇ. એ ગાયનું પુંછડું પકડીને તે વૈતરણી તરવા લાગ્યો; પણ ગાય માટીની હોવાથી માટી ધોવાઈ જવા લાગી. માટી ધોવાતે ધોવાતે થોડા વખતમાં તેની અંદરની સોનાની સાંકળી દેખાઇ ગઇ. એ જોઇને તે લોભીયો હાય હાય કહીને પોતાની છાતી કુટવા લાગ્યો, અને બોલી ઉઠયો કે, અરરરર ! રાંડે ગજબ કર્યો, સોનાની સાંકળી આપી દીધી ! જેવો હાય હાય કહીને છાતી કુટવા ગયો કે હાથમાંથી પુંછડું મૂકાઇ ગયું, તેથી તે લોભીયો વૈતરણીની અધવચમાં ગોથાં ખાવા લાગ્યો ને અંતે ડુબી ગયો. પુરાણિક રીત મુજબની આ વાંતનો સાર એ છે કે, મરતાં સુધી પણ લોભ જઇ શકતો નથી, અને મર્યા પછી પણ મનમાં તેના જે સંસ્કાર બેસી ગયા હોય તે ખસતા નથી, માટે એવા બુરા લોભથી ચેતતા રેહવાની બહુ જરૂર છે. બીજા કેટલાક દુરગુણો અવસ્થા પ્રમાણે, આજુ બાજુના સંજોગો પ્રમાણે, અને જ્ઞાન ભક્તિ પ્રમાણે મોડા વેહેલા જાય છે, પણ લોભતો એવો ખરાબ છે કે તે છેવટ સુધી પણ જતો નથી. માટે ભાઇઓ ! એવા ગેરવ્યાજબી લોભમાં ફસાઈ જઇને

અધર્મ ન થઇ જાય અને કાંઇ પણ ભેટ સોગાત લીધા વિના ખાલી હાથે હરિની હજુરમાં ન જવું પડે એ સંભાળજો.

પદ.

ચેત ! પ્રાણીઆ નરકની વાટે જાવું (ટેક)
નરકની વાટે જાવું, ઘણું રહેશે તારે પ્રસ્તાવું રે–ચેત !
રૂડી દેહ મનુષ્યની તું પામ્યો, ખુબ પૈસે ટકેથી જામ્યો;
ઘડી સત્સંગમા ન વિરામ્યો રે—ચેત !
સંતસાધુનેપ્રેમથીન પોખ્યા,અન્નવસ્ત્ર આપી નસંતોખ્યા;
શેર લોટ ન કોઇના જોખ્યા રે—ચેત !
શરમમૂકીઅધર્મમાંચાલ્યો,શુદ્ધવેદવિહિનધર્મનેઝાલ્યો;
અહોનિશ અહંકારમાં માલ્યો રે—ચેત !
બોધસદ્‌ગુરૂસંતનોનલાગ્યો મૂર્ખમાયાનામોહથીનજાગ્યો;
ધકકો ઓચિંતો કાળનો લાગ્યો રે—ચેત !
હામમનનીતેરહીગઇમનમાં,કાળઆવીપુગ્યો જોબનમાં;
સોડ તાણી સુતો જઈ વનમાં રે--ચેત !
દ્રવ્ય માલ છોડી ગયો ખાલી,કામ નાવી તે ઠકરાઇ ઠાલી;
જમ આગળ જુગતી ન ચાલી રે—ચેત !
દારા,સુત,વિત્ત,કામકોઇનાવ્યાં,તનેવોળાવીસૌઘેરઆવ્યાં;
તારા નામના જમણ મચાવ્યાં રે—ચેત !
ધર્મરાય તને પુછશે ત્યાંઇ, જન્મ ધારી કરીશું કમાઈ;
ત્યારે ઉત્તર આપીશ શું ભાઇ રે ?—ચેત !
નરકદુઃખ તે સહ્યું નવ જાયે,મારે જમતે માર ન ખમાયે;
રોમ રોમ અતિવેદના થાએ રે—ચેત !
બ્રહ્મરૂપભગવાનનેનજાણ્યા,પોતેબ્રહ્મઆનંદમાંનમાણ્યા;
પૂર વહેતામાં જાય તે તણાણા રે--ચેત !

## ૧૫૩–મરતી વખત તો રામ રામને બદલે લામ લામ થઇ જાય છે માટે હમણાંથીજ ચેતો, નહીં તો માર્યા જશો

આપણા ઘણા ભાઇઓ એમ સમજે છે કે, પાકી અવસ્થા થશે ત્યારે નીરાંતે પ્રભુનું ભજન કરશું; પણ એવી રીતે ભગવદ્ ભજનને વાયદા ઉપર છોડવું એ કાંઈ સારી વાત નથી; કારણ કે, પલનો ભરૂસો નથી ત્યારે પાકી અવસ્થાનીવાત કયાં રહી? બીજું ધારો કે કદી પાકી અવસ્થા થાય, તોપણ નાનપણથી મનમાં ધર્મના સંસ્કાર બેસાડયા વિના અને જુવાનીમાં તેને આચરણમાં લાવ્યા વિના ઘડપણમાં કાંઈ ભજન થઈ શકે નહીં, માટે આપણે હમણાંથીજ ચેતવું જોઇએ. અમે જોયું છે કે, જેઓએ પ્રભુનાં ભજનને પાછળ રાખેલું છે તે તો રખડીજ પડયા છે, અને ખાલી હાથેજ ચાલ્યા ગયા છે; કારણ કે, જ્યારે શરીરમાં જોર હોય છે, મનમાં બળ હોય છે, હાથમાં પૈસાની છુટ હોય છે, બાઇડી છોકરાં કહ્યામાં હોય છે, ભાઇ દોસ્તોમાં પૂજાતો હોય છે, અને આજુબાજુની સગવડતા હોય છે ત્યારે પણ જેણે પ્રભુમાં ધ્યાન ન રાખ્યું તે પાછલી દુઃખી અવસ્થામાં ભજન કયાંથી કરી શકશે ? પાછલી અવસ્થા કે જ્યારે આંખ કાન વગેરે ઇન્દ્રિયો બરાબર પોતાનું કામ કરી શકતી હોય નહીં, જ્યારે લાકડીના ટેકા વિના ચાલી શકાતું હોય નહીં, જ્યારે કુટુંબમાં વહુ દીકરીના રંડાપાના જખમો હોય, જ્યારે નાણાની ઉથલ પાથલની અતિશય પીડાઓ મનમાં ભરાઇ ગઇ હોય, જ્યારે જુવાન છોકરાઓમાં ને વહુ દીકરીઓમાં અળખામણા થઈ પડયા હોય, જ્યારે પેટ ખોલીને વાત કરી શકીએ ને સલાહ મેળવી શકીએ તેવા દોસ્તો આપણી અગાઉ મોટે રસ્તે ચાલ્યા ગયા હોય, જ્યારે સાઠીને બુદ્ધિ નાઠી એમ થતું આવતું હોય, જ્યારે ઘર સંસારનો કારભાર બીજાના હાથમાં સોંપાઇ ગયો હોય અને પોતાના હાથમાં તો માત્ર લા-

કડીજ રહી ગઇ હોય, અને જ્યારે બધી તરફથી જમાનો બદ-લાઇ ગયો ત્યારે પછી ભજન ક્યાંથી થઇ શકશે? એ વખતે તો ઢીલાં પડી ગયેલાં મનમાં હજારો જાતની હોળીઓજ સળગશે, એ વખતે કાંઇ રામનું નામ નહીં સુઝે, અને કદી સારા શંસ્કા-રથી કાંઇ ધર્મની વાત કરવાનું મન થાય તો તે પાર ક્યાંથી પડે? કારણ કે, એ વખતે તો પોતે પરાધીન થઇ ગયા હોય છે. જેમકે દાન દેવાનું મન થાય પણ પાસે દોઢીયાં હોય નહીં; ચાવી તો છોકરાઓ પાસે હોય. એકાદશી કરવાનું મન થાય પણ ભૂખ વેઠી શકાય નહીં; ને કદી ભૂખ પણ મરી ગઇ હોય તોપણ મન હાથ રહે નહીં, એટલે કાંઇકનું કાંઇક ખાઇ લેવા-નું મન થઇ જાય. ઓછવ સમયે દર્શન કરવા જવાનું મન થા-ય, પણ ટાંટીયામાં જોર હોય નહીં, તેથી લાચારીથી પથારી-માં પડ્યું રહેવું પડે. અને વખતે માળા ફેરવવાનું પણ મન થાય, પણ ઉધરસનો ઠોંસો શરીરને એવું બેવડું વાળી દેય કે બીચારી માળા તો ક્યાંઇની ક્યાંઇ રહી જાય. એ વખતે દવાની બાટલીની કાળજી રાખે કે પ્રભુની? ભાઇઓ! પાછલી અવસ્થા તો આવી છે—એ કરતાં પણ વધારે ખરાબ છે, માટે જો ડાહ્યા હોય તો પ્રભુ ભજનને પાછળ રાખશોમાં; કારણ કે, જ્યારે પાકી અવસ્થાએ માણુસ મરવા પડે, હાંફેડો ઉપડે, તથા છે-લ્લા જેશીકૃસ્ન થવા લાગે, અને ઓયમાડીરે કહીને લાંબા લાં-બા શ્વાસ ખેંચાવા લાગે ત્યારે પાસે બેઠેલાં કહે કે, કાકા રામ રામ કહો; ત્યારે કાકા કહે છે કે, લામ લામ. બીજો કહે કે બાપા, રામ રામ કહો, ત્યારે બાપા કહે કે લામ લામ. એ સાંભળી વૈદે કહ્યું કે, હવે જીભ અટકવા માંડી છે તેથી રામને બદલે લામ કહી દેવાય છે. એ સાંભળીને ત્યાં બેઠેલા એક પા-ડોશી ભગતે કહ્યું કે, નાના, કાકાની જીભ કાંઇ અટકતી નથી, એતો સાચું કહે છે. તમે બધા ઘણા કહોછો કે કાકા રામ રામ બોલો, પણ કાકાથી રામ કેમ બોલાય? આખી જીંદગીમાં બોલાણું નહીં તે હવે ક્યાંથી બોલાય? જુઓને કહે છે તે સાં-

મળતા નથી ? તમે કહો છો કે રામ રામ, ત્યારે તે કહે છે કે લામ લામ. એટલે કે હવે રામનું નામ તો લાંબે લાંબે—દૂર દૂર—છેડું છેડું રહી ગયું. હવે એ નામ કયાંથી લેવાય ? એવાં નસીબ કયાંથી કે મરતી વખત બધી હાય હોય છોડી દઇને પ્રભુનું નામ લેવાય ? ભાઈ, એતો જેણે આખી જીંદગી ભગવદ્ ભજનમાં ને જગતની સેવામાં ગાળી હોય તેનાથી અંતકાળે પ્રભુનાં નામ લેવાય, તેનાં મોત સૂધરે, અને તેના ઉદ્ધારથાય, પરાણે નામ લેવરાવીએ તેમાં કંઇ વળે ? એમાં તો પછે રામ રામને બદલે લામ લામજ થઇ જાય, માટે ઓ હરિજનો ! હમણાથીજ ચેતો, અને આ સોના જેવી તક પ્રભુ ભજન વિના ગુમાવી નાંખોમાં, ગુમાવી નાંખોમાં.

---

## ૧૫૪—ભગવાન જે કરે છે તે ભલુંજ કરે છે, એવો વિશ્વાસ રાખતાં શીખો.

એક ગરીબ માણસ હતો તે મજુરી કરીને માંડમાંડ પોતાનો ગુજારો કરતો હતો. એક વખત ચાર દહાડા સુધી તેને કાંઇ કામ મળ્યું નહીં, તેથી તે બહુ હેરાન થવા લાગ્યો, કારણ કે, તેને ઘેરતો “ આટા તોલ, ઠીકરી જલતી હૈ ”; એવો મામલો હતો; કમાઇ આવે તો ખાય એમ હતું. એક દિવસનું પણ કાંઇ ઘરમાં નહોતું, તેથી કામ નહીં મળવાથી તે બહુ મુંઝાતો હતો. કમાણી હોય કે ન હોય પણ કાંઇ ભૂખ લાગ્યા વિના રહે છે ? એતો એનો વખત થયો કે પેટ પાછું ખાલી ને ખાલીજ, અને તેમાં પણ ગરીબોને તો ખાસ વધારે ભૂખ લાગે છે, કારણ કે, તેનું મન આખો વખત ખાવાના વિચારમાંજ રહે છે, એટલુંજ નહીં પણ તેઓને વધારે મેહેનત કરવી પડે છે એટલે વધારે ભૂખ લાગે છે; અને ભૂખના પ્રમાણમાં તેઓને સારો ખોરાક મળતો નથી તેથી તેઓને તૃપ્તિ થતી નથી, એટલે તેઓ જ્યારે જોઇએ ત્યારે ભૂખારવાજ દેખાય છે. આવાં માણસોને

જ્યારે કામ ન મળે ત્યારે તેઓ કેવી મુશ્કેલીમાં આવી પડે છે એ વિચારવું કાંઇ મુશ્કેલ નથી. આ દુનિયાંના બહુ મોટા મોટા ખાડા પુરાય છે, લાખો રૂપીયાના ખાડા પુરાય છે, અને વખતે થોડોક સમુદ્ર પણ પૂરાય છે, પણ પેટનો પાસેરનો ખાડો કોઇથી પૂરાતો નથી. મુંબાઇમાં સરકારે દરિયો પૂર્યો એ સૌ કોઇ જાણે છે, પણ છપ્પનીયામાં રખડતાં ગરીબ બીચારાં દુકાળીયાંઓનાં પેટનો ખાડો કોઈ પૂરી શક્યું નહોતું. આમ છે માટેજ આપણાં પવિત્ર શાસ્ત્રમાં અન્નદાનની કીંમત બહુ મોટી માનેલી છે, અને તે કરતાં પણ ગરીબોને રોજી અપાવવાનું પુન્ય બહુ મોટું છે. યુરોપના લોકોના આચાર વિચાર ભલે આપણને નહીં ગમે તેવા છે, અને તેઓનું ખાવું પીવું બરોબર નથી, તોપણ તેઓ પોતાના ભાઇબંધોને રોજી અપાવવાના કામમાં આપણા કરતાં સેંકડો ગણા સરસ છે. તેઓની જાતવાળો કોઇ પણ માણસ ધંધારોજગાર વિના રખડતો ન હોવો જોઇએ એ તેઓનો સિદ્ધાંત છે. તેઓની આગળ એ બાબતમાં આપણે ઉતરતા છીએ. આપણે ભલે ગમે તેટલા દયાળુ છીએ, ગમે એટલા ઉંચા છીએ, અને ગમે એટલા સારા ધરમવાળા છીએ, પણ જ્યાં સુધી આપણા ભાઇબંધોનું આપણા પેટમાં બળે નહીં અને જ્યાં સુધી આપણી શક્તિ પ્રમાણે તેઓને ધંધે રોજગારે લગાડીએ નહીં ત્યાં સુધી આપણે પ્રભુની નજરમાં કાંઇ ઉંચા નથી. ભલે આપણે આપણા મનમાં ગમે તેવા મોતીના ચોક પૂર્યા કરીએ, પણ જ્યાં સુધી આપણે નિરાધારોને આશરો ન આપીએ ત્યાં સુધી આપણું એ ઉંચપણું કાંઇ પ્રભુનાં દરબારમાં કામ આવે તેમ નથી, માટે આપણે આપણાં કલ્યાણ સારૂ આપણા ગરીબ ભાઇબંધોને ધંધારોજગારે લગાડી દેવાની ખાસ તજવીજ કરવી જોઇએ.

ચાર દહાડા સુધી કામ નહીં મળવાથી તે ગરીબ માણસ બહુ મુંઝાવા લાગ્યો. તેને તરેહવાર જાતના વિચાર આવવા લાગ્યા. તેને લાગ્યું કે આવી રીતે ભૂખનું દુઃખ તે કયાં સુધી

ખમાશે ? મારાથી ભીખ પણ કેમ મગાય? એ કરતાં તો મરવું સારૂં. આમ વિચારો કરે છે એટલામાં એક શેઠનું માણસ તેને બોલાવા આવ્યું, તેણે કહ્યું કે, આ પાસેના ગામમાં અમારે રૂપીયા મોકલવા છે માટે તું ખેપે જઇશ ? ત્યારે તેણે હા પાડી. ચાર આના ખેપના ઠર્યા. એટલે દુકાનેથી રૂપીયાની થેલી લઇને તે રસ્તે ચાલતો થયો.

એક કડકા બાલુ મીંયાંભાઇને એ વાતની ખબર પડી. તેથી તેણે વિચાર કર્યો કે, એ ખેપીયાને રસ્તામાં મારી નાંખવો ને રૂપીયાની થેલી લઇ ભાગી જવું. એમ ધારીને તે પોતાની બંદુક લઈ તેની જામગીરી સળગાવીને તે ખેપીયાની પછવાડે પછવાડે ચાલ્યો. તેના મનમાં એમ હતું કે, જરા વધારે મોટું જંગલ અને એકાંત આવે ત્યારે તેને મારૂં. તેથી તે એવા વખતની વાટ જોતો જોતો તે ખેપીયાની પાછળ પાછળ ચાલવા લાગ્યો, એટલામાં ખુબ વરસાદ પડવા લાગ્યો તેથી ખેપીયો ભીંજાઇ ગયો, એટલે તે એક વડનાં ઝાડ નીચે રોકાઇ ગયો, અને પોતાના કપડાં નીચોવવા લાગ્યો. એટલામાં પેલો મીંયાંભાઇ પણ ત્યાં આવી પહોંચ્યો. બંને જણાએ અરસપરસ ક્યાં જવું છે એમ પુછ્યું. પછી પેલો ખેપીઓ અફસોસ કરીને કહેવા લાગ્યો કે, આ વરસાદે મને બહુ દુઃખ દીધું. માંડ માંડ ચાર દિવસે ખેપ મળી તેમાં વળી આ મેહની મોકાણ નડી. હું જાણું હમણાં ખેપે જઇને પાછો ફરી આવીશ, પણ હવે કાંઇ પહોંચાય તેમ નથી. રાત એ ગામમાંજ રહેવું પડશે. ચાર આના ખેપના મળશે તેમાંથી બે આનાતો અહીંજ ખવાઇ જશે. જો વરસાદ ન વરસ્યો હોત તો હું મજેથી ઘેરે પહોંચી જાત. એ સાંભળીને તે મીંયાંએ કહ્યું કે, તારૂં નશીબ જોરાવર છે તેથી વરસાદ વરસ્યો. જો વરસાદ ન થયો હોત તો અત્યારે તો તું સ્વધામ પહોંચી ગયો હોત. એ વરસાદ વરસ્યો તેથી મારી બંદુકની જામગરી બુઝાઇ ગઈ ને હું પણ ભીંજાણો તેથી મને ટાઢ ચ્હડી છે ને તાવ આવવાનો થયો છે. એ જોઇને મને લાગ્યું કે તને બચા-

વવાની ખુદાની મરજી છે, નહીં તો મારી બંદુકની જામગરી શું કરવા ઠરી જાય ? હવે તો મને તાવ ચ્હડયો છે તેથી એમ લાગે છે કે, આ માટીમાંથી બનેલું શરીર તો માટીમાં મળી જશે ત્યારે હું તે કોને.સારૂ આ પાપ કરૂંછું ? ભાઇ, ખુદા જે કરે છે તે ભલુંજ કરે છે. એ વરસાદ પડવાથી હું પાપમાંથી બચ્યો ને તું મોતમાંથી બચ્યો. જો વરસાદ ન પડયો હોતતો હું તને માર્યા વિના છોડત નહીં; ને અંતે પાપ કયાંઈ છુપું રહે છે ? મારા પણ એવાજ હાલ થાત, હું પણ ફાંસીને લાકડે લટકી જાત. એમાંથી ખુદાએ આપણને બચાવી લીધા માટે ઉપકાર માન. લુગડાં ભીંજાયાનો અફસોસ શું કર્યા કરે છે ? મને માફ કરજે હો ભાઇ, રોજી વિના બેકાર હોવાથી મને આ પાપના વિચાર સુઝયા હતા.

તાવના તોરમાં બોલાઇ ગયેલી મીંયાંભાઇની આ સાચી વાત સાંભળીને તે ખેપીયો બહુ અજબ થયો. તેને લાગ્યું કે થોડીવાર પેહેલાં હું વરસાદને ગાળો દેતો હતો, નશીબનો વાંક કાઢતો હતો, અને પ્રભુ મનેજ હેરાન કર્યા કરે છે એમ સમજતો હતો, પણ આહા ! શું પ્રભુની દયા છે ! તે કયે રસ્તે કેમ ભલું કરી દેય છે એ આપણે કેમ જાણી શકીએ ? નજ જાણી શકીએ. માટે ભાઇઓ ! વિશ્વાસ રાખો કે, પ્રભુ જે કરે છે તે ભલુંજ કરે છે પણ આપણે તેનો ભેદ સમજતા નથી, માટે ફોગટનો હાય અફસોસ કર્યા કરીએ છીએ; પણ એમ કરવું એ બેવડું પાપ છે, માટે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો અને પ્રભુ જે કરે છે તે ભલુંજ કરે છે એવો અંતરનો વિશ્વાસ રાખો, એટલે ખરાબ સ્થિતિમાં પણ તમને દિલાસો મળશે અને એવી ધારણાથી જલદીથી પ્રભુકૃપા મળી શકશે.

## ૧૫૫–રૂપીયાની ચાંદી ચોખી જોઇએ, માથે છાપ ગમે તેની હોય તેની કાંઈ ફીકર નહીં, તેમજ આપણું અંતઃકરણ ચોખું જોઇએ.

ચીનના ડાલર પણ આપણે ત્યાં ચાલે છે, જંગબારના રાળ પણ આપણે ત્યાં ચાલે છે, નવાબની કોરી, નિઝામ સાઇ રૂપીયા, ગાયકવાડી રૂપીયા, મુગલાઇ મોહોરો, અને યુરોપ અમેરીકાના સિક્કાઓ પણ આપણા બજારમાં ચાલે છે. જો કે એ બધા સિક્કા ઉપર જુદી જુદી છાપ હોય છે, તો પણ જો અંદર ચાંદી ચોખી હોય તો ચાંદીના ભાવમાંથી તે કાંઈ જતા નથી. એટલું ખરૂં કે પ્રતાપી મહારાણી વિકટોરીયાના રૂપીયા જેટલી એ સિક્કાઓની મહત્તા ન હોય તોપણ તેઓ કાંઇ ચાંદીના ભાવમાંથી જાય નહીં, તેમજ મહાન પવિત્ર સનાતન આર્ય ધર્મની ખુબી તો ઓરજ છે, પણ બીજા ધર્મવાળાઓ પણ જો પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખે તો પ્રભુની નજરમાં કાંઇ તેઓ હલકા નથી. આપણે જેમ સિક્કાઓની છાપ ઉપર નહીં પણ ચાંદી ઉપર જોઇએ છીએ, તેમજ પ્રભુ પણ બહારના ધર્મો ઉપર નહીં પણ માણસોનાં અંતઃકરણ ઉપર જોય છે. માટે ગમે તે ધર્મમાં રહીને પણ અંતઃકરણ ચોખ્ખું થાય તેમ કરો. આપણી ચાંદી જો ચોખ્ખી હોય તો ભલે તે માથે છાપ ગમે તેની હોય, પણ તેની કીંમત ઉપજ્યા વિના રહેવાની નથી. માટે અંતર ચોખ્ખાં રાખવાની તજવીજ કરો. કારણ કે, જેમ ચોખ્ખા કાચમાં ખુલ્લે ખુલ્લું અસલ સ્વરૂપ દેખાય છે તેમ ચોખ્ખા અંતઃકરણમાં પ્રભુનું સ્વરૂપ જલદી ઠરી શકે છે ને પ્રભુપ્રેમ દૃઢતાથી જામી શકે છે. માટે બહારના કજીયામાં નહીં પડયા રહેતાં જેમ બને તેમ અંતર ચોખ્ખાં રાખો. જેનાં અંતરો ચોખ્ખાં થયેલાં છે તેમનો સત્સંગ કરો, અને બહારની છાપ ઉપર નહીં જોયા કરતાં સૌ પ્રભુના જીવો છે, અને સૌ જુદે જુદે રસ્તે એક પ્રભુનેજ જાણવા ઇચ્છે છે, એમ સમજી દુ-

નિયામાં જેમ ભાઇબંધી વધે, જેમ પ્રભુ રાજી થાય અને જેમ આપણી અંદરનો માલ ચોખ્ખો થતો જાય એમ કરો.

---

## ૧૫૬–ચેકબુક ખીસાંમાં રાખીને ફરવાથી કાંઇ પૈસાવાળા થવાય નહી, પણ તેમાં સહી કરવી જોઇએ, તેમજ શાસ્ત્રમાં કહેલી વાતો તથા ક્રિયાઓને પોતાની કરી લઇએ ત્યારેજ સાર્થકતા થાય છે.

ચેકબુક ખીસામાં રાખીને ડોળ ડીમાકથી ફરનારા તો ઘણાએ ડફોળ હોય છે પણ એથી કાંઇ તેઓ પૈસાવાળા થાય નહીં. બેંકમાં અગાઉથી પોતાનાં નાણું જમે રાખે અને પછે ચેક ઉપર સહી કરે ત્યારેજ નાણાં કામ આવે છે, તેમજ ચેકબુક ખીસામાં રાખીને ફરનારા ડફોળની પેઠે આપણે પણ ધરમની મોટી મોટી વાતો કરીએ છીએ પણ તેથી કાંઈ પ્રભુ છેતરાઈ જાય તેમ નથી. પ્રભુ તો એમ કહે છે કે, દેખાડવાની ચેકબુકમાં શું વળે ? એ ચેક ઉપર તમે સહી કરો, એટલે કે ધરમની જે જે વાતો તમે સાંભળેલી છે તે પાળી બતાવો, અને જે જે ક્રિયા તમે સમજેલા છો તે કરી બતાવો, ત્યારે તમારૂં કામ થશે. અક્કલની ઉજેણીમાં કાંઇ વળવાનું નથી. સત્ય ધર્મમાં તો કરવાનું છે; બોલી નાંખ્યેજ કાંઇ છુટકો નથી. પ્રભુ લુખીપુખી વાતોથી રાજી નથી થતા, પણ કામથી રાજી થાય છે, માટે પ્રભુને અર્થે પ્રભુની ઇચ્છા પ્રમાણે ને આપણી શક્તિ પ્રમાણે દયા ધર્મનાં કામો કરવાં એનું નામ ચેક ઉપર સહી કરવું છે. જયાં સુધી એવાં ભલાં કામો ન કરીએ, ભગવદ્ ઇચ્છાને આધીન ન થઇએ, ભગવદ્ આશરાનું બળ ન રાખીએ, અને પ્રભુપ્રેમથી હૃદય તરબોળ ન કરીએ ત્યાં સુધી ઉપરછરી વાતોથી કાંઈ કલ્યાણ થાય નહીં. માટે જો આપણને પ્રભુ ઉપર ખરેખરો પ્રેમ હોય અને જો સમર્થ પ્રભુની પૂરેપૂરી

કૃપા મેળવવી હોય તો ખુલ્લાં દિલે ને છુટે હાથે આપણા ભાઇબંધો સાથે વર્તવું જોઇએ, અને ધરમની હરેક સત્ય ક્રિયાઓ પ્રેમપૂર્વક ભગવદ્ અર્પણ વિધિથી કરવી જોઇએ, એજ સ્વર્ગની બેંક ઉપર લખેલા ચેક ઉપરની આપણી સાચી સહી છે, એમ સમજવું. એવી સહી વિના ત્યાં કાંઇ ચેક સ્વીકરાવાનો નથી, એ ધ્યાનમાં રાખજો.

---

## ૧૫૭–પ્રભુની ઇચ્છાને આધીન થઇ જવાથી માણસ કર્મથી બંધાતો નથી.

કર્મના બંધનમાંથી છુટવું એ સૌથી મુશ્કેલમાં મુશ્કેલ બાબત છે; કારણ કે, કર્મના બંધનમાંથી છુટયાથીજ જીંદગીની સાર્થકતા થાય છે. જે કર્મના બંધનમાંથી છુટે છે તેજ જીવનમુક્ત બની શકે છે, તેજ સંસારમાં સ્વર્ગ અનુભવી શકે છે, તેજ ઇશ્વરને જાણી શકે છે, અને તેનોજ મોક્ષ થઇ શકે છે. માટે કર્મના બંધનમાંથી છુટવું એ આ દુનિયાંમાં સૌથી મોટામાં મોટી, જીંદગીમાં સૌથી અગત્યમાં અગત્યની તથા કઠિનમાં કઠિન બાબત છે. ખુદ પ્રભુએ પણ કહેલું છે કે,

**गहना कर्मणो गतिः ।**

કર્મોની ગતિ ગહન છે, એટલે કે સહેલાઇથી ન જાણી શકાય તેવી છે. એવાં ગહન ગતિવાળાં કર્મો પણ ઇશ્વર ઇચ્છાને આધીન થવાથી સેહેલાંમાં સેહેલાં થઇ જાય છે. સેહેલાંમાં સેહેલાં થઇ જાય છે એટલુંજ નહીં પણ નિર્લેપ થઇ જાય છે–નિર્બીજ થઇ જાય છે—નિર્મૂળ થઇ જાય છે, અને બળી ગએલાં દોરડાંની પેઠે માત્ર આકારજ રહી જાય છે. પ્રભુએ પણ કહેલું છે કે.

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥**

अ. ५. श्लो. १०

જેમ પાણીમાં રહ્યા છતાં કમળનું પાંદડું પાણીથી ભીંજાતું નથી તેમ જે માણસ આસક્તિ તથા ફળની ઇચ્છા રાખ્યા વિના પ્રભુને અર્થે કર્મ કરે છે તેને કર્મો બંધન કરી શકતાં નથી.

ભાઈઓ ! વાત એટલીજ છે કે આસક્તિ રાખ્યા વિના પ્રભુને અર્થે કર્મ કરવાં, એટલે આપણીજ ઇચ્છા પ્રમાણે નહીં પણ દૈવયોગે કે સ્વાભાવિક રીતે આવી પડેલાં કર્મો કરવાં, અને તે પણ બ્રહ્માર્પણ, એટલે કે ફળની આશા વિના–પ્રભુને અર્થેજ. આવી પ્રભુપરાયણ રીતે પોતાનો વ્યવહાર ચલાવનારને કર્મ કર્યા છતાં પણ બંધન થતું નથી, કારણ કે, તે પોતાની ઈચ્છા પ્રમાણે કાંઇ કરતો નથી પણ ભગવદ્ ઇચ્છા પ્રમાણે સર્વ કર્મ કરે છે એટલે તેને કાંઇ પુન્ય પાપ વળગતું નથી. આવી રીતે જે ભગવદ્ ઈચ્છા પ્રમાણે વરતે છે તેની પાસે કાળોતરા નાગના જેવાં કર્મો પણ રેશમનાં દોરડાં જેવાં બની જાય છે, અને ગહનગતિવાળાં બંધનકારક કર્મો પણ મુક્તિના રૂપમાં ફેરવાઇ જાય છે, એટલું બધું ભગવદ્ ઇચ્છાને આધીન થવામાં બળ છે, માટે ભાઈઓ, પ્રભુ ઉપરના પ્રેમથી, પ્રભુના હુકમ પ્રમાણે, ફળની આશા રાખ્યા વિના પ્રભુ પ્રીત્યર્થે. ભગવદ્ ઇચ્છાને આધીન થઇને રૂડી રીતે દુનિયાંદારીનાં કર્મો કરો, એટલે તમે બંધનમાં પડશો નહીં, પણ ઉલટાં એ કર્મો તમોને મોક્ષ આપનારાં થઈ પડશે.

---

**૧૫૮–જે છોડ પવનથી નમી જાય તે ફળ ફુલવાળા થાય છે, અને લાકડાંનું જે ઠુંઠું નમતું નથી તે મૂળ સહીત ઉખડી જાય છે. તેમજ જેઓ ભગવદ્ ઇચ્છાને આધીન થતા નથી તેઓનો પણ નાશ થાય છે.**

આપણે જોઇએ છીએ કે કુમળા છોડ પવનથી નમે છે પણ લાકડાના ઠુંઠાં પવનથી નમતાં નથી, તેમજ જે સરલ હૃદય-

ના હરિજનો છે તે ઈશ્વર ઇચ્છાને આધીન થાય છે, પણ બા-વળના ઠુંઠાં જેવા સખ્ત હૃદયનાં જે પાપી માણસો છે તે ભગવદ્ ઇચ્છાને આધીન થઈ શકતા નથી. પરિણામ એ થાય છે કે, જે છોડ પવનના ઝપાટાથી નમી જાય છે તે વખત જતાં ફળ ફુલવાળાં થાય છે, અને જે લાકડાંનું ઠુંઠું નમતું નથી તેને મૂળમાંથી ખોદીને આપણે બાળી નાંખીએ છીએ. તેમજ પ્રભુ-ની ઇચ્છા પ્રમાણે ચાલનારાઓ ફળફુલ મેળવશે એટલે કે સ્વર્ગ મેળવશે-પ્રભુને મેળવશે, અને ભગવદ્ ઇચ્છાને આધીન નહીં થનારાઓ સંસારમાં હેરાન થશે તથા નરકનાં દુઃખ પા-મશે, માટે ભાઇઓ ! જેમ બને તેમ પ્રભુની ઇચ્છાને આધીન થવાની તજવીજ કરો.

---

## ૧૫૯—ભગવદ્ ઇચ્છાને આધીન થઇ શકે તે ભક્તોના હૃદયમાંજ જગતનું કલ્યાણ કરવાનું બળ રહી શકે છે.

કોઇ પણ વસ્તુને રાખવા માટે વાસણ જોઇએ છે. વાસણ વિના વસ્તુ રહી શકે નહીં. જેમ કે દાણા ભરવા માટે કોઠી જોઇએ, અથાણું કે મુરબ્બાને માટે બરણી જોઇએ છે, પા-ણી ભરવા માટે માટલું કે હાંડો જોઇએ છે, સહી ભરવાને માટે ખડીઓ જોઇએ છે, દીવા સારૂ તેલ ભરવા માટે ડબો જોઇએ છે, ગાય ભેંસોમાં દુધ ભરવા માટે આંચળ જોઇએ છે; વરાળ ભરવાની પણ કોઠી હોય છે, ગ્યાસ ભરવાનું પણ વાસણ હોય છે અને વીજળી ભરવા માટે પણ યંત્ર હોય છે, ત્યારે જગતનું કલ્યાણ થાય એવું તત્વ ભરવાને માટે શું કાંઇ પાત્ર ન જોઇએ ? ભાઇઓ ! એને માટે પણ પાત્ર છે. એ પાત્ર તે ભક્તજનોનાં પવિત્ર હૃદય છે. જેમ છાશ પીત-ળના વાસણમાં બગડી જાય છે, જેમ દુધ ત્રાંબાનાં વાસણ-માં રાખવાથી ખરાબ થઇ જાય છે, જેમ ઘી તેલ કલઇ વિ-

નાનાં વાસણમાં કટાઈ જાય છે; જેમ કેટલીક જાતના તેજાબો ઘણી જાતનાં વાસણોમાં રહી શકે નહીં, જેમ કેટલીક જાતની ગ્યાસો ચોકસ વસ્તુઓમાં રહી શકે નહીં, અને જેમ વીજળી કેટલીક ચીજોમાં રહી શકે નહીં તેમજ જગતનાં કલ્યાણની ભાવનાઓ પણ કાંઇ હજારો જંજાળમાં ફસાએલા માયાવાદી સંસારી જીવોના હૃદયમાં રહી શકે નહીં; એને માટે તો ભગવદ્ ઇચ્છાને આધીન રહીને પ્રભુના હુકમો પાળે અને પ્રભુની કૃપા ખેંચી શકે એવા દૈવી જીવો જોઇએ. એવા દૈવી મહાત્માઓ તે આ જગતના સાચા ભગતો છે. એવા મહાન ભગતોના હૃદયમાં ભગવદ્ ઇચ્છારૂપે પ્રભુ પોતેજ રહે છે; અને જ્યાં પ્રભુ પોતેજ રહેતા હોય ત્યાં પછી કલ્યાણની વાતમાં પુછવુંજ શું? ત્યાં બાકી શું રહે? કુદરતી રીતેજ ત્યાં બધા વિષયોની સમાપ્તિ હોય છે. સ્વભાવથીજ ત્યાં તૃપ્તિ હોય છે. ત્યાં તો સદાય લીલાલહેર અને સદાય શાંતિજ હોય છે; અને જ્યાં ભગવદ્ ઇચ્છા મુજબજ વરતાતું હોય ત્યાં તો સદાય ભગવત કૃપાનો આનંદ આનંદજ હોય છે. જ્યાં આવી રીતે પ્રભુની કૃપાનો અખંડ વરસાદ વરસી રહ્યો હોય તે પ્રભુપરાયણ ભગતોની રૂડી ભાવનાઓથી તથા તેઓનાં પવિત્ર આચરણોની મહાન અસરોથીજ જગતનું કલ્યાણ થાય છે. યાદ રાખજો કે, પંડિતાઇની વાક્ ચાતુર્યથી નહીં, શબ્દ જાળના ઝઘડાથી નહીં, આડંબરથી નહીં, મ્હારૂં ત્હારૂં કરવાથી નહીં, મોટાં મોટાં કર્મકાંડથી નહીં, લુખાં સુખાં જ્ઞાનથી નહીં, અને ચાવવાના દાંત જુદા તથા દેખાડવાના દાંત જુદા એમ વર્તવાથી નહીં, પણ ભગવદ્ ઇચ્છાને આધીન થઇ મહાન પ્રભુના પવિત્ર હુકમો પાળવા, અને પૂર્ણ પ્રેમથી પ્રભુના સાચા ભગતો થઇ જવું તેથીજ આપણું તથા જગતનું કલ્યાણ થાય છે. માટે ભાઇઓ! હવે તો કાંઇક સમજો? આ જગતનો કચરો તે હૃદયમાં ક્યાં સુધી ભરી રાખશો? હવે તો જગતની આબાદીની ઇચ્છાઓ, જીવોનાં કલ્યાણની ભાવનાઓ, દુનિયાંમાં ધરમ વધે એવાં

કામો, પ્રભુના હુકમો પાળી શકાય તેવું બળ, અને પ્રભુની કૃપા રહી શકે એવાં હૃદય બનાવો. પ્રભુના સાચા ભગત થવાથી એવાં હૃદય બની શકે છે, માટે પવિત્ર ભગત થવાની તજવીજ કરો.

પદ.

મળે જીવન મુક્ત હરિતણા, ટળે અંતર તનમન તાપ;
એવો સંગ સંતનો.
ફરે અવેવ આરે શરીરનાં, પરા પલાયે પંડના પાપ—એ.
જેમ કીટમટી થાય ભમરી, તેને કીટ કહે નહીં કોય—એ.
જેમ પારસપરશે લોહને, તે તો હેમહેલામાંય હોય—એ.
જેમ ચંદન વાસથી વૃક્ષને, કરે ચંદનસમાન સોય—એ.
જેમમલીનજળમળેજાહ્નવી, તેનેતરતકરેગંગતોય—એ.
તાંબામોર પલટેછેપાણીએ, કરે કંચનમય રસકૂપ—એ.
તેમ સદ્‌ગુરૂસુખીયાંસંતથી, થાયજનતેસંતસ્વરૂપ—એ.
શુકનારદવ્યાસનેવાલ્મીકી, તેતોઇશ્વરકાવીયાઆપ—એ.
ધ્રૂઅમરીષપ્રહ્લાદવિભીષણુથયાસુખીયાસંતપ્રતાપ—એ.
સંતસર્વેસુખીથાવાઠામછે, તેતોપ્રસિદ્ધકહેછેપુરાણુ—એ.
મન કર્મ વચને માનજો, કહે નિષ્કુલાનંદ નિર્વાણુ—એ.

---

## ૧૬૦—મૂળને પાણી પાઓ એટલે ડાળો એના મેળે ફળ ફુલ વાળી થશે.

અસલના રૂષિયોનો એ સિદ્ધાંત હતો કે, મૂળને પાણી પાવાથી ડાળો એની મેળે ફળફુલવાળી થશે. એ સિદ્ધાંત ઉપરથી તેઓ બચ્ચાંઓને પ્રથમથીજ—નાનપણુથીજ ધરમની કેળવણી આપતા હતા; કારણુ કે, પ્રભુ છે એજ આ જગતનું મૂળ છે, અને એ મૂળ ધર્મથી દેખાય છે, માટે ધર્મની કેળવણી તેઓ પ્રથમ આપતા હતા. બીજું એ કે, ધર્મની કેળવણીથી ઇચ્છાઓ સુધરે છે. કારણુ કે આપણી ભલી ઇચ્છાઓની સાથે ધર્મનો સંબંધ

છે. તેથી ઇચ્છાઓ સુધરવાથી માણસો ભલાં તથા નીતિમાન થઇ શકે છે. માટે જેથી ઇચ્છાઓ સુધરે એવી કેળવણી આપણાં બચ્ચાંઓને આપવી જોઇએ. એવી કેળવણી તે ધરમની કેળવણી છે. ધરમની કેળવણી વિનાની માત્ર અક્કલ વધારવાની કેળવણી આપવાથી છોકરાંઓ બગડી જાય છે; કારણ કે, ધરમની કેળવણી વિના તેઓની ભલી ઇચ્છાઓ ખીલેલી હોતી નથી, એટલે બહારની વધી ગએલી અક્કલ તેઓને ઉંધે રસ્તે દોરી જાય છે, તેથી વાત વાતમાં ગુસ્સે થઇ જવાનું, વડીલોનું અપમાન કરવાનું, બહારનો ડોળડીમાક રાખવાનું, ધરમની ઝીણી વાતો નહીં માનવાનું, અને મોજશોખમાં પડવાનું મન થઇ જાય છે. કારણ કે, ધરમની કેળવણી વિના મન માથે ધરમનો અંકુશ નહીં હોવાથી અને ધરમ વિના અંતરની ઇચ્છાઓ સુધરેલી નહીં હોવાથી ફાંટા પ્રમાણે ચાલવાનું મન થઇ જાય છે, તેથી ઘર સંસાર ને ધરમની સ્થિતિ બગડે છે, તથા દેશની ખરાબી થાય છે, માટે ભાઇઓ ! એવી ખરાબીથી બચવા સારૂ આપણા રૂષિયોના સિદ્ધાંત પ્રમાણે મૂળને પાણી પાઓ, એટલે કે બચ્ચાંઓને ધરમની કેળવણી આપો, પ્રભુના રસ્તામાં લાવો, એટલે ડાળ પાંખડાં એની મેળે સુધરશે.

---

## ૧૬૧–એક ગરીબ ખેડુતે રાજાને મુંઠી ભરીને બોર ભેટ આપ્યાં, તેના બદલામાં રાજાએ તે ખેડુતને ખોબો ભરીને રૂપીયા આપ્યા, તેમજ પ્રભુને અર્થે આપેલી વસ્તુનું પણ મોટું ફળ મળે છે.

આપણને કોઈ કોઇ વખત એમ લાગે છે કે, મહા સમર્થ અનંત બ્રહ્માંડોના નાથ સર્વવ્યાપક સર્વશક્તિમાન ઇશ્વરને તે આપણે શું આપી શકીએ ? ઇશ્વરનું સર્વશક્તિમાનપણું કયાં ? અને આપણી દુનિયાંદારીની અલ્પ વસ્તુઓની કીંમત કયાં ?

આપણી એવી હલકી વસ્તુઓ પ્રભુની આગળ શું બીસાતમાં ? પ્રભુને સંતોષ થાય એવી આપણી આગળ વસ્તુઓજ કયાંછે ? આપણે એમ સમજીએ કે પ્રાર્થનાઓથી પ્રભુ રાજી થશે, પણ વાણી તો પ્રભુનીજ બનાવેલી છે. આપણે એમ સમજીએ કે સુંદર સિંહાસનથી પ્રભુ રાજી થશે, પણ સર્વવ્યાપક પ્રભુને તો અનંત બ્રહ્માંડોનું આસન છે, તે આપણા જરાક જેટલાં સિંહાસનથી કેમ રાજી થશે ? આપણે એમ સમજીએ કે સુંદર વસ્ત્રાલંકારથી પ્રભુ રાજી થશે પણ તેતો અષ્ટસિદ્ધિ ને નવનિધિનો માલેક છે; તેની આગળ આપણા થોડાક રૂપીયાના દાગીના શું બીસાતમાં ? અને આપણે એમ સમજીએ કે પ્રભુ મેવા મીષ્ટાનના પ્રસાદ ધરવાથી રાજી થશે, પણ જે અનંત બ્રહ્માંડોને અનંતયુગો થયા હમેશાં મેવા મીષ્ટાન પુરાં કરી રહ્યો છે, તેની આગળ આપણી મીસરીની કટોરી શું બીસાતમાં ?

ભાઇઓ ! આવી રીતે જોઇએ તો આપણે કોઈ પણ રીતે પ્રભુને રાજી કરી શકીએ નહીં, પણ મહાન દયાળુ પ્રભુએ આપણી ઉપર બેહદ દયા કરીને આપણને તારવા માટે અને આપણને પોતાની હજુરનાં મોક્ષ ધામનાં સુખ આપવા સારૂ એમ કબુલ કરેલું છે કે,

> पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
> तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥
>
> अ. ९ श्लो. २६

શુદ્ધબુદ્ધિથી ભક્તિવડે જે મને પાંદડું, ફુલ, ફળ, કે જળ આપે છે તે હું અંગીકાર કરૂં છું.

ભાઇઓ ! જગતકર્તા પ્રભુને ત્યાં કાંઇ ફુલનો કે પાણીનો ટોટો નથી, પણ આપણાં કલ્યાણને માટે સૌથી બની શકે એવી ફુલપાનની નાની ભેટોને પણ તે કબુલ રાખે છે; કારણ કે, પ્રભુ આપણે આપેલી વસ્તુઓની કીંમત તરફ નથી જોતા પણ આપણા અંતરના પ્રભુપ્રેમ તરફ–આપણી નિખાલસ ભક્તિ

તરફ જોય છે, તેથી તેઓ આપણી નાની ભેટોના બદલામાં પોતાની મોટાઈ પ્રમાણે મોટું ફળ આપી દેય છે. જેમ કોઇ ગરીબ ખેડુત કોઈ પટેલીઆને ત્યાં ચીભડાંની નવા નવા પોંકની, કે બોરની ભેટ લઇ જાય તેથી ખુશી થઇને તે પટેલીયો તેને પોતાની શક્તિ પ્રમાણે મણ અરધો મણ દાણા આપે છે, કોઇ શેઠીયાને ત્યાં એજ ભેટ લઇ જાય તો તે ખેસ કે પીછોડી આપે છે, કોઇ સારા ગરાસીયા દરબારને ત્યાં એ ભેટ લઈ જાય તો તે સાલ પાઘડી આપે છે, અને કોઇ રાજાને એજ ભેટ આપે તો ભલો રાજા બોરની કે ચીભડાંની ભેટમાં સેંકડો રૂપીયાને વખતે ગામગીરાસ પણ આપી દેય છે. ભાઈઓ ! થોડી સમૃદ્ધિવાળાં, થોડું જીવવાવાળાં અને સ્વભાવથીજ લોભમાં રચીપચ્યાં રહેનારાં સ્વાર્થી માણસો પણ જ્યારે નાની ભેટોના બદલામાં મોટી મોટી ચીજો આપી દેય છે, ત્યારે દયાનો સાગર મહાન પ્રભુ કે જેની મ્હોટાઇનો દેવતાઓ અને શિવ બ્રહ્માદિક પણ પાર પામ્યા નથી, તે સર્વશક્તિમાન પ્રભુ આપણી નાની ભેટોનો પોતાની મ્હોટાઈ પ્રમાણે કેટલો બધો બદલો આપશે? એ ખ્યાલ તો કરો. એવું મોટું ઇનામ લેવા સારૂ દીનતા રાખીને જ્યારે બને ત્યારે સમર્થ પ્રભુને નાની નાની ભેટો આપ્યા કરો; એટલે કે, બ્રહ્માર્પણ વિધિથી દાન ધર્મ કર્યા કરો, અને આપણા ભાઇબંધોને યથાશક્તિ મદદ કર્યા કરો. એટલે ખાત્રી રાખજો કે, વખત આવ્યે પ્રભુનાં અલૌકિક ઇનામો મળ્યા વિના રહેવાનાં નથી.

---

## ૧૬૨–ખરા ભગતોને પ્રભુ ગમે તે અણધાર્યે રસ્તે મદદ કરે છે.

એક ભગતડી ડોશી હતી તેનામાં ભગવદ્ આશરાનું બહુ મોટું બળ હતું. વાત વાતમાં તે પ્રભુને યાદ કર્યા કરતી, જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેતી, પ્રભુ જે કરે છે તે રૂડુંજ કરે

છે એમ સમજતી. જીવોની નબળાઈ, જગતનું મિથ્યાપણું, અને સર્વ શક્તિમાન પ્રભુનું મ્હોટું માહાત્મ્ય તેના હૃદયમાં વસી ગયું હતું તેથી ભગવદ્ આશરાનું બળ તેનામાં જામી ગયું હતું.

એ ડોશીના પાડોશમાં એક નાસ્તિક માણુસ રહેતો હતો. તે વિના કારણે એ ડોશીને પોતાના સ્વભાવ પ્રમાણે કાંઈ કાંઇ હેરાન કર્યા કરતો હતો, ડોશી વારે વારે ન્હાય, વારે વારે મંદિરમાં જાય, વારે વારે પ્રભુનું નામ લેયા કરે, ભગતોના ચમત્કારની વાતો કર્યા કરે, અને ગુરૂમહિમા ગાયા કરે તે પેલા નાસ્તિકને ગમતું નહીં. તેને એવી વાતોથી કંટાળો લાગતો, તેથી વારે વારે કાંઈ કાંઇ ચેષ્ટા કરીને ડોશીને ચીડવ્યા કરતો હતો. એક વખત તેના મનમાં એવોજ ફાંટો આવ્યો કે, આ ડોશીને એક ઉજ્જડ ઘરમાં પુરી મૂકું; પછી જોઇએ તેના શું હાલ થાય છે ? ત્યાં એનો રામ એને કેવી રીતે મદદ કરી જાય છે, એ જોઉંતો ખરો. એક દહાડો ભૂખી પડી રહેશે એટલે સમજશે કે કોઇ રામ બામ આડા હાથ દેવા આવે નહીં. એમ વિચારીને તે નાસ્તિક માણુસે ગરીબ બીચારી ભગવદી ડોશીને એક દિવસ પાડોશની કોડમાં પૂરી દીધી, અને કહ્યું કે, હવે તારો પ્રભુ તને ખાવાનું કેમ આપે છે એ હું જોઉંછું; એમ કહીને તે ચાલતો થયો. અને બાજુના ઘરમાં બેસી ડોશીની હીલચાલ જોવા લાગ્યો.

ડોશી બીચારી ભોળું માણુસ, વળી ધરમમાં ગળી ગએલી, અને આશરાનું પુરૂં બળ, એટલે ઝાઝી ફીકર શું કરવા કરે ? તેતો પોતે કોટડીમાં પુરાણી તેને પણ ભગવદ્ ઇચ્છા સમજી પ્રભુનું સ્મર્ણ કરતી કરતી બેઠી.

ઘણીવાર થઇ ગયા પછે ત્યાં ફળીયામાં છોકરાંઓ રમવા માટે આવ્યાં, એ છોકરાંઓ પોતાને ખાવા સારૂં ભજીયાંનું પડીકું લેતાં આવ્યાં હતાં, પણ તે ખાતાં પેહેલાં અંદર અંદર કાંઇ સ્હેજ વાતમાં છોકરાંઓ લડી પડયાં, તેથી એક છોકરાએ ગુસ્સે થઇને પડીકું ફેંકી દીધું. તે પડીકું જે ઉજજડ ઘરમાં

ડોશીને પૂરી હતી તેની બારીમાં જઇ પડયું. પડીકાંના ખડખડવાથી ડોશીએ ઉઠીને જોયું તો ભજીયાં દીઠાં, તેથી પ્રભુ પોતાના ભગતોને ભૂલતો નથી એમ સમજી પ્રભુનો ઉપકાર માની ડોશીએ તે ભજીયાં ખાધાં ને પોતાની ભુખ મટાડી. એ પછી ઘણા વખતે પેલા નાસ્તિકે બારણું ખોલ્યું ત્યારે બારણાં પાસે પડીકાંનો કાગળ ને એક બે ભજીયાં પડેલાં જોઇ તે અજબ થયો, અને ડોશીને પુછયું કે આ કયાંથી ? ડોશીએ કહ્યું કે, એ પડીકું અંહી કોણે નાંખ્યું તે મને ખબર નથી, પણ મારો પ્રભુ વિશ્વંભર કોઇને ભૂલતો નથી એમ હું જાણું છું.

એ પછી તપાસ કરતાં તે નાસ્તિકને ખબર મળ્યા કે છોકરાંઓએ રમતે રમતે એ પડીકું ગમે તેમ ફેંકી દીધું હતું, પણ પ્રભુની દયાથી તે ડોશી પાસેજ જઇ પડયું હતું. આ દાખલો જોઇને તે નાસ્તિક માણસનો ઇશ્વર ઉપર વિશ્વાસ બેશી ગયો, તેથી તે પ્રેમથી ભક્તિ કરવા લાગ્યો, અને આગળ જતાં સુધરી ગયો. માટે ભાઇઓ ! જો તમારા મનમાં પણ કાંઇ જરા તરા અશ્રદ્ધા હોય તો તે કહાડી નાંખીને પ્રભુના રસ્તામાં આવી જજો, અને યાદ રાખજો કે પ્રભુ ભગતોને ભૂલી જતો નથી, તે ગમે તે રસ્તે પણ ખરે વખતે મદદ કરે છે.

---

## ૧૬૩–દુનિયાંમાં એકજ જાતની નિંશાળ, એકજ ઇસ્પીટાલ, કે એકજ દુકાનથી કાંઇ ચાલે નહીં, તેમજ એકજ ધર્મથી પણ કાંઇ ચાલે નહીં.

ઘણાએ માણુસો એમ કહે છે કે, આ દુનિયાંમાં જે તે એકજ ધર્મ સાચો હોવો જોઇએ, અને બાકીના બીજા બધા ધર્મો જુઠા હોવા જોઇએ; કારણ કે, જો બધા ધર્મો સાચા હોય તો તેમાં એક બીજાથી ઉલટું સુલટું કેમ હોય ? જેમકે, બ્રાહ્મણો યજ્ઞો કરવાનું કહે તેમાં જૈનો શા માટે પાપ સમજે ? જૈનો દયા કરવાનું કહે ત્યારે મુસલમાનો શામાટે કુરબાની ક-

રવાનું કહે ? હીંદુઓ મૂર્તિ પૂજે ત્યારે મુસલમાનો શા માટે તેને તોડે ? અને બૌદ્ધો પુનર્જન્મ માને ત્યારે ક્રિશ્ચિયનો તેનો શા માટે ઇનકાર કરે ? આવી રીતે એક એકથી વિરૂદ્ધ ધર્મમાં કયો સાચો ? ને કયો ખોટો ?

મહાત્માઓ કહે છે કે, આ દુનિયાંમાં કાંઈ એકજ જાતની નિશાળથી ચાલે નહીં: ગુજરાતી, અંગ્રેજી, મરાઠી વિગેરે બધી જાતની નિશાળો જોઇએ, એટલુંજ નહીં પણ ડાક્તરી કામ શિખવાની નિશાળ જુદી જોઇએ. વકીલાત શિખવાની નિશાળ જુદી જોઇએ. ઈજિનિયરખાતાંની સ્કુલ જુદી જોઇએ. કારીગીરી ખાતાંની, ખેતીવાડી ખાતાંની, વેપાર ખાતાંની, ઘરનું કામકાજ શીખવાની, કસરત શીખવાની, રાંધવાનું શીખવાની, તરવું શીખવાની, હથિઆર વાપરતાં શીખવાની, વીગેરે દરેક બાબતની જુદી જુદી નિશાળ જોઇએ. તેમજ દુનિયાંમાં જુદા જુદા ધર્મ છે તે પણ જુદી જુદી જાતની નિશાળ છે. એટલુંજ નહીં પણ જુદા જુદા ધર્મ તે જુદી જુદી હોસ્પિટાલ છે. એકજ દવાખાનામાં કાંઇ બધી જાતનાં દરદીઓનો સમાર થાય નહીં. માટે માણસોના મનમાં જે અધર્મનો રોગ લાગેલો છે તે મટાડવા સારૂ જુદા જુદા ધર્મ એ જુદાં જુદાં દવાખાનાં છે. એ શિવાય જ્ઞાનીઓ દુકાનની સાથે ધર્મની સરખામણી કરે છે. જેમકે એકજ દુકાનથી કાંઈ આખી દુનિયાંનો વ્યવહાર ચાલી શકે નહીં, તેમ એકજ ધર્મથી પણ કાંઇ બધી જાતના, બધા દેશના, અને જુદી જુદી વૃત્તિનાં માણસોને તૃપ્તિ થાય નહીં. માટે જેમ દુનિયાંમાં ઘણી દુકાનોની જરૂર છે તેમજ દુનિયાંમાં ઘણા ધર્મો પણ હોય છે. જુદી જુદી જાતની દુકાનોમાં જેમ જુદો જુદો માલ મળે છે તેમ જુદા જુદા ધર્મમાંથી પણ માણસોના મનને જુદું જુદું પોષણ મળે છે. માટે કયો ધર્મ સાચો ને કયો ધર્મ ખોટો ? એવા ઝઘડામાં નહીં ઉતરતાં આપણે તો આપણા ત્રિકાલદર્શિ શાસ્ત્રના હુકમ પ્રમાણે એમજ માનવું જોઇએ કે,

બધા ધર્મો વાળા પ્રભુના રસ્તામાં છે. અને જુદી જુદી નદીઓ ગમે તેમ વાંકીચુંકી થઇને પણ અંતે સમુદ્રમાં ભળે છે, તેમ સૌ ધરમો અંતે પ્રભુ તરફ લઇ જાય છે; માટે કોઇ પણ ધરમનો દ્વેશ ન કરવો, અને પોતાનો ધર્મ કદી પણ છોડવો નહીં, એ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો ઉપદેશ છે. માટે આપણે તે પ્રમાણે વરતવાની કોશિશ કરવી જોઇએ.

આવી રીતે બીજાઓના ધર્મ તરફ ઉદાર બુદ્ધિએ જોવાથી વેરઝેર ઓછાં થતાં જાય છે, અને દુનિયાંમાં ભાઇબંધી વધે છે, એથી જીવોનું કલ્યાણ થાય છે. માટે આપણે આપણા પ્રભુના હુકમ પ્રમાણે ધર્મના વિચારોમાં વાજબી રીતનું છુટાપણું રાખવું જોઇએ.

---

## ૧૬૪–તંબુરાના ત્રણે તાર સરખા ચાલતા હોય તોજ મજેનો સૂર નીકળી શકે, તેમજ આપણાં મન, વચન ને કર્મ પવિત્ર હોય તોજ આપણે ઇશ્વરી આનંદ ભોગવી શકીએ.

તંબુરો વાગતાં તો તમે ઘણુવાર સાંભળ્યો હશે, પણ કોઈ વખત જ્યારે તંબુરાના તાર સરખા ન હોય ત્યારે કેવી માથાકુટ થઇ પડેછે એ તમને ખબર છે? એક તારને વગાડતાં તેમાંથી ટરફડું ઘવા માંડે, બીજાને વગાડતાં તેમાંથી ભરડભું થવા માંડે, અને ત્રીજા ઉપર આંગળી લાગતાં તેમાંથી ટનનન ટન થવા માંડે, ત્યારે એવાં બેસૂરપણાંથી સાંભળનારાઓને કેવો કંટાળો લાગે? અને વગાડનારાનો કેવો મીજાજ બગડી જાય? એ તમે કોઇ દિવસ ધ્યાન દઇને જોયુંછે? એથી ઉલટું જો સરખી રીતે તંબુરો વાગતો હોય, અને તેના ત્રણે તાર જો જેમ જોઇએ તેમ ચાલતા હોય તો ત્યાં કેવો રંગ જામી જાય એ કાંઇ કહેવું પડે તેમ નથી. રસ્તે ચાલતાં સેંકડો માણુસોએ મીઠા સૂર પાસે ઉભી જાયછે, અને સેંકડો માણુસો કોઈના પણ કહ્યા વિ-

ના કુદરતી રીતેજ એ સરખા ચાલતા સૂરપાસે પોતાનાં માથાં નમાવેછે, એટલુંજ નહીં પણ વગર માગ્યે શાબાશીના પોકારો મળતા રહેછે, તથા રસીકજનો પોતાની મેળે મેળે એ સરખા ચાલતા સૂર ઉપર ફીદા ફીદા થઇને પોતાના ખીસામાંથી પૈસા ફેંકતા જાયછે. આ બધું શાને માટે ? તુંબડાંના તંબુરાના લોઢાના ત્રણ તારની એકતાને માટે.

ભાઇઓ ! વિચાર કરો કે, જ્યારે તંબુરાના ત્રણ તારની એકતા ઉપર લોકો આટલા બધા મોહીત થઇ જાયછે; ત્યારે આપણાં મન, વચન, ને કર્મની જો એકતા થઈ જાય તો આપણે આપણું પોતાનું કેટલું બધું કલ્યાણ કરી શકીએ અને જગતનું કેટલું બધું ભલું કરી શકીએ, એ વિચાર તો કરો ? તુંબડાંના તંબુરા કરતાં આપણો દેહ કેટલો બધો કીંમતી છે? અને તંબુરાના લોઢાના તાર કરતાં આપણા મન, વચન ને કર્મ એ કેવી બળવાન વસ્તુ છે એ ખ્યાલ તો કરો ? એની એકતાથી કેવો મધુર અવાજ નીકળી શકશે એ જરા સમજો તો ખરા ? પણ અફસોસ કે એ કયાંથી સમજાય ? કારણ કે, આપણે મંદિરમાં દર્શન કરવા જઇએ ત્યાં પણ મોઢે રામ રામ કરતા હોયછે, મન બહાર પગરખાંમાં હોયછે કે રખેને કોઇક ઉપાડી જશે, માટે ભીડમાંથી ઝટ ઝટ દર્શન કરી લેવા સારૂ હાથે કરીને બીજાઓને ઠોંસા મારતા જઇએ છીએ. પ્રભુ ! પ્રભુ ! દયા કર, અમારી ઉપર દયા કર. જોયાં આપણાં મન વચન ને કરમનાં કામો ? મન જોડામાં જાય, વાણી રામ રામ કહે, ને હાથ ઠોંસા મારે, એ ત્રણે તારની મજે જોઇ કે ? એનું પરિણામ તે બીજું શું હોય ? દુનિયાની હાય હાય ને જમના માર એજ તો. હવે બીજો દાખલો લો. ધણી માંદો પડયો હોય ત્યારે બાઇડી મનમાંથી એમ ઇચ્છતી હોય કે મારે માટે કાંઇક કરી જાય તો ઠીક. અને મોઢે એમ કહેતી હોય કે મારે તમારી ઉપરાંત બીજું શું છે ? ધનમાં શું આગ લગાડવી છે ? મારી પાસે એવી વાત કરશોમાં. મોઢે આમ બો-

લતી હોય અને હાથે તો સાબુ લઇને પોતાનું મોઢું ધોતી હોયછે, અથવા તો પોતાને માટે પાનની પટી બનાવતી હોયછે. કારણકે, ધણી માંદો હોય તેની ફીકર નહીં, પણ પોતાનું મોઢું રૂપાળું ન લાગે અથવા પટી ખાવાનો ટેસ્ટ ચાલ્યો જાય એ કેમ પાલવે ? આવાં આપણાં આચરણો થઇ ગયાં છે. આપણાં છોકરાંઓ ભણવા જાય ત્યાં પણ એમજ. મોઢે લેસન ગોખતા હોયછે; મનમાંથી એમ ઇચ્છતા હોય છે કે આ માસ્તરની પીડા અહીંથી કયારે જાય ? અને કાંઇ મસ્તી કરવા માટે આંખથી કરીને બીજા છોકરાને ઇસારત કરતા હોય છે, અથવા હાથે કરીને બીજા છોકરાની ચોપડી કે પેન છુપાવતા હોય છે, તથા પગે કરીને કોઇ ગરીબ સ્વભાવના છોકરાને લાત મારતા હોય છે. આવી રીતે દરેક બાબતમાં ને દરેક ઠેકાણે આપણાં મન, વચનને કરમ જુદાં પડી ગએલાં છે, તેથી આપણે ખરૂં સુખ ભોગવી શકતાં નથી. માટે જીંદગીમાં શાંતિ અનુભવવા સારૂ, આપણા આત્માનું કલ્યાણ કરવા સારૂ, આપણા ભાઇબંધો તથા આપણા દેશની સાચી સેવા કરવા સારૂ, અને ઈશ્વરી આનંદ લુટવા સારૂ, આપણાં મન, વચનને કર્મની એકતા કરવી જોઇએ. એ ત્રણે તાર જયારે એક સરખા ચાલે ત્યારેજ તેમાંથી ગેબી ઇશ્વરી અવાજ મળી શકે છે; અને જયારે એ નાંદ સંભળાય ત્યારેજ સાર્થકતા થઈ શકે છે. માટે ભાઇઓ ! જેમ બને તેમ મન વચન ને કર્મની એકતા રાખતાં શીખો, કાંરણ કે એ આપણે સમજી શકીએ તેવો ઇશ્વરીમાર્ગ છે.

---

**૧૬૫–આપણે જેની દોસ્તી કરવી હોય તેનું કહ્યું માનવું જોઇએ, તેમજ જો આપણે પ્રભુ સાથે દોસ્તી કરવી હોય તો પ્રભુના હુકમો પાળવા જોઇએ.**

દોસ્તી કેમ થાય છે એ તમને ખબર છે ? દોસ્તીનું મૂળ

ચાહના છે. એક બીજાને ચાહવાથી અને એક બીજાની મરજી મુજબ ચાલવાથી દોસ્તી થાય છે. જયાં સુધી આપણે આપણા દોસ્તની મરજી મુજબ ન ચાલીએ, ત્યાં સુધી અંતરની એકલી ચાહનાથી તે કાંઇ આપણો ખરો દોસ્ત થાય નહીં; માટે અંતરની સાથે બહારનો વિવેક પણ જોઇએ. એટલે કે જેની સાથે દોસ્તી કરવી હોય તેની ઇચ્છા પ્રમાણે પણ ચાલવું જોઇએ. આપણો દોસ્ત કહે કે, આજે મને મળજો, પણ આપણે તે વખતે તેને ન મળીએ. આપણો દોસ્ત કહે કે આજે મ્હારી વરસગાંઠ છે માટે મ્હારે ઘેર જમવા આવજો, પણ આપણે ન જઇએ. આપણો દોસ્ત કહે કે, જરા મારી વાત સાંભળો, પણ આપણે તે ન સાંભળીએ. આપણો દોસ્ત કહે કે, જરાવાર તમારી ચોપડી મને આપો, પણ આપણે તે ન આપીએ. આપણો દોસ્ત કહે કે, ફરવા ચાલો, પણ આપણે તેની સાથે ન જઇએ. આપણો દોસ્ત કહે કે, તમે મ્હારા દુશ્મન પાસે ન જાઓ, તોપણ આપણે ત્યાં જઇએ. અને આપણો દોસ્ત કહે કે, મ્હારા બંગલામાં આજે લેહેર કરવા ચાલો, ત્યારે આપણે કહીએ કે તમારો બંગલો મને ગમતો નથી. ભાઇઓ ! આમ કરવું એ કાંઇ દોસ્તીની રીત છે ? એવી રીતે કરવાથી કાંઇ દોસ્તી નભે નહીં. ભલે આપણે અંતરમાંથી તેને બહુ ચાહતા હોય, પણ જો બહારથી તેની ઇચ્છા મુજબ ચાલતા ન હોય તો એ દોસ્તી નભી શકે નહીં; કારણ કે, અંતરની ચાહના એતો બીજરૂપ છે, પણ બહારથી તેની મરજી મુજબ ચાલવું એ તો ફળરૂપ છે. અંતરની ચાહના ! એ ચાહના તો પડદામાં છુપાએલી જનાનખાનાની બીબીના જેવી છે. એવી ચાહના તો શરમાળ મુગ્ધા છોકરીઓના દિલમાં જોઇએ. ભકતોના દિલમાં કાંઇ એવી જનાનખાનાની બીબીના જેવી ચાહના હોય નહીં; તેઓ તો પોતાના મુરબ્બી મિત્રના હુકમની વાટજ જોનારા હોય છે. પોતાના દોસ્તની ઇચ્છાઓને આંખ માથાં ઉપર ચ્હડાવવી એનુંજ નામ દોસ્તી છે અને એજ દોસ્તીનો આનંદ છે.

દોસ્તને અંતરમાંથી ચાહવો, પણ તેનું કહ્યું માનવું નહીં, એટલે કે તેની મરજી પ્રમાણે ચાલવું નહીં એ દોસ્તી શેની? ને એમાં આનંદ પણ શું? માટે ભાઇઓ! યાદ રાખજો કે જેની દોસ્તી કરવી હોય તેનાં કહ્યાં પણ માનવાં જોઇએ, તેમજ જો આપણે પરમ કૃપાળુ અખંડાનંદ દેવાધિદેવ પરમાત્માની દોસ્તી કરવી હોય તો તેની ઇચ્છાને આધીન થવું જોઇએ. મનમાંથી માળા ફેરવીએ પણ બહારથી તેની ઇચ્છાને આધીન ન થઇએ, એટલે કે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી ન રહીએ તો એ ભક્તિ શેની? એ દોસ્તી શેની? એવી રીતે વરતવાથી-એવી એક અંગી ભક્તિથી કાંઇ પ્રભુ રાજી થતો નથી, માટે ભાઇઓ! અંતરના પ્રભુપ્રેમની સાથે બહારના હુકમો પળાય તેમ કરો, તોજ પ્રભુની દોસ્તી નભી શકશે, અને તોજ ભગવત્ કૃપા મેળવી શકાશે.

---

## ૧૬૬–આપણા હૃદયમાં કુદરતી સ્નેહ ભરેલો છે, એ સ્નેહને રસ્તો આપવા સારૂ કોઇકની પણ દોસ્તી કર્યા વિના ચાલે તેમ નથી, માટે પ્રથમથીજ મહામંગળકારી પ્રભુની દોસ્તી કરીલો.

તમને યાદ છે? આપણે જ્યારે નાના નાના હતા, કાલું કાલું બોલતા, મીઠું મીઠું હસતા, નાનાં નાનાં પગલાં ભરતા, અને કાચની પુતળીઓ તથા માટીની ઢીંગલીઓ સાથે રમતા ત્યારે એ પુતળાંઓની દોસ્તીથી આપણને કેટલો બધો આનંદ થતો હતો એ તમોને યાદ છે કે? એ પુતળું ખોવાઇ જાય, ભાગી જાય, અથવા આપણી પાસેથી કોઇ લઇ જાય તો આપણે કેવા પછાડી ખાઇને રોઇ પડતા હતા? એ પુતળાં પછવાડે કેટલાં બધાં આંસુઓ પાડતા હતા? અને એ ઢીંગલીઓ સારૂ કેટલા બધા દિલગીર થતા હતા, તથા એ રમકડાં સારૂ માબાપો સાથે કેવું મોટું હુલડ મચાવતા હતા એ યાદ

તો કરી જુઓ ? આ બધું શામાટે ? આપણા અંતરમાં રહેલા સ્નેહને ખાતર; આપણી દોસ્તીને ખાતર. એ રમકડાંઓ આપણા સ્નેહનો જવાબ કે બદલો આપી શકતાં નહીં, તોપણ આપણે આપણા અજ્ઞાનપણામાં પણ તેને ચાહતા હતા; કારણ કે, આપણા હૃદયમાં કુદરતી રીતેજ ચાહના રહેલી છે, અને એ ચાહનામાંજ આનંદ છે. માટે એ ચાહનાને તૃપ્ત કરવા સારૂ આપણને હમેશાં કોઇકને કોઇક ભલામાં ભલા મિત્રની જરૂર છે; કારણ કે, કોઇ પણ મિત્ર વિના એક ક્ષણ પણ આપણે રહી શકીએજ નહીં એવો મનુષ્ય જાતનો સ્વભાવ છે. એટલે જો કોઈ સારો મિત્ર ન મળે તો કોઇક સેતાનજ મનમાં ભરાઇ જાય છે, પણ મનને કોઇક દોસ્ત જોઇએ છે. દોસ્ત વિના તે રહી શકતું નથી. આપણી પોતાનીજ જીંદગી તપાસી જુઓ, એટલે એ વાત ખુલ્લી થઇ જશે.

બાળપણ ગયા પછી આપણે જરા મોટા થયા, નિશાળમાં જવા લાગ્યા, અને ત્યાં બીજાં છોકરાંઓ સાથે દોસ્તી થઈ. એ દોસ્તીનો આનંદ હજી સુધી પણ આપણે કયાં ભૂલી ગયા છીએ ? કેમ ભૂલાય ? દોસ્તીનો આનંદ કેમ ભૂલાય ? એ દોસ્તીમાં શું થતું એ યાદ છે કે ? નિશાળમાં મેહેતાજી ન હોય ત્યારે ધીંગામસ્તી થતી, નદી તળાવમાં નહાવા જતા, કોઇની બોરડીનાં બોર ખાવા જતા, દડે રમતા, સામી પાર્ટીવાળાઓને મારતા, એક બીજાનું લેસન જોઇ લેતા, માબાપો ફીકર કર્યા કરે ને આપણે કયાંઇના કયાંઇ રખડવા ચાલ્યા જતા, અને અરધી દુકાનીના ચણ્યા મરમરા, લાલાદાળ, કે ચણીયાં મણીયાં બોર લીધાં હોય તેના ભાગ પાડીને ખાતા, એ આનંદ યાદ છે કે ? શા માટે એમાં આનંદ થતો હતો ? દોસ્તીને લીધેજ એમાં આનંદ હતો. આપણા દેહની રચનામાંજ પ્રકૃતિના મૂળમાંજ જે કુદરતી સ્નેહ રહેલો છે, તેને રસ્તો મળવાને લીધેજ એ આનંદ થતો હતો.

એ પછી આપણે જુવાન થયા, ધંધા રોજગારમાં પડયા,

બાઇડી છોકરાંવાળા થયા, અને તોપણ સ્નેહની લાગણી તો આપણામાંથી ગઇજ નહીં; એ તો વધતીજ ચાલી, જો કે એ મિત્રાઇની લાગણી ગઇ નહીં, પણ બદલાણી. હવે આપણો આનંદ ચણીયાં મણીયાં બોરમાં નથી, હવે આપણો આનંદ ધીંગામસ્તીમાં નથી, હવે આપણો આનંદ જુદાં જુદાં ફળીયાંમાં રખડવામાં નથી, અને હવે આપણો આનંદ પેહેલી ચોપડીમાંનો કાગડો ને ગધેડું જોવામાં નથી, પણ હવે તો આપણો આનંદ કુટુંબમાં ને આપણા ધંધારોજગારમાં છે. હવે આપણે આપણી વહુને આપણી દોસ્ત બનાવી છે. છોકરાંઓની સગાઈ માટે સારાં સગાંઓની આપણે શોધમાં છીએ, સારો શેઠ શોધીએ છીએ, સારા સંત પુરૂષોને શોધીએ છીએ, કારભારીઓની મુલાકાતની ઇચ્છા રાખીએ છીએ, સારી સારી મંડળીઓમાં જઇએ છીએ, મોટાં તથા સારાં માણસો સાથે આપણી દોસ્તી થાય તો ઠીક, એમ આપણે ઇચ્છીએ છીએ, અને સૌ કરતાં વધારે આપણી વ્હાલી વહુને રાજી રાખવાની ફીકર રાખીએ છીએ. ભાઇઓ! આ બધું શા માટે? દોસ્તીને માટે, એટલી બધી દોડાદોડ સૌ લોકો શા માટે કરે છે? કારણ એજ છે કે, દોસ્તી વિના માણસો રહી શકતાં નથી. પોતાના અંતરમાં રહેલા પ્રેમને તૃપ્ત કરવા સારૂ તેઓને કાંઇક બહારનાં સાધનો જોઇએં છે, તેને માટે આ બધાં ફાંફાં છે; પણ યાદ રાખજો કે, એ બધાં ખાલી ફાંફાંજ છે, કારણ કે, હજુ જયારે ઘરડા થઇશું ત્યારે વળી કોણ જાણે કેવી દોસ્તી શોધવી પડશે? એ વખતે કેવી દોસ્તીઓ શોધશું તેનો મને અનુભવ નથી, કારણ કે, હું હજુ ઘરડો થયો નથી, પણ મને લાગે છે કે, પ્રથમ તો લાકડીની દોસ્તી કરવી પડશે, દવાઓની બાટલીઓની દોસ્તી કરવી પડશે, રોગોની ને અશક્તિની દોસ્તી કરવી પડશે, ચસ્માની ને દોરનારાઓની દોસ્તી કરવી પડશે, અને જુવાન કુટુંબ તથા મસ્તીખોર છોકરાંઓ વચ્ચે હડધુત થતા બચવા માટે પારકા ચોક, પારકાં મંદિરો, અથવા ઘરના ખુ-

ણાની એકાદ એકાંત ઓરડીની દોસ્તી શોધવી પડશે, અને છેવટ જમની તથા મોતની દોસ્તી કરવી પડશે. આવી સ્થિતિ આવી પડે, ને એવી દોસ્તી કરવી પડે, તે કરતાં એવી સ્થિતિમાં પણ ને એવી દોસ્તીમાં પણ દિલાસો મળે. એવી જો કોઇની સાચી દોસ્તી થઇ જાય તો એ મહા ભાગ્યની વાત છે. એવી દોસ્તી તો માત્ર એક સર્વવ્યાપક સર્વશક્તિમાન આનંદ સ્વરૂપ અનંત બ્રહ્માંડના નાથની છે, કે જેની દોસ્તી કર્યા પછી બીજા કોઇની દોસ્તીજ કરવી પડતી નથી. અને જેની દોસ્તીનો આનંદ બીજા કોઇની પણ દોસ્તીમાં નથી એવા સચ્ચિદાનંદ, પરમ કૃપાળુ, મહામંગળકારક, પાલક પિતા વિશ્વંભરનાથનીજ દોસ્તી કરવી જોઇએ, કે જેથી કરીને લખચોરાશીના ફેરામાંથી છુટી શકાય. એજ ખરી દોસ્તી છે અને એ દોસ્તી ભગવદ્ ઇચ્છાને આધીન થવાથીજ થઇ શકે છે, માટે ખોટી દોસ્તીમાં નહીં પડયા રહેતાં જેમ બને તેમ પ્રભુની સાચી દોસ્તી કરવા સારુ પ્રભુના હુકમો પળાય તેમ કરો.

પદ.

ભજી લેને પ્રભુને બીજું કાંઇ ન વળે રે;
બીજું કાંઇ ન વળે રે બીજું કાંઇ ન વળે રે. ભજી લે૦
જાણ્યા નહીં તેં સારંગપાણિ સંસારમાં શું મતિ મુંઝાણી?
જાણીલે જગદીશને તો તર્ત તરે રે. ભજી લે૦
મનુષ્યદેહ વારે વારે ન આવે માટે ભજી લેને પ્રભુ ભાવે;
ચેતી લે તે માટે જેથી કાર્ય સરે રે. ભજી લે૦
રામ નામની લહેર ન જાણી ઉલટી ઉમર એળે ગુમાવી;
લખીરામ કે ભાવે ભજો ભગવાનને રે. ભજી લે૦

## ૧૬૭–જેમ સરકાર આપણી પાસેથી દરેક બાબતોના વેરા માગે છે તેમ પ્રભુ જો આપણી પાસેથી તેની બનાવેલી ચીજોના કર માગે તો આપણો કયાં આરો આવે ? પણ એવા કર પ્રભુ લેતા નથી એ તેની દયા છે.

નામદાર સરકાર આપણી પાસેથીં આપણાં રક્ષણ માટે અને આપણાં સુખોની સગવડતા કરી આપવા માટે આપણી પાસેથી મોટા કર લેય છે, પણ દયાળુ પ્રભુ આપણને લાખો વસ્તુઓથી ભરેલી વિશાળ પૃથ્વી તથા અમૂલ્ય જીંદગી આપ્યા છતાં પણ આપણી પાસેથી કાંઈ પણ કર માગતા નથી એ તેની કેટલી બધી દયા છે ? આપણી માયાળુ ઈંગ્રેજ સરકાર બહુ ન્યાયી ને બહુ દયાળુ સરકાર ગણાય છે, તેમ છતાં પણ, તે આપણી પાસેથી ઘણી જાતના કર લેય છે. આપણી જમીન ઉપર તેનો કર છે, આપણા ઘરો ઉપર તેનો કર છે, આપણે નળનું પાણી પીએ તે ઉપર પણ કર છે, આપણે શાક ભાજીમાં કે રોટલી સાથે મીઠું ખાઇએ તેની ઉપર પણ કર છે, આપણે ગ્યાસલેટના દીવા કરીએ તેની ઉપર પણ સરકારના કર છે, આપણે પાયખાનાં વાપરીએ તેનો પણ છાંપો ભરવો પડે છે, આપણા ઢોર જંગલમાં ચરવાં જાય તેનો પણ કર પડે છે, શેઠીયાઓ ગાડી–ઘોડા રાખે તેનાં પણ મ્યુનિસિપાલીટીનાં બીલ ભરવાં પડે છે, આપણે આપણા બગીચામાં ઝાડો વાવીએ તે ઝાડના પણ કર ભરવા પડે છે, આપણે કોઇ ચોકસ પુલ કે રસ્તા ઉપરથી ચાલ્યા જઈએ તે ચાલવાનો પણ કર ભરવો પડે છે, અને આપણે કાંઇ સામાનનું પોટલું એક ગામથી બીજે ગામ લઇ જઇએ તો તેની પણ જગાત ભરવી પડે છે; પણ પ્રભુની દયા તો જુઓ ? કે તેની સર્વે ચીજો મુફત ! પ્રભુ દરરોજ આપણને સૂરજનું અજવાળું આપે છે એ અજવાળું કેટલું બધું કીંમતી છે એ તમે કયાં નથી જાણતા ? માત્ર એકજ દિવસ પ્રભુ સૂરજને ખેંચી

હોય અથવા કાળો બનાવી મૂકે તો આપણા શું હાલ થાય? આ
પણને સૂરજનો પ્રકાશ આપવા માટે પ્રભુ આપણી પાસેથી કાં-
ઈ કર માગે તો તે આપ્યા વિના કેમ ચાલે? એ ખાતે તે ગમે
એટલો મોટો કર માગે, તોપણ તે આપ્યા વિના આપણો છુ-
ટકો થાય નહીં, પણ મહાન પ્રભુની એજ અખંડ દયા છે કે, તે
એવી અમૂલ્ય ચીજોનો અતિશય લાભ આપતાં છતાં પણ
આપણી પાસેથી કાંઇ પણ માગતો નથી.

પવન કાંઈ આપણા બાપનો નોકર નથી, પણ પ્રભુના હુ-
કમથી તે આપણા ઘરમાં ને આપણા શરીરમાં દરેક શ્વાસે ને
દરેક પળે ફરી રહ્યો છે. એને માટે જો પ્રભુ આપણી પાસેથી
કર માગેતો આપણી શું તાકાત છે કે તે કર ન આપીએ? જો
જીવવું હોય તો પવન ને બદલે પ્રભુ જે માગે તે આપણે આપવું
જોઇએ; પણ મહાન દયાળુ પ્રભુ અલ્પ જીવો ઉપર એવી સખ્તા-
ઇ કરતો નથી: તે તો સર્વદા દયા દયાને દયાજ રાખે છે, પણ
આપણેજ એવા અભાગીયા છીએ કે તેની દયા સમજી શકતા
નથી અને તેનો લાભ લઇ શકતા નથી. આપણા ખેતરોમાં વર-
સાદ વરસાવવા માટે પ્રભુ કર માગે, દરિયામાં આગબોટ ફેર-
વવા માટે પ્રભુ કર માગે, પ્રભુની પૃથ્વી ઉપર વસવા માટે પ્રભુ
કર માગે, રાતે ચંદ્રનું શાંતિદાયક તેજ આપવા માટે પ્રભુ કર
માગે, આપણા ગામ પાસે નદીઓ વેહેવરાંવવા માટે પ્રભુ
આપણી પાસેથી કર માગે, આપણા ઝાડોમાં ફળ ફૂલ આપ-
વા માટે પ્રભુ આપણી પાસેથી કર માગે, આપણને ગાય બ-
કરા અને ઘોડા વિગેરે પૂરા પાડવા માટે પ્રભુ આપણી પાસેથી
કર માગે, અને જે કોલસાની ખાણોથી આપણા કારખાનાંઓ
ચાલી રહ્યાં છે તે કોલસામાં ગરમી ભરી આપવા માટે પ્રભુ
આપણી પાસેથી કર માગે તો આપણે શું કરીએ? ભાઇઓ,
આપણી નબળાઇ અને પ્રભુની દયા તો જુઓ? ભાઇઓ! જો
આપણને એવી જાતના કર ભરવા પડતા હોત, તો તે ભર્યા
વિના તો ચાલત નહીં; અને જો એવા કર ભરત તો આપણી શું

હાલત થાત, એ વિચાર તો કરો ? એવા અખુટ કરમાંથી પ્રભુએ આપણને સાવ બચાવી લીધા એ શું તેની થોડી દયા છે ? એટલી બધી અનંત ને અખંડ દયા માટે પણ પ્રભુ આપણી પાસે કાંઇ પણ માગતો નથી, પણ તે આપણાં સુખને માટે માત્ર એટલુંજ કહે છે કે, તમારાં આત્માની અધોગતિ ન કરો, આત્માની અધોગતિ ન કરો, પણ તમારા આત્માનો ઉદ્ધાર કરો, એટલે કે પ્રભુની દયા સમજી દીનતા રાખીને પ્રભુને શરણે જઇ અનંત કાળનાં મોક્ષનાં સુખ ભોગવો.

પદ.

જય જય જગતકર્તાર ભયભર્તાર તું ભગવંત છે;
અત્યંત તું શ્રીમંતને ઐશ્વર્યવંત અનંત છે.
તું તારનાર ઉગારનાર નિવારનાર અનીષ્ટનું;
તું સ્થાપનાર ઉથાપનાર તું આપનાર અભીષ્ટનું.
તું સકળ સ્વામી અમલનામી ધામી અવિચળ ધામનો;
શશી સૂર્ય શૈલ સમુદ્ર સૌ સરજનાર તુંજ તમામનો.
પ્રભુ તુજ ચરિત્ર વિચિત્ર ચિત્રજ ચિત્ર જગત પવિત્ર છે;
ધુની વાયુ વારિ પ્રવાહિની દશ દીશ તુજ વાજીંત્ર છે.
તું તૃણ તણો પર્વત કરે પર્વત તણું તૃણ તું કરે;
સ્મરતાંજ સત્ય સહાય થઇ તું હદ વિના હરકત હરે.
તુજ અકળમાયા સકળ સ્થળ પ્રભુ પ્રબળ બળછે તુજતણું;
ઘટઘટ તણી ઘડી સુઘડ ઘટના ઘટિત કાર્ય કર્યું ઘણું.
ભવભીતનો ભય ભાંગીને ભવસુખ ભરે ભગવાનનું:
ગુણગાન સુણીને કાનથી દેછે અમરપદ દાનનું.
પ્રભુ ગરીબના પોકાર તું સુણનાર સત્ય સમર્થ છે;
બકવાદ તુજ જશ બાદ વાદ વિવાદ સઘળા વ્યર્થ છે.
તું એક ઇશ હરેક જનનો નામ ભિન્ન અનેક છે;
તું સર્વની અરજી સુણે છે નિયમ તારો એક છે.

---

## ૧૬૮–એક મોટા શેઠની સાથે કોઇ ગરીબ છોકરીનાં લગ્ન થયાં. એ શેઠનો વૈભવ જોઇને તે છોકરી અજબ થવાલાગી, ત્યારે તે શેઠે કહ્યું કે, મારી મોટાઇની તો હજી ઘેરે ગયા પછે ખબર પડશે; તેમજ ભક્તિનાં સુખની ખરી ખબર તો હરિની હજુરમાં મોક્ષધામમાંજ પડશે.

કોઇ એક ગામડાંમાં એક ગરીબ માણસની છોકરી હતી, તે પોતાને હાથે રસોઇ કરતી, પાણી ભરતી, વાસીદું વાળતી, છાણા થાપતી, અને દળણું દળતી હતી. એ પછે તે છોકરીનું વેશવાળ એક મોટા શેઠ સાથે થયું. એ શેઠ જ્યારે લગ્ન કરવા આવ્યો ત્યારે તેણે ઘણી ધામધુમ કરી, ઉપરા ઉપર નાતો જમાડી, વિલાયતી વાજાં વગડાવ્યાં, નવી નવી જાતની મીઠાઇઓ ને શાક ભાજી મંગાવ્યાં, આતસબાજીનાં ગુલબાનો ઉડાવ્યાં, નાચ રંગના મીલાવડા કર્યા, અને પોતાના લગ્નની ખુશાલીમાં બહુ ધરમ દાન કર્યું. એ બધું જોઇને પેલી ગરીબ માણસની છોકરી તો અજબજ થઇ ગઇ કે, આટલી બધી ધામધુમ ? ત્યારે તે શેઠે કહ્યુ કે, આતો હજી ગામડું છે; અહીંતો કોઇ જાતની સગવડ નથીઃ મારી મોટાઇની ખરી ખબર તો હજી ઘેરે ગયા પછે પડશે.

એ પછે તે છોકરી પોતાને સાસરે મુંબઇ ગઇ ત્યાં તો આલેસાન બંગલા, રબરટાયરની ગાડીઓ, કામકાજ કરવા માટેની દાસીઓ, ઝવેરાતની તેજુરીઓ, અને શેઠાણીજી શેઠાણીજી તથા બાઇ સાહેબ બાઇ સાહેબ સાંભળીને તે તો હેરતજ થઇ ગઇ, અને ખુશ ખુશ થઇ ગઈ. તેને સ્વપ્નામાં પણ ખબર નહીં કે મ્હારા ધણીના વૈભવ આવા મોટા હશે.

ભાઇઓ ! આપણે પણ તે ગરીબ છોકરીના જેવાજ છીએ,

પણ જ્યારે આપણે ભક્તિમાં લાગી જઇએ ત્યારે આપણી પ્રભુ સાથે સગાઇ થઇ જાય છે. એ પછી આપણુને જે મનના દિલાસા મળે છે, અંતરના આનંદ મળે છે, ભગતોની વાણીમાં રસ જામે છે, જ્યાં જ્યાં જઇએ ત્યાં ત્યાં આનંદ આનંદ થઇ રહે છે, હરખ શોક ઓછા થઈ જાય છે, અને મોતનો પણ ડર મટી જાય છે; મોટાં મન થઈ જાય છે અને.જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવાય છે એ સુખ કાંઈ જેવાં તેવાં નથી. પણ અંહીનાં આપણાં એ સુખ તો પેલા શેઠીયાની પેઠે ગામડાંનાં સુખ જેવાં છે; ખરાં સુખ તો હજુ ઘેરે છે. એ ઘેરતો હરિની હજુરના મોક્ષધામનાં સુખડાં છે; એનો આનંદ તો કાંઈ ઓરજ છે. ગામડાંની ગરીબ છોકરી જેમ મુંબાઇના શેઠીયાઓના ઘરના વૈભવોની કલ્પના પણ કરી શકે નહીં તેમ આપણે પણ અહીં બેઠે મોક્ષધામનાં અલૌકિક સુખની કલ્પના પણ કરી શકીએ નહીં. માટે ભાઇઓ ! એ વાણીથી કહ્યાં જાય નહીં એવાં મહા અખંડ સુખો લુટવા સારૂ ભક્તિમાર્ગમાં આવો, ભક્તિમાર્ગમાં આવો અને સર્વશક્તિમાન પ્રભુ સાથે લગ્ન થાય તેમ કરો.

## પદ.

મારે વરતો વિઠ્ઠલને વરવુંછેરે, હાંહાંરે મારે વરતો૦
બીજાને મારે શું કરવુંરે-મારે વરતો૦
નંદના કુંવર સાથે નેડલો બંધાણોરે હાં (૨)
મારે ધ્યાન ધણીનું ધરવુંછેરે, હાંહાંરે મારે ધ્યાન૦-બીજાને.
અવર પુરૂષની મારે આશ ન કરવીરે હાં (૨)
મારે છેડલો ઝાલીને ફરવુંછેરે, હાંહાંરે મારેછેડલો૦-બીજાને.
સંસાર સાગરમાં મોહજળ ભરીઓરે હાં (૨)
મારે તારે ભરોસે તરવુંછેરે, હાંહાંરે મારે તારે૦-બીજાને.
બાઇ મીરાં કહે છે, પ્રભુ ગીરધરના ગુણ હાં (૨)
મારે રાસમંડળમાં રમવુંછેરે, હાંહારે મારે રાસ૦-બીજાને.

## ૧૬૯–ભગવાનના ભકત અને શ્રીકૃષ્ણના દોસ્ત છતાં સુદામાજી દરિદ્ર કેમ રહ્યા ?

શ્રીકૃષ્ણ અને સુદામાજી બંને જણા ઉજન નગરીમાં સંદીપન નામે ગુરૂને ઘેરે સાથે રહીને ભણુતા હતા. તે વખતે એક દિવસ ગોરાણીએ સુદામાને દાળીયા આપ્યા અને કહ્યું કે, તમે સૌ છોકરાંઓ મળીને ખાજો. સુદામાની ઉમર એ વખતે બાળક હતી ને ભૂખ બહુ લાગી હતી, તેમજ ગુરૂપત્નીએ દાળીઆ આપ્યા છે એમ બીજા છોકરાંઓને ખબર નહોતી, તેથી પોતાના બીજા ભાઈબંધોને ભાગ આપ્યા વિના સુદામા એકલા એ દાળીયા ખાઇ ગયા, તેથી એ પાપથી સુદામા ભગવાનના ભક્ત છતાં પણુ દરિદ્ર રહ્યા. કારણુ કે, તેઓની ભક્તિ એકઅંગી હતી, એટલે તેઓને પ્રભુ ઉપર પ્રેમ હતો તેથી પ્રભુને અર્થે કરવાનાં બધાં કર્મ જેમકે જપ, ધ્યાન, સ્નાન, સંધ્યા, વિગેરે તેઓ કરતા હતા, પણુ પોતાના ભાઇબંધો તરફના પ્રેમમાં તેઓ મોળા હતા, તેથી ગોરાણીએ આપેલા ચણુા તેઓ એકલા ચાવી ગયા હતા. એ પાપથી–એવી એક અંગી ભક્તિથી તેઓ દરિદ્ર રહી ગયા હતા. એ પછે જ્યારે પ્રભુને અર્થે તેઓ પોતાના બંધુઓને આપવું શીખ્યા, પોતાની પાસે કાંઇ નહીં હોવાથી ભીખ માગીને પણુ જ્યારે પોતાના બંધુ શ્રીકૃષ્ણુને કાંગના કાંગવા ભેટ આપ્યા, ત્યારે પ્રભુએ તેઓની ભક્તી પૂરેપુરી માનીને તેઓની દરિદ્રતા દૂર કરી મોટા વૈભવો આપ્યા.

ભાઇઓ ! આપણે પણુ ઘણી વખત સુદામાની પેઠે એકઅંગીજ ભક્તિ કરીએ છીએ. એટલે કે તીર્થ સ્નાન કરીએ છીએ, તિલક છાપા કરીએ છીએ, પાઠ પૂજા કરીએ છીએ અને ધરમની મોટી મોટી વાતો કરીએ છીએ, પણુ ભક્તિનું બીજું અંગ જે માણુસ જાત તરફની ફરજ છે તેમાં આપણે બેદરકાર રહીએ છીએ. આપણા ઘરમાં જુનાં લુગડાંના ગાંસડા બાંધેલા છ·

તાં પણ આપણે તે ગરીઓને આપી શકતા નથી. આપણા ઘ-
રમાં જુની ચોપડીઓ પડેલી છતાં પણ અને તે આપણા કાંઈ
પણ કામમાં ન આવતી હોય છતાં પણ અને તે આપણે આપ
ણા ગરીબ ભાઇબંધ વિદ્યાર્થીઓને આપી શકતા નથી. આપણે
ત્યાં ઘણીએ જગ્યાઓ ખાલી પડી હોય પણ આપણે કોઇ સા-
ધુ સંતને, મુસાફરોને, કે અતિથિને તેમાં ઉતારો આપતા ન-
થી. આપણા ઘરમાં દવાની બાટલી પડેલી હોય અથવા આપણે
કાંઇ સારી દવા જાણતા હોય છતાં પણ આપણા પાડોશીઓને
જરૂરને વખતે પણ આપણે દવા આપતા નથી, અને આપણે
મરી જઇએ ત્યાં સુધી પણ આપણી પાસેની સારી ચીજ બી-
જાને શીખવતા નથી. આપણા ઘરમાં રાંધેલું અન્ન પડેલું હોય
અને તે બીજે દિવસે નાંખી દેવું પડે ત્યાં સુધી પણ આપણે
ચીવટ રાખીને તે ભીખારીઓને આપી શકતા નથી. અને
આપણે જાણીએ છીએ કે જો કજીયા લડવા દરબારમાં ચડશું
તો ઘરબાર ખોઇ બેસશું તોપણ આપણે અગાઉથી ચેતીને
આપણા ગુસ્સાને રોકતા નથી અને આપણા ભાઇબંધો સાથે
સલાહ સંપથી વરતતા નથી. આવી રીતે દરેક બાબતમાં આ-
પણે જેટલી જોઇએ તેટલી ભાઇબંધી કે સમાનવૃત્તિ રાખી શ-
કતા નથી, તેથી આપણે ભગવદ્ ઇચ્છાને આધીન થઇ શકતા
નથી, માટે આપણી ભક્તિ એકઅંગી થઇ પડે છે; એટલે આ-
પણે જોઇએ તેટલું ફળ મેળવી શકતા નથી. તેથી એવી એક
અંગીભક્તિથી સુદામાની પેઠે આપણે પણ દરિદ્ર રહી જઇએ
છીએ. સુદામા તો માત્ર ધનમાંજ દરિદ્ર હતો, પણ આપણે તો
તનમાં, મનમાં, ને હૃદયમાં પણ ઇશ્વરીજ્ઞાન વિના દરિદ્ર બની
ગયા છીએ. માટે ભાઈઓ ! આપણી ભક્તિને એકઅંગી નહીં
રાખી મૂકતાં જેના જેના આપણી ઉપર હક હોય તેના હક
ચુકવાય તેમ કરો. બધું પોતે એકલા એકલાજ નહીં પટકાવી
જતાં સુદામાના તાંદુલની પેઠે આપણાથી જે બની શકે તે

આપણી ભક્તિની પૂર્ણતાને માટે આપણા ભાઇબંધોને પ્રભુને અર્થે ભેટ આપજો.

---

## ૧૭૦–ધર્મમાંજ આપણી ઉત્તમત્તા છે, બાકી ઝાડ તથા પશુઓ આપણા કરતાં દુનિયાંમાં વધારે ઉપકાર કરે છે.

આપણે જાણીએ છીએ કે ઘણી જાતનાં ઝાડ તથા ભાજીપાલો દુનિયાંમાં આપણા કરતાં વધારે ઉપકાર કરે છે. ઘણી હવાઓ એવી છે કે જે આપણા પગ નીચે જયારે ત્યારે કચરાય છે, પણ તેનામાં એવા ગુણો રહેલા છે કે કોઢ જેવાં ભયંકર દરદો સારાં કરે છે. કેટલીક એવી પણ જડીબુટીઓ છે કે જે ત્રાંબાનું સોનું બનાવી દેય છે. ઘણાએ પશુ તથા પક્ષીઓ એવાં છે કે જે આપણા કરતાં સેંકડો દરજે નીતિવાન હોય છે. અને ઘણાંએ જનાવરો એવાં છે કે જે આપણા કરતાં જગતની ઘણી વધારે સેવા કરે છે. તેમ છતાં પણ બીજાં પ્રાણીઓ તથા વનસ્પતિ કરતાં માણસો ઉત્તમ ગણાય છે તેનું કારણ શું ? તેનું કારણ એજ છે કે, આપણે પ્રભુની ભક્તિ કરી શકીએ છીએ, અને જો ધારીએ તો પ્રભુનાં સ્વરૂપને ઓળખી જન્મ મરણના ફેરામાંથી છુટી જઇ શકીએ તેમ છીએ, તેથીજ–પ્રભુની આપણી ઉપરની એ કૃપાથીજ આપણે દુનિયાંની સૌ વસ્તુઓ કરતાં ઉત્તમ છીએ. માટે આપણી એ ઉત્તમતા આપણા પરમ કૃપાળુ મહાન પિતાને આપણે આપણા શુદ્ધ આચરણથી બતાવી આપવી જોઇએ. કારણ કે, પ્રેમપૂર્વક પ્રભુની ભક્તિથીજ આપણી એ ઉત્તમત્તા સાબીત થઈ શકે તેમ છે, બીજી કોઈ પણ રીતે આપણે આપણું ચડીયાતાપણું બતાવી શકીએ તેમ નથી. જેમ કે, પોતાના જુદા જુદા સ્વાભાવિક ગુણમાં, તેઓથી દુનિયાં પર થતા ઉપકારમાં, નીતિના નિયમો પાળવામાં, અને જગતની સેવા કરવામાં આપણે તેઓથી આગળ વધી શકીએ

તેમ નથી, માત્ર ધર્મમાંજ—પ્રભુને જાણવામાંજ આપણે તેઓ-થી આગળ વધી શકીએ તેમ છીએ; પણ જો એ પણ આપણા-થી ન બને તો પછી આપણે પશુ પંખીઓ તથા ઝાડપાન કરતાં પણ ઉતરતા ગણાઇએ તેમાં કાંઈ નવાઈ નથી. એવું હોવે કરી-ને—જાણતાં છતાં અધમપણું ન થાય માટે ધર્મમાં લાગ્યા રહો, પ્રભુમાં લાગ્યા રહો.

---

## ૧૭૧—માણસો પોતાના ભલા નોકરને પેન-શન આપે છે, ત્યારે પ્રભુની સેવા કરનાર હરિજનો પ્રભુ કેમ ભુલી જશે ?

ઇંગ્રેજ સરકારનું પેનશન—ફંડ કેવડું મોટું છે એ તમે જાણો છો ? દરસાલ કરોડો રૂપીયા પેનસન ખાતાંમાં ખરચાય છે. એ ખાતું સારૂં છે ને તેમાંથી જરૂરને વખતે ખરેખરો લાભ મળે છે તે સારૂજ સરકારી નોકરીને માટે માણસો ઉપરા ઉપર પડે છે. હવે તમે વિચાર કરો કે, પોતાના નોકરોના સુખ સારૂ જ્યારે આપણી સરકાર કરોડો રૂપીયાનું ફંડ રાખે છે, ત્યારે સર્વ રાજાઓનો મહારાજા અને સર્વ શેહેનશાહો જેના ગુલા-મોના પણ ગુલામ બનવાને તૈયાર છે, તે અનંત બ્રહ્માંડનાં નાથ પ્રભુને ત્યાં તેની નોકરી કરનારા માટે કેવું મોટું પેનશન—ફંડ હશે એ ખ્યાલ તો કરો ? આપણા રાજાઓનું પેનશન મેળવવા માટે તો ઘણા વરસો સુધી નોકરી કરવી પડે છે, પણ પ્રભુનું પેનશન મેળવવા માટે તો જે વખતે આપણા હૃદયમાં પ્રભુનો ખ્યાલ જામી જાય તેજ વખતથી આપણું પેનશન ચાલુ થઇ જાય છે. રાજાનું ને શેઠીયાઓનું પેનશન તો નોકરીના પ્રમાણ-માં ઘણું ઓછું હોય છે, પણ પ્રભુની સેવા તો આપણે રજ જે-ટલી કરીએ તો ગજ જેટલું પેનશન મળે છે. રાજની નોકરી મેળવતાં તો બહુ મેહેનત પડે છે પણ પ્રભુની નોકરી મેળવતાં —પ્રભુની સેવા કરતાં તો જરાએ મેહેનત પડતી નથી, પણ ઉ-

ઘટો આનંદ થાય છે. રાજાની નોકરી લીધા પછી બીજાની નોકરી કે બીજાં કામ થઇ શકતાં નથી, પણ બીજાં કામ અને બીજાઓની નોકરી કરતે છતે પણ પ્રભુની નોકરી કરી શકાય છે, એટલુંજ નહીં પણ રાજા પોતાના દરેક નોકરને ઓળખી શકતો નથી કે પોતે જાતે દેખરેખ રાખી શકતો નથી, પણ પ્રભુ તો પોતાના નાનામાં નાના ભગતને પણ ઓળખે છે; એટલુંજ નહીં પણ દરેક ભગતની સેવા પોતે જાતેજ રાજી થઇ થઇને અંગીકાર કરે છે. અને આપણી જરાક જેટલી સેવાનો પણ મોટામાં મોટો બદલો આપે ત્યારેજ દયાળુ પ્રભુને સંતોષ થાય છે. ભાઇઓ ! પરમ પવિત્ર પ્રભુ એવા કૃપાના સાગરરૂપ છે માટે જરૂરનાં દુનિયાંદારીનાં કામ કરતે કરતે પણ પ્રભુની સેવા કરો, અને પ્રભુનાં ન્યાયી તથા દયાળુ દફતરમાં પેનશન–ફંડમાં તમારૂં નામ લખાય તેમ કરો. ખાત્રી રાખજો કે, આશરાનું બળ બહુ મોટું છે. ભગવદ્ આશરો રાખવો એ કાંઇ જેવી તેવી બાબત નથી. આશરાના બળથી તુરત તમારામાં નવું જીવન આવશે; અને તમારા મનમાં એમ સિદ્ધ થઇ જશે કે, સારાં માણસો પણ કોઇની મજુરી ડુબાવતાં નથી ત્યારે દયાળુ પ્રભુ આપણી સેવા કેમ ડુબાવશે ? પ્રભુની સેવામાં તો પહેલે પગલેજ–પેહેલે પગથીએજ મોટું ઇનામ છે. માટે ભાઇઓ ! એક શ્રીહરિનો દૃઢ આશરો રાખીને ભગવત્ સેવામાં મચ્યા રહો, ભગવત્ સ્મર્ણમાં મચ્યા રહો.

---

## ૧૭૨–ઘર તરફ ગાડું વળે ત્યારે ઘેરે જવા માટે બળદો ઉતાવળા થાય છે, તેમજ આપણે પણ હરિની હજુરમાં જવા માટે હવે તૈયારી કરવી જોઇએ.

મુંબાઇમાં એક માણસને કોરટમાંથી મહાલક્ષ્મી કામે જવું હતું તેથી તે રેકડો શોધતો હતો, એટલામાં એક રેકડો આવી ઉહડયો. તે માણસે ભાડું પુછયું, ત્યારે રેકડાવાળાએ કહ્યું કે,

હવે તો બળદને છોડવાનો વખત થયો છે માટે હું નહીં આવું. એ માણસને જરૂરી કામ હતું, ને ત્યાં આજુબાજુમાં બીજો રેકડો નહોતો તેથી તેણે જરા તાણખેંચ કરીને રેકડાવાળાને સમજાવ્યો, ત્યારે ચાર આના વધારે લઇને રેકડાવાળાએ ભાડું કબુલ કર્યું, એટલે તે માણસ રેકડામાં બેઠો, અને કહ્યું કે, જલદી ચલાવ. રેંકડાવાળો બળદને હાંકવા માટે બહુ જોર કરે, બુમો પાડે, ને વખતે લાકડી પણ મારે, પણ બળદો બરાબર ચાલે નહીં. પેલા માણસે પુછયું કે તારા બળદો આવા લોથ જેવાં કાં ? ખાવાનું આપે છે કે નહીં ? ત્યારે રેકડાવાળાએ કહ્યું કે, શેઠ, આ બળદો તો બહુ સારા છે પણ થાકી ગયા છે તેથી ચાલતા નથી.

એ પછી મહાલક્ષ્મી જઇ થોડીવારમાં તેઓ પાછા ફર્યા, ત્યારે બળદો બહુ દોડવા લાગ્યા. બળદોને દોડતા જોઇને પેલા માણસે રેંકડાવાળાને કહ્યું કે, તું તો કેહેતો હતો કે બળદો થાકી ગયા છે ને હવે કેમ દોડે છે ? ત્યારે રેંકડાવાળાએ કહ્યું કે, શેઠ, હવે તો બળદો ઘર તરફ વળ્યા છે, માટે ઘેરે પ્હોંચવાની ઉતાવળમાં દોડે છે.

એ સાંભળીને તે શેઠને વિચાર થયો કે, ઘેરે પંહોંચવા માટે જનાવરો પણ ઉતાવળ કરે છે, પણ અમે એવા અભાગીયા છીએ કે, હરિની હજુરમાં જવા માટે પણ હજી સુધી કાંઇ તૈયારી કરતા નથી. ઘરનાં સુખમાં જનાવરો પણ સમજે છે. દાણા પાણી સારૂ કરીને તે પણ દોડતાં ઘેરે આવે છે. પણ ભાઇઓ ! આપણી ભૂલ તો જુઓ ? કે અનંતકાળનાં મોક્ષધામનાં અખંડ સુખો મેળવવાને માટે પણ આપણે જીગરની લાગણીથી પ્રેમ પૂર્વક હજી સુધી પણ ધર્મના રસ્તામાં જતા નથી. જાનવરોના તબેલા કરતાં સ્વર્ગ કેટલું બધું ઉત્તમ છે ? અને બળદોના ઘાસ દાણા કરતાં દેવતાઓનાં અમૃત અને ઇચ્છા મુજબ ભોગ આપનારાં સ્વર્ગનાં કલ્પવૃક્ષનાં અમૂલ્ય સુખો કેવાં અલૌકિક છે એતો વિચારો ? એવાં સુખો આ-

પનાર સર્વશક્તિમાન મહાન પ્રભુના રસ્તામાં નં આવીએ, સ્વર્ગના ને દેવોના પણ બનાવનાર પરમ આનંદરૂપ પરમાત્માના સ્વરૂપને ઓળખવાની કાળજી ન રાખીએ, અને સ્વર્ગ તથા મોક્ષધામનાં અખંડ સુખની પણ દરકાર નહીં રાખતાં વિષ્ટાના કીડાની પેઠે મરતાં સુધી પણ આ દુનિયાંના પાપોમાંજ પડયા રહીએ તો પછી સ્વર્ગને બદલે પ્રભુ તબેલો આપે, એટલે કે, જાનવરોનો અવતાર આપે તો તેમાં શું ખોટું છે? આપણે પરમ કૃપાળુ પ્રભુની દયા ન સમજીએ ને તેના હુકમો ન પાળીએ તો પછે એવા હાલ થાય તેમાં કાંઇ નવાઇ નથી. માટે ભાઇઓ ! હજી પણ કાંઇક ચેતો, ચેતો, ને ઘેરે પંહોંચવાની ઉતાવળ કરો.

---

## ૧૭૩–એક મૂર્ખ માણસે દુશ્મનને અપશુકન કરવા માટે પોતાનું નાક કાપી નાંખ્યું, તેમજ આપણે પણ આપણી સામેવાળાઓને હેરાન કરવા માટે આપણા જીવાત્માને નરકમાં નાંખીએ છીએ.

પ્રસંગોપાત આપણુને પેલી જુની વાત કહેવામાં આવે છે કે, એક મૂર્ખ માણસ હતો, તેનો એક દુશ્મન હતો. એ દુશ્મન બહુ જોરાવર પણ વેહેમી માણસ હતો, ને શુકનને ને મુરતને બહુ માનતો હતો, તેથી કયાંઈ કામે જવું હોય એ વખતે જો ખરાબ શુકન થાય તો તે અટકી પડતો. પોતાના દુશ્મનની એ વાત જાણવાથી પેલા મૂર્ખ માણસે વિચાર કર્યો કે, જયારે પણ એ કયાંઇ કામે જવાનો હોય ત્યારે મ્હારે તેને અપશુકન કર્યા કરવાં, એટલે તે કયાંઇ જશે નહીં ને તેનું કાંઇ કામ થશે નહીં. એમ વિચારીને તે મૂર્ખ માણસે પોતાના દુશ્મનને અપશુકન કરવા સારૂ પોતાનું નાક કાપી નાંખ્યું, અને પેલાને જવાના રસ્તામાં આડો જઇને ઉભો. એ પછી તે ન-

કટાને કોઈએ પુછયું કે, તારા નાકને શું થયું? કોઇ બ્હારવટીયા મળ્યા કે ત્હારા દુશ્મને કાપ્યું? ત્યારે તેણે કહ્યું કે, દુશ્મનનો ભાર શું છે કે મારૂં નાક કાપે? એ તો મેં તેને હેરાન કરવા સારૂ મારૂં નાક કાપ્યું છે. ત્યારે તે માણસે પુછયું કે, તારૂં નાક કાપવાથી તે કેવી રીતે હેરાન થશે? તે મૂર્ખાએ કહ્યું કે, તેને અપશુકન કરવા માટે હું નકટો થયોછું. એ સાંભળીને તે માણુસે કહ્યું કે, સાબાસ! સાબાસ! આફ્રીન છે તારી અક્કલ ઉપર? પોતાનું નાક કાપીને દુશ્મનને અપશુકન કરવાવાળા હીરાઓ પણ દુનિયાંમાં પડયા છે હો; વાહવાહ! તારા જેવું પરાક્રમ તો ભાઇ કોઈન કરે હો, તું તો તુંજ છે. આ સાંભળીને તે મૂર્ખો ફુલાવા લાગ્યો.

ભાઇઓ! આ અસલી વાત સાંભળીને આપણે તે નકટાની મુરખાઇ ઉપર હસીએ છીએ, પણ આપણે પોતે શું કરીએ છીએ એ તમને ખબર છે? એ નકટાએ તો પોતાના દુશ્મનને હેરાન કરવા સારૂ માત્ર પોતાનું નાકજ કાપ્યું, પણ આપણે તો આપણા દુશ્મનોને હેરાન કરવા સારૂ આપણા જીવાત્માને નરકમાં નાંખીએ છીએ, તે સામું તો કાંઇક જુઓ?

આપણા દુશ્મનોને હેરાન કરવા માટે આપણે કેવા કેવા દાવપેચ રચીએ છીએ અને કેવા કેવા કાવા દાવા કરીએ છીએ એ વિચારો તો ખરા? દુશ્મનોને માટેજ નહીં પણ જેની સાથે સ્હેજ પણ મતભેદ હોય, પછે તે મતભેદ ધરમનો, રાજદ્વારી વિચારનો, સંસાર સુધારાના વિચારનો, ઘરસંસારી ખટપટનો, જાતિભેદનો કે દેશભેદનો ગમે તે પ્રકારનો હોય, તોપણ તેને માટે આપણે કેટલા બધા આકળા થઇ જઇએ છીએ? સામા માણસની કેવી ઝીણી ઝીણી ભૂલો ગોતવા મંડી પડીએ છીએ, અને વાત વાતમાં આપણે કેવા અયોગ્ય ચાળાચસ્કા કરવા મંડીએ છીએ એ તમે કયાં નથી જાણતા? આ બધું શું? શું એમ કરવું એ તરવાનો રસ્તો છે કે? આપણા ભાઇબંધોને તેઓની ભૂલોને માટે યોગ્ય રસ્તે સમજાવવાની તજવીજ કર-

વાને બદલે, અને આપણા પોતાના સ્વભાવના તથા સંજોગોના મતભેદને ઢીલા કરી કાબુમાં રાખવાને બદલે, વારંવાર ઉશ્કેરાઈ જવું, ગાળા ગાળી કરી લેવી, ન બોલવાનું બોલી દેવું, સામે વાળાને હલકા પાડી નાંખવા, અને પોતાનોજ 'કક્કો ખરો કરાવવા માટે મનમાં દુશ્મનાઇ ભરી મૂકવી એ શું આપણી લાયકી છે કે ?

ભાઇઓ ! હવે વેરભાવનો સમય નથી, હવેતો ભ્રાતૃભાવનો જમાનો ચાલે છે. હવે તો પરમ દયાળુ મહા મંગળકારી સચ્ચિદાનંદ પરમાત્માની કૃપાથી આપણા દેશમાં ક્ષમાનું રાજ્ય ચાલવા લાગ્યું છે. ભગવાન રામચંદ્રએ પોતાના દુશ્મન રાવણને મોક્ષ આપીને અને ભગવાન શ્રીકૃષ્ણચંદ્રએ પોતાના દુશ્મન કંસ તથા પૂતના જેવાંને પણ તારીને આપણને શીખવ્યું છે કે, હવે ક્ષમાનું રાજ્ય ચાલે છે, માટે "જે પોતાના ભાઇબંધોના વાંક માફ કરશે તેના અપરાધ પ્રભુ માફ કરશે." માટે પ્રભુપાસે આપણા અપરાધ માફ કરાવવા સારૂ આપણા ભાઇબંધોને માફ કરતાં શીખો, અને આપણા દુશ્મનને અપશુકન કરવા માટે આપણું પોતાનું નાક કાપવું ન પડે એમ કરો. મતલબ કે આપણા ભાઇબંધોની ભૂલો અને આપણા મતભેદ તરફ નહીં, પણ આપણા આત્માના કલ્યાણ તરફ અને મહાન પ્રભુના હુકમ તરફ જોઇને જેમ બને તેમ સર્વ પ્રકારના વેરભાવ ઘરમાંથી, દેશમાંથી અને જગતમાંથી ઓછા થાય તેમ કરો.

---

## ૧૭૪—પૃથ્વી પાણી, પવન, સુરજ વીગેરે જે જે આપણી જીંદગી માટે જરૂરની વસ્તુઓ છે તે સર્વ પ્રભુની કૃપાનું ફળ છે.

મહાન પ્રભુની આપણી ઉપર એટલી બધી દયા છે કે તેનો કોઇ પણ રીતે આપણાથી તોલ થઇ શકે તેમ નથી. આપ-

ણુને ખાવાં માટે અન્ન, પીવા માટે પાણી, પેહેરવાને લુગડાં અને રહેવાને ઘર તેની કૃપાથીજ મળેલાં છે. આપણે ન સમજી શકીએ તેવી જાતની હજારો અડચણોમાંથી તે સમર્થ પ્રભુજ આપણુને દર પળે બચાવે છે અને આપણુને દરરોજની જરૂરી ચીજો કોઇને કોઇ રસ્તે તે પવિત્ર પિતાજ પૂરી પાડે છે. તમે વિચાર કરો કે, જો માત્ર થોડા દિવંસ સૂરજને ઉગવા ન દેયતો આપણા શું હાલ થાય ? જો માત્ર બે ચાર દિવસ આપણી પૃથ્વી ઉપરથી બધું પાણી ખેંચી લેય તો આપણી કેવી દશા થાય ? એ વખતે આપણે શું કરી શકીએ ? એ ખ્યાલ તો કરો. માત્ર પાંચજ મીનીટ પ્રભુ પવનને બંધ કરે અને પછે જુઓ તો ખરા કે તમે કેમ જીવી શકો છો ? આવી તો સેંકડો બાબતો છે કે જેમાં આપણું કાંઇ પણ ચાલી શકે નહીં, પણ ઉલટું એમજ લાગે કે, આપણે કેવળ પ્રભુની દયા ઉપરજ છીએ. આપણી હુશીઆરી તેમાં કાંઈ પણ કામ આવતી નથી. આવી રીતે દરેક બાબતમાં પ્રભુની દયા સમજવાથી આપણુને આપણી નબળાઇ માલુમ પડી આવે છે, તેથી આપણામાં દીનતા આવતી જાયછે, અને પ્રભુનો ઉપકાર માનવાની વૃત્તિ વધતી જાય છે. એમ થવાથી વિશેષતાથી પ્રભુકૃપા મેળવી શકાય છે અને અંતે પ્રભુમય થઇ શકાય છે. માટે ઓ કૃપાભિલાષી ભાઇઓ અને બ્હેનો ! જેમ બને તેમ દરેક વાતમાંથી મહાન દયાળુ પ્રભુની અખંડ દયા સમજવાની તજવીજ કરો. અને એ દયા સમજી તે દયાળુ પિતાનો શુદ્ધ અંતઃકરણથી ઉપકાર માનવાની કોઇ પણ તક જતી મૂકોમાં, મૂકોમાં; કારણ કે, જો કે બહુ મુશ્કેલી છે, તોપણ કોઈ માણસ કદી ચાહેતો આસમાનના તારાઓ ગણી શકે, સમુદ્રના મોજાઓ ગણી શકે, વરસાદનાં ટીપાંઓ ગણી શકે, રેતીના દાણાઓ ગણી શકે, અને માથાના મોવાળા ગણી શકે, પણ અનંત બ્રહ્માંડના નાથ મહાન પ્રભુના ઉપકાર તો કોઇથી પણ ગણ્યા જાય તેમ નથી, એવા પ્રભુ દયાળુ છે. એવા દયાળુ પ્રભુને જાણ્યા વિના જે જીવે છે તે જીવતાં

છતાં મુવા જેવા છે. માટે ભાઈઓ! પ્રભુની દયા સમજો, પ્રભુની દયા સમજો અને પ્રભુનું શરણ ધરો.

પદ.

જય જગપાળ દયાળ હરિ તું (૨)
અમને સુમતિ દે કરૂણા કરી તું—જય૦
જેથી અમે તારૂં ચિંતવન રોજે (૨)
કરીયે ઉલટથી મગન રહી મોજે—જય૦
સૂરજ ચંદ્ર ગગનના તારા (૨)
અદ્ભુત એ છે ચમત્કાર તારા—જય૦
ભોગવીએ સુખ અહીં તુજ નામે (૨)
ઠરીએ નીરાંતે પછી સ્વર્ગઠામે—જય૦

---

## ૧૭૧—પ્રભુપ્રેમ વિના આપણાં મન હલકાં હોય છે, તેથી પ્રભુ પાસે આપણી માગણીઓનો બહુ નાની હોય છે, પણ પ્રભુ પોતાની મ્હોટાઇ સામું જોઇને આપણી પ્રાર્થનાઓ કરતાં પણ ઘણું વધારે આપે છે.

જેમ કોઇ ગરીબ માણસ શેહેનશાહ પાસે જઇને અરજ કરે કે, મહારાજાધિરાજ! મને કોઈ જુનાં પુનાં લુગડાંનો ફાટયો તુટયો કટકો આંપવાની મેહેરબાની કરો. એવી માગણી કરવી એ શું વાજબી છે? એતો રાજાનું અપમાન કરવા જેવું છે, અને તોપણ દયાળુ રાજા પોતાની મ્હોટાઇ પ્રમાણે એવી માગણી કરનારને પણ ફાટયાં તુટયાં લુગડાંના કટકાને બદલે કીંમતી પોશાક તથા વખતે ગામ ગરાસ વિગેરે આપી દેય છે; તેમજ સ્વર્ગ નરક અને પાતાળના અધિપતિ સર્વ શક્તિમાન પ્રભુ પાસે આપણે ધન દોલત કે છોકરાં છૈયાં જેવી ક્ષણ-

ભંગુર વસ્તુઓ માગીએ, એ પણ મહારાજાધિરાજ પાસે ફાટયું તુટયું કપડું માગવા જેવું છે, પણ પ્રભુ દયાળુ છે એટલે આપણી એવી માગણીથી અપમાન ન માનતાં તેને બદલે આપણને અલૌકિક વસ્તુઓ આપી દેય છે, પણ આપણે આપણા અભિમાનમાં અને અજ્ઞાનમાં ફસાએલા છીએ, તેથી પ્રભુએ કૃપા કરીને આપેલી એ અલૌકિક વસ્તુની કીંમત સમજતા નથી. જેમ આંધળો ભીખારી દોઢીયું માગતો બેઠો હોય તેને કોઈ દસ રૂપીયાની નોટ આપી જાય, પણ તે ગામડીયા ભીખારીને નોટની કીંમતની ખબર ન હોવાથી તેને કાગળનો કટકો સમજી ફેંકી દેય, તેમ આપણે પણ સર્વશક્તિમાન પ્રભુની અનંત દયા અને તેનાં મોટાં ઇનામની કીંમત સમજી શક્તા નથી તેથી આપણે વગર મફતના બડબડયા કરીએ છીએ. બાકી જો પરમ કૃપાળુ પ્રભુની આપેલી અલૌકિક વસ્તુની કીંમત સમજીએ તો આપણે નાનાં બચ્ચાંઓની પેઠે રૂપીયો છોડીને પતાસાંની ઇચ્છા કરીએ નહીં. માટે ભાઇઓ અને બેહેનો ! આજથી યાદ રાખજો કે, પ્રભુ પાસે કરેલી આપણી જીગરની પ્રાર્થનાઓ કદી પણ વ્યર્થ જતી નથી, પણ ઉલટું આપણને આપણી માગણીઓ કરતાં પણ દયાળુ પ્રભુ ઘણું વધારે આપે છે. માટે પૂર્ણ વિશ્વાસ રાખીને પૂર્ણ પ્રેમથી ને શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરની પ્રાર્થના કરો, એટલે તમારા મનના મનોરથ પૂરા થયા વિના રહેશે નહીં; કારણ કે, યોગ ક્ષેમ, રિદ્ધિ સિદ્ધિ, સ્વર્ગ અને દેવપણું તથા મોક્ષ એ બધું ભક્તિમાં, ભજનમાં, અને પ્રભુનાં પવિત્ર નામમાં છે. માટે જેમ બને તેમ પૂરો પ્રેમ આણીને દયાળુ પ્રભુની જ્યારે બને ત્યારે જીગરથી પ્રાર્થના કરો.

---

## ૧૭૬–પ્રભુના મંદિરમાં આપણે કેવી રીતે જવું જોઇએ તે વિષે.

દુનિયાંની સર્વ કોમના ને સર્વ દેશના લોકોને પોતપોતા-

ના દેવ માટે તથા ઇશ્વરની પ્રાર્થના કરવા માટે મંદિરો હોય છે. મંદિરો બંધાવવાની રીતિ કાંઇ નવીન નથી; છેક પ્રાચીન કાળથી કોઇને કોઇ રૂપમાં મંદિરોની હયાતી ચાલી આવે છે, એટલુંજ નહીં પણ દરેક પ્રજાનો મોટો ભાગ છેક નાનપણથીજ મદિરમાં જતાં આવતાં શીખે છે, અને તોપણ અજબ જેવું છે કે, મંદિરમાં કેવી રીતે જવું જોઇએ અને ત્યાં કેમ વરતવું જોઇએ તે માટેના ખરા નિયમો બહુ થોડાજ લોકો જાણે છે, અને તે થોડામાંથી પણ કોઇકજ સજ્જનો તે નિયમો પાળી શકે છે. ઇશ્વરની ભક્તિ કરવા માટે સૌ લોકોએ પોતપોતાના ધરમના મંદિરમાં જવું જોઇએ એવું દુનિયાના મુખ્ય મુખ્ય સર્વે ધરમોનું ખાસ ફરમાન છે. એટલે ઇશ્વરની ભક્તિ માટે સૌ ભાઇઓને મંદિરમાં જવાની જરૂર છે એમાં કાંઇ શક નથી, પણ ત્યાં શા માટે જવું? કેવી રીતે જવું? કેવી રીત વરતવું? અને ત્યાંથી શું લઇને આવવું? એ જયાં સુધી ખુલ્લી રીતે સમજીને તે પ્રમાણે વરતીએ નહીં ત્યાં સુધી મંદિરમાં જવાથી કાંઇ ખાસ લાભ મેળવી શકતા નથી, માટે એ નિયમો સમજવાની સૌ ભાઇઓને બહુજ જરૂર છે.

ઇશ્વર સર્વવ્યાપક છે, તોપણ મહાત્માઓ કહે છે કે, તે ચાર જગ્યોએ ખાસ વિશેષતાથી રહે છે; (૧) મંદિરમાં, (૨) આપણા હૃદયમાં, (૩) ભક્તમંડળમાં, અને (૪) મોક્ષધામમાં. જેમ રાજાની સત્તા તેના સર્વ મુલકમાં છે પણ તે પોતાનાં મેહેલમાં વધારે રહે છે, તેમ ઈશ્વર સર્વત્ર છે, પણ તેને માટે સ્થાપેલું મંદિર કે જયાં દરરોજ બીજા કોઇ પણ સ્થાન કરતાં તેનું વધારે સ્મરણ થાય છે, ત્યાં તે વિશેષતાથી રહે છે. મંદિરમાં જવાનો આપણો હેતુ ઇશ્વર દરશન, ઇશ્વર પ્રાર્થના અથવા ઇશ્વર સેવા એજ હોય છે. એ શિવાય બીજા કોઇ પણ હેતુથી મંદિરમાં જવું એ પાપ બાંધવા બરોબર છે. પ્રભુ કહે છે કે, મારી મોટાઇ સમજીને તમે મારી પાસે આવો. મારા મંદિરમાં આવવા માટે તમે યોગ્યતા મેળવો. મારી પાસે આવો

ત્યારે તમારા મલિન વિકારો લઈને નહી આવો, જેવો હું પવિત્ર છું તેવા તમે પવિત્ર થઈને ભગવદ્ આવેશ ભરીને આવો.

કોઈ એક મોટા શેઠને કે રાજાને તેના મેહેલમાં મળવા જતાં આપણને કેટલી બધી સંભાળ રાખવી પડે છે? ને કેટલી બધી અદબ રાખવી પડે છે? તે જુઓ, અને પછી વિચારો કે, ઈશ્વર તો સર્વે રાજાઓનો મહારાજા છે, અનંત બ્રહ્માંડનો ધણી છે. તેની સત્તાથી સૂર્ય પ્રકાશે છે, તેની સત્તાથી પવન વાયછે, તેની સત્તાથી વરસાદ વરસે છે, તેની સત્તાથી આકાશમાં તારાઓ અધર રહ્યા છે, અને તેની સત્તાથી સમુદ્ર પોતાની મર્યાદા મુકતો નથી, એવા મહાન પવિત્ર ઇશ્વરના મંદિરમાં જતાં આપણે કેટલી બધી સંભાળ રાખવી જોઇએ? ને કેટલું બધું પવિત્ર રહેવું જોઇએ? તેને બદલે આપણે કેવી અટકચાળી રીતે, કેવાં મલિન મનથી ને કેટલા બધા ઓછા ભાવથી મંદિરમાં જઇએ છીએ તે વિચારી તો જુઓ? આવી રીતે મંદિરમાં જઇને આપણે શું મેળવી શકીએ? એક નોકર પોતાના શેઠના ઘરમાં જતાં જેટલી સંભાળ રાખે છે, એક વિદ્યાર્થી સ્કુલમાં પોતાના માસ્તર પાસે જેટલી નમ્રતા રાખે છે, એક નવી પરણેલી જુવાન છોકરી પોતાની સાસુની જેટલી અદબ રાખે છે, તેટલીજ સંભાળ, તેટલીજ નમ્રતા ને તેટલીજ અદબ, તેજ નોકર, તેજ વિદ્યાર્થી ને તેજ છોકરી, મંદિરમાં પ્રભુનાં દર્શન કરવા જતી વખત ક્યાં રાખી શકે છે? પોતાના શેઠ, પોતાના માસ્તર ને પોતાની સાસુ કરતાં પણ જાણે પ્રભુનો દરજ્જો ઉતરતો હોય તેવી રીતે બેદરકારીથી આપણે પ્રભુના મંદિરમાં દર્શન કરવા જતી વખત વરતીએ છીએ, એ શું દિલગીર થવા જેવું નથી? એવી રીતે મંદિરમાં જઇને આપણે શું લાભ મેળવી શકીએ? માટે ભાઇઓ! અદબથી, અંતરના પ્રેમથી ને શુદ્ધ ભાવથી આપણા આત્માના કલ્યાણ માટે આપણે મંદિરમાં જઇ શકીએ એમ કરો.

---

## ૧૭૭–આપણે શા ? માટે દેવમંદિરમાં જવું જોઇએ, તેનો ખુલાસો.

મંદિરમાં દર્શન કરવા જતી વખત એ પણ ભૂલી જવું જોઇતું નથી કે, આપણે ત્યાં કાંઇ ગામ ગપાટા મારવા જતા નથી, આપણે ત્યાં કાંઇ એક બીજાની મુલાકાતો લેવા જતા નથી, આપણે ત્યાં કાંઇ બજારભાવ પુછવા માટે જતા નથી, આપણે ત્યાં કાંઇ લગ્નનાં સાટાં કરવા કે પ્રેમની ઇસારતો કરવા માટે જતા નથી, આપણે ત્યાં કાંઇ લોકોની ખુબસુરતી જોવા કે માણસોના હાવભાવ તપાસવા જતા નથી, આપણે ત્યાં કાંઇ આપણી મોટાઇ બતાવવા કે આપણું ડહાપણ બતાવવા જતા નથી, અને આપણે પાકી રીતે સમજવું જોઇએ કે પ્રભુનું મંદિર એ કાંઇ નિંદાખાનાનું મકાન નથી, પણ ઇશ્વરની પ્રાર્થના કરવાનું પવિત્ર સ્થાન છે. જાણે અજાણે થઇ ગએલાં પાપની માફી મેળવવાની જગ્યા છે. જેમ બને તેમ મંદિરની પવિત્રતા વધારેમાં વધારે સચવાય તેમ પોતપોતાથી બનતું કરવાને દરેક માણસ બંધાએલાં છે. કારણ કે, મંદિરમાં પવિત્રતા હોય તોજ ત્યાં જવાથી આપણામાં પવિત્રતા આવી શકશે; પણ જો ખુદ મંદિરમાંજ ગડબડ ચાલતી હોય તો ત્યાં જવાથી આપણામાં પવિત્રતા કેમ આવી શકશે ? એ વિચારવાનું છે. માટે સૌ ભાઇઓ તથા બેહેનોએ મંદિરની પવિત્રતા સચવાય તેવું કરવું જોઇયે. હૃદયમાં ઇશ્વરી આવેશ ભરીનેજ મંદિરમાં જવું જોઇએ, ને એ આવેશ દેવના દર્શન કરતાં શુદ્ધ થવો જોઇયે–વધવો જોઇએ; ત્યાં બીજી નજીવી વાતોની પંચાતી ને ઠઠ્ઠા મશ્કરીની વાતો કરી હૃદયમાં આવેલા ઇશ્વરી આવેશને ભુંસી નાંખવો ન જોઇયે. જો મંદિરમાં દર્શન કરતી વખત આપણા હૃદયમાં આવેશ ન હોય તો એવાં દર્શનથી કાંઇ વિશેષ લાભ નથી. માટે આપણો ભગવદ્ આવેશ ઓછો થઇ જાય એવી વાતો તથા એવાં આચરણ મંદિરમાં નહીં કરવાં જોઇએ.

મંદિરમાં જવાનો હેતુ જો બરોબર રીતે આપણા હૃદયમાં ને આપણી નજર આગળ રહેતો હોય તો આપણે ત્યાં વધારે સારી રીતે વરતી શકીએ, માટે એ હેતુ બરોબર રીતે આપણા મનમાં ઠસાવવો જોઈયે. મંદિરમાં જવાનો આપણો ખાસ હેતુ ઈશ્વરને પ્રસન્ન રાખવો, ને તેની કૃપા મેળવવી એજ છે, કારણ કે, તે સમર્થ ઇશ્વરની કૃપાથી સરવે બની શકે છે. દરેક માણુસની ઇચ્છાઓ પોતપોતાના સ્વાર્થ પ્રમાણે જુદી જુદી હોય છે, પણ તે સર્વનો સામાન્ય હેતુ ઇશ્વરને પ્રસન્ન કરવાનો હોય છે. ઈશ્વરને પ્રસન્ન કરવાના પણ અનેક રસ્તા છે, પણ તેમાં દીનતા પૂર્વક લીનતા એ મુખ્ય છે; તે એવી દીનતાપૂર્વક લીનતા તથા આધીનતા ભગવદ્ આવેશમાંથીજ થાય છે, માટે એ આવેશ હૃદયમાં ભરીનેજ આપણે મંદિરમાં જવું જોઇએ. એ આવેશ ઓછો થઇ જાય એવા કાંઈ પણ કામ કે વાતો ત્યાં નહીં કરવી જોઇએ. બધાય પ્રપંચને એ વખતે મનમાંથી કહાડી નાંખવા જોઇએ, ને પ્રભુમય બની જવું જોઇએ. જો એમ ન બની શકે તો મદિરમાં માત્ર ખાલી ધકા ખાવાથી કાંઇ લાભ નથી, પણ ઉલટું નુકશાન છે; કારણ કે, માજીસ્ટ્રેટની હજુરમાં જે માણુસ ગુનોહ કરે છે અથવા રાજાની સામે જે કોઇ બેઅદબી કરે છે તેને તેવાજ બીજા ગુનેહગારો કરતાં વધારે શિક્ષા થાય છે. એવીજ રીતે પ્રભુના મંદિરમાં જેઓ બેઅદબી કરે છે અથવા પાપ કરે છે તેઓનાં પાપ બેવડાં થઇ જાય છે, એટલે તે વધારે શિક્ષાને પાત્ર છે, એ કદી પણ ભૂલી જવું જોઇતુ નથી; માટે બીજી કોઇ પણ જગ્યા કરતાં મંદિરમાં વધારે અદબથી રહેવાની, વધારે પવિત્રાઈથી રહેવાની ને વધારે નમ્રતાથી રહેવાની જરૂર છે ને ફરજ છે, એ પકી રીતે યાદ રાખીનેજ મંદિરમાં જવું જોઇએ. તેમજ મંદિરમાં જે ઓળખાણ પીછાનવાળાઓ મળે તેમની સાથે પ્રેમપુર્વક જેગોપાળ કરવા એટલુંજ બસ છે; તેમની સાથે મંદિરમાં લાંબી ચોડી વાતો નહી કરવી જોઇએ; કારણ કે, એવી વાતોથી ધ્યાન ચુકી જવાય છે, માટે મંદિરમાં

જવાનો હેતુ ન ચુકી જવાય એ આપણા આત્માના કલ્યાણ માટે ખાસ ધ્યાનમાં રાખજો.

---

## ૧૭૮–આપણે કાંઇ વાતોના તડાકા ફડાકામાંજ રહી જવાનું નથી, પણ આપણે તો કાંઇક કરી બતાવવું છે, અને તે એજ કે પ્રભુનાં પવિત્ર નામનું બને એટલું સ્મર્ણ કરવું.

મહામંગળકારી સદાય આનંદસ્વરૂપ પ્રભુનાં પવિત્ર નામ સ્મર્ણનો મહિમા એટલો બધો મોટો છે કે, તેને માટે જેટલું કહીએ એટલું થોડુંજ છે. લાખો વરસો થયા કરોડો સાધુઓ જુદી જુદી રીતે પ્રભુનાં નામ સ્મર્ણનો મહિમા ગાતા આવેલા છે, અને તોપણ કોઇ તેનો પાર પામી શકયું નથી. એને માટે નવી નવી ફેશનની એટલી બધી ચમત્કારિક વાતો છે કે, જો તેનો સંગ્રહ કરીએ તો મોટાં પુસ્તકો ભરાય, પણ ભાઇઓ ! આપણે કાંઇ એવી વાતોમાંજ રહી જવું નથી, આપણે તો કાંઇક કરી બતાવવું છે, તમે કહેશો કે આપણે તે શું બીસાતમાં? આપણે શું કરી શકીએ ? પણ સંતો કહે છે કે,

* આત્મોન્નતિ મેળવવા માટે, જન્મ–મરણના ફેરામાંથી છુટવા માટે, સંસારસાગર તરવા માટે, અંધકારમાંથી પ્રકાશમાં જવા માટે, અલ્પકાળમાંથી અનંતતામાં જવા માટે મૃત્યુમાંથી જીવનમાં જવા માટે, અને પરમાત્માને પામવા માટે પ્રભુ આપણને નથી કહેતો કે, તમે આકાશના તારાઓને પકડી લાવો, તે એમ નથી કહે તો કે, તમે સમુદ્રને પી જાઓ, તેની આજ્ઞા એવી પણ નથી કે, તમે ધગધગતા અગ્નિને ખાઇ જાઓ, તેની ઇચ્છા એવી પણ નથી કે, તમે સંસાર છોડી દ્યો, તે એમ નથી કહેતો કે, તમે શેષ નાગની મુછના વાળ તોડી લાવો, તે એમ પણ નથી કહેતો કે, તમે ઇંદ્રને જીતી આવો,

---

* "સંસારમાં સ્વર્ગ" માંથી પાનું. ૬૩

તે એમ પણ નથી કહેતો કે, તમે દુનિયાનાં દુઃખો લઇ, લો તે એમ પણ નથી કહેતો કે, તમે પૃથ્વીનાં રજકણો ગણી આપો, તે એમ પણ નથી કહે તો કે, બ્રહ્માંડના બધા વાયુને માત્ર એકજ પરમાણુમાં તમે ભરી આપો, તે એમ પણ નથી કહેતો કે, તમે આકાશ સુધીની સીડી બાંધી આપો, અને તે એમ પણ નથી કહેતો કે તમે તમારૂં મસ્તક કાપી આપો; તે માત્ર એટલુંજ કહે છે કે, વ્યવહારિક લાલચોમાં ન ફસાઓ, અને માત્ર દેખાતી અડચણોથી નહીં ડરી જતાં દ્રઢતાથી ઇશ્વરી રસ્તામાં આગળ વધવા માટે મહાન પ્રભુનાં દુઃખનાશક પવિત્ર નામનું સ્મર્ણ કરો."

ભાઇઓ! હવે આપણને શું કરી બતાવવાનું છે એ સમજ્યા? આપણને માત્ર વ્યવહારિક લાલચોમાંથી બચવાનું છે અને પ્રેમપૂર્વક શુદ્ધ ભાવથી અનંત બ્રહ્માંડના નાથના નામની માળા ફેરવવાની છે. જો એમાંથી કાંઇ થોડું ઘણું પણ આપણે કરી બતાવીએ તો તો જીંદગીની સાર્થકતા છે અને પ્રભુના કૃપાપાત્ર થઇ શકીએ તેમ છીએ. બાકી જીભોના લબરકાથી કાંઇ વળવાનું નથી.

વાતોના તડાકા ફડાકામાં અને અષ્ટમ પષ્ટમ કરી ગોટાળા પીંડાળા વાળવામાં અમે કાંઇ બાકી રાખ્યું નથી; જે બાકી રાખ્યું છે તે સંતોની સેવા, ને હરિનું સ્મર્ણજ. અરે અરે! આતો એમ થઇ ગયું કે, ચટણી મરચાં ખાવામાં રહી ગયા ને લાડુ ખાવાતો બાકીજ રહી ગયા. અરે, હાય હાય? આતો એમજ થઇ ગયું કે મીંઢીયાવળને નસોતરની ફાકીઓ લઇ એરંડીયું પીધા-જેવું મ્હોડું કરવામાંજ અમે રહી ગયા અને ખરૂં અમૃત પીવાનું તો બાકીજ રહી ગયું. અરેરે, આતો એમજ થઇ ગયું કે ભુંસો ફાકવામાં ને ખીલો ચાટવામાંજ અમે રહી ગયા અને તત્વ માલતો ભૂલાઇજ ગયો, અને હાય હાય! અમે તો ગટરના ગંદા પાણીમાંજ રહી ગયા અને પવિત્ર ગંગાજળને માટે તો અમારા મનમાં ઇચ્છાજ રહી નહીં? પ્રભુ! દયા કર, દયા

કર. તારાં શાંતિદાયક મહામંગળકારી નામનાં સ્મર્ણ વિના આવી સ્થિતિમાંથી કેમ છુટી શકાશે ? અમારે જે કરી બતાવવું છે તે માત્ર ત્હારા નામનું સ્મર્ણ. અમે જાણીએ છીએ કે, એમાં નથી કાંઇ પાઇનું પણ ખરચ કે નથી કાંઇ બોજો ઉપાડવાનો, નથી કાંઇ તજવાનું કે નથી કાંઇ ઉંડો અભ્યાસ કરવાનું, અને નથી કાંઇ જુદાં જુદાં કર્મોની ગુંચવણ ભરેલી જાળ કે નથી કાંઇ મતમતાંતરના વાંધા; એમાં તો માત્ર તારાં મહામંગળકારી પવિત્ર નામનું સ્મર્ણજ છે. એમાં તો માત્ર સર્વ ધર્મના સારનો પણ સાર અને તત્વનું પણ તત્વ છે. અને એમાં તો અઢાર પુરાણ, ચાર વેદ, તથા આખી દુનિયાંના ધર્મશાસ્ત્રોમાંથી તારવી કાઢેલું માખણજ છે. માટે ભાઇઓ ! વાતોના તડાકા ફડાકામાંજ નહીં રહી જતાં એ માખણ મેળવવાની તજવીજ કરો, પ્રભુનાં નામસ્મર્ણરૂપી માખણ મેળવવાની તજવીજ કરો.

---

## ૧૭૯—સંતો કહે છે કે, માળા તે પ્રભુનો રસ્તો છે અને તેના પારા તે રસ્તા ઉપરનાં અજવાળું આપનારાં ફાનસો છે.

આપણા દેહનાં દુઃખો, મનનાં દુઃખો અને કુદરતી આફતોથી અકસ્માત આવી પડનારાં દુઃખો, એ ત્રંણે જાતનાં દુઃખોમાંથી છોડાવે અને અખંડ શાન્તિ આપે એવું જો આ જગતમાં કાંઇ પણ સેહેલામાં સેહેલું કીમીયું હોય તો તે મહાન ઇશ્વરનાં પવિત્ર નામનું સ્મર્ણ છે. એ શાન્તિદાયક નામમાં દુઃખ નાશ કરવાનો એવો મહાભારત ગુણ છે કે, જો તેનો આપણે જરાપણ અનુભવ લઇએ તો આપણને તુરતજ આનંદ થયાવિના રહે નહીં; એટલુંજ નહીં પણ તેમાં એવી ખુબી છે કે રસ લાગ્યા પછી અને રંગ લાગ્યા પછી તેને છોડી શકાયજ નહીં; કારણ કે, સંતો કહે છે કે, પ્રભુનું નામસ્મર્ણ કરવાની માળા તે પ્રભુનો રસ્તો છે અને તેના પારા તે રસ્તા ઉપરનાં

અજવાળું આપનારાં ફાનસો છે. આમ હોવાથી પ્રભુનાં એક નામ પછી બીજું નામ લેતાં વધારે અજવાળું મળે છે, અને બીજાં કરતાં ત્રીજાં નામમાં વધારે અજવાળું મળે છે. આવી રીતે જેમ જેમ વધારે વધારે નામ લેતા જઇએ તેમ તેમ વધારે વધારે અજવાળું વધતું જાય છે, કારણ કે, જેમ જેમ ઇશ્વરી રસ્તામાં આગળ વધતા જઇએ તેમ તેમ દૈવી પ્રકાશ અને આત્મિક આનંદ વધતો જાય છે; અને એ દિવ્યપ્રકાશ તથા એ અલૌકિક આનંદ ઇશ્વરનાં નામસ્મર્ણમાંથી મળે છે, એટલે નામસ્મર્ણ વિનાનો માર્ગ તે અંધારો રસ્તો છે, અને અંધારા રસ્તામાં તો કેટલાક સંન્યાસીઓ, યોગીઓ અને ભગતો જેવા હુંશીઆર માણસો પણ ભૂલા પડે છે, ત્યારે દુનિયાંદારીના ચાબક ખાઇ ખાઇને અને વ્યવહારની હાય હોય ભોગવી ભોગવીને ઢીલાઢફ થઈ ગએલા આપણા જેવા નમાલાઓ ભૂલા પડે તેમાં નવાઇ શું ? પણ યાદ રાખજો કે, મોટા રસ્તાની ભૂલ પણ મ્હોટી હોય છે. મુંબાઇ જેવાં શેહેરમાં કયાંઇ ભૂલા પડી જઇએ તો ઘેરે પંહોચતાં કલાક બે કલાક મોડું થઇ જાય છે, રેલવેમાં બેસતાં ભૂલી જઇએ અને એકને બદલે બીજી ટ્રેનમાં બેશી જઇએ તો પૂર્વને બદલે પશ્ચિમમાં નીકળી જવાય છે, ને ફરીથી પાછા વધારે પૈસા ખરચવા પડે છે, તથા એ ભૂલના દંડ બદલ વધારે પૈસા આપવા પડે તે જુદા, અને જો કયાંઇ જંગલમાં ભૂલા પડયા હોય તો અધવચમાંજ કયાંઈ રાત રહી જવું પડે છે. આવા નાના રસ્તાઓની ભૂલથી પણ જ્યારે એટલો બધો વખત ફોગટના રખડપાટમાં જાય છે, ત્યારે ભાઇઓ ! વિચાર તો કરો કે જો ઇશ્વરી રસ્તામાં ભૂલ થાય તો કેવાં મોટાં ચક્કરમાં પડી જશું ? ચોરાસી લાખના ફેરાના ચક્કર માટે તમે કયાં નથી સાંભળ્યું ? એવા મોટા રસ્તામાં ન સપડાઈ જવાય માટે આપણા હૃદયમાં હરિનાં નામસ્મર્ણરૂપી ફાનસ રાખો, હરિનાં નામસ્મર્ણરૂપી આનંદ રાખો. એ રોશનીમાં એવું બળ છે કે, જો તેને સાચા દિલ-

થી ને પૂરેપૂરા ભાવથી પકડી રાખશું તો તે આપણને ચોરાસી લાખના ફેરામાં ભૂલા પડવા દેશે નહીં, માટે જેમ બને તેમ અને જ્યાંથી મળે ત્યાંથી પ્રભુનાં પવિત્ર નામસ્મર્ણને પકડો, નામસ્મર્ણને પકડો; કારણ કે, આપણને તારવા માટે આપણી ઉપર દયા કરીને પરમાત્માએ પોતાનો પ્રકાશ પોતાનાં નામની મારફત આપણને આપેલો છે, માટે એ દિવ્યપ્રકાશને પકડી રાખો, એ સત્ય જ્યોતિને પ્રેમથી હૃદયમાં ધારણ કરો.

---

## ૧૮૦–ઇશ્વરના દરબારમાં આપણે માટે મકાન બાંધવા માટે માળાનો એક એક મણકો એટલે કે પ્રભુનું એક એક નામ તે એક એક ઇંટ છે.

ત્યાગીઓ કહે છે કે, આ સંસાર સ્વપ્નાંજેવો છે, પણ આપણે મોહમાં ફસાએલા છીએ એટલે આપણને સંસાર સ્વપ્નાં જેવો છે એ બાબત હજુ ખુલ્લી રીતે સમજાણી નથી; તોપણ આપણે એટલું તો કબુલ કરીએ છીએ કે, આ બધું ચાર દિવસની ચટકી જેવું છે; કારણ કે, આપણે જોઇએ છીએ કે, આપણાં ઘણાંએ સગાંવહાલાંઓ મરી ગયાં છે, આપણા ભાઈ દોસ્તો ને ઓળખાણુવાળાઓ મરતા જાય છે, આપણા ધંધા રોજગારોમાં અને આપણા શરીરમાં પણ જમાના પ્રમાણે ફેરફાર થતા જાય છે, અને આપણું મન પણ કાંઇ હમેશાં એકની એક સ્થિતિમાં રહી શકતું નથી. આ બધું પ્રત્યક્ષ જોઇ જોઇને આપણે એટલું તો ખુલ્લી રીતે સમજી ગયા છીએ કે, આપણને પણ પાંચ દિવસ મોડું કે વેહેલું પણ જરૂર મરવાનું છે; અને જરૂર આપણી જુવાની પણ જતી રહેવાની છે. એ ઉપરથીજ આપણે આ જગતને ચાર દિવસની ચટકી જેવું કહીએ છીએ. જોકે એમ મ્હોડેથી બોલીએ છીએ તોપણ હજુ તે પ્રમાણે વરતતા નથી. જો ખરેખરી રીતે એમ વરતતા હોય તો વિચાર કરો કે, જ્યારે આપણે “ચાર દિવસની ચટકી” માટે

એટલું બધું કરીએ છીએ ત્યારે અનંતકાળનાં હરિની હજુરનાં સુખો ભોગવવા માટે આપણે કેટલું બધું કરવું જોઇએ? આપણી આ ક્ષણિક જીંદગી માટેની દોડ ધામ જુઓ? આપણા આ પાણીના પરપોટા જેવા દેહને માટેની હાય હોય જુઓ! આપણી આ ઘડીકવારની બાજીના દગા ફટકા જુઓ! પળનો ભરૂસો નહીં છતાં પણ આપણે આપણા સંકલ્પ વિકલ્પથી ઘરાર ઉભી કરેલી આજુબાજુની મુશ્કેલીઓ જુઓ! અને "જાનમાં કોઇ જાણે નહીં ને હું વરની ફુઇ" બનવાની મૂર્ખાઇઓ તો જુઓ!

હજુ આટલેથીજ કયાં છુટકો થવાનો છે? આપણા તબેલાઓને ગોડાઉનો જુઓ! આપણા હમામખાનાંઓ ને ગાડીઓ જુઓ! આપણા પલંગો ને આપણા બંગલાઓ જુઓ! આપણા ખેતરો અને આપણા કારખાનાંઓ જુઓ! અને એ કાંઇ પણ ન હોય તોપણ આપણા મનને તો જુઓ! એમાં એ બધી બાબતોની કેટલી બધી વાસના ભરેલી છે એતો તપાસો?

આ બધું શાને માટે? જરાકવારનાં જીવતર માટે? બે ઘડીના જાદુના ખેલને માટે! અને ભાઇઓ! યાદ રાખજો કે, પળવારનાં સ્વપ્નાંને માટે આપણે આટલું બધું કરીએ છીએ, પણ અનંતકાળને માટે અને હરિની હજુરમાં જવા માટે અફસોસ! કે, આપણે કાંઇપણ કરતા નથી. આ કેટલી બધી મોટી ભૂલ થાય છે એ વિચારો તો ખરા? ખરેખરા આરામની જગ્યામાં આપણાં સુંદર મકાનો જોઇએ કે બળતા અગ્નિમાં આપણાં મકાનો જોઇએ? એ ખ્યાલ તો કરો? અને હંમેશની જગ્યામાં ઘર બાંધવું જોઇએ કે ઘડીકવારની મુસાફરીમાં બંગલા બાંધવા જોઇએ? એ કાંઇક તપાસો તો ખરા?

કોઇ એમ કહે કે અમે ઇશ્વરની હજુરમાં કેમ ઘર બાંધી શકીએ? એટલી બધી શક્તિ અમારામાં કયાં છે? પણ સાધુઓ કહે છે કે, અંહી દુનિયામાં ઘર બાંધવા કરતાં પરમાત્માની હજુરમાં ઘર બાંધવું એ વધારે સેહેલું છે; કારણ કે, અંહી

તો ઈંટના, ચુનાના, પથ્થરના, ને લાકડાંના પૈસા આપવા પડે છે, અંહી તો પાણીના ને રેતીના પણ પૈસા આપવા પડે છે, જમીનનો દર ને સરકારના કર તો આપણું છોડીચુંજ પાડી નાંખે છે, અને રોજ રોજ વધતા જતા મજુરીના ભાવમાં કાચાપોચાના તો બારજ વાગી જાય છે, પણ પ્રભુના દરબારમાં એવું કાંઇપણ નથી. પ્રેમપૂર્વક આપણે પ્રભુના પવિત્ર નામની માળા ફેરવીએ તે પ્રભુનું એક એક નામ ત્યાં એક એક ઈંટ રૂપ થઇ પડે છે, અને અંહી આપણે જે યથાશક્તિ દાન કર્યું હોય તેનું ત્યાં પાત્ર પ્રમાણે સેંકડો અને હજારો ગણું ફળ થઇ જાય છે; એટલુંજ નહીં પણ ચિત્રવિચિત્ર એ ખાતાંનો ચોખ્ખો હીસાબ રાખે છે, અને વિશ્વકર્મા પોતે આપણે તેને સામાન આપીએ તે પ્રમાણે આપણે માટે મકાન બાંધી આપે છે, માટે ભાઈઓ! અનંતકાળનાં મકાનને માટે જેમ ઉંચામાં ઉંચો માલ અપાય અને પ્રભુનાં નામસ્મર્ણરૂપી વધારેમાં વધારે ઈંટ અપાય તેમ કરજો; કારણ કે, સાચાં સુખનું, ખરેખરી શાંતિનું, અને અનંતકાળનું મકાન તો હરિની હજુરમાં મોક્ષધામમાંજ હોવું જોઇએ; અને તે વગર મેહેનતે ને વગર ખરચે અનંતબ્રહ્માંડના નાથનાં પવિત્ર નામના બળથી બાંધી શકાય તેમ છે, માટે મહામંગળકારી પ્રભુનાં આનંદદાયક નામનું સદા સ્મર્ણ કરો, સ્મર્ણ કરો.

---

## ૧૮૧–જેમ એક એક સેકન્ડમાંથી જમાનાઓ થાય છે તેમ પ્રભુનું એક એક નામ લેતાં સરવાળે ઘણાં નામો થવાથી અંતે આપણું કલ્યાણ થઇ જાય છે.

નાનાં ઘડીઆળમાં સેકન્ડ કાંટો તમે જોયો છે? એ કાંટાને એક કાપા ઉપરથી તેની પાસેના બીજા કાપા ઉપર ખસી જતાં જરા પણ વાર લાગતી નથી; આપણે હજુ ધ્યાન રાખીને

જોતા હોય એટલાંમાં તો તે કયાંનો કયાં ચાલ્યો જાય છે. આપણા મનમાં એક સેકન્ડની કે થોડી સેકન્ડની જો કે કાંઇ કીમત નથી તોપણ એ એક એક સેકન્ડ જતાં જરાવારમાં મીનીટ, સ્હેજવારમાં પા કલાક, અને વાત કરતાં કરતાં કલાક નીકળી જાય છે એ તમે કયાં નથી જાણુતાં ? એવી રીતે કલાકોમાંથી દિવસો, દિવસોમાંથી સૈકાઓ, સૈકાઓમાંથી જમાનાઓ, અને જમાનાઓમાંથી યુગો ચાલ્યા જાય છે. સૈકાઓ, જમાનાઓ, અને યુગો તો હાલના વખતમાં આપણે જોઇ શકતા નથી, પણ જલદી જલદી વરસોને જતાં જોઇને કોઈ કોઇ વખત શું આપણુને અજાયબી નથી લાગતી ? ઘણી વખત આપણુને એમ લાગી જાય છે કે, ઓહો ! આટલી વારમાં આટલો બધો વખત નીકળી ગયો ? હજી હુંતો જાણું કાલ સવારની વાત છે.

ભાઇઓ ! આવી રીતે જેમ આપણુને ખબર પણુ ન પડે તેવી રીતે નાની નાની પળોમાંથી વરસો ચાલ્યાં જાય છે તેમ પવિત્ર ઇશ્વરનાં આનંદદાયક નામનો હમેશાં થોડી થોડી વાર જપ કરવાથી પણુ અંતે આપણે સાચા ભગત થઈ જઇએ છીએ, અને ઇશ્વરની અખૂટ રિદ્ધિસિદ્ધિ ભોગવવા ભાગ્યશાળી થઈ શકીએ છીએ; કારણુ કે, રિદ્ધિસિદ્ધિ પ્રભુનાં પવિત્ર નામની દાસી છે. અનંત બ્રહ્માંડના નાથનાં નામમાં આટલું બધું બળ છતાં પણુ આપણે પ્રેમપૂર્વક તેનું સ્મર્ણુ કરી શક્તા નથી, તેનું કારણુ એજ છે કે, જેમ થોડી થોડી પળોની આપણુને કીંમત નથી તેમ પ્રભુનાં નામનો જરા જરાવાર જપ થાય તેનું બળ પણુ આપણે ખુલ્લી રીતે જોઈ શકતા નથી, તેથી જેમ થોડી થોડી સેકન્ડોની આપણે દરકાર કરતા નથી તેમ જ્યારે બને ત્યારે જેટલું બની શકે એટલું અનન્ય ભક્તિથી તન્મય થઇને નામસ્મર્ણુ કરવાની પણુ આપણે દરકાર રાખતા નથી, એટલે આપણે ધારેલું ફળ મેળવી શકતા નથી. પણુ યાદ રાખજો કે, જેમ એક એક સેકન્ડમાંથી જમાનાઓ થઇ જાય છે તેમ મહાન પ્રભુનું શાંતિદાયક એક એક નામ લેતાં પણુ આપણે પવિત્ર થતા

જઈએ છીએ, માટે પ્રભુનાં મહા મંગળકારક નામને નાનું સમજવાની ભૂલ નહીં કરતાં તથા સેકન્ડમાંથી જમાનાઓની માફક એ થોડું થોડું કરતાં પણ ઘણું થયે અંતે તેમાંથી કલ્યાણ થવાનું છે એમ સમજીને પરમ પવિત્ર, મહામંગળકારી, સદાય આનંદસ્વરૂપ, ત્રિવિધ તાપને ટાળનાર, સચ્ચિદાનંદ સ્વરૂપ પરમકૃપાળુ શ્રીપરમાત્માના શાંતિદાયક નામનું જ્યારે બને ત્યારે પૂર્ણ પ્રેમથી, દઢ શ્રદ્ધાથી, અને સાચી એકાગ્રતાથી સ્મર્ણ કરો, સ્મર્ણ કરો.

પદ.

નારાયણનું નામ લેને તું પ્રાણીરે,
બદ્રિનાથ પ્રગટ જુગ જાણો–(ટેક)
ગર્ભવાસે રક્ષા કીધી તારીરે,
લીધો જઠરા અગ્નિથી ઉગારીરે;
તેને કેમ મેલ્યો છે વિસારી–નારાયણ૦
નરદેહ દીધો તને નાથેરે,
ધન હોય તો વાવર તારે હાથેરે;
પડયું રહેશે કોડી નાવે સાથે–નારાયણ૦
વણ સમજે કહે મારૂં મારૂં રે,
ધન કાજ ફરે તન બારૂં રે;
તારા હાથે નથી ધન તારૂં–નારાયણ૦
મિથ્યા સુખમાં તે શું લપટાણોરે,
લોક લાજે ગળે દીધો પાણોરે;
જાયછે તૃષ્ણાના પુરમાં તણાણો–નારાયણ૦
કાયા માયા એ રીતે કાચી રે,
તેના રંગમાં તે શું રહ્યો રાચી રે;
બ્રહ્માનંદ કહે વાત સાચી–નારાયણ૦

---

## ૧૮૨–લોકોને પરમાર્થ શીખવવા માટે પ્રસંગોપાત દાન આપવાનું આપણાં શાસ્ત્રોમાં વારેવારે કહેલું છે, માટે આપણે પણ નાનપણ-થીજ યથાશક્તિ દાન આપતાં શીખવું જોઇએ.

અસલના વખતમાં અતિથિસત્કાર અને દાનની બાબત-માં આખી દુનિયાંમાં હીંદુસ્થાનની બરોબરી કરી શકે એવો કોઇપણ દેશ નહોતો. રાજા પ્રજા સરવે દાનની કીંમત સમ-જતાં, અને પોતપોતાની શક્તિ મુજબ ધર્મની ફરજ તરીકે હમેશાં દાનપુણ્ય કરતાં હતાં, પણ હાલના રાજાઓ તો ભેંસો છોડીને ખીલાનાં દાન આપી દેય એવા થઇ ગયા છે; અને કદી બહુ કરે તો લાગવગવાળાઓને એ. બી. સી. ડી. નાં પુંછડાં-ઓજ આપે છે. જયારે રાજાઓનાજ એવા હાલ થઇ ગયા છે, ત્યારે પ્રજાની પાયમાલીનું તો પુછવુંજ શું ? પણ અસલના વખતમાં કાંઈ એમ નહોતું. એ વખતે તો પ્રસંગોપાત ઘણી જાતનાં દાન અપાતાં હતાં. હાથી ઘોડાનાં દાન, રથ પાલખી-નાં દાન, વાડી બંગલાનાં દાન, અને વાવકૂવા તથા ખેતરોનાં દાન તો સાધારણ હતાં. જયાં આવાં દાનો પણ સાધારણ હોય, ત્યાં અન્નદાન અને વિદ્યાદાન માટે તો બાકીજ શું રહે ? અન્ન-દાન આપવા સારૂ અતિથિયોને શોધવા સારૂ ઘણાએ ગૃહસ્થો પગે ચાલીને બબે ચાર ચાર ગાઉ જંગલમાં જતા હતા અને હાથેપગે લાગીને ખરા ભાવથી અતિથિયોને પોતાને ઘેરે લાવી જમાડતા હતા. વિદ્યાદાન માટે તો દરેક મંદિરમાં સવારે, બ-પોરે, સાંજે, અને રાતે હરિકથા તથા ધર્મના ઉપદેશો થયા ક-રતા હતા; અને જે પંડિતને ઘેરે વધારે વિદ્યાર્થીઓ ભણ-તા હોય તેનું વધારે સન્માન થતું હતું. તેથી દરેક પંડિતો પો-તાનાં માનને અર્થે તથા ધર્મને અર્થે પોતાને ખરચે ખાસ વ-ધારે વિદ્યાર્થીઓ મેળવવાની તજવીજ કરતા હતા, અને એ

પંડિતોનું વિદ્યાદાનનું ખર્ચ રાજાઓ તથા શેઠ સાહુકારો ઉપાડી લેતા હતા, એટલે ગરીબમાં ગરીબ વિદ્યાર્થી પણ મનમાનતી રીતે અભ્યાસ કરી શકતો હતો. આવી રીતે અન્નદાન તથા વિદ્યાદાનની છુટથી લોકો પોતાની મરજી મુજબ અભ્યાસ કરી શકતા હતા; અને એ વખતે દરેક નાનાંમાં નાના ગામમાં પણ દરરોજ સનાતન આર્ય ધર્મનો ઉપદેશ ચાલુ હોવાથી પૂર્ણ શ્રદ્ધાથી લોકો એકજ ધર્મમાં રહી શકતા હતા. એટલે વિદ્યાની સાથે ધર્મનું બળ તેઓમાં બન્યું રહેતું હતું તેથી તેઓ નીતિમાન અને આબાદ રહી શકતા હતા; એટલુંજ નહીં પણ જુદા જુદા પ્રસંગોએ ધર્મ નિમિત્તે જુદી જુદી જાતનાં દાન અપાતાં હતાં. એ પ્રસંગો એટલા બધા હતા અને એ દાનો એટલી બધી ઉંડી અસરવાળાં હતાં કે જો તેનો આપણે અભ્યાસ કરીએ તો આપણને અજાયબી લાગ્યા વિના રહે નહીં. આપણા પૂર્વજોનું ધાર્મીક જીવન કેવું ઉત્તમ હતું અને હાલમાં આપણે કેટલા બધા નીચે ઉતરી ગયા છીએ એ જોવું હોય તો અસલની પ્રાયશ્ચિત્ત વિધિ અને દાનવિધિ તથા દાનમાહાત્મ્ય આપણે જાણવું જોઇએ. જો એ સમજીએ તો આપણને તુરતજ એમ લાગી આવે કે, જે ધર્મમાં આટલાં બધાં પ્રાયશ્ચિત્ત હોય તે ધર્મના લોકો કેમ પાપ કરી શકે ? અને જે ધર્મમાં એટલાં બધાં દાન તથા એટલી બધી દાનની મહત્તા હોય તે દેશ દાનના પ્રભાવથી–ઉદારતાથી આબાદ કેમ ન હોય ? જ્યાં ખાસ પ્રભુનો હુકમજ એવો હોય કે,

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञोदानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥

अ. १८ श्लो. ५.

યજ્ઞ એટલે પ્રભુ તરફની ફરજ, દાન એટલે મનુષ્યજાત તથા પ્રાણીઓ તરફની ફરજ, અને તપ એટલે મનને કાબુમાં

રાખવું એ કર્મો છોડવા લાયક નથી, તે તો કરવાંજ; કારણકે, યજ્ઞ, દાન ને તપ બુદ્ધિમાનોને પણ પાવન કરનારાં છે.

ભાઇઓ ! પ્રભુ માત્ર આપણી ઉપર આમ હુકમ કરીનેજ અટકતા નથી પણ તેઓ ખુદ પોતાનાજ દાખલાથી પુરવાર કરે છે કે,

*परोपकृतिं कैवल्ये तोलयित्वा जनार्दनः ।
। गुर्वीमुपकृतिं मत्वा ह्यवतारान्दशाग्रहित ॥

અર્થઃ—પ્રભુએ પરોપકારને અને મુક્તિને તોળી જોયાં; તેમાં મુક્તિ કરતાં પરોપકારનો ભાર વધારે થયો, તેથી પ્રભુએ પોતે મુક્તિ છોડીને પરોપકારને અર્થે દશ અવતાર ધારણ કર્યા.

જયાં દાનની આટલી બધી મહત્તા હોય અને જયાં દાન નિમિત્તે નાનપણથીજ બાળકો પરમાર્થનો હાથ લંબાવતાં શીખતાં હોય ત્યાંના લોકો ઉદાર હોય અને તે દેશ આબાદ હોય તેમાં શું નવાઇ? અસલના ભરતખંડનાં આખી દુનિયાંના લોકો હજી સુધી વખાણ કરેછે, અને રૂષિયો હમેશાં એવીજ પ્રાર્થના કરતા કે, હે પ્રભુ ! જો અમોને કદી ફરી જન્મ આપે તો આ ભરતખંડમાંજ આપજે. ભરતખંડની આવી ઉત્તમતાનું કારણ શું? દાન, ધર્મ એજ એની ઉત્તમતાનું મૂળછે; અને ધર્મનું બળ તથા પરમાર્થ એજ એની આબાદીનું મૂળ છે, માટે ભાઇઓ ! હાલના દેશકાળ પ્રમાણે આપણે યથાશક્તિ દાન કરી શકીએ તેમ કરો;'કારણકે, દાનની ફરજીયાત રીતે પરમાર્થનો હાથ લંબાવતાં માણસો સેહેલાઇથી શીખી શકેછે. એટલુંજ નહીં પણ તમામ લોકો દાનને રસ્તે પોતપોતાની શક્તિ મુજબ પરમાર્થ કરી શકેછે, તેથી વખત જતાં પરમાર્થના બળથી આખો દેશ સુખી થઇ શકેછે. માટે આ જમાનાની જરૂરીયાત પ્રમાણે આપણે નાનપણથીજ યથાશક્તિ પરમ પવિત્ર મહાન પ્રભુને અર્થે દાન આપતાં શીખવું જોઇએ; કારણ કે, આપણાં હા-

---

* સુભાષિત રત્ન ભાંડાગારગાંથી.

ણનાં નાનાં દાનો એ ભવિષ્યના મોટા પરમાર્થનાં બીજ છે. માટે એ ધર્મનાં બીજ જેમ વધારે વવાય તેમ કરો.

---

## ૧૯૩. જુદા જુદા ધર્મ એ આ સંસારરૂપી ચક્રના આરા છે અને પ્રભુ એ ચક્રની ધરી છે.

અમારો ધર્મ સારો અને તમારો ધર્મ ખરાબ, એમ કરવાનો વખત હવે વહી ગયો છે. ઈશ્વરની કૃપાથી હવે તો આપણે એમ સમજવા લાગ્યા છીએ કે, જુદા જુદા ધર્મ એ આ સંસારરૂપી ચક્રના જુદા જુદા આરા છે. અને સર્વશક્તિમાન સર્વવ્યાપક પ્રભુ એ ચક્રની ધરી છે. એટલે ભલે એ બધા આરા એક એકથી જુદા જુદા હોય અને એક બીજાથી બહુ દૂર હોય તોપણ તે સર્વે આરા એકજ ચક્રમાં છે અને અંતે એકજ ધરીને તે લાગી રહેલા છે; માટેજ શ્રીકૃષ્ણ ભગવાને ગીતાજીમાં કહેલું છે કે,

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्त्तंते मनुष्याः पार्थ सर्वशः ॥

अ. ४ श्लो. ११.

અર્થઃ-જે માણસો મને જેવી રીતે ભજે છે તેને તેવીજ રીતનું હું ફળ આપું છું. હે અર્જુન ! માણસો બધી રીતે મારા માર્ગનેજ અનુસરે છે.

ભાઈઓ ! આમાં અમારો ધર્મ સાચો અને તમારો ધર્મ ખોટો એવો ઝઘડો કયાં રહ્યો ? સૌ પ્રભુના રસ્તામાં છે અને જેવી ઉત્તમ કે હલકી રીતે ભજશે તેવું ઉત્તમ કે હલકું ફળ પામશે. આવા ચોખ્ખા ઠરાવ પછી શા માટે આપણે કોઈના ધર્મનું અપમાન કરવું જોઈએ ? અને શા માટે કોઈનું દિલ દુઃખાવવું જોઈએ ? આપણા રૂડાં ધર્મના પવિત્ર હુકમો બીજા ધર્મવાળાઓને સમજાવવા એ આપણી ફરજ છે, પણ બીજા

ધર્મનું અપમાન કરવું એ કાંઈ વાજબી નથી, કારણ કે ધર્મનું ઝનુન એ સૌથી મોટું ઝનુન છે. એથી લોકોની લાગણી જલદી ઉશ્કેરાઈ જાય છે તથા એથી માણસોનાં મન સ્હેજવાતમાં દુઃખાઇ જાય છે; અને કોઇનું પણ દિલ દુઃખાવવું એ પાપછે, માટે આપણે પારકા ધરમોની ચેષ્ટા કે નિંદા ન કરવી જોઇએ, અને એ ધરમોને પણ સંસાર ચક્રનો એક આરો સમજી ઉદાર બુદ્ધિથી તેની તરફ જોવું જોઇએ.

ભાઇઓ ! હવે આ કાંઇ ધર્મના ઝઘડાઓનો જમાનો નથી. હવે તો લોકો સમજતા જાય છે કે, આર્ય ધર્મના વેદાંત ફિલસુફી જેવા અને ભક્તિમાર્ગના જેવા ઉદાર બુદ્ધિના ને છુટા વિચારના જે ધર્મ હોય તેનુંજ બળ વધતું જાય છે, કારણ કે આ જમાનો ઉદારતાનો છે. જેમકે હાલના લોકોને ઉદાર રાજનીતિ જોઇએ છે અને ઉદાર લોકવૃત્તિ જોઈએ છે, તેમજ ઉદાર ધર્મબુદ્ધિ જોઇએ છે; અને એવી ઉદારતાથીજ ફાયદો છે, કારણ કે, ઉદારતા પ્રભુને વ્હાલી છે. તેથી જે રાજ્યની રાજનીતિ ઉદાર હોય છે તે રાજ્યની સલામતી ને આબાદી બહુ સારી હોય છે, અને જે દેશના લોકોની વૃત્તિ ઉદાર હોય તે દેશપણ અરસપરસની મદદને લીધે સુખી હોય છે; તેમજ ઉદાર બુદ્ધિવાળો ધર્મ પણ બધાઓની વચ્ચે ફતેહ પામે છે, માટે આપણો પોતાનો ધર્મ પાળનારમાં ચોકસ રહી બીજાઓના ધર્મ તરફ ઉદાર બુદ્ધિથી જુઓ; અને ઉદારતા પ્રભુને બહુ વ્હાલી છે, માટે પ્રભુંને અર્થે આપણાંમાં ધર્મ સબંધી સાચી ઉદારતા આવે તેમ કરો.

---

## ૧૮૪—જે લોકો માણસો સાથે ને બીજાં પ્રાણીઓ સાથે ભલાઇ ન રાખે અને પ્રભુ ઉપર પ્રેમ રાખવાનો દાવો કરે તેને ખોટા સમજવા.

મહાત્માઓ કહે છે કે, ઇશ્વરનું સ્વરૂપ અગમ્ય છે; એનો

પાર કોઇ પામી શકતું નથી. મોટા મોટા સિદ્ધપુરૂષો અને દેવદાનવોથી પણ ઇશ્વરનું સ્વરૂપ પૂરેપૂરૂં જાણી શકાતું નથી, કારણ કે, તે નિરંજન નિરાકાર છે. ત્યાં મનવાણી કે બુદ્ધિ પહોંચી શકતાં નથી. એ નિત્ય છે, એ અજન્મા છે, એ વિકાર રહીત છે, એ સર્વદા એક રૂપ છે, એનો કદી પણ કોઈ પણ રીતે નાશ થઇ શકતો નથી, એ સર્વ વ્યાપી છે, અચળ છે અને સનાતન છે; એ ધ્યાનમાં નહીં આવી શકે એવો છે, માટે ઉપનિષદોમાં પ્રાચીન રૂષિયોએ એમ કહેલું છે કે, જેઓ એમ કહે છે કે, અમે ઇશ્વરને જાણ્યો, તેઓએ ઇશ્વરને ઓળખ્યો નથી. ભાઇઓ ! આવા આપણા મહાન ઇશ્વરને આપણે કેવી રીતે ઓળખી શકીએ ? અને તેને કેવી રીતે રાજી કરી શકીએ ?

ભક્તિમાર્ગવાળા કહે છે કે, જ્ઞાનમાર્ગવાળા કહે છે તેવોજ ઉપર વર્ણવેલા ગુણોવાળોજ ઇશ્વર છે, એમાં કાંઇ શક નથી, પણ એ ઇશ્વર જીવો ઉપરની પોતાની અખંડ દયાને લીધે જીવોથી ઓળખાઇ શકે તેવું નાનું સ્વરૂપ લેય છે, અને અવતાર લઇ રામકૃષ્ણાદિ રૂપે આપણું તારણ કરવા માટે આપણા સમાગમમાં આવે છે, અને આપણા હૃદયમાં તથા આપણાં મંદિરોમાં રહી આપણી ભાવના પ્રમાણે આપણને ફળ આપે છે. આવી રીતે માન્યા છતાં પણ ઉંડા ઉતરેલા વૈષ્ણવો અને તાળી લાગી ગએલા ભગતો કહે છે કે, સારાં સિંહાસનથી કાંઈ આપણે ભગવાનને ખુશી કરી શકીએ તેમ નથી, કારણ કે, શેષજી પોતે ભગવાનનું સીંહાસન છે; એ કરતાં સુકોમળ ને એ કરતાં ઉત્તમ સિંહાસન આપણે તેને ક્યાંથી આપી શકીએ ? સારાં વસ્ત્રાભૂષણથી પણ તે રાજી થઇ શકે તેમ નથી, કારણ કે, જેના મુગટમાં કૌસ્તુભમણી શોભી રહ્યો છે, અને સાક્ષાત લક્ષ્મીજી પોતે જેનાં ચરણ ચાંપી રહ્યાં છે તે સર્વ શક્તિમાન પ્રભુ આપણા થોડાક દાગીનાથી કે થોડાંક લુગડાંથી કેમ રાજી થઇ શકે ? સારા સારા પ્રસાદ ધરવાથી પણ પ્રભુ રાજી થઇ શકે તેમ નથી, કારણ કે, જે સર્વવ્યાપક પ્રભુ અ-

નંત બ્રહ્માંડને અનંતકાળ થયા નીભાવી રહ્યો છે તે આપણા જરાક જેટલા મેવામિશ્રીની કટોરીથી કેમ ખુશી થઇ શકે ? અને ઇશ્વરના મહાન ભક્ત પુષ્પદંત આચાર્યે પ્રભુની સ્તુતિ કરતે કરતે કહેલું છે કે, હે ઇશ્વર ! જુદી જુદી જાતનાં ભજન-કીર્તનથી પણ તમે ખુશી થઇ શકો તેમ નથી, કારણ કે, અમે જે કાંઇ બોલીએ છીએ તે વાણીના આપનાર પણ તમેજ છો, એટલે તમારી આપેલી વાણીથી તમને સંતોષ થતો નથી. આવી રીતે આપણાં બળથી કે આપણી સમૃદ્ધિથી આપણે પ્રભુને ખુશી કરી શકીએ તેમ નથી; પણ બધા મહાન ભગતો એમજ કહે છે કે, આપણી અંતરની શુદ્ધ ભાવનાથી આપણે પ્રભુને ખુશી કરી શકીએ તેમ છીએ, અને જ્ઞાની મહાત્માઓ પણ એમજ કહે છે કે, જ્ઞાનથીજ આપણે ઇશ્વરને ઓળખી શકીએ તેમ છીએ.

હવે આપણે એ સમજવું જોઇએ કે, ભગતો જેને ભાવના કહે છે અને જ્ઞાનીઓ જેને જ્ઞાન કહે છે કે જેથી કરીને ઇશ્વરને ખુશી કરી શકાય અને ઇશ્વરનું સ્વરૂપ જાણી શકાય તે વસ્તુ શું છે ? કેવી રીતે એ અમૂલ્ય વસ્તુ આપણે મેળવી શકીએ ? અને કેવી રીતેં તેને ભોગવી શકીએ ? બહારની ક્રિયાઓમાં ને શબ્દોમાં ગમે એટલો મતભેદ છતાં પણ જગતના બધા મહાત્માઓ એક અવાજે જવાબ આપે છે કે; શુદ્ધ ભાવના અને સત્ય જ્ઞાન " સેવા " થી મેળવી શકાય છે; પણ આપણે ઉપર જોઇ ગયા કે, જ્ઞાનમાર્ગવાળા એમ કહે છે કે, નિરંજન નિરાકાર ઇશ્વર કે જે મન વાણી કે બુદ્ધિથી જાણી શકાતો નથી તેની સેવા કેવી રીતે થઇ શકે? તેને તો આપણે જ્ઞાનથીજ જાણી શકીએ, અને ભક્તિમાર્ગવાળા એમ કહે છે કે, આપણી ઉપરની દયાને લીધે પ્રભુ આપણી સેવા અંગીકાર કરી શકે છે, પણ તે કાંઇ આપણી બહારની વસ્તુઓથીજ ખુશી થાય નહીં; એ વસ્તુઓની સાથે શુદ્ધ ભાવના હોવી જોઇએ; માટે હવે એ નક્કી થયું કે પ્રભુને ઓળખવા માટે શુદ્ધ ભાવના અને સત્ય

ઝાનની જરૂર છે. શુદ્ધ ભાવના અને સત્ય જ્ઞાન એ બન્ને આપણને જુદાં જુદાં લાગેછે, કારણ કે, એક ભક્તિમાર્ગનું વચન છે અને એક જ્ઞાનમાર્ગનું વચન છે; પણ મહાત્માઓ કહેછે કે, જેનામાં શુદ્ધ ભાવના હોયછે તેનેજ સત્ય જ્ઞાન થઈ શકેછે, અને જેનામાં સત્યજ્ઞાન હોય તેનેજ શુદ્ધ ભાવના થઈ શકે છે. આવી રીતે એ બન્ને જુદા જુદા લાગતા શબ્દોનું મૂળ એકજ છે. માટે આપણે સર્વશક્તિમાન અલૌકિક ઇશ્વરને જાણી શકીએ, અને તેના અખંડ આનંદો ભોગવી શકીએ તે સારૂ આપણે શુદ્ધ ભાવના અથવા સત્ય જ્ઞાન મેળવવું જોઇએ, અને યાદ રાખજો કે, એ "સેવા" થીજ મેળવી શકાય છે. માટે આપણે પ્રભુની સેવા કરવા સારૂ જગતની સેવા કરવી જોઇએ; કારણકે, અદૃશ્ય પ્રભુનું દેખી શકાય એવું બીજું રૂપ તે આ જગત છે, માટે આપણે જગતની સેવા કરવી જોઇએ. મનુષ્ય જાતની, અને પ્રાણીઓની સેવા કર્યા વિના આપણે કેવી રીતે પ્રભુની સેવા કરી શકીએ? કારણ કે, પ્રભુ પોતે કાંઇ આપણી સામે પ્રત્યક્ષ થતા નથી માટે આપણાં પવિત્ર શાસ્ત્રોએ અને આપણા શ્રીસદ્ગુરૂઓએ આપણને જે રૂડા રસ્તા બતાવેલા હોય તે પ્રમાણે દરેક કર્મો ભગવદ્ અર્પણ કરીને તેનો લાભ આપણા દેશને અને આપણા ભાઇબંધોને મળે તેવી રીતે આપણે વરતવું જોઇએ, કારણ કે, બધા મોટા ભગતોએ એ પ્રમાણે કરેલું છે. કબીર સાહેબના ઘરમાં કાંઈ નહોતું, તોપણ બહુ કષ્ટ વેઠીને પણ તે સાધુને જમાડતા હતા. સૂરદાસજી આંધળા હતા, અને પ્રભુમાં તન્મય થએલા હતા, તોપણ જગતનાં કલ્યાણ સારૂ કરીને સવાલાખ પદ બનાવી ગયાછે. ગુરૂનાનક સાહેબ સદાય સહજ સમાધિમાંજ રહેતા હતા, તો પણ એ આનંદ છોડીને પણ લોકોને ધર્મનો ઉપદેશ કરતા હતા. મહાત્મા શંકરાચાર્યે સંસારનાં સુખ ભોગવ્યા પહેલાંજ ધર્મના બચાવને અર્થે સંન્યાસ ગ્રહણ કરી લીધો હતો. દુનિયામાં ભક્તિ વધારવા માટે ભગવદ્ આવેશમાં આવી જઇને જો ભજન થતું

હોય તો નરસીંહ મેહેતો ઢેડને ઘેરે પણ ચાલ્યા જતા હતા. પરોપકાર કરવાને માટે મહાન ભક્ત તુકારામ પોતાની બાઈડીના ફટકા પણ સહન કરતા હતા. લોકોને સાચો રસ્તો બતાવવા માટે મહાત્મા બુદ્ધે પોતાનું રાજપાટ છોડી દીધું હતું. અને જગતમાં ધર્મ ફેલાવવા માટે શ્રીકૃષ્ણ ભગવાને પોતે અવતાર લીધો હતો. આવી રીતે દરેક મહાત્માઓએ પ્રભુને ખુશી કરવા સારૂ મનુષ્ય જાતની અને બીજા પ્રાણીઓની સેવા કરેલી છે. માટે આજે પણ ભાવિક વૈષ્ણવો કહેછે કે, પ્રભુના નામની માળા ફેરવવી તે કરતાં પણ પ્રભુનાં મંદિરની અથવા હરિજનોની સેવા કરવી એમાં વધારે પુન્ય છે; કારણ કે, પ્રભુએ પોતે કહેલું છે કે,

પદ.

"પ્રાણથકી મને વૈશ્ણવ વહાલા, અહર્નિશ એને ગાઉંરે;
તપ તીરથ વૈકુંઠ તજીને, વૈષ્ણવ હોય ત્યાં જાઉંરે. પ્રાણ."

પ્રભુને ત્યાં આમ છે, માટે ભાઇઓ ! છાંટાથી છોવાઈ જવામાં, લુગડાં ઉંચાં ઉંચાં લેવામાં, ને અભડાઇ જવાની હાયહોયમાંજ સાવ નહીં રહી જતાં જરાક કોઇકનું ભલું થાય એમ પણ કરજો; કારણ કે, માણસો અને બીજા જીવો સાથે ભલાઇ રાખ્યા વિના પ્રભુ ઉપર પૂરો પ્રેમ થઈ શકતો નથી એ યાદ રાખજો.

---

## ૧૮૫—યાદ રાખજો કે આપણે કાંઇ આપણો ભભકો સપકો બતાવવા માટે મંદિરમાં જવાનું નથી, પણ આપણાં પાપની માફી મેળવવા માટે ઇશ્વરની પ્રાર્થના કરવા સારૂ મંદિરમાં જવાનું છે.

પ્રભુ કહેછે કે, તમારે માટે આખી દુનિયાં છે. મારકીટો તમારે માટે છે, મીલો તમારે માટે છે, બેંડસ્ટેંડ ને પાલવા

તમારે માટે છે, ટ્રામવે ને રેલવે તમારે માટે છે, પોસ્ટ ને તાર તમારે માટે છે, નદી ને સમુદ્ર તમારે માટે છે, પહાડો ને ઝાડો તમારે માટે છે, ગોદીઓ ને કોરટો તમારે માટે છે, લાયબ્રેરીઓ અને મેદાનો તમારે માટે છે, ઘોડાઓ ને રથો તમારે માટે છે, નીશાળો ને હોટેલો તમારે માટે છે, અનાજના કોઠારો ને ફળોનાં બજારો તમારે માટે છે, અને પાણીના ઝરાઓ તથા મોટાં ખેતરો તમારે માટે છે; ટુંકામાં દુનિયાંની સર્વે ચીજો તમારા વૈભવ માટે છે: મારે માટે માત્ર મંદિર છે, મને બીજી કોઈ ચીજની અપેક્ષા નથી. મને માત્ર તમારા હૃદયની શુદ્ધ ભાવનાની જરૂર છે, અને તે પણ મારે સારૂ નહીં, પણ માત્ર તમારાજ હિત સારૂ. માટે આખી દુનિયામાં તમે યોગ્ય રીતે વરતો, ને યથાશક્તિ વૈભવ ભોગવો. એ સર્વે તમારે માટે છે, મારે માટે તો માત્ર કયાંઇ કયાંઇ નાનાં નાનાં મંદિર છે, તેને તમારી મલિન વાસનાઓથી અપવિત્ર ન કરો; એ મંદિરોને તમે શુદ્ધ રાખશો તો તમે શુદ્ધ થઇ શકશો. મંદિરને અપવિત્ર બનાવીને તમે પવિત્ર કેમ બની શકશો ? માટે તમારી ઉત્તમ ભાવનાઓથી મારાં મંદિરની પવિત્રતા સાચવો. મારા મંદિર તરફ બેદરકારી એ મારી તરફ બેદરકારી છે, મારા મંદિરમાં ખરાબ વિચાર એ મને અપમાન છે, મારા મંદિરમાં ઢોંગસોંગ કરવા એ મારી નિંદા કરવા જેવું છે અને મને રહેવાની જગ્યા બગાડવી એ મને ત્યાંથી ઉઠાડી મુકવા જેવું છે; માટે તમે તમારા મલિન વિકારો તરફ નહીં પણ મારી મોટાઈ સામું જોઈ મંદિરની પવિત્રતા જાળવો.

આપણે વિચાર કરવો જોઇએ કે, મંદિરમાં દર્શન કરવા જવું તે કાંઈ નાચ પારટીમાં, વરઘોડામાં કે નાટકશાળામાં જવું નથી. મંદિરમાં દર્શન કરવા જવું તે કાંઈ નવાં નવાં સાસરાંને ઘેર, ફેનસી ફેરમાં કે ઉમરાવોની સભામાં જવા જેવું નથી. પણ આપણાં રોજનાં પાપની માફી મેળવવા માટે, આપણી ઉપર ઇશ્વરની જે અસીમ દયા છે તેનો ઉપકાર માનવા માટે,

અને આપણામાં ઈશ્વરી તેજ વિશેષતાથી ભરવા માટે મંદિર-માં દર્શન કરવા જવાનું છે; એ હેતુ ધ્યાનમાં રાખીને તે પાર પડે તે પ્રમાણે આપણે મંદિરમાં વર્તવું જોઇએ, તોજ દર્શનની સાર્થકતા છે. મતલબ કે, પ્રભુને આપણા ટોળડીમાક કે ઠાઠ-માઠની જરૂર નથી. તે આપણા લટકતા ઘડીઆલના ફેશનેબલ છેડા, સેંટપોમેટમની સુગંધ કે લટકતી ચાલની ચટક મટક માગતો નથી, તે ટાપટીપવાળા બાલના સેંથાઓ ને અરધું શ-રીર નાગું દેખાય તેવા આછા પોશાકો તથા નાજુક દાગીના-ઓ ને નાટકી હાવભાવની ઇચ્છા રાખતો નથી; તેને તો માત્ર આપણી એકાગ્રતા આપણા હૃદયની પવિત્રતા ને ઉંડો ભાવ જોઇએ છે; આપણી નમ્રતા ને આપણી ભક્તિ તેને જોઇયે છે; આપણા ઠાઠમાઠની ને ભભકા સપકાની તેને જરૂર નથી.

મંદિરમાં જતી વખત ધ્યાનમાં રાખવું જોઇએ કે, આપણે આપણાં પાપ માફ કરાવવા માટે ત્યાં જઇએ છીએ, આપણે પ્રભુના વહાલા થવા માટે દર્શન કરવા જઇએ છીએ, આપણે આપણી શુભ ઇચ્છાઓ પાર પાડવાની આશાએ મંદિરમાં જઇએ છીએ, અને આપણે કાંઇક વધારે ભલા થઇ શ-કીએ, આપણી ચાલ સુધારી શકીએ, આપણા મન ઉપર અંકુશ રાખી શકીએ, અને આપણે હૃદયનો સંતોષ તથા આત્મિક દિલાસો મેળવી શકીએ તે માટે મંદિરમાં પ્રાર્થના કરવા જઇએ છીએ, એ કદિ પણ ભુલી જવું જોઇતું નથી. ત્યાં જતાં આપણા પોશાક ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. મંદિરમાં જતી વખતે હમેશાં આપણો પોશાક જેમ બને તેમ સાદો ને મહલાજા ભરેલો હોવો જોઇએ. આપણો પો-શાક, આપણા હાવભાવ ને આપણા ચાળા ચસ્કા જોઇને બીજાં નિર્દોષ માણસોને વિકાર ન થાય એ સૌ ભાઇઓ તથા બેહેનોએ ખાસ સંભાળવાનું છે. હાલના જમાનાના નાટકી પોશાકો ને યુરોપીયનોની વાંદર નકલ મંદિરોમાં ન જોઇએ; એટલું આપણાથી બની શકે તોપણ ઘણું છે. આ-

પણ ડગલાઓ ને સાડીઓ મંદિરમાં દરશન કરવા જતી વખત એવાં ભભકાબંધ ન જોઇએ કે જેથી તેમાં ડાઘ લાગી જવાની ફીકરથી પ્રભુને આપણે પૂરા દંડવત્ પણ કરી શકીએ નહીં. પ્રભુ કરતાં આપણને આપણો ડગલો અથવા સાડી વધારે વહાલી ન થઈ પડે એટલી ફીકર તો મંદિરમાં જતાં આપણે જરૂર રાખવી જોઇએ; તેમજ આપણો પોશાક એવો મલિન નહી હોવો જોઇએ કે જેથી પાસેનાં બીજાં માણસોને કંટાળો ઉપજે; અથવા બીજા કોઈ પણ પ્રકારે ખરાબ દેખાવ કે ખરાબ વિચાર થાય એવો પોશાક મંદિરોમાં ન જોઇએ.

આવી સાદી સૂચનાઓ ઉપર પણ જો આપણે ધ્યાન ન આપીએ તો પછી પ્રભુના મંદિરમાં જવાનું ફળ શું? આપણે તો પ્રભુના મંદિરમાં ભક્તિનાં મોટાં ઇનામો લેવા માટે જવું છે, તેમ છતાં પણ મકાને પહોંચ્યા પહેલાં રસ્તામાંથીજ આપણે બગડી જઇએ તો પછી તેમાં ઇશ્વરનો શું દોષ ? માટે ભાઇઓ! દેવમંદિરમાં જતાં આપણા આચાર વિચારમાં કોઇ પણ જાતની ભૂલ ન થાય એ બરોબર સંભાળજો.

---

## ૧૮૬–દીનતા રાખ્યા વિના અને ભગવદ્ ધ્યાનમાં લીન થયા વિના માત્ર ઉપલકપણે મંદિરમાં ફેરો ખાઇ આવવાથી કાંઇ આત્માનું કલ્યાણ થઇ જાય નહી.

નમ્રતા વિના,–દીનતા વિના મંદિરમાં જવું એ પણ બહુ મોટી ભૂલ છે. પ્રભુને જેટલો અહંકારનો ધિક્કાર છે તેટલો બીજી કોઇ પણ ચીજનો ધિક્કાર નથી, ને પ્રભુને જેટલી દીનતા વહાલી છે તેટલી બીજી કોઈ પણ ચીજ વહાલી નથી; કારણ કે, દીનતામાં આધીનતા છે ને આધીનતામાં ભક્તિ છે. દીનતા વિનાની ભક્તિ તે નાક વિનાની સ્ત્રી જેવી છે, માટે પ્રભુના મંદિરમાં જવું ત્યારે સાદો પોશાક, નીચી નમેલી આંખો, અદબવા-

ળી ચાલચલણ, પવિત્રાઇ ભરેલું મન, હૃદયમાં ભગવદ્ આવેશ, ને આત્મિક સંતોષ હોવો જોઇએ. એ વખતે દુનિયાંદારીના પ્રપંચ માત્રને દૂર કરી ઇશ્વર ધ્યાનમાં મસ્ત બની તેની મોટાઇ, તેની દયા, તેની પવિત્રાઈ, તેની કૃપા, ને તે સાથે આપણી નાલાયકી યાદ કરી નમ્રતા પૂર્વક વારંવાર પ્રેમથી દંડવત કરવા જોઇએ. પ્રભુને માનપૂર્વક સ્નેહથી. ને દીનતાથી દંડવત કરત જરા પણ શરમાવું ન જોઇએ. ઘણા માણસો દંડવત કરતાં શરમાય છે અને જાણે પોતાને માથે બોજો પડયો હોય, અથવા પોતાની માજેની વેઠ ઉતારતા હોય તેવી રીતે શરમથી—સંકોચથી ને પૂર્ણ ભાવ તથા ખરી દીનતા વિના દંડવત કરે છે, એ શોભા ભર્યું નથી. આપણે ઇશ્વરને પ્રસન્ન કરવાના હેતુથી દરશન કરવા જઈએ છીએ, અને તોપણ ત્યાં માથું ઝુકાવતાં આપણને મેહેનત થઇ પડે છે, ત્યારે આપણે શું ફળ મેળવી શકશુ? ઇશ્વરને રાજી રાખવાનો આપણો હેતુ કેમ પાર પડી શકશે એ વિચારવા જેવું છે.

અગાઉના વખતમાં એવા ઘણાએ સારા સારા ભકતો ને મોટા મોટા રાજાઓ થઇ ગયા છે કે, જેઓ પોતાને ઘેરથી દંડવત કરતા કરતા મંદિર સુધી જતા હતા, તેને બદલે આજે આપણામાં એવા પણ ઘણા જણા છે કે, જેઓને પ્રભુને નામે માથું ઝુકાવવું એ પણ મોત જેવું થઇ પડે છે. ઘણાએ એવા સારા માણસો છે કે, જેઓ રસ્તામાં મળતા ગરીબોને તથા ભીખારીઓને પણ નમ્રતાથી સલામ કરે છે, માથું ઝુકાવે છે, ને માફ કરો એમ વિનયથી કહે છે, પણ તેઓને મહારાજાઓના મહારાજા ઇશ્વરને નમતાં શરમ લાગે છે, અને ખુલ્લે દિલે ઇશ્વર પાસે પોતાનાં પાપની માફી માગવા તેઓની જીભ ઉપડતી નથી. પ્રભુ! પ્રભુ! એવાઓની ઉપર દયા કર. જેઓ પ્રભુને નમતાં શરમાય છે. ને પ્રભુની ભક્તિ કરતાં શરમાય છે તેઓને દુનિયાંના સૌ ધરમોનાં શાસ્ત્રો તથા દુનિયાંના સર્વે મહાત્માઓ ધિક્કારે છે, એ વાત સૌ લોકોએ જરૂર ધ્યાનમાં રાખવી ઘટે છે; કા-

રણ કે, જે પોતાના પેદા કરનારને, જે પોતાનું પાલણ પોષણ કરનારને, જે પોતાને જીંદગી આપનારને, અને જે પોતાનું તારણ કરનાર અખંડ સચ્ચિદાનંદ પરમકૃપાળુ મહાન પવિત્ર પિતાને પણ પોતાના આત્માનાં કલ્યાણ સારૂ પણ નમતો નથી, તે સૂકા તાડ જેવો અક્કડબાજ માણસ જગતનું શું ભલું કરી શકશે? જેઓના હૃદયમાં ભગવદ્ આવેશ હોય, જેઓ પ્રભુનાં પવિત્ર મંદિરમાં જીગરની પ્રાર્થનાઓ કરીને પાપની માફી માગી શક્તા હોય, અને જેઓનાં હૃદય પ્રભુપ્રેમથી તરબોળ થએલાં હોય તેઓજ મંદિરોમાં જઇને પોતાની જીંદગીની સાર્થકતા કરી શકેછે, અને તેઓજ પોતાના ભાઇબંધો સાથે ભલાઇથી વર્તી શકેછે. માટે ભાઇઓ! ભલાઇ શીખવા સારૂ પવિત્ર સદ્‌ગુરૂઓના મંદિરોમાં જતાં શીખો.

---

## ૧૮૭—ઘર કેમ બંધાયછે એ કહી જવું એમાં કાંઇ મોટી વાત નથી તેમજ શાસ્ત્રની વાતો કહી જવી કે સાંભળી લેવી એમાં કાંઇ મુશ્કેલી નથી, પણ તે પ્રમાણે પાળવું એમાંજ ખુબી છે.

થોડાક હરિજનો બેઠા બેઠા જાત્રાની વાતો કરતા હતા, ત્યાં જગન્નાથજીના મંદિરની વાત નીકળી. ત્યારે એક જણે કહ્યું કે, ઓહો! એ મંદિરનું કામ તો બહુ ભારે છે. શું એની શોભા! એવું મોટું મંદિર તે કયારે બંધાઇ રહ્યું હશે? ત્યારે બીજાએ કહ્યું કે એમાં શું? પથ્થરની ખાણો તો ત્યાં પાસેજ છે ચુનો પણ સસ્તો, પાણી તો સાવ ચાર હાથ ઉપર, લોકો બીચારા ગરીબ ને મજુરી સસ્તી એટલે કામ કરતાં વાર શું? ત્યારે બીજા એક માણસે કહ્યું કે, સાદું કામ હોય તો તો એમ જલદી થઇ જાય પણ એમાં તો કારીગરી બહુ ભારે ભારે છે. ત્યારે પેલા માણસે કહ્યું કે, અરે શું ભલા માણસ, કારીગરની કાંઇ આપણા દેશમાં ખોટ છે? બીચારા ભૂખે મરેછે; ચાર

આના રોજ મળતું હોય તો ઠેઠ લંકાથી કારીગર ચાલ્યા આવે. વાતમાં વાત દોઢીયાંની છે; પૈસા ખરચવા વાળો કોઇ હોય તો થડીકમાં ઇંદ્રનું ઇંદ્રાસન પણ ઉભું થઇ જાય, ત્યારે એ મંદિર બાંધતાં તે શું વાર? મહીના પંદર દિવસમાં મંદિર તૈયાર.

ભાઇઓ! આ વાત કરતાં કાંઈ વાર લાગી? પણ એ મોટું મંદિર બાંધતાં કેટલી બધી મુશ્કેલી પડી હશે? કેટલું બધું ખરચ થયું હશે? અને કેટલો બધો વખત ગયો હશે? એ કાંઇ ખ્યાલ આવેછે? એ ખ્યાલ તો જેણે પોતાના ઘરનાં ઘરો માથે રહીને બંધાવ્યાં હોય તેનેજ આવી શકે. ગાડીવાળાઓ સાથે કેમ માથાકુટ કરવી પડેછે, કંત્રાટવાળાઓ સાથે કેમ લડાઇ કરવી પડેછે, પાડોશીઓ સાથે બારી જાળીના કેમ વાંધા પતાવવા પડેછે, મજુરો સાથે કેમ મારામારી કરવી પડેછે, કારીગરોનાં પગનાં તળીયાં કેમ ઓળાંસવાં પડેછે અને સરકારનાં લાકડાં કેવાં આડાં હોય છે, એતો જેને વીતી હોય તેજ જાણે. મોઢે વાતો કરી જવાવાળા કાંઇ જાણી શકે નહી, તેમજ આપણે પણ ઉંડાં ઉંડાં જ્ઞાનની મોટી મોટી વાતો પઢાવેલા પોપટની પેઠે મોઢેથી કરી જઇએ છીએ. વખતે ગીતા, ભાગવત કે રામાયણના પાઠ પણ કરીએ છીએ, અને હોંશે હોંશે ખાસ ચાહીને "સંસારમાં સ્વર્ગ" "સ્વર્ગનું વિમાન" તથા આ "સ્વર્ગની કુંચી" પણ વાંચીએ છીએ. પણ જ્યાં સુધી માત્ર એ વાંચવામાંજ રહી જઈએ, અને મોઢે એમ વાતો કર્યા કરીએ કે, વાહ, વાહ! એ પુસ્તકો બહુ સારાં છે, એમાં કાંઇ વળે નહીં; પણ જ્યારે એમાંથી થોડું ઘણું પણ કાંઇ પાળીએ ત્યારેજ આપણું ભલું થાય, અને ત્યારેજ અમારી એ લખવાની મેહેનત પણ કાંઈ સફળ થએલી ગણાય. એ વિના—એ પ્રમાણે પાળ્યા વિના ખાલી વાહ વાહમાં કાંઈ વળે નહીં. માટે ઓ ભાઇઓ અને બેહેનો! માત્ર ઉપલક વાતોમાંજ નહીં રહી જતાં અનંત બ્રહ્માંડના નાથને રીઝવવા સારૂ જેમ બને તેમ

અંતરમાંથી ભલા થાઓ, અને આપણી એ ભલાઇ આપણાં કામોમાંથી પ્રભુ જોઇ શકે એમ કરો.

---

## ૧૮૮–દુનિયાંમાં ભગતોની બલીહારી છે. નાસ્તિક દોસ્ત કરતાં ભગત દુશ્મન પણ સારો.

જ્યાં જોઇએ ત્યાં ભગતોનાંજ વખાણ થાય, જ્યાં જોઇએ ત્યાં ભગતોનેજ માન મળે, જ્યાં જોઇએ ત્યાં ભગતોનાં કામ એની મેળે મેળે થઇ જતાં હોય, અને જ્યાં જોઇએ ત્યાં ભગતોને ઘેરેજ આનંદ હોય, એટલુંજ નહીં પણ પ્રભુ પોતે પણ કહે છે કે, મારા ભગતોનાં સુખને ખાતર હું અવતાર લઉંછું. ભક્તનું આ કરતાં વધારે માહાત્મ્ય તે બીજું કેવું હોય?

ભાઇઓ! જ્યાં જોઇએ ત્યાં શા માટે આવી રીતે ભગતોની વાહવાહ થઇ રહી છે? શું ભગતો સોનામાંથી બનેલા છે? ને આપણે માટીમાંથી બનેલા છીએ? શું ભગતો સ્વર્ગમાંથી આવ્યા છે? ને આપણે પાતાળમાંથી આવ્યા છીએ? શું ભગતો ઇશ્વરના બનાવેલા છે અને આપણે કાંઇ કોઇ સેતાનના બનાવેલા છીએ? નહીં ભાઇઓ! આવું કાંઇ નથી ભગતો પણ આપણા જેવાજ છે, આપણી પેઠેજ તેઓ પણ પ્રભુના જીવ છે, અને આપણા જેવાજ વિકારોથી ભરેલો તેઓનો પણ દેહ છે, ત્યારે તેઓ ઉત્તમ શા માટે? ત્યારે તેઓ દુનિયાંમાં શા માટે પૂજાઇ રહ્યા છે? એનું કારણ એજ છે કે, તેઓએ આપણા કરતાં વધારે પ્રભુપ્રેમ મેળવેલો છે; અને પ્રભુપ્રેમ એ સર્વે સદ્‌ગુણોની માતા છે, તેથી પ્રભુપ્રેમને લીધે તેઓમાં આપણા કરતાં ઘણા વધારે સદ્‌ગુણો આવી ગયેલા હોય છે, એટલે તેઓ આપણા કરતાં શ્રેષ્ઠ છે.

કોઇ કોઇ ભગતોમાં કદાચ બીજા ગુણો ન હોય તોપણ ભગવત્ આશરાનું બળ તેઓમાં ભારે હોય છે, દુનિયાંદારીનો મોહ તેઓમાં ઓછો હોય છે, પ્રભુને ખાતર તેઓ પોતાનાં

ઘણાં સુખોનો ભોગ આપી શકે છે, અને દરેક ભગતમાં ખાસ કરીને અતિશય ભલાઇ હોય છે; એ ભલાઇને લીધે આપણે તેને ચાહીએ છીએ.

બેશક કોઈ કોઇ ભગતોમાં કાંઈ દુર્ગુણો પણ હોય છે, પણ એ દુર્ગુણો તેઓમાં દબેલા રહે છે. એ દુર્ગુણો તેઓની પાસે કાંઇ જોર કરી શક્તા નથી; કારણ કે, પ્રભુપ્રેમને લીધે ભગવત્-કૃપા તેઓની ઉપર ઉતરેલી હોય છે. એ કૃપાના બળથી પ્રભુ-ના હુકમો પાળવાનું આપણા કરતાં તેનામાં વધારે બળ હોય છે; એટલે દુર્ગુણો તેઓને દુઃખ દઇ શક્તા નથી, એટલુંજ નહીં પણ એ કૃપાના બળથી તેઓ જગતની વધારે સેવા કરી શકે છે: માટેજ આપણે ભગતોના દાસ બનવા તૈયાર થઇએ છીએ. કારણ કે, આપણે સમજીએ છીએ કે, ભગત બાઈડી હોય તો વાતવાતમાં ધણીનો જીવ ખાય નહીં, ભગત ધણી હોય તો "ઘોડે જાર બાજરી ને ઘોડે નાર પાધરી", એમ કરે નહીં, ભગત દીકરો હોય તો તે કુળનું નામ બોળે નહીં, ભગત પાડોશી હોય તો તે જરૂરને વખતે મદદ કર્યા વિના રહે નહીં, ભગત સગાંવ્હાલાં હોય તો તે મેણાં ઓઠાંના ટપલા માર્યા કરે નહીં, ભગત ડાકતર હોય તો તે દરદીને માટે બેદરકાર રહે નહીં, ભગત મેહેતાજી હોય તો તે છોકરાંઓને પોતાનાજ દાખલાથી ચીરૂટ ફુંકતાં શીખાવે નહીં, ભગત નોકર હોય તો તે શેઠની ચોરી કરીને ભાગી જાય નહીં, ભગત સાસુ હોય તો વહુને દુઃખ દેય નહીં, ભગત વહુ હોય તો સાસુને વગોવે નહી, ભગત શેઠ હોય તો ચાકરોના બાર વગાડે નહીં, અને ભગત રાજા હોય તો બનતાં સુધી લડાઇઓ કરે નહીં કે રૈયત પાસેથી ગેરવાજબી કર લેય નહીં. ટુંકામાં આ દુનિયાંમાં ભગતોની બલિહારી છે, માટેજ પંડિતો કહી ગયા છે કે, ભગત દુશ્મન પણ સારો, પણ નાસ્તિક દોસ્ત કામનો નહીં. માટે ભાઇઓ! જેમ બને તેમ જગતની સેવા કરીને સાચા ભગત બનો, અને શાંતિદાયક પ્રભુના માર્ગમાં આવો, પ્રભુના માર્ગમાં આવો.

૫૬.

સંત પારસ ચંદન બાવના, કામધેનુ કલ્પદ્રુમ સાર;
સમાગમ સંતનો.
પ્રેમ સમજાણો અંતરઘણો, તરૂપારસ ત્રણ પ્રકાર–સમા૦
એક પારસથી પારસ બને, એક પારસથીબને હેમ–સમા૦
એક પારસ લોહ કુંદન કરે, સો વસા એમનું એમ–સમા૦
એક ચંદનથી વિષ ઉતરે, એક ચંદને અગ્નિ ઓલાય–સમા૦
એકતળભરતેલમાં જોપડે, ફરી તાતું ક્યારે નવથાય–સમા૦
સૌ ગજશિર મોતી ન નીપજે,સઉ નાર્ય સતીનવહોય–સમા૦
સૌસૈન્યશૂરા નવજાણીએ, એવી જયુગત વિચાર જોય–સમા૦
જ્ઞાનહીણ ગુરૂનવ કીજીએ, વાંઝગાયસેવ્યે શું થાય–સમા૦
કહે પ્રીતમ બ્રહ્મવિદ ભેટતાં, ભવરોગ સમૂળો જાય–સમા૦

---

## ૧૮૯–પ્રભુકૃપા.

એક નાનો છોકરો કોઇ ઉંચા ઝાડ માથેથી બનતી મેહેનતે ફળ તોડવાની તજવીજ કરે પણ તેનો બાપ તેને ઉંચો ઉંચકે નહીં ત્યાં સુધી તેનાથી ફળ તોડી શકાય નહીં, તેમજ આપણો પ્રભુ આપણી ઉપર કૃપા કરે નહીં ત્યાં સુધી આપણાથી મોક્ષ મેળવી શકાય નહીં.

દુરબીનની મદદ શિવાય ઘણી દૂર રહેલી ચીજ જેમ આપણાથી દેખી શકાતી નથી, તેમ પ્રભુકૃપા વિના આપણાથી કેટલીક વસ્તુઓ સમજી શકાતી નથી.

જેમ જીવ વિના શરીર નકામું છે, તેમ પ્રભુની મદદ વિના આપણો પુરૂષાર્થ ફોગટ છે.

ખરાબ જમીનમાં પડેલો વરસાદ જેમ ફોગટ જાય છે, અને વરસાદ વિના ગમે તેવી સારી જમીનમાં પણ જેમ કાંઇ થઇ શકે નહીં, તેમ ઇશ્વરકૃપા અને પુરૂષાર્થ વિના કાંઇ થઇ શકે નહીં; તે બંન્નેની જરૂર છે.

કલમ ગમે તેવી સારી હોય પણ જો સાહી ન હોય તો તેનાથી લખી શકાય નહીં, તેમ ગમે તેવો પુરૂષાર્થી મનુષ્ય હોય પણ ભગવત્ કૃપા વિના ફતેહ મેળવી શકે નહીં.

લોખંડના કટકાને અગ્નિમાં નાંખીએ ત્યારે તે અગ્નિ જેવો ગરમ ને અગ્ની જેવો ચળકતો થઇ જાય છે તેમ જે માણસ ઇશ્વરની સાથે રહે છે એટલે ઈશ્વરનું ધ્યાન ધરે છે તે દિન પર દિન વધારે વધારે ઇશ્વરકૃપા મેળવતો જાય છે.

જીવ વિનાનાં જેવાં પુતળાં છે તેવા પ્રભુકૃપા વિનાના જીવોને સમજવા.

ઘરડા માણુસને જેમ લાકડીની જરૂર છે તેમ જીવને ઇશ્વરકૃપાની જરૂર છે.

જેમ કયારામાંના નાના નાના છોડવાઓ મોટા ઝાડને ઉગવા દેતા નથી, તેમ આપણા નાનાં નાનાં પાપો આપણા અંતરમાં પ્રભુકૃપાને જામવા દેતાં નથી.

સૂરજ અસ્ત થયા પછે આપણી આંખે કાંઇ દેખાતું નથી, તેમ જયારે પ્રભુકૃપા ખસી જાય છે ત્યારે આપણે ગમે તેવા જ્ઞાની હોઇએ તોપણ અંધકારમાંજ પડી જઈએ છીએ.

આવી અલૌકિક ભગવત્ કૃપા યાદ રાખજો ભાઇઓ, કે તપ કરવાથી મુળે છે અને પાપ કરવાથી જતી રહે છે.

---

## ૧૯૦—આપણને ખબર ન પડે તેમ આપણે કેવી રીતે ચોરી કરીએ છીએ તે વિષે.

બીજાની કાંઇ પણ વસ્તુ લઇ લેવી તેનું નામ ચોરી છે. એ ચોરી બે જાતની છે:—

પેહેલી જાતની ચોરી એ કે, ધણીને ખબર ન પડે તેમ ગુપચુપ કાંઇ પણ વસ્તુ લઇ લેવી તે; જેમકે માબાપને જણાવ્યા વિના છુપી રીતે કેટલાંક છોકરાંઓ પોતાના ઘરમાંથી કાંઇ ચીજ લઇ જાય છે તે.

બીજી જાતની ચોરી એ કે, કોઇ પણ માણસ પાસેથી જોરજુલમથી તેની વસ્તુઓ લઈ લેવી તે; જેમકે ગાડાં લુટવાં, ધાડ પાડવી વિગેરે.

એ બે જાતની મુખ્ય ચોરી છે. એ શિવાય બીજી ઘણી જાતની ચોરી થાય છે; તેની કેટલીક હકીકત સૌ ભાઇઓએ જાણુવાની બહુ જરૂર છે, તેથી ટુંકામાં તેની વિગત નીચે આપીએ છીએ. એ દરેક બાબતના જો વિગતવાર દાખલાઓ આપવામાં આવેતો બહુ લંબાણ થઇ જાય, માટે એ દાખલાઓ આમાં આપ્યા નથી, પણ ચોરીના ભેદ જાણુવાથી આપણાથી અજાણુપણે થતી ચોરીથી આપણે બચી શકીએ એવા હેતુથી સાધુઓએ બતાવેલી ચોરીની જુદી જુદી જાતો આ જગ્યોએ બતાવીએ છીએ.

૧. કોઇ પાસેથી ઉધાર લઇને પાછું આપવું નહીં તે ચોરી કરવા બરાબર છે.

૨. પોતાની શક્તિ ન હોય છતાં મોટા મોટા સટ્ટાને વેપાર કરવા તે ચોરી કરવા બરાબર છે.

૩. પોતાની ફરજ બજાવવામાં ખામી રાખવી અથવા લાંચ લેવી તે ચોરી કરવા બરાબર છે.

૪. જાણી જોઇને ચોરીનો માલ રાખવો તે ચોરી કરવા બરાબર છે.

૫. ઉછીના લીધેલા પૈસા કે બીજી કાંઇ વસ્તુઓ પાછી ન આપવી તે ચોરી કરવા બરાબર છે.

૬. પોતાનું કરજ મુદતસર ન ચુકાવવું તથા મજુરીના પૈસા વખતસર ન આપવા તે ચોરી કરવા બરાબર છે.

૭. મજુરોની મજુરીના પૈસા કે નોકરોના પગારોમાં પાછળથી કાપકુપ કરવી તે ચોરી કરવા બરાબર છે.

૮. રસ્તામાંથી મળેલી વસ્તુનો ધણી શોધી કાઢવાની મેહેનત ન કરવી ને તે વસ્તુ પોતે પચાવી પાડવી તે ચોરી કરવા બરાબર છે.

૯. કોઇને કાંઇ ચીજ આપવાની કબુલાત આપી હોય, અને પાછળથી તે ચીજ તેને ન આપીએ એ ચોરી કરવા બરાબર છે.

૧૦. વિશ્વાસથી કોઇએ કાંઇ સોંપેલું હોય તે પાછું ન આપવું એ ચોરી કરવા બરાબર છે.

૧૧. કોઇપણ નાની કે મોટી બાબતમાં કોઇની પણ સાથે કાંઇ ઠગાઇ કરવી તે ચોરી કરવા બરાબર છે.

૧૨. ખોટા પૈસા ચલાવવા કે સિક્કા ઉપર કલઈ ચડાવવી તે ચોરી કરવા બરાબર છે.

૧૩. ખોટાં દસ્તાવેજોમાં સહીઓ કરવી કે સાક્ષી કરવી તે ચોરી કરવા બરાબર છે.

૧૪. ખરીદી કરવા માટે પાસે પૈસા ન હોય છતાં પણ માલ તૈયાર કરવાનો હુકમ આપવો એ ચોરી કરવા બરાબર છે.

૧૫. માલધણી આંકડો ચુકવવા આવે ત્યારે કાંઇ કાંઇ બહાનાં કાઢી તેમાંથી કાપકુપ કરવી એ ચોરી કરવા બરાબર છે.

૧૬. ખોટાં જોખ, માપ, ને ભરત રાખવાં જેમકે શેર, પાલી, ને ગજ વધારે ઓછાં રાખવાં તે ચોરી કરવા બરાબર છે.

૧૭. વસ્તુઓમાં ભેળશેળ કરવી, જેમકે ખાંડમાં લોટ, ઘીમાં કોપરેલ તેલ કે ચરબી, દાણામાં કાંકરા કે રાખ, દુધમાં પાણી, અને રૂમાં ઝાકળ, વરાળ વિગેરેનો ભેળ કરવો તે ચોરી કરવા બરાબર છે.

૧૮. ઝુડદો લેવા આવે તેમાં ખોટા પૈસા ચલાવી દેવા એ ચોરી કરવા બરાબર છે.

૧૯. ભૂલમાં નાંખીને ચુકી ગએલા આંકડાઓ પાછા ચુકાવવાની તજવીજ કરવી તે ચોરી કરવા બરાબર છે.

૨૦. જે હુદ્દો ચલાવવાની આપણામાં લાયકાત ન હોય તે હુદ્દો લઇ બેસવું; જેમકે, વૈદકશાસ્ત્ર જાણ્યા વિના વૈદ થઈ બેસવું, નાતની ખટપટ ન આવડે છતાં પણ નાતના શેઠ થઇ બેસવું, નામું માંડતાં ન આવડે છતાં મેહેતાગીરીનું કામ લેવું, અને રાજ ચલાવતાં ન આવડે છતાં રાજા થઇ બેસવું એ ચો-

રી કરવા બરાબર છે.

૨૧. આપણે ગરીબ ન હોઇએ છતાં પણ ગરીબાઇનો દેખાવ કરી ભીખ માગવી એ ચોરી કરવા બરાબર છે.

૨૨. વીમાકંપનીઓને ઠગવા માટે ખોટા વીમા ઉતરાવવા, માલમાં આગ લગાડી દેવી ને ખોટા દાવા બાંધવા તે ચોરી કરવા બરાબર છે.

૨૩. લોકાચારને દેશાચાર ફરી ગયા હોય તે સારૂ કરીને લોકરૂઢી પ્રમાણે હાએ હા કર્યા કરવું, અને પોતે સમજતાં છતાં પણ શાસ્ત્રોના સાચા અર્થ લોકોને ન સમજાવવા એ ચોરી કરવા બરાબર છે.

૨૪. જુગારમાં તથા બીજી રમતોમાં ખોટા પાસા ચલાવવા તે ચોરી કરવા બરાબર છે.

૨૫. પોતાની દવામાં કાંઇ માલ ન હોય છતાં પણ તેની ઉપર સારૂં સારૂં લાગે તેવાં બનાવટી ખોટાં લેબલો ચોડવાં અને ભભકભરી ઝાહેરખબરોથી લોકોને ઠગવા એ ચોરી કરવા બરાબર છે.

૨૬. ચાકરી રહેતી વખતે કબુલત આપી હોય તે કરતાં કામ ઉપર મોડું જવું એ ચોરી કરવા બરાબર છે.

૨૭. શેઠ કે મુનીમ હાજર ન હોય ત્યારે આળસુ થઇને કામ ન કરવું એ ચોરી કરવા બરાબર છે.

૨૮. પોતાની પાસે માગનારને વખતસર નાણાં ન આપવાં તે; જેમકે, નોકરને વખતસર પગાર ન આપવો, ઘરવાળાને મુદતસર ભાડું ન આપવું, અને બીજા લોકોનાં વખતસર બીલ ન ચુકવવાં એ ચોરી કરવા બરાબર છે.

૨૯. પોતે નોકરી માટે કબુલ કરેલા ટાઇમની અંદર બીજાઓ સાથે ગપ્પા મારવા, નૉવેલો વાંચવાં, છાપાઓ વાંચવા અથવા નાટકોનાં ગાયનો લલકારવાં એ પોતાના શેઠના વખતની ચોરી કરવા બરાબર છે.

૩૦. ઓફીસના સીપાઇઓ કાગળો પહોંચાડવામાં વાર

લગાડે, સુતારો પોતાને માટે છોડીયાં પાડવા સારૂ વધારે લાકડાં છોલી નાંખે, અને દરજીઓ કાપલા સારૂ કરીને જરૂર કરતાં વધારે કટકા પાડે તો તે ચોરી કરવા બરાબર છે.

૩૧. જાહેરસભાઓમાં ગડબડ કરવી કે સતસંગની મંડળીઓમાં નકામી વાતો કરવી તે ચોરી કરવા બરાબર છે.

૩૨. ચોરી કરનારની ચાહીને ચોરી છુપાવવી એ પણ ચોરી કરવા બરાબર છે.

ભાઇઓ ! આવી રીતે સેંકડો પ્રકારની નાની નાની ચોરીઓ છે. તેમાંથી ઘણીએ ચોરીઓ પ્રસંગોપાત આપણાથી પણ થઇ જાય છે. આપણને આમાંથી કેટલીક ચોરીઓ નાની લાગશે; જેમ કે, નોકરી ઉપર વખતે મોડું જવાય, કામના વખતે પણ છાપો વાંચી લેવાય કે ઘરના ભાડાં માટે ભૈયો ધક્કા ખાયા કરે તેની આપણે દરકાર કરતા નથી, પણ એ ચોરી કરવા બરાબર છે; અને ચોરીની શીક્ષા કાંઇ નાની નથી. માટે દરેક બાબતમાં આપણે આપણી ફરજ વધારે ચોકસપણે બજાવી શકીએ એવી ખાસ તજવીજ રાખવી જોઇએ; અને જેવું આપણે આપણું પોતાનું ભલું ઇચ્છીએ છીએ તેમજ સૌનું ભલું ઇચ્છી આપણે કોઇએ પણ કોઇ પણ જાતની ચોરી કરવી જોઇએ નહીં, એ દુનિયાંના બધા ધરમોનો સિદ્ધાંત છે ને એ મહાન પ્રભુનો હુકમ છે. માટે મન વચંન કે કર્મથી કોઇ પણ જાતની ચોરી ન થઇ જાય એ સંભાળજો.

---

## ૧૯૧–કોઇ ભલો રાજા ગરીબ માણસને હાથી આપે તોપણ તે લઇ શકે નહી, તેમજ આપણને શ્રીસદ્ગુરૂઓ ઇશ્વરનું ચોખ્ખું જ્ઞાન આપે છે પણ આપણે એવા અભાગીયા છીએ કે તે લઇ શકતા નથી.

અસલના આપણા દેશી રાજાઓ એવા ઉદાર હતા કે રહે-

જ વાતમાં મોટાં મોટાં દાનો ને મોટાં મોટાં ઈનામો આપી દેવાં એ તેઓને મન કાંઇ મોટી વાત નહોતી. એવા વખતમાં ગ્રહણને દિવસે એક રાજાને વિચાર થયો કે મારે કાંઇ મોટું દાન આપવું; તેથી તેણે હાથીનું દાન આપવાનો ઠરાવ કર્યો. એ પછી વિચાર થયો કે એ દાન કોને આપવું? ત્યારે પ્રધાને કહ્યું કે, જો હજુરનું ધ્યાન પહોંચેતો ગરીબમાં ગરીબ બ્રાહ્મણને તે આપવું જોઇએ, તો વધારે પુન્ય થાય. ત્યારે રાજાએ હજુરીયાને હુકમ કર્યો કે, કોઇ ગરીબ બ્રાહ્મણને જલદી અંહી બોલાવી લાવ. હજુરીયો બ્રાહ્મણને બોલાવા ઉતાવળો ઉતાવળો જતો હતો એટલામાં એક ભોગળ ભટીયો બ્રાહ્મણ રસ્તામાં તેને મળી ગયો. એ બ્રાહ્મણના ખડીયામાં સત્તર તો ઠીગડાં હતાં, પાંચ સાત જાતનાં અનાજની જુદી જુદી પોટલીઓ ખભે બાંધી હતી, ઢીંચણ પણ પૂરા ઢંકાય નહીં તેવું મેલું ફાટેલું ફાળીયું પેહેર્યું હતું, બહાર ગામથી ચાલ્યો આવતો હતો તેથી પગરખાં વિનાના ઉઘાડા પગ ગોઠણ સુધી ધૂળથી ભરેલા હતા, છપ્પન કટકા વીંટીને બાંધેલી ડોફાલું જેવી માથે પાઘડી હતી, ને તેમાં ચાર પાંચ વરસનું જુનું ખખ અરધું ફાટેલું ટીપણું ખોસ્યું હતું, દાઢીના બાલ મહીના દોઢ મહીનાના થઇ ગયા હતા, અને કપાળમાં ભેંસ ભડકામણું મોટું ટીલું કર્યું હતું. એ બ્રાહ્મણને જોઇને હજુરીયાએ જાણ્યું કે આ ગરીબ માણસ છે માટે તે હાથીના દાનથી ખુશી થશે. એમ ધારીને તેને કહ્યું કે, મહારાજ, દરબારમાં ચાલો; મહારાજા સાહેબ તમને બોલાવે છે.

રાજાના હજુરીયાનો રોફ અને ઓચીંતી તેની આવી વાત સાંભળીને તે બ્રાહ્મણ તો બીચારો ગભરાઇ ગયો. તેને લાગ્યું કે મારા શું ભોગ મળ્યા ? રાજા મને શું કરવા બોલાવે ? કોઇએ મારી અદેખાઇ કરી હશે. હવે કાંઇક પુછશે ને જવાબ દેતાં નહીં આવડે તો મારો ફજેતો થશે. આવા આવા વિચાર કરે છે એટલામાં હજુરીયાએ કહ્યું કે, જલદી કરો મહારાજ.

વિચાર.શું કરોછો ? ત્યાં કાંઇ તમોને ઘાણીએ નથી જોડવા, ત્યાં તો દાન આપવું છે. દાનની વાત સાંભળીને ભટજી મહારાજ રાજી થયા, તોપણ દરબારમાં જતાં ટાંટીયા ધ્રુજવા લાગ્યા. રાજાએ તે બ્રાહ્મણને જોઇને કહ્યું કે, મહારાજ, જલદી સંકલ્પ કરાવો ને આ મકનો હાથી લઇ જાઓ. બ્રાહ્મણે કહ્યું કે, મહારાજા સાહેબ, હું એ હાથીને લઇને શું કરૂં ? એને લઇ જઇને બાંધું કયાં ? અને ખવરાવું શું ? કદી તમે એને બાંધવાનું ને ખવરાવવાનું આપો તોપણ એ મને શું કામનો ? હું આવા હાલે એની ઉપર બેસું એ શોભા કેવી બને ? ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, મહારાજા સાહેબ, એ મકનો હાથી તો તમારે ઘેરેજ શોભે, તમે ઘણો મફત આપો પણ તેને લઈ શકાય એવાં અમારાં નશીબ કયાંથી ? અને કદી લઇ જાઉં તોપણ મારે તો રોજ રોજ સવારના પહોરમાં ઉઠીને તેનાં લીંડાંજ ઉપાડવાં પડે. એ કાંઇ મારે ઘેર ન શોભે, અને હું કાંઇ એની ઉપર શોભું નહીં.

રાજાને બ્રાહ્મણની આ વાત ખરી લાગી, તેથી તેને વિચાર થયો કે, ઓહો ! ગરીબાઇ એટલી બધી ખરાબ છે કે આવાં મોટાં ઇનામ કે આવાં મોટાં દાન પણ ન લેવા દેય ?

ભાઈઓ ! શું સમજ્યા આપણે એ ગરીબ બ્રાહ્મણના કરતાં પણ વધારે કંગાલ છીએ, કારણ કે, એ બ્રાહ્મણને રાજદરબારમાં બોલાવવા માટે જેમ હજુરીયો આવ્યો હતો તેમ આપણને સતસંગમાં ને દેવદરબારમાં બોલાવવા માટે હરિજનો આવે છે, પણ જેમ દરબારમાં જતાં પોતાની ફજેતી થઇ જશે તો ? એવા વિચારથી જેમ તે બ્રાહ્મણના ટાંટીયા ધ્રુજતા હતા તેમ પ્રાર્થનામંદિરમાં કે સતસંગમાં જતાં આપણે અચકાઈએ છીએ, કે રખેને ફાળામાં કાંઇ ભરવું પડશેતો ? દરબારમાં ગયા પછી રાજા હાથીનું દાન આપતો હતો તોપણ તે ગરીબ માણુસ લઈ શકયો નહીં, તેમ સત્ય જ્ઞાનવાળા મહાન પંડિતો, ભગવદ્દ રસમાં તરબોળ થએલા સાચા ભગતો અને આપણા દયાળુ

ગુરૂઓ આપણને મફત ઇશ્વરી માર્ગ બતાવે છે, પણ અફસોસ કે એ બાબતમાં આપણે એવા કંગાલ છીએ—એવા દરિદ્રી છીએ કે તેનો જરા પણ લાભ લઇ શકતા નથી. એ રાજા તો માત્ર મફનો હાથીજ આપતો હતો, પણ હરિજનો તો આપણને જન્મ મરણના ફેરામાંથી છોડાવે, અનંતકાળની શાંતિ આપે, અને મોક્ષનાં અલૌકિક સુખો આપે એવું મહાન પ્રભુનું પવિત્ર નામ આપણને આપે છે, પણ આપણે મનના, બુદ્ધિના, ને હૃદયના એવા કંગાલ છીએ કે તે લઇ શકતા નથી. માટે ભાઇઓ! બહારની સમૃદ્ધિ છતાં પણ અંતરની એવી કંગાલીયતમાંજ છેવટ સુધી ન પડયા રહીએ એ સંભાળજો.

---

## ૧૯૨—કોઇ માણસ આપણને ગાળ દેય, તે ગાળ જો આપણે ન લઇએ તો એ ગાળ તે આપનારની પાસેજ રહે છે.

એક મહાત્મા હતા તે બહુજ શાંત મૂર્તિ અને બ્રહ્મજ્ઞાની હતા. તેનો એવો ઠરાવ હતો કે, બીજાં માણસો તેનું ગમે એટલું નુકશાન કરે તોપણ તે કદી પણ ગુસ્સે થતા નહીં કે પોતાનો સ્વભાવ બગાડતા નહીં, પણ ઉલટા તે ખરાબ માણસનું પણ ભલું થાય તેમ કરતા હતા. આસપાસનાં ગામોનાં ઘણા માણસો મહાત્માનો એ સ્વભાવ જાણતાં હતાં, તેથી સૌ તેની યથાશક્તિ સેવા કરતાં હતાં.

એક વખત એક ખરાબ માણસે એ વાત સાંભળી, ત્યારે તેણે કહ્યુ કે, એનો ભાર શું છે કે ગુસ્સે ન થાય, હમણાં જઈને ચીડવી આવું. શું દુનિયાંમાં આવાં માણસો પણ નથી પડયાં? એવા ઘણાએ મૂર્ખા છે કે, જેઓ એમ સાંભળે કે, આ સ્રી પતિવ્રતા છે તો તેનું પતિવ્રત ભંગ કરવાની તજવીજ કરે; એમ સાંભળે કે, આ માણસ બીડી પીતો નથી તો તેને બીડી પાવાની હઠ કરે; એમ જાણે કે આ માણસને ભાંગ ચ્હડતી નથી તો તેને

ભાંગ ચ્હડાવાની તજવીજ કરે; એમ જાણે કે, આ માણસ બહુ હુશીઆર છે તેથી ક્યાંઇ ઠગાતો નથી તો તેને ઠગવાનો પ્રપંચ કરે, અને આ માણસ કાંદા ખાતો નથી તો કે હું તેને ખબરાવું એમ કરવાવાળા ગધેડાઓ શું દુનિયામાં થોડા છે? એવાઓની કાંઇ ખોટ નથી તે માંહેલોજ પેલો માણસ હતો: તેથી તે એ મહાત્મા પાસે ગયો, અને કહ્યું કે, મહારાજ, ચલમ પીવરાવો. મહારાજે કહ્યું કે, બચ્ચા, હું ચલમ પીતો નથી ને મ્હારી પાસે ચલમ તંબાકુ કે દેવતા કાંઇ નથી. ત્યારે તે માણસે કહ્યું કે, મોટો સિદ્ધ થઇને બેઠો છે ને ચલમ પણ નથી રાખતો ? તારા કરતાં તો બીજા લંગોટીયા સારા. બધાં ગામો લૂટીને પૈસા લે-ળા કરે છે તે કામ શું આવશે ? અતિથિની સેવા નથી કરતો ત્યારે તું સાધુ શેનો ? તેં તો તારૂં કુળ લજવ્યું. શરમ છે તારા ગુરૂ ઉપર, ને ધૂળ પડી તારા ભજનમાં. મુસાફરને એક ચલમની ફુંક પણ ન મળે ? ત્યારે તું આ જાડોપાડો થયો તે કામનું શું ? આવી રીતે પ્રસંગ છોડીને તે લુચ્ચાએ વિના કારણ એ મહા-ત્માને હજારો ભૂંડી ગાળો દીધી. પણ એ મહાત્મા કાંઇ બો-લ્યા નહીં. ધીરજથી હસ્તે મ્હોડે બધું સાંખી ગયા. અંતે જ્યારે ગાળો દઈ દઇને તે માણસ થાકી ગયો ને પોતાની મેળે બોલતો બંધ થયો ત્યારે થોડીવાર રહીને તે વધારે શાંત થયા પછી મ-હારાજે તેને કહ્યું કે, બચ્ચા લે આ સાકર નાંખીને જરા થંડુ પાણી પી, બહુ બોલવાના પરિશ્રમથી તારા મગજમાં ગરમી ચ્હડી છે તેથી તને એ શરબતથી ફાયદો થશે; એમ કહીને મ-હારાજે તેને સાકરનું શરબત બનાવી આપ્યું. પેલો માણસ પ-હાડ ઉપર ચ્હડીને બપોરને વખતે મહારાજના આશ્રમમાં ગયો હતો તેથી તરસ તો લાગેલીજ હતી, અને તેમાં વળી બે કલાક સુધી મહારાજને હજારો ગાળો દેવાની મેહનત કરવાથી તે ઉ-શ્કેરાઇ ગયો હતો અને થાકીને લોથ પોથ થઇ ગયો હતો તેને એ ઠંડા શરબતથી બહુ શાંતિ મળી. એ પછી એટલો વખત મહાત્માની પાસે રહેવાથી તે સંતની ભલી વિજળી ( ઓરા )-

ની તેને રૂડી અસર થઇ; એ વખતે તેને ભાન આવ્યું કે, હું જ્યારે વિનાકારણુ આવી રીતે બકબકતો હતો તે વખતે તે મહાત્માએ ગુસ્સામાં આવી જઇને મને માત્ર એક સ્હેજ ધકો દઈ દીધો હોત તો મારા શું હાલ થાત? આ નીચેની પહાડની ખાઇમાં કયાંઇનાં કયાંઇ મ્હારાં હાડકાં વેરાઇ જાત અને તેનો પતો પણુ લાગત નહી. આ મહાત્મા કે જેનામાં અખંડ બ્રહ્મચર્યનું જોર છે, જેનામાં તપનું બળ છે, જેનામાં શાંતિનુ બળ છે, અને જેનામાં બ્રહ્મનિષ્ઠપણાનું બળ છે તેની આગળ મ્હારૂં શું ચાલત? મ્હારા જેવાને તો તે મચ્છરની પેઠે ચોળી નાંખે, પણુ અત્યારે હું તેની દયાથીજ બચેલો છું. અરે હાય હાય! મને આ શું સુઝ્યું? કેવા રૂડા મહાત્માનો મેં અપરાધ કર્યો? હવે એનું પ્રાયશ્ચિત્ત શું? એમ ભાન આવતાં તે મહારાજના ચરણુમાં પડી ગયો, અને તેના પગનાં અંગુઠા પોતાની આંખમાં ખોસી ગદગદિત થઇને માફ માગવા લાગ્યો, ને કહેવા લાગ્યો કે મહારાજ? મને તમારો શિષ્ય બનાવો. ત્યારે મહારાજે કહ્યું કે, બેટા, તું પણુ મ્હારા જેવો પ્રભુનો જીવ છે અને મ્હારો બંધુ છે. સુખ દુઃખમાં ધીરજ રાખ. એટલે તું પણુ ધીરે ધીરે પ્રભુના રસ્તામાં આવી જઇશ. તે માણુસે કહ્યું, મહારાજ, એવી ધીરજ અમો પામર જીવથી કેમ રહે? મહારાજે કહ્યું, બેટા, વિચારથી ને પ્રભુનો મહિમા જાણ્યાથી એવી ધીરજ રહી શકે છે. તું વિચાર કર કે, તને કોઈ માણુસ કાંઇ વસ્તુ આપવા આવે, અને તે તું ન લે, તો એ વસ્તુ કોની પાસે રહે? તે માણુસે કહ્યું કે, જો હું ન લઉં તો એ વસ્તુ જેની પાસે હોય તેની પાસેજ રહે. ત્યારે મહારાજે કહ્યું કે, બેટા, તેં મને ગાળો આપી, પણુ મેં તે ન લીધી, ત્યારે કોની પાસે રહી? ત્યારે તે માણુસે શરમાઇ જઇને કહ્યું કે, મહારાજ, એ મ્હારી ગાળો તો પાછી મ્હારી પાસેજ રહી.

મહારાજે કહ્યું, બેટા, હવે બીજો વિચાર કર. તને કોઈ માણુસ પોતાનો ડગલો આપવા આવે તો તું લેશે? તે માણુસે

કહ્યું કે નહીં. મહારાજે પુછ્યું કે શા માટે નહીં લેય ? ત્યારે તે માણસે કહ્યું કે, ભીખારી હોય તે લેય. મહારા જેવા ગૃહસ્થ માણસથી એમ કેમ લેવાય ? એવી નજીવી ચીજ સારૂ કરીને શા માટે કોઇના ઉપકારમાં આવીએ ? મહારાજે કહ્યું કે, બેટા, જેમ તારાં ગૃહસ્થપણા માટે તું કોઇની ચીજ ન લે, તેમ અમે અમારાં સાધુપણાં માટે પણ એવાંજ મસ્ત છીએ. સાધુપણા સારૂ કરીને અમે ઘરબાર છોડેલાં છે, અને એ મસ્ત ફકીરી સારૂ કરીને સંસારનાં હજારો મોહક સુખો ઉપર અમે થુંકીએ છીએ. એ બધું છોડીને એ બધાં ઉપર પાણી ફેરવીને હવે હું તારી પાસેથી ગાળો લઉં કે ? વાહ વાહ વાહ ! લેવા જેવી ચીજ તો મજેની ? બેટા તારે ઘેરે કોઇ મીઠાઇનો ખુમચો લાવે તો એ લેવામાં પણ તું જરા આનાકાની કરે, તારો દોસ્ત તને ઘડીઆલ ભેટ આપે તો એ લેવામાં પણ તું જરા હા ના કરે, અને તારો સસરો જમવા બોલાવે તો એમાં પણ—માલ માલ ઉડાવવામાં પણ જરા વાર લગાડે, પણ તારા દુશ્મનની ગાળો લેવામાં તો તું તૈયાર ? એમાં તો જરાય વાર નહીં ? આનું નામ તમારૂં ગૃહસ્થપણું કે ? શરમ ! શરમ !

હવે ત્રીજો વિચાર કર, કે હમેશાં ઘણું કરીને માણસો કઇ ચીજ લેય છે ? જે ચીજ પોતાને પસંદ હોય તેજ લેય છે. આપણે કોઇ શહેરના બજારમાંથી ચાલ્યા જતા હોય તો રસ્તામાં ઘણાએ દુકાનદારોને ફેરીવાળાઓ કહે છે કે, લ્યો શેઠ, આ એક ચાકુ બહુ સરસ છે, આ ચસ્મો સસ્તામાં જાય છે, આવો આવો ગરમ કાપડ આપું; જુવો શેઠ, આ રૂમાલ તો જુઓ ? આ આપુસના આંબા સસ્તામાં જાય છે, આ પગરખાંની એક જોડી અરધી કીંમતે; આવી જાઓ, આ મારવાડીનું દીવાળું, છ દોઢીયાંમાં ગમે તે ચીજ ઉપાડો. આવી રીતે આપણને ઘણા લોકો ઘણી ચીજ આપવા આવે છે પણ વગર જરૂરની ચીજો આપણે લેતા નથી, તેમજ કોઇ આપણને ગાળ આપવા આવે તો તે આપણે શા માટે લેવી જોઇએ ? શું એ વિના આપણને

ન ચાલે ? જેની પાસે જે માલ હોય તે આપે, જેના પાસે આંબા હોય તે આંબા આપે, જેની પાસે મીઠાઇ હોય તે મીઠાઇ આપે, જેની પાસે કપડાં હોય તે કપડાં આપે, તેમજ જેના મનમાં ગાળોનો ખજાનો ભરેલો હોય તે ગાળ આપના આવે, તેમાં આપણું શું ગયું ? આપણે તે લઇએ શું કરવા ? આપણે જો લઇએ તો આપણી પાસે આવે ના ? જેને ગાળની જરૂર હોય તે ભલે લેય. આપણે તો પવિત્ર ઇશ્વરને ખાતર સૌને માફ કરતાં શીખવું જોઇએ. અને સૌને આપણા એકજ પિતાના પુત્ર સમજી સૌનું ભલું ઇચ્છવું જોઇએ. તને ખબર છે ? શ્રીકૃષ્ણ ભગવાને પોતાના દુશ્મન શિશુપાળના સો ગુન્હા માફ કર્યા હતા, ત્યારે આપણે કોઇના ખરાબ શબ્દોની માફી આપવી એમાં શું મોટી વાત છે ? માટે બેટા, પરમ દયાળુ પ્રભુની માફી મેળવવાની આપણને જરૂર છે તે સારૂ રૂડું બોલતાં અને બીજાઓનાં વાંક માફ કરતાં શીખો.

પદ.

ઓ ભાઇરે શાન્તિ પમાડે, તેને તે સંત કહીએ;
તેના દાસના દાસ થઇને રહીએ (ટેક)
વિદ્યાનું મૂળ મારા ગુરૂએ બતાવ્યું,
ત્યારે મેતાનો માર શીદ ખાઇએ (૨)
કીધા ગુરૂજીને બોધ નવ આપે,
ત્યાર તેના ચેલા તે શીદ થઇએ—ઓ૦
વૈદ્યની ગોળી ખાતાંને દુઃખ નવ જાય,
ત્યારે તેની ગોળીતે શીદ ખાઇએ (૨)
લીધા વળાવાને ચોર જ્યારે લુટે,
ત્યારે તેની સોબતે શીદ જઇએ—ઓ૦
કલ્પવૃક્ષ સેવીએ ને દારિદ્ર ઉભે,
ત્યારે તેની છાયા તે શીદ રહીએ (૨)
રાજાની ચાકરીમાં ભૂખ નવ ભાંગે,

ત્યારે તેની વેઠે તે શીદ જઈએ—ઓ૦
નામ અમૂલ્ય મારા ગુરૂએ બતાવ્યું,
ને તે તો ચોંટયું છે મારે હૈયે (૨)
મહેતા નરસિંહાની વાણી છે સારી,
શામળાને શરણે જઈએ—ઓ૦

---

## ૧૯૩–માયાને જીતવાનો સેહેલો ઉપાય.

મહાન ભક્તરાજ મહાત્મા તુકારામે પોતાના એક અભંગમાં કહ્યું છે કે, માયાને છાંયા એ બંને એક સરખી વસ્તુ છે. ભેદ એટલોજ કે માયા મોટી છે ને છાંયા નાની છે, પણ બંનેના સ્વભાવ સરખા છે. માયા જેમ જગતમાંથી જતી નથી તેમ છાંયા પણ વસ્તુમાંથી જતી નથી. જેમ જેમ મોટા થતા જઈએ તેમ માયા વધતી જાય તેમજ છાંયા પણ મોટા થવાથી મોટી થતી જાય છે. ટુંકામાં એટલુંજ છે કે, માયાને છાંયા આ જગત સાથે જોડાએલી વસ્તુ છે, એટલે જયાં સુધી આપણા દેહનો નાશ થાય નહીં ત્યાં સુધી કાંઇ છાંયા જાય નહીં, તેમજ ત્યાં સુધી કાંઇ માયા પણ જાય નહીં; કારણ કે, જેમ છાંયા શરીરની સાથે લાગેલી છે તેમ માયા જીવની સાથે લાગેલી છે. ત્યારે હવે કરવું શું ? મહાત્માઓ કહે છે કે જયાં સુધી આપણો ઉદ્ધાર થાય નહીં ત્યાં સુધી કાંઇ માયા જાય નહીં; કારણ કે, જગતને ચલાવવા માટે પ્રભુએ તેને મોકલેલી છે એટલે તે કાંઇ આપણાથી જાય નહીં. પણ તે મહાત્માઓની દાસી છે, એટલે જેઓ સાધુંસંતની સેવા કરતા હોય તે હરિજનો એ માયાને ઓછી કરી શકે છે.

માયાને જીતવા માટે પ્રથમ આપણે માયાનું સ્વરૂપ સમજવું જોઇએ, પણ માયા બહુ મોટી વસ્તુ છે, એટલે તેનો ઘડીકમાં પાર પામી શકાય તેમ નથી. શ્રીમત્ શંકરાચાર્ય જેવા મહાત્મા માયાને આનિર્વચનીય કહે છે, ત્યારે તેમાં આપણો

ક્યાં પત્તો લાગે ? માટે માયાનું સ્વરૂપ સમજવા સારૂ આપણે માયાની ન્હાની બ્હેન છાંયાનું સ્વરૂપ સમજવું જોઇએ. અને એ જલદીથી સમજી શકાય તેમ છે. જ્યારે આપણે ઉભા હોઇએ ત્યારે છાંયા પણ ઉભી રહે છે, જ્યારે આપણે બેસીએ ત્યારે આપણી છાંયા પણ બેસી જાય છે અને જ્યારે આપણે સુઇ જઇએ ત્યારે આપણી છાંયા પણ સુઇ જાય છે, પણ જ્યારે આપણે પ્રભુના મંદિરમાં જઇ પ્રાર્થના કરતે કરતે હાથ જોડી લાંબા થઇને દેવને દંડવત્ કરીએ ત્યારે છાંયા જતી રહે છે, ત્યારે છાંયા દેહમાંજ સમાઇ જાય છે એટલે કે દેહના જેવડીજ થઇ જાય છે. તેમજ મહાત્મા તુકારામ કહે છે કે, પ્રભુના ચરણમાં નમી પડવાથી એ છાંયાની પેઠેજ માયા પણ નાશી જાય છે. જ્યાં સુધી દીનતાથી સમર્થ પ્રભુનું શરણ ન ધરીએ ત્યાં સુધીજ માયા દુઃખ દેયા કરે છે પણ જ્યારે નમી ગયા—જ્યારે પ્રભુના શરણમાં આવી ગયા ત્યારે પછી માયા કેવી ? એ વખતે તો ઉલટી માયા આપણી દાસી બની જાય છે, માટે ભાઇઓ ! જો સેહેલાઇથી માયાને જીતવી હોય તો આશરાનું બળ રાખીને પ્રભુના શરણમાં નમી પડો, પ્રભુના શરણમાં નમી પડો.

---

## ૧૯૪—ભગવદ્ ઇચ્છા વિષે.

આપણો કોરટનો કેસ જેમ આપણા વકીલને સોંપી દઇએ છીએ તેમ આપણા આખા જીવતરનો મામલો ઇશ્વરના હાથમાં સોંપી દઈ ભગવદ્ ઇચ્છા પ્રમાણે સંતોષથી રહેવું જોઇએ.

જેમ આંધળો માણુસ પોતાના દોરનાર માથે આધાર રાખે છે તેમ સર્વ વાતે આપણે પણ ઇશ્વર માથે આધાર રાખી રહેવું જોઇએ.

સીપાઇઓ જેમ તેના અમલદારના હુકમમાં હમેશાં વરતે છે તેમ આપણે પણ આપણા પ્રભુની ઇચ્છા અનુસાર વર્તવું.

પાણીને જેવા વાસણમાં નાંખીએ તેવું રૂપ તે પકડી લેય છે તેમ આપણે પણ પ્રભુ જેમ રાખે તેમ રહેતાં શીખવું જોઇએ.

ગાડીમાં જોડેલો ઘોડો તો દોડયો જાય પણ હાંકનાર જેણી-ગમ લગામ ખેંચે તેણીગમ ઘોડાને ચાલવું પડે છે, તેમ આપ-ણને પ્રભુ જે માર્ગે અને જેવી રીતે ચલાવે તેમ ચાલવું.

આપણે તો એક ઇંજીન છીએ ને આપણા પ્રભુ તે ઇંજીન-ના ચલાવનાર છે. તે આગળ કળ દાબે તો આગળ જવું ને પાછળ કળ ફેરવે તો પાછળ હઠવું. આપણને તો એ જેમ ચલાવે તેમ ચાલવું એજ આપણું કામ છે.

નાટકશાળાનો મેનેજર પોતાના એકટરોને જે વેષ આપે તે વેષ લઇને તેણે પોતાનો વેષ બરોબર રીતે ભજવવો જોઇએ, તેમ ઇશ્વર આપણને જે હાલતમાં રાખે તેમાં સંતોષ પકડી તે પ્રમાણે વરતવું એજ આપણું કામ છે.

દરેક માણસનાં ખીસાંનાં નાનાં ઘડીઆલો ગામની વચેનાં એક મોટા ઘડીઆલના ટાઇમ પ્રમાણે રાખવાં પડે છે, તેમ દરેક નાનાં મોટાં માણસોએ ભગવદ્ ઇચ્છા પ્રમાણે વરતવાની ટેવ પાડવી જોઇએ.

---

## ૧૯૫–આપણા મનમાં રહેલા મુખ્ય દુર્ગુણો અને તેમાંથી ઉત્પન્ન થતા ખરાબીઓની જાણવા લાયક વીગત.

શ્રીકૃષ્ણ ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે,

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

अ. २ श्लो. ६२–६३.

અર્થઃ—વિષયોના વિચાર કરવાથી માણસને વિષયોમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. વિષયની પ્રીતિથી તે વિષયો ભોગવવાની મનમાં ઇચ્છા ઉત્પન્ન થાય છે. એ પછી વિષયો ભોગવવાની ઇચ્છામાંથી ક્રોધ પેદા થાય છે. ક્રોધમાંથી બહુ મોહ થાય છે. બહુ મોહથી સ્મર્ણશક્તિ ભ્રમિત થઈ જાય છે. સ્મર્ણશક્તિ ભમી જવાથી બુદ્ધિનો નાશ થાય છે. અને જેની બુદ્ધિનો નાશ થાય તે ( પોતાના કલ્યાણના રસ્તામાંથી ) પડી જાય છે.

ભાઇઓ ! આવી રીતે એક દુર્ગુણમાંથી બીજા ઘણા દુર્ગુણો પેદા થઇ જાય છે. અને એ આપણા દુર્ગુણો પ્રભુથી વિમુખ કરી અંતે આપણને નરકમાં લઇ જાય છે. માટે એવા દુર્ગુણોમાંથી બચવા સારૂ આપણે તેની કેટલીક મુખ્ય મુખ્ય હકીકત જાણવી જોઈએ. જ્ઞાની ભગતો તેને માટે નીચે પ્રમાણે કોષ્ટક બતાવે છે.

---

## ૧૯૬—અહંકારમાંથી ઉત્પન્ન થતા દુર્ગુણો

૧. અહંકારી માણસ હમેશાં લોભી હોય છે.

૨. અહંકારી માણસ પોતાના અભિમાનને લીધે બધાંથી છુટો પડવાની ઇચ્છા રાખે છે.

૩. અહંકારી માણસ ખોટો ડોળ ઘાલીને ફરે છે.

૪. અહંકારી માણસ પોતાની કીર્તિનો બહુ લોભ રાખેછે.

૫. અહંકારી માણસ ઢોંગી હોય છે.

૬. અહંકારી માણસ નાફરમાન હોય છેઃ મોટાઓને તે માનતો નથી.

૭. અહંકારી માણસ બીજાઓની તરફ ધિક્કાર રાખે છે.

૮. અહંકારી માણસની પોતાની પ્રકૃતિ ચીરડાઇ હોય છે.

આ બધા દુર્ગુણો એક અભિમાનમાં હોય છે. માટે એ બધા દુર્ગુણોમાંથી બચવા સારૂ મહાન પ્રભુને અર્થે આપણે અભિમાન છોડી દેવું જોઇએ.

---

## ૧૯૭–લોભમાંથી પેદા થતા દુર્ગુણો.

૧. લોભી માણસ વિશ્વાસઘાત કરનારો હોય છે.

૨. લોભી માણસ અન્યાયથી ડરતો નથી.

૩. લોભીયાઓ જુઠાબોલા ને તરકટી હોય છે.

૪. લોભીના સ્વભાવમાં બહુજ હલકાપણુ હોય છે.

૫. લોભી માણસ કઠોર હૈયાનો હોય છે.

૬. લોભી માણસના હૃદયમાં હમેશાં જુદી જુદી વાસનાઓ ભરેલી હોય છે.

૭. લોભી માણસ ઇશ્વર ઇચ્છાની સામે બડબડનાર હોયછે.

૮. અને લોભી માણસ કયારેક બીજાઓનું ખુન પણ કરી નાંખે છે.

આ બધા દુર્ગુણો લોભમાંથી જરૂર પેદા થાય છે. માટે એ બધા દુર્ગુણોથી બચવા સારૂ સર્વશક્તિમાન આપણા પવિત્ર પિતા પ્રભુનો હુકમ માનીને આપણે અયોગ્ય લોભને છોડીદેવો જોઇએ, અને આપણા આત્માના કલ્યાણ સારૂ આ જગતમાંના આપણા ભાઇબંધો સાથે આપણે ઉદારતાથી વરતવું જોઇએ.

---

## ૧૯૮–વ્યભિચારમાંથી ઉત્પન્ન થતાં પાપો.

૧. વ્યભિચારી માણસની અક્કલ ગુમ થએલી હોયછે.

૨. વિષયી લોકોનાં હૈયાં કઠોર હોયછે.

૩. વિષયી માણસમાં પવિત્રતા કે વિશ્વાસ બીલકુલ હોય નહીં.

૪. વિષયથી ધનનો, મનનો, શરીરનો, ને બળનો નાશ થાયછે.

૫. વિષયી માણસોના કુટુંબમાં હમેશાં કલેશ હોય છે.

૬. વિષયી માણસથી કોઇપણ બાબતમાં ચોકસપણું રહી શકતું નથી.

૭. અને પશ્ચાત્તાપ કર્યા વિના તથા પવિત્ર થયા વિના

વ્યભિચારી માણુસો એમને એમ મરી જાયછે.

આ બધાં વિષયનાં ફળ છે માટે તેથી બચવા સારૂ મનમાં વૈરાગ્યવૃત્તિ અને અંતરમાં ઇશ્વરભજનનું બળ રાખવું જોઇએ.

---

## ૧૯૯—ક્રોધ તથા અદેખાઇમાંથી ઉત્પન્ન થતા દુર્ગુણો.

ક્રોધી માણુસ કજીયાખોર તથા મારામારી કરનારો હોય છે. તે સ્હેજવાતમાં લડી પડે છે ને ખુન માથે આવી જાયછે. એટલુંજ નહીં પણ તે બીજાઓની નીંદા કરનારો હોયછે.

અદેખાઇ.

૧. અદેખાં માણુસોને બીજાંઓની તરફ ધીક્કાર હોયછે.

૨. અદેખાંઓનાં મનમાં બીજાઓનું બગાડવાની ઇચ્છા રહેછે.

૩. બીજાંને નુકશાન થએલું જોઇને અદેખાંઓ રાજી થાયછે.

૪. બીજાંઓની ફતેહથી અદેખાંઓને દિલગીરી લાગે છે.

૫. બીજાંઓની ખામી જોવામાં ને પારકાંઓની નિંદા કરવામાં અદેખાંઓ પોતાનો વખત ગુમાવે છે.

૬. અદેખાં માણુસો ગણીવાર પોતાની અદેખાઇના ઉભરામાં દગો પણ કરી લેય છે.

આ બધા દુર્ગુણો ક્રોધમાં ને અદેખાઇમાં છે, માટે તેથી બચવા સારૂ જેમાં પ્રભુનો બહુ મહિમા હોય એવાં આપણાં પવિત્ર શાસ્ત્રોનો અભ્યાસ કર્યા કરો.

---

## ૨૦૦—આળસમાંથી ઉત્પન્ન થતા દુર્ગુણો.

૧. આળસ એ બધા દુર્ગુણોની માતા છે.

૨. બીજાંઓનું કામ કરી આપવું તો રહ્યું, પણ પોતાની ફરજો બજાવવામાં પણ આળસુઓને કંટાળો લાગે છે.

૩. આળસુઓના મનમાં મક્કમપણું હોતું નથી તે પોતાની આળસને લીધે લાચારીયા બની જાયછે.

૪. આળસુઓની લાગણીઓ સુસ્ત થઇ જાયછે અને તેનું હૈયું કઠોર થઈ જાયછે.

૫. આળસુઓના અંતરમાં હમેશાં ઠંડી રહેછે. ઉમંગની ગરમી તેઓમાં આવતી નથી.

૬. આળસુઓના અંતરમાં વિષયોની વાસના બહુ ભરેલી હોયછે.

૭. આળસુઓ હમેશાં નિરાશ રહેછે.

૮. આળસુઓ પોતાની તનદુરસ્તી તથા વખતનો બહુ માઠો ઉપયોગ કરેછે.

ભાઇઓ ! આ પ્રમાણે એક એક દુર્ગુણના પેટામાં બીજા ઘણાએ દુર્ગુણો રહેલા છે અને તે બધા દુર્ગુણો સત્સંગ વિના તથા ભગવદ્ આશરાના બળ વિના જઈ શકે તેમ નથી, માટે સત્સંગ તથા આશરાનું બળ રાખતાં શીખો, ભગવદ્ આશરાનું બળ રાખતાં શીખો.

---

## ૨૦૧–દિવસની સાઠ ઘડી છે તેમાંથી કાંઇ નહીં તો છેવટ એક ઘડી પણ સુધરે તેમ કરો; નહીં તો માર્યા જશું.

એક શેઠને સાઠ વહાણનો મોટો કાફલો હતો. તે વહાણ લઇને એ શેઠ પરદેશ વેપાર કરવા નીકળ્યો; પણ પોતે જરાક મોજીલો માણસ અને દરિયો પડયો તોફાની એટલે તેની બેદરકારીથી વહાણો બુડવા માંડયાં. એક વહાણ ડુબ્યું ત્યારે જાણ્યું કે એમાં શું ? હજી તો આપણી પાસે બીજાં ઓગણસાઠ બાકી છે. થોડી વારમાં બીજું ડુબ્યું, ત્યારે પણ એમજ ધાર્યું કે હજી આપણી પાસે અઠ્ઠાવન વહાણ બાકી છે. એ પછી ત્રીજું ડુબ્યું ત્યારે પણ એમજ દિલાસો લીધો કે, હજી શું ફીકર છે ? મ્હારી પાસે બીજાં સતાવન વાહાણો બાકી છે. આવી રીતે ટપોટપ એક પછી એક વહાણ બુડતાં ચાલ્યાં; કારણ કે, જયાં

બેદરકારી હોય, જ્યાં હોતી હૈ ચલતી હૈ, એમ હોય, જ્યાં પ્રભુને ભૂલી જઇને બધો કારભાર ચાલતો હોય, અને જ્યાં કીસ્મત ફુટલું હોય તથા દૈવ રૂઠયો હોય ત્યાં પછી ખરાબી થઇ જતાં વાર શું? જોતાં જોતાંમાં ઓગણસાઠ વહાણ ડુબી ગયાં. એ પછી શેઠ સાહેબ જાગ્યા, તેણે વિચાર્યું કે જો હવે નહિં ચેતીએ તો આ છેવટનું એક વહાણ રહ્યું છે તે પણ ડુબી જશે અને સાથે મ્હારા પણ બાર વાગી જશે. ઓગણસાઠ વહાણ ડુબ્યાં છતાં પણ હજી સુધી આ એક વહાણને આધારે હું સલામત રહી શકયો છું, પણ જો એ છેલ્લું વહાણ પણ ડુબશે તો પછી થઇ ચુકયું? એ પછી બચવાનો કાંઇ પણ ઉપાય નથી. એમ ધારીને તે શેઠે પુરી હુશીઆરી રાખી, અને મદદ માટે દયાળુ પ્રભુની પ્રાર્થના કરી. તેની એ છેવટની પણ જીગરની પ્રાર્થના મંજુર થઇ. પ્રભુએ કૃપા કરીને તેનું સાઠમું વહાણ બચાવ્યું તેથી તે એ વહાણમાં બેસીને સહી સલામત ઘેરે પહોંચ્યો.

ભાઇઓ! એ શેઠને જેમ સાઠ વહાણ હતાં તેમ આપણને પણ યાદ રાખજો કે દિવસની સાઠ ઘડી છે; પણ એ બધીએ ઘડી પ્રભુના ભજન વિના-સંતની સેવા વિના—અને દુનિયાંદારીના પરમાર્થ વિના ગુમાવી નાખશું તો પછી કયાંઇ આરો નથી. કદી ઓગણસાઠ ઘડી નકામી જાય ત્યાં સુધી પણ દયાળુ ઇશ્વર કૃપા કરીને નીભાવી લેશે, પણ જો બધીએ ઘડી બગડી, તેમાં એક પણ ઘડી ન સુધરી તો પછી કાંઇ ઉપાય નથી.

પેલો શેઠીઓ જ્યારે એક વહાણ ડુબવાનું થાય ત્યારે બીજાં વહાણમાં બેસી જતો, એમ ઓગણસાઠ વહાણ સુધી ચાલ્યું, પણ કાંઇ છેલ્લા સાઠમાં વહાણ વખતે એમ ચાલે નહીં, કારણ કે, એ પછી કાંઇ બીજું વહાણ બેસવા માટે નહોતું એટલે જો એ છેવટનું વહાણ પણ ડુબી જાય તો સાથે તે પોતે પણ સમુદ્રના તળીયાંમાં જઇને બેસે તેમ હતું. તેમજ આપણે પણ મોટાં મળસકાંનો વખત ગુમાવી નાંખીએ છીએ. એ પછી સૂર્યનારાયણ ઉદય થાય તે વખત પણ ગુમાવી નાંખીએ છીએ.

એ પછી જમવાનો, એ પછી બપોરનો, એ પછી રોંઢાનો, એ પછી સાંઝનો. એ પછી સંધ્યાકાળનો, અને એ પછી આગલી રાતનો વખત પણ ગુમાવી નાંખીએ છીએ. છેવટ સૂવાના વખત સુધી પણ નીરાંતે બેસીને ઘડી અરધી ઘડી પણ ખાલસ દિલે પ્રાર્થના કરી શકતા નથી અને સાઠે સાઠ ઘડી ખટપટની—અધર્મમાંજ ગુમાવી નાંખીએ છીએ. આનું પરિણામ તે ડુબી ગયા વિના બીજું શું થશે ? માટે ભાઇઓ ! ચેતો, ચેતો, અને દિવસની સાઠ ઘડીમાંથી આપણા આત્માના કલ્યાણ માટે કાંઇ નહીં તો છેવટ એક ઘડી પણ સુધરે તેમ કરો.

---

## ૨૦૨—અરધીની કોથમીર કે દોઢીયાંનાં દાતણ લેતાં આપણે કેટલી બધી ચોકસી કરીએ છીએ ? પણ જેની મદદવડે હરિની હજુરમાં પહોંચવાનું છે એવા મહાન દરજ્જાવાળા ગુરૂને શોધવામાં કોઇ એટલી મેહેનત કરે છે ?

તમે શાક ભાજી લેવા સારૂ બજારમાં તો ઘણીએવાર ગયા હશો. ત્યાં દાતણવાળીઓ સાથે અને કોથમીર મરચાંવાળીઓ સાથે જે તાણખેંચ થાય છે એ તમે ધ્યાન દઇને જોયું છે ? અરધીની કોથમીર સારૂ મોટા મોટા શેઠીયા જેવા દેખાતા ગૃહસ્થો ગરીબ ઘાટણો સાથે કેવી માથાફોડ કરે છે એ શું તમે નથી જાણતા ? અને દોઢીયાંના દાતણ લેતાં તેમાં કેટલાં બદલે છે અને કેટલાં આઘાં પાછાં કરે છે એ શું તમે નથી જોયું ? વળી એ દોઢીયાંના દાતણમાં પણ એમ કે અમને તો બાવળનાં જોઇએ, અમને તો વડાઇનાં જોઇએ, અમને તો ઝીલનાં જોઇએ, અમને તો બોરડીનાં જોઇએ, અને અમને તો જાંબુનાં જોઇએ. દોઢીયાંનાં દાતણ લેતાં આટલી બધી પંચાતી ? અને તેમાં પણ પાછાં જાડાં પાતળાં તથા તાજાંને વાસી તો જુદાં ?

એવી એવી નાની નાની ચીજોમાં પણ એવી રીતે તજવીજ રાખવી એમાં કાંઈ ખોટું નથી. પણ જેમ એમાં તજવીજ રાખીએ છીએ તેમજ બીજી સર્વ બાબતમાં તજવીજ રાખીએ છીએ કે નહીં ? એ આપણે જોવું જોઇએ.

ભાઇઓ ! શાક લેવામાં તો જાણે આપણે ન ઠગાયા; પણ ગુરૂ કરવામાં ઠગાઇ જઇએ છીએ તેનું શુંધાર્યું ? આપણા બાપદાદાનો સનાતન આર્ય ધર્મ છોડીને ગમે તે બાવા સાધુની અને ગમે તે ભટજી મહારાજોની કંઠીયો બાંધી લઇએ છીએ, તથા ધરમને નામે ચાલતાં ધતીંગોવાળી ગમે તે સમાજમાં દાખલ થઇ જઈએ છીએ તેનું શું ધાર્યું ? એ વખતે આપણું જ્ઞાન ક્યાં જતું રહે છે ? અરધીની કોથમીર કે દોઢીયાંનાં દાતણ લેતાં તો આપણામાં ઘણી હુશીઆરી આવી જાય છે, પણ કોઇ લેભાગુને ગુરૂ કરતી વખત આપણી એ હુશીઆરી ક્યાં ચાલી જાય છે ? એ કાંઇ વિચાર્યું ?

કોથમીર થોડી મળી હશે અથવા વાસી હશે તો કઢીમાં જરા ઓછી બાસ આવશે, અને કોઈ જુડીમાં દાતણ વાંકું ચુંકું આવી ગયું હશે તો એ દાતણ કરતી વખત જરાવાર મજે નહીં પડે એટલીજ નુકસાની, પણ જો ગુરૂ ખરાબ મળ્યો તો જીંદગીનો ફેરો માથે પડશે એ કાંઇ ખબર છે ?

મહાન પ્રભુનો પવિત્ર રસ્તો દેખાડનારા, જન્મ મરણના ફેરામાંથી છોડાવનારા અને આપણને હરિની હજુરમાં લઇ જનારા શ્રીસદ્ગુરૂઓ છે. માટે જેની તેની કંઠી બાંધી લેતાં પેહેલાં અને જે તે સમાજમાં દાખલ થઇ જતાં પેહેલાં આપણા સનાતન ઉત્તમ ધર્મ તરફ જોજો, આપણા પ્રાચીન રૂષિયોના ઉંડાં જ્ઞાન તરફ જોજો, અને આપણા બાપદાદાઓની રૂડી નીતિ તરફ જોજો; એ બધું જોયા પછી જેમાં આપણા હાથપગ ન બંધાઇ જાય એવો ઉદાર ધર્મ, અને જે આપણને ફોગટની જાળમાં બાંધી ન રાખે, પણ આપણાં દુનિયાંદારીનાં સુખોમાં તથા પ્રભુના સાચા રસ્તામાં મદદ કરે તેવા પ્રભુમય થએલા ગુરૂને

પસંદ કરજો, ભગવદ્ આશરાના બળવાળા ગુરૂને પસંદ કરજો; અને ઉત્તમ આચરણવાળા ગુરૂને પસંદ કરજો.

---

## ૨૦૩–આ જગતની મોજમઝામાં માલ નથી તે વિષે.

સાબુના ફીણમાં જેમ આકાશના રંગ દેખાય છે પણ એ રંગ જેમ સાચા નથી તેમ આ જગતની મોજ મજા પણ સાચી નથી એ સાબુના ફીણના રંગ જેવીજ છે.

ફળના આકારનાં માટીનાં લાકડાંનાં કે પથ્થરનાં સુંદર રમકડાં જેમ ભૂખ મટાડી શકે નહીં તેમજ મીઠા મીઠા લાગતા આ સંસારના માયિક પદાર્થથી પણ શાંતિ થઇ શકે તેમ નથી.

અગ્નિમાં ઘી હોમવાથી જેમ આગ બુઝાય નહીં પણ ઉલટી વધતી જાય છે તેમ આ સંસારનાં સુખ ભોગવવાથી પણ આપણને તૃપ્તિ થતી નથી, પણ ઉલટી રોજરોજ આશા તૃષ્ણા ને હાય હોય વધતી જાય છે.

માછલું જેમ પાણી વિના તરફડે છે તેમ આપણો આત્મા પણ પ્રભુ વિના તરફડે છે, છતાં પણ આપણે તેને આ દુનિયાંદારીના મોહમાં ફસાવીને પ્રભુથી વિમુખ કરી નાંખીએ છીએ.

જેને તાવ આવ્યો હોય તેને પાણીની બહુ તરસ લાગેછે, પણ એ વખતે પાણી પીવાથી ઉલટી જેમ તરસ વધતી જાય છે તેમજ જેમ જેમ આ સંસારનાં વધારે સુખ ભોગવીએ તેમ તેમ એ સુખની તૃષ્ણા વધતી જાયછે.

સમુદ્રનાં ખારાં પાણી પીવાથી જેમ તરસ ન છીપે તેમ આપણા વ્યવહારનાં ઘર સંસારનાં ગમે એટલાં સુખો ભોગવવાથી પણ કાંઇ શાંતિ મળી શકે તેમ નથી.

આપણાં અહીંનાં સુખ તે સ્વર્ગનાં સુખની આગળ કાંટાની પથારી જેવાં છે. માટે છેવટ સુધી પણ એ કાંટાની પથારીમાંજ પડયું ન રહેવાય એ સંભાળજો.

જેમ મીઠી નદીનું પાણી સમુદ્રમાં ભળવાથી ખારૂં થઇ

જાયછે તેમ માયિક પદાર્થોનાં સુખની આસક્તિથી આત્માનું ઇશ્વરી આનંદનું અલૌકિક સુખ પણ ચાલ્યું જાયછે.

મચ્છીમાર માછલાંને પકડવા માટે કાંટો નાંખે તેમાં જેમ ખાવાના લોભને લીધે માછલું ફસાઇ જાયછે, તેમ આપણે પણ જરાકવારનાં સંસારી સુખોમાં લોભાઇને અનંતકાળનો ઇશ્વરી આનંદ છોડી દઈએ છીએ.

કરોળીયો બહુ મેહેનત કરીને તથા દિવસોના દિવસો ગાળીને જે જાળ બનાવે છે તે જાળને જેમ ઝડુ કાઢવાવાળી પા મીનીટમાં વાળી નાંખે છે, તેમજ આપણે પણ આપણાં કાળજાંનું તત્વ કહાડી કહાડીને અને લોહીનું પાણી કરીને જે કાંઇ બનાવ્યું હોય તેની ઉપર સ્હેજ વારમાં મોત પાણી ફેરવી દેય છે.

પતંગીયાં રાતને વખતે ચળકે, દિવસે કાંઇ તેનો ચળકાટ દેખાય નહીં, તેમજ ખેતાબોવાળા અને મોટા લોકો આ દુનિયામાં જરાકવાર શોભે, પણ સ્વર્ગમાં—હરિની હજુરમાં તેઓ કાંઇ દેખાય નહીં.

ભાઇઓ ! આ બધાં ઉપરથી સમજો કે, આપણાં અહીંનાં સુખો તે કાંઇ ખરાં સુખો નથી, માટે એમાંથી બની શકે એટલી આસક્તિ ઓછી કરીને જેમ પ્રભુમય થવાય તેમ કરો. કારણકે આ દુનિયારૂપિ મોટી ઇસ્પીતાલમાં દુઃખ, મંદવાડ, અને મરણ તો આપણી જીંદગીની સાથેજ જોડાએલાં છે, એટલે પ્રભુના ભજન વિના બીજું ખરૂ સુખ અહીં હોયજ કયાંથી? માટે જરાકવારના મોહમાં અતિશય નહીં ફસાઇ જતાં જેમ જીંદગીની સાર્થકતા થાય તેમ કરો. જેમ આત્મિક આનંદ ભોગવાય તેમ કરો. અને જેમ પવિત્ર પિતા મહાન ઇશ્વરનું આનંદદાયક સ્વરૂપ ઓળખાય તેમ કરો.

---

## ૨૦૪–રસોઇ કરવાના નિયમો સમજીએ તેથી કાંઇ અનુભવ વિના સારી રસોઇ કરતાં આવડે નહિ. તેમજ ધરમની વાતો જાણીએ તેથી કાંઈ આપણાં આચરણો સુધાર્યા વિના ધરમી થવાય નહીં.

મુંબાઇમાં જ્યારે ઇ. સ. ૧૮૯૬ માં પહેલ વહેલી મરકી શરૂ થઇ ત્યારે તેના ત્રાસથી ડરીને બહુ લોકો પોત પોતાના દેશમાં ભાગી ગયા હતા. તેથી સારા સારા ગૃહસ્થોને પણ એ વખતે ભટ, ઘાટી, અને ઘોડાવાળા મેળવતાં મુશ્કેલી પડતી હતી. વધારે પગાર આપતાં છતાં પણ રસોયા મળી શકતા નહોતા. એ વખતે કેટલીક શેઠાણીઓના કેવા બુરા હાલ થયા હતા એ તમને ખબર છે ? બહાર ગામ રહેવા ગયાં હોય ને જંગલમાં ઝુંપડાં બાંધી રહ્યાં હોય ત્યાં એકતો જગ્યાનું ઠેકાણું નહીં,જે વસ્તુ જોઇએ તે મળે નહીં, અને ચાકરોની પણ મારામારી. પણ બીજો ઉપાય શું ? એકને ઠેકાણે બે પૈસા ખરચતાં પણ માણસ ન મળે કે વસ્તુ ન મળે, તે લાવવી કયાંથી ? પેટ કાંઇ કોઇને છોડેછે ? જેમ તેમ પણ ખાવાનું તો કાંઇક કરવુંજ જોઇએ. આપણા લોકોને બીજા કોઇના હાથનું ખપે નહીં એ પણ મોટી પીડા, નહીંતો તો વળી કાંઇનો કાંઇક રસ્તો થાય.

એ વખતે લટકમટકવાળી ઘણીએ શેઠાણીઓ બીચારીઓ પંખો હલાવતી હલાવતી સગડીઓ પાસે બેસતી, અને તેમના ફાંકડા વરો પોતાના ચસ્માને ઘડીઆલો બાજુએ મૂકી તેમને મદદ કરવા હાથમાં પાકશાસ્ત્રની ચોપડી લઇને બેસતા હતા. ચોપડીમાં મગની દાળનાં ભજીયાં બનાવવા માટે લખ્યું હોય કે, અરધો શેર દાળ લેવી, તેને ચાર કલાક પાણીમાં ભીંજાવવી, પછી તેને ધોઇને વાટવી; ત્યાર બાદ તેમાં મીઠું તો. ૧, હીંગ વાલ ૨, ધાણાજીરાંનો સંભાર તો. ૪, આંબલી તો. ૪, ગોળ તો. ૨, હળદર તો. ૦II, કોથમીર તો. ૨, આદુ તો. ૨,

મરચાં લીલાં તો. ૪, નાળીએરનું ખમણુ તો. ૫, ગરમ મસાલો તો. ૧, એ સરવે વાનાં નાંખવાં; અને તેમાં ત્રણ તોલા મોણ નાંખવું; પછી તેમાં પાણી શેર ૦ા નાંખી ખુબ હલાવવું અને તેલ કડકડતું થાય ત્યારે તેમાં એ દાળનાં ફુલવડાં મૂકવાં.

શેઠ એ પ્રમાણે વાંચવા લાગ્યા અને શેઠાણી જુદા જુદા ડાબલા ખોલવા લાગ્યાં. સુકો મસાલો બધો તૈયાર હતો પણ હવે તેને જોખવો કેવી રીતે? એ જંગલના ઝુંપડાંઓમાં કાંટો ને તોલાં કયાંથી કાઢવાં ? શેઠ અટકળ કરવા લાગ્યા, પણ એવી અટકળ આવડે કયાંથી ? મીઠું બે તોલાને બદલે ચાર તોલા લીધું. હીંગ બે વાલને બદલે પા તોલો લીધી. પાણી પાશેરને બદલે નવટાંક નાંખ્યું. મોણ નાંખવું ભૂલી ગયા. નાળીએર ખમણવાની ખમણી મળી નહીં. કોથમીર મરચાંના વાંધા. અને તેલ હજી જરાકજ ગરમ થયું હતું તાં શેઠાણી કડાઇમાં ભજીયાં મૂકવા લાગ્યાં; તેથી જરા વારમાં કડાઇ ફીણથી ભરાઇ ગઇ. ભજીયાં અંદર પાકયાં છે કે કાચાં છે તે કાંઇ દેખાય નહીં. હવે ફીણુ કેમ મટાડવાં તે શેઠ શેઠાણીને મન મોટી પંચાતી થઇ પડી. રામો ઘાટી દૂર ઉભો ઉભો આ બધું ફારસ જોયા કરતો હતો. તેણે કહ્યું કે, શેઠ, એ તેલમાં લીંબુ નાંખો એટલે ફીણુ મટી જશે. શેઠ તો મીજાજના કડક હતા; એ કાંઇ રામાની શીખામણ માને તેવા નહોતા, પણ અત્યારે કોણુ જાણે કેવું ચોઘડીયું હશે કે ઝટ લઇને રામાની વાત માની લીધી; તેથી ઉઠીને શાક ભાજીની ટોપલીમાંથી લીંબુ લઇ ખીસામાંથી ચાકુ કહાડી તેનાં બે ફાડચાં કર્યાં, અને શેઠાણી કડાઇમાં મ્હોઢું ઘાલીને ભજીયાં તપાસતાં હતાં, એટલામાં શેઠે જરા વાંકા વળીને કડાઇમાં ખુબ લીંબુનો રસ નીચોવ્યો. આકરાં થએલાં તેલમાં લીંબુનો રસ પડયો કે તુરત કડકડ અવાજ થઇને તેલના છાંટા બહાર ઉડવા લાગ્યા, તે પાંચ સાત છાંટા શેઠાણીનાં મોઢાં ઉપર પડયા, પછી જોઇ લો મજા? ભજીયાં ભજીયાંને ઠેકાણે રહ્યાં ને વચમાં નાનું સરખું હુલડ થઇ પડયું. શેઠાણી

તો રડમસ જેવી થઇને આંખો ચોળતી ચોળતી ત્યાંથી ઉઠી ગઇ ને બીજા ઓરડામાં જઇ અરીસામાં પોતાનું મોઢું જોવા લાગી. અને શેઠને તથા ઘાટીને અને ભાગી ગએલા ભટને પુષ્પાંજળિ આંપવા લાગી. શેઠ એ વખતે તવા ઉપર બેઠા. થોડાં ભજીયાં ઉતાર્યા, પણ કોની તાકાત કે ખાઇ શકાય ? અરધાં કાચાં ને ખારાં ઝેર જેવાં. એ ગળે કેમ ઉતરે ?

ભાઇઓ ! જાતી અનુભવ વિના પાકશાસ્ત્રની ચોપડીઓથી જેમ રસોઇ સારી થાય નહીં તેમજ આપણા આચરણો સુધાર્યા વિના ધરમની વાતો કરવાથી પણ કાંઇ કલ્યાણ થાય નહીં. ડાહી ડાહી વાતો કરતાં આપણને સૌને આવડે છે પણ એમાંથી કેટલું પાળી શકીએ છીએ એતો વિચાર કરો ? જ્યાં સુધી આપણે આપણી દુનિયાંદારીની ફરજ બરોબર રીતે બજાવીએ નહીં, જ્યાં સુધી ધરમના નિયમો બરોબર પાળીએ નહીં, જ્યાં સુધી અંતરમાંથી સૌ સાથે ભલાઈ રાખીએ નહીં, અને જ્યાં સુધી મહાન પ્રભુને ખાતર બની શકે તે પ્રમાણે યથાશક્તિ સાત્વિક ત્યાગ કરીએ નહીં ત્યાં સુધી માત્ર ધરમની લુખી વાતો કરવાથી કાંઈ વળે નહીં. આપણે પોતે જાતે ભલા થયા વિના ધરમની જે કાંઇ ઉપરછરી વાતો કરવી તે એ શેઠ શેઠાણીનાં ભજીયાં જેવી સમજવી. એ ભજીયાંથી જેમ તેમનું પેટ ભરાણું નહીં તેમ આપણી બહારની વાતોથી પણ આપણે કાંઇ અંતરની શાંતિ મેળવી શકીએ નહીં. માટે ભાઇઓ ! પ્રભુને ખાતર આપણાં આચરણો સુધરે તેમ કરો, આપણી જીંદગી સુધરે તેમ કરો.

---

## ૨૦૫—યાદ રાખજો કે ઇશ્વરીમાર્ગ સૌને માટે એક સરખો છે. ગરીબો અને તવંગરોને માટે કાંઇ જુદો જુદો રસ્તો નથી.

રાજકુમાર કોલેજમાં એક રાજાનો માનીતો કુંવર ભણતો

હતો. એ કુંવર ભુગોળ, ઇતીહાસ, વાંચન વિગેરે બાબતમાં હુશીઆર હતો, પણ ગણિતના વિષયમાં તે મુંઝાતો, અને ભુમાતિના સિદ્ધાંતોમાં તો તે વારે વારે નાપાસ થતો હતો. તેથી તે રાજકુમારના પિતા મહારાજા સાહેબે ભૂમિતિના હુશીઆરમાં હુશીઆર પ્રોફેસરને પોતાની હજુરમાં બોલાવ્યો, અને તેને કહ્યું કે, તમારી મરજી પડે તે ઇનામ લો, પણ મારા કુંવરને સેહેલામાં સેહેલી રીતે ભુમીતિ શીખવીદો. ત્યારે પ્રોફેસરે કહ્યું કે, સાહેબ, એને માટે કોઇ રાજમાર્ગ નથી. એતો જેમ ગરીબોના છોકરાઓ ગોખી ગોખીને ભેજાનું દહી કરીને શીખે છે તેમજ કુમાર સાહેબે પણ શીખવું જોઇએ. આપની ગાડીઓ દોડાવવા માટે જુદા રસ્તાઓ હોઇ શકે, આપને માટે સ્પેશિચલ ટ્રેનોને ખાસ બહુનો હોઇ શકે, આપને માટે ખાસ હોટેલો તથા ખાસ કલબો હોઇ શકે, અને આપને માટે ખાસ ફરનીચર, ખાસ મોજ શોખની વસ્તુઓ, તથા કેટલાક ખાસ હકો હોઈ શકે, પણ કાંઇ વિદ્યાના નિયમો જુદા હોય નહીં. એતો જેમ ગરીબના છોકરા એકડે એક ને કકો કેવરો ગોખે તેમજ રાજકુમારોએ પણ ગોખવું જોઇએ. એ બાબતમાં બીજું કાંઇ થઇ શકે તેમ નથી, કારણ કે એમાં બીજો કોઇ સેહેલો રસ્તો નથી. માટે હવે પછી અભ્યાસમાં કુમારસાહેબ વધારે ધ્યાન આપે એવી તાકીદ કરવાની આપ મેહેરબાની કરો, એટલે થોડા વખતમાં આવડી જશે. એમાં કાંઇ મોટી વાત નથી.

ભાઇઓ! સમજ્યા કે જેમ ભૂમીતિ શીખવાને માટે બીજો રાજમાર્ગ નથી તેમજ ભક્તિને માટે પણ બીજો કોઇ રાજમાર્ગ નથી, તેમજ પ્રભુના મંદિરમાં જેમ ગરીબો માથાં નમાવે છે તેમજ શ્રીમંતોએ ને રાજાઓએ પણ પ્રભુની હજુરમાં નમવું જોઇએ. ગરીબો જેમ તીર્થો કરેછે, ભગવત્ કથા સાંભળે છે, આડોસી પાડોસીનું કાંઇ કામકાજ કરી આપેછે, અને મહાન પ્રભુને અર્થે કેટલાંક વ્રતો તથા કેટલીક જાતના ત્યાગ પાળે છે તેમજ શ્રીમંતો તથા રાજાઓએ પણ પોતાની સ્થિતિના પ્રમા-

ણુમાં કરવું જોઈએ. પરમ કૃપાળુ દેવાધિદેવ સર્વવ્યાપક જગત પાલક પવિત્ર પિતાને અર્થે જે કરવાનું છે તેમાં કોઈએ જરાપણ શરમાવું જોઈએ નહીં. કારણ કે, શાસ્ત્રે ધર્મના જે જે નિયમો બતાવેલા છે તે શિવાય પ્રભુને પામવાનો શ્રીમંતોને માટે બીજો કોઈ ખાસ માર્ગ નથી, એમ હાલના વખતના રાજા રજવાડાંએ, કારભારીઓએ, તથા નવ જુવાન શેઠીયાઓએ જાણવું જોઈએ. એ જાણ્યા પછી પોતાનાં પોઝીશનને ખાતર ધર્મનો રસ્તો છોડી દેય એ જુદી વાત છે; પણ ઈશ્વરી માર્ગ સૌને માટે એક સરખો છે, અને પ્રભુને ત્યાં કાંઈ પોઝીશન જોવાતું નથી એમ આપણે આપણા આત્માનાં કલ્યાણને માટે સમજીએ તો ઘણું છે.

---

## ૨૦૬–રૂપાળી બાયડી હોય પણ તેને નાક ન હોય તો તે જેમ શોભતી નથી તેમ પ્રભુની ભક્તિ વિના આપણું બીજું જ્ઞાન પણ શોભતું નથી.

હરિજનો કહે છે કે, શાકમાં મસાલો ઘણો હોય પણ મીઠું ભૂલી ગયા હોય એ શાક જેમ ખાતી વખત ફીકું કુચ લાગે તેમજ પ્રભુની ભક્તિ વિનાનું જે ડહાપણ છે તે પણ એવુંજ છે.

ઘરેણાં ઘણાં પહેર્યાં હોય પણ લુગડાં ન પહેર્યાં હોય એ સ્ત્રી જેમ શોભે નહીં તેમજ પ્રભુપ્રેમ વિનાની જે બાબતો છે તેને પણ તેવીજ સમજવી. કારણ કે રૂપ, ગુણ, ધન, વિદ્યા, અધિકાર, અને સંસારનાં અનેક પ્રકારનાં સુખો એ બધું પ્રભુની કૃપાનુંજ ફળ છે અને તે પ્રભુપ્રેમથીજ શોભે છે. જો આપણામાં પ્રભુ પ્રેમ ન હોયતો એ બધું ઉલટું અડચણકારક, પાપના માર્ગમાં લઈ જનાર, અને અંતે નરકમાં નાંખનાર થાય છે. પણ જો આપણામાં પ્રભુપ્રેમ હોય તો એ બધી વસ્તુઓ સોનાંની સાથે હીરા જડાયા હોય તેવી શોભાયમાન અને કીમતી થઈ પડે છે; કારણ કે, પ્રભુનાં પવિત્ર નામરૂપી સાચા હી-

શાની સાથે જ્યારે સદ્‌ગુણોરૂપી સોનું મળે ત્યારે એની ભભક કાંઇ ખાસ ઓરજ તરેહની થાય છે. કારણ કે, પ્રભુપ્રેમને લીધે રૂપ, ગુણ, ધન, તનદુરસ્તી, સત્તા વિગેરે દરેક વસ્તુઓ પ્રભુને અર્થે જગતની સેવામાં લાગી જાય છે; અને સેવાંનો પ્રતાપ એવો છે કે લોઢાંનું પણ સોનું કરી નાંખે છે. સેવા નાના ગુણોને પણ મોટા કરી દેખાડે છે, સેવા તણખલાંનો પણ મેરૂ કરી દેય છે અને સેવા માયામાં ફસાએલા જીવોને પ્રભુ તરફ લઇ જાય છે. ભાઇઓ ! આ બધું અને એ કરતાં પણ ઘણું વધારે ભગવત્ સેવામાંથી થાય છે, અને સેવા પ્રભુપ્રેમમાંથી પેદા થાય છે; માટેજ ભગતો કહે છે કે, રૂપ હોય છતાં પણ જેમ નકટી બાઇડી શોભે નહીં, તેમજ પ્રભુપ્રેમ વિના–ઇશ્વર ભક્તિ વિના આપણું બહારનું બીજું લુખું જ્ઞાન પણ શોભતું નથી, માટે એ આપણા બહારનાં જ્ઞાનને વધારે ઉપયોગી કરવા સારૂ જેમ બને તેમ સર્વશક્તિમાન, સર્વાધાર, સકળ વિશ્વના સ્વામી, સદાય મહામંગળકારી, અખંડ સચ્ચિદાનંદનો પ્રેમ વધે તેમ કરો.

---

## ૨૦૭–ઇશ્વરની હજુરમાં જવા માટે કાંઇ જાત ભાત જોવાતી નથી, ત્યાંતો માત્ર પ્રભુપ્રેમજ જોવામાં આવે છે.

અહીં આપણને નાતના ને જાતના સેંકડો વાંધાઓ નડે છે. અંહી આપણને દેશના ને કાળના બહુ વાંધા નડે છે, અને અહીં આપણને ઉંચ નીચની તથા નાના મોટાની બહુ પંચાતી પડે છે, પણ પ્રભુને ત્યાં એ કાંઇ જોવાતું નથી; ત્યાંતો માત્ર આપણો આત્મિક પ્રેમજ જોવાય છે, ત્યાંતો માત્ર અંતઃકરણની શુદ્ધિજ જોવાય છે, ત્યાંતો માત્ર મનની શુભેચ્છાજ જોવાય છે અને ત્યાંતો માત્ર પ્રભુને ખાતર જે કાંઇ જગતની સેવા કરી હોય તેજ જોવાય છે. ત્યાં હીંદુ કે મુસલમાન જોવાતા નથી, ત્યાં બૌદ્ધ કે ક્રિશ્ચિયન જોવાતા નથી, ત્યાં જરથોસ્તી

કે યાહુદી જોવાતા નથી, અને ત્યાં કાંઇ બ્રાહ્મણ કે જૈન જોવાતા નથી, પણ ત્યાંતો પ્રભુપ્રેમજ જોવાય છે. આ દુનિયાંમાં પ્રભુના હુકમો આપણે કેવી રીતે પાળેલા છે એજ ત્યાં જોવાય છે. આ બાબત કાંઇ નવી નથી આપણા શાસ્ત્રમાં ઠેકાણે ઠેકાણે તેના દાખલાઓ છે. પુરાણોમાં લખેલું છે કે, વિદુરજી હલકી જાતના હતા, ઉગ્રસેન પુરૂષાર્થ વિનાના હતા, કુબ્જા રૂપ વિનાની હતી, સુદામા ધન વિનાના હતા, અને ભીલડી જ્ઞાન વિનાની હતી; છતાં પણ પ્રભુપ્રેમથીજ તે સર્વે તરી ગએલાં છે. વ્રજની ગોપીઓ કાંઇ યોગ સાધવા ગુફાઓમાં ગઇ નહોતી, વાલ્મીકે કાંઇ હિંસા કરવામાં બાકી રાખ્યું નહોતું, અને બિલ્વમંગળે ભક્ત થયાં પ્રહેલાં અનીતિમાન જીંદગી ગુજારતાં કાંઈ પાછું વાળીને જોયું નહોતું, છતાં પણ તેઓ બધાં પ્રભુપ્રેમથીને સાચા પશ્ચાત્તાપથી તરી ગયાં છે. માટે બહારના ડોળ ડીમાકમાં, ઉપલક વિવેકના ઠાઠમાઠમાં, અને ભાડુતી ઉચનીચપણામાંજ નહીં રહી જતાં જેમ બને તેમ અંતરમાંથી ચોખ્ખા થઇ જાઓ, અને હૃદયમાં ભગવદ્ આવેશ ભરાય તેમ કરો; કારણ કે, ભગતોએ એમ કહેલું છે કે,

“ હરિ ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાયે. ”

અને બીજું એમ પણ કહેલું છે કે,

જાત ભાત તો કાંઇ નવ જાણી,
હરિ ભજે તે હરિ સરખો પ્રાણી.

ભાઇઓ ! આપણાં પવિત્ર શાસ્ત્રનો હુકમ અને મહાત્માઓનો ઉપદેશ તો એ પ્રમાણે છે, પછી તમારી મરજી પડે તેમ કરો. પણ એટલું યાદ રાખજો કે, હુકમ પ્રથમ હોય છે અને અદબ પછી હોય છે. અદબ કરતાં હુકમ ચ્હડે છે. આપણા જાતીભેદના ને ઉંચનીચપણાના બહારના નિયમો તે અદબ છે અને પ્રભુ ઉપરનો પ્રેમ એ હુકમ છે. માટે અદબને ખાતર સમર્થમાં સમર્થ, કાળના પણ કાળ, અને ભયના પણ ભય, અ-

હાન ઇશ્વરનો હુકમ ન તોડાય એ આપણે આપણા આત્માના કલ્યાણને અર્થે સંભાળવું જોઇએ.

---

## ૨૦૮–માણસો, જનાવરો, અને નાનાં બચ્ચાંઓ પણ આપણું મન સમજી જાયછે ત્યારે સર્વજ્ઞ પ્રભુ આપણું મન કેમ નહી સમજી જાય?

ચતુર માણસો એક બીજાનું મન સમજી લેય એમાં તો કાંઇ નવાઇ નથી, પણ નાનાં બચ્ચાંઓ પણ માણસોનું મન સમજી જાયછે. જે છોકરાં ઘોડીયામાં હીંચકતાં હોયછે, અને જે છોકરાંઓ માના ખોળામાં પડયાં પડયાં ઝીણું ઝીણું હસ્તાં હોય છે તે દુધમલ બાળકો પણ માનો ગુસ્સો ને માનો પ્રેમ સમજી જાયછે. એવાં નાનાં બચ્ચાંઓ પણ આ માણસ મને પ્રેમથી તેડેછે કે મન વિના તેડે છે તે સમજી જાયછે. બચ્ચાંઓ સમજી જાયછે એમજ નહીં, પણ ઘોડાં, ગધેડાં, ને કુતરાં બીલાડાં પણ આપણું મન સમજી જાયછે. વારે વારે ખોટું ખોટું તુતુ કર્યા કરીએ તો કૂતરૂં પણ આપણી પાસે આવતું નથી, ગધેડાં પણ પોતાના ધણીને ઓળખી લેયછે, અને આ મને ચારો ખવરાવા લઇ જાય છે કે ભાર ભરવા લઇ જાય છે તે સમજી જાય છે. આવી રીતે માણસો, બચ્ચાંઓ, અને જાનવરો પણ જ્યારે આપણું મન સમજી જાયછે ત્યારે અનંત બ્રહ્માંડોનો નાથ સચ્ચિદાનંદ સ્વરૂપ સર્વજ્ઞ પરમાત્મા આપણું મન કેમ નહીં જાણી લેય? યાદ રાખજો કે તે સર્વવ્યાપક સર્વશક્તિમાન પિતાથી આપણે કાંઇ પણ છુપું રાખી શકીએ તેમ નથી. આપણે આપણા ભાઇબંધો સાથે લડાઈટંટા કરીને મોઢું ચ્હડાવીએ, ધર્મના કામમાં ભાગતી વાત કરીએ, હરિજનોનો દ્વેષ કરીએ, માયાનાં ઘડીકવારનાં ખોટાં સુખડાંથી ફુલાઇ જઇએ, અને વાતવાતમાં ચેહેરો બગાડીએ, એ બધાંના ફોટોગ્રાફ ચિત્રગુપ્ત લઇ લેયછે. આપણે એકાંતમાં બેઠા બેઠા જે બુરા વિચાર કરીએ

છીએ, ને મનમાં ખોટા ખોટા ઘાટ ઘડીએછીએ તે કાંઇ પ્રભુથી છુપું નથી. અંદરથી મેલામાં મેલા રહેવા અને બહારથી સારામાં સારા દેખાવા માટે આપણા વિચારો છુપાવવાની તો આપણે ઘણીએ કોશિશ કરીએ છીએ, પણ યાદ રાખજો કે તે પ્રભુથી કોઇપણ રીતે છુપાવી શકાય તેમ નથી. આપણે જંગલમાં એકાંતમાં જઇને, ઘરના ખુણામાં બેસીને અને રાતે પથારીમાં પડયે પડયે એકલે એકલે ખાનગીમાં જે જે વિચારો કરીએ છીએ તે પણ પ્રભુના દફતરમાં નોંધાઇ જાયછે. કારણ કે, પ્રભુ સર્વશક્તિમાન છે, સર્વવ્યાપક છે, અને સર્વને જાણનાર છે, એટલે તેનાથી છુપાવી શકાય તેવું કાંઇ પણ નથી. માટે બેહેતર તો એજ છે કે, દુષ્ટ વાસનાઓ કે જે આજ દિવસ સુધી હજી પણ આપણા મનમાં ભરેલી છે તેને મહાન પ્રભુનાં પવિત્ર નામનાં બળથી કાઢી મૂકી ચોખ્ખા બની જવું; અને જેમ બને તેમ સુખ દુઃખમાં સમાન વૃત્તિ રાખી શાંતિથી રહી શકાય તેમ કરવું; કારણ કે, મનની શાંતિ વિના ઇશ્વરનું સ્વરૂપ ઓળખી શકાતું નથી, અને દુનિયાદારિનો મોહ ઓછો થયા વિના વાસનાઓને રોકયા વિના મન શાંત થઇ શકતું નથી. માટે પ્રભુ આપણું મન ઓળખી લેય છે એમ જાણીને તેની શિક્ષામાંથી બચવા સારૂ તથા તેનાં સ્વરૂપનો આનંદ લુટવા સારૂ પ્રભુમાં લાગ્યા રહો, ભાઇઓ, પ્રભુમાં લાગ્યા રહો.

---

## ૨૦૯—ભાઇઓ ! આ એક ગમત તો જુઓ કે આણું વાળવા ગયા અને વહુને ભૂલી આવ્યા !

એક ભોળો ભરવાડ હતો તે પોતાની વહુને તેડવા માટે સાસરે ગયો. પણ સાસરાંનુ ગામ જરા ગમતીલું હતું તેથી તે ત્યાં રસત ગમતમાં પડી ગયો અને વહુને તેડી જવાનુ ભૂલી ગયો. એ પછી થોડા દિવસમાં ઘેરેથી ખેપીયો આવ્યો કે ચા-

હો, બહુ દહાડા થઇ ગયા. હવે બાપા બોલાવે છે. એ વખતે તે ભરવાડને યાદ આવ્યું કે, હું વહુને તેડવા આવ્યો હતો પણ એ તો વાતજ ભૂલી ગયો છું. અરેરે ! મારા જેવો તે કોઇ મૂર્ખો ! હવે હું શું કરીશ ? એમ વિચારીને તેણે પોતાનાં સાસરીયાંને કહ્યું કે, મ્હારી વહુને મોકલો, ત્યારે તેઓએ કહ્યું કે, આટલા બધા દિવસ થયા અહીં છો ત્યારે તો કાંઈ બોલ્યા નહીં ને હવે જતી વખત કહો છો કે વહુને મોકલો ? એમ કંઇ વહુ આવે નહીં. વહુને આણું વાળવાની રીતિ કાંઇ આવી ન હોય; એને માટે તો પેહેલેથીજ તૈયારી કરવી જોઈએ જાવા ટાણે કહો તેમાં શું વળે ? માટે હવે તો બીજી વખત પાછા આવો ત્યારે વાત, હમણાં તો જેમ આવ્યા છો તેમ પધારો.

આ સાંભળીને ભરવાડ બીચારો બહુ મુંઝાણો પણ કરે શું ? ઘણુંએ એમ મન થાય કે, હજી થોડાક દિવસ રોકાઇને વહુને તેડી જાઉં, પણ રોકાય કયાંથી ? મોટા બાપાનો જાંહાંગીરી હુકમ લાવવાવાળો ખેપીયો કાંઈ તેડી ગયા વિના પાછો ફરે તેમ નહોતો. તેથી વહુને મૂકીને એકલું ખાલી હાથે એ ખેપીઆ સાથે જવું પડયું.

ઘેરે ગયો ત્યારે સૌ પુછવા લાગ્યાં કે, વહુ કયાં ? ત્યારે તેણે કહ્યું કે, હું મોજશોખમાં પડી ગયો તેથી આણું વાળવાની વાત તો હું ભૂલી ગયો. એ સાંભળીને સૌ હસવા લાગ્યાં, ને કહેવા લાગ્યાં કે જુઓ જુઓ ! આવા પણ મૂર્ખા દુનિયામ છે કે જે આણું વાળવા જાય અને વહુને ભૂલી આવે ? ધન્ય છે બાપા તને ધન્ય છે. તું તો તુંજ છે ! તારા જેવો નમુનો બીજો કોઇ મળી શકે તેમ નથી.

ભાઇઓ ! આપણને ઘડીકમાં આ વાત માનવામાં નહીં આવે અને એમ લાગશે કે, અરે કયાંઇ એવું તે હોય કે આણું વાળવા જાય અને વહુને ભૂલી આવે ? પણ આપણે જ્યારે એમ જાણશું કે, આ સાચેસાચી બનેલી વાત છે, ત્યારે આપણે કાંઇ એ ભરવાડને ગધેડા કહ્યા વિના રહેશું કે ? અને

આપણા મેઃઢાંનો એ ખેતાબ પાછો આપણુનેજ મળશે હો, એ યાદ રાખજો. તમે કહેશો કે એ કેવી રીતે ? તો સાંભળો.

એ ભરવાડ તે આપણો જીવ છે. તે જીવરૂપી ધણી ધર્મરૂપી ધણીઆણીને તેડવા માટે આ દુનિયાંરૂપી સાસરામાં આવેલો છે. પણ આ દુનિયાં બહુ મોહથી ભરેલી છે તેથી જીવ તેના મોજશોખમાં લપટાઇ જાય છે.એટલે ધર્મરૂપી ધણીઆણીને લેવાનું ભૂલી જાય છે. એ પછી મોટા બાપાનો ખેપીયો એટલે કે પ્રભુના જમદૂતો તેડવા આવે છે ત્યારે—મરણ વખતે, મનમાં એમ થાય છે કે કાંઇક ધર્મ કરી લઉંતો સારૂં. પણ એ વખતે બાજી હાથમાં રહેતી નથી તેથી કાંઇ બની શકતું નથી, અને ખાલી હાથે બાપને ઘેર એટલે કે પ્રભુની હજુરમાં જવું પડે છે. એ પછી તો જ્યારે પાછો બીજો ફેરો ખાઇએ ત્યારેજ વહુ મળી શકે છે; એટલે કે ફરી અવતાર લઇએ ત્યારેજ ધર્મ સાધી શકાય છે. ત્યાં સુધી તો જેમ એ ભરવાડની સૌ મશ્કરી કરતાં હતાં તેમ આપણે પણ જ્યાં સુધી ધર્મરૂપી વહુને તેડી ન જઇએ ત્યાં સુધી તો જમના મારજ ખાવાના છે.

કેમ ભાઈઓ ! આણું વાળવા ગયા અને વહુને ભૂલી આવ્યા એ વાત સાચી કે ખોટી ? અને તે ભૂલનાર આપણે પોતેજ કે બીજો કોઇ ? હવે કહો કે પેલા ભરવાડને આપણે જે ખેતાબ આપ્યો હતો તે પાછો કોને મળશે ? એવો ખેતાબ આપણુને ન લેવો પડે અને ફરી ફેરો ન ખાવો પડે માટે ધર્મ કરો ધર્મ કરો, અને પરમકૃપાળુ મહા મંગળકારી અનંત બ્રહ્માંડના નાથના શાંતિદાયક નામનું પૂર્ણ પ્રેમથી સદાય સ્મર્ણ કરો; પણ યાદ રાખજો કે બધું ભક્તિથી બની શકે છે, માટેજ હરિજનો ગાય છે કે,

પદ.

જો તું પુરાણ પઢે રે અઢારા, જો તું શીખે શુણે વારંવારા;<br>
જો તું વેદ ભણે રે મુખ ચારાઃ જો તું ઉપનિષદને ગાવે,<br>
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૧

જો તું ભગવાં કરે બ્રહ્મચારી, જો તું નીકટ ન લાવે નારી;
જો તું દુધ પીએ દુધાધારી: જો તું સંસાર સુખને ગુમાવે,
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૨
જો તું જળ સીંચે શિવલિંગા, જો તું પુષ્પ ચડાવે બહુરંગા;
જો તું ચંદન લેપે અંગા: જો તું કરથી તાલ બજાવે,
. તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૩
જો તું મૌન ગ્રહે રે મૂની, જો તું જગ્યા પકડે રે સૂની;
જો તું અજબ લગાવે રે ધૂની: જો તું સાન કરી સમજાવે,
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૪
જો તું બહુત પાળે રે આચારા, જો તું જુગથી રહે રે ન્યારા;
જો તું ભોજન કરે એકવારા: જો તું દિનમાં દશવાર નહાવે,
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૫
જો તું કરવત લેવે કાશી, જો તું જગમાં લેવે સાબાશી;
જો તું સદા રહે ઉપવાશી: જો તું ચૌદ સભાને સમજાવે,
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૬
જો તું દેવલ બંધાવે ઠાઠા, જો તું સરોવર બંધાવે ખાસાં;
જો તું પરવ મંડાવે ઘાટા: જો તું વનમાં વાવ ખોદાવે,
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૭
જો તું ધ્યાન ધરે લક્ષ ભોલા, જો તું કંચન કરે એક તોલા;
જો તું દ્રવ્ય લુટાવે રે બહોળા: જો તું બાંધી બેડી છોડાવે,
તોપ ભક્તિતુલ્ય નહીં આવે. ૮
જો તું જટા વધારે શીશા, જો તું કષ્ટ લગાવે રે નીશા;
જો તું સાખ પુરાણને લેવે: જો તું વાઘાંબરને બીછાવે,
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૯
જો તું કાન ફાડી ચકર ડાલે, જો તું તીરથ ભટકે રે બહારે;
જો તું તુંબી લંગોટી વાળે: જો તું તડતુંબડને બજાવે,
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૧૦
જો તું દાન દેવે ગવરીકો, જો તું અવેડા ભરાવે ઘીકો;

જો તું કૂપ ખોદાવે નીકો: જો તું ખોબલે ખાંડ પીરસાવે,
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૧૧
એતો કહત કબીર જન સોહી, જેને ગુરૂગમ પુરણ હોઈ;
જન ભક્તિ કરે નર સોહી: જો તું પાંચ પકડી ઘેર લાવે,
તોય ભક્તિતુલ્ય નહીં આવે. ૧૨

---

## ૨૧૦–આપણો આત્મા પ્રભુને માટે તલપી રહ્યોછે તે બીજી ચીજોથી કેમ રાજી થઇ શકશે ?

જે વખતે જેને જે ચીજની જરૂર હોય તે વખતે તેને તે ચીજ મળે તો આનંદ થાય છે. પણ જરૂર હોય એક ચીજની અને તેને બદલે બીજી ચીજ મળે તો તે શું કામની ? આપણને જ્યારે બહુજ ભૂખ લાગી હોય ત્યારે કોઇ આપણી પાસે પાણીનો ઘડો ભરીને મૂકે તો તેથી ભૂખ કેમ મટે ? તેમજ કોઇ મુસાફરને બહુ તરસ લાગી હોય તેની પાસે મીઠાઇના ખુમચા ભરીને મૂકીએ તો પણ તેથી તેની તરસ કેમ છીપે ? આપણને બતી સારૂ ગ્યાસલેટ તેલ જોતું હોય અને તેને બદલે કોઇ સાહીની બાટલી આપી જાય તો તે એ વખતે શું કામની ? આપણને કાંટાવાળી જગ્યામાં જવું હોય તેથી પગરખાં પેહેરવા જોતાં હોય તેને બદલે કોઇ કહે કે આ મારૂં ઘડીઆલ લેતા જાઓ તો તે શું કામનું ? અને આપણને તરવાર જોતી હોય એ વખતે તેને બદલે કોઇ સીસાપેન આપે તો એથી આપણે કેવી રીતે ખુશી થઇએ ? તેમજ આપણા આત્માને પરમાત્માની ભૂખ લાગેછે, તે પ્રભુને જાણવા ઇચ્છે છે અને પ્રભુમય થવા તલપે છે, તેને બદલે–તેને સુખી કરવાના ઇરાદાથી આપણે તેને નાટકોમાં લઇ જઇએ છીએ, સરકસોમાં લઇ જઇએ છીએ, વરઘોડામાં ફેરવીએ છીએ, મેળાઓમાં નવા નવા માલ દેખાડીએ છીએ, મીજબાનીઓમાં લઇ જઇએ છીએ, કમાણીની લાલચો આપીએ છીએ, બાઇડી છોકરાંઓનો સ્નેહ

દેખાડીએ છીએ, અને તીખાં તમતમતાં ભોજનો જમાડીએ છીએ, પણ એ એકે વાતથી તેને તૃપ્તિ થતી નથી; એ એકે ચીજથી તેને આનંદ થતો નથી, કારણ કે, તેને તો માત્ર એક અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપ અનંત બ્રહ્માંડના નાથ પરમકૃપાળુ પરમાત્માનીજ ભૂખ લાગેલી છે; એ સાચી ચીજ આપણે તેને આપતા નથી અને બીજી આડી આડી વસ્તુઓ–ખોટાં ખોટાં રમકડાં બતાવ્યા કરીએ છીએ; એટલે એવાં ખોટાં રમકડાંથી તે કેવી રીતે ખુશી થઇ શકે ? માટે ભાઇઓ ! આપણો પવિત્ર આત્મા જેને મળવા માટે તલપી રહ્યો છે તે મહાન પ્રભુનો રસ્તો ખુલ્લો કરો, પ્રભુનો રસ્તો ખુલ્લો કરો, મતલબ કે ધર્મનાં કામો કરો, એટલે આત્મા પ્રભુમય થઇને શાંતિ પામશે. એમ થવા માટે આપણે હમેશાં એવીજ ભાવના રાખવી જોઇએ કેઃ—

પદ.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ. (ટેક.)
નરનારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ. દયાળુ.
જગનાવાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠોજામ. દયાળુ.
દુનિયાંમાં દરદ દુકાળ પડે નહીં, લડે નહીં કોઇ ગામ. દયાળુ.
સર્વે જગે સુખકારી વધે ને, વળી વધે ધન ધાન. દયાળુ.
કોઇ કોઈનું બુરૂં નવ ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સંમાન. દયાળુ.
પોત પોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન. દયાળુ.

नारायण नारायण नारायण.



ૐ

# ઇશ્વરપ્રાર્થના

અથવા

# ભગવાન સાથે વાતો કરવાની રીતિ.

હે પ્રભુ ! તમે અમારા કર્તા, પાલન કર્તા, બુદ્ધિદાતા, તારનાર, માતા, પિતા, સ્વામી, મિત્ર અને સગા તમેજ છો.

તમે નિર્ધનનું ધન, નિર્બળનું બળ, અને દુઃખી જનોના દોસ્ત છો.

પ્રભુ ! તમારી શક્તિ બેહદ છે, તમારી લીલા અપાર છે, તમારૂં ડહાપણ અગાધ છે, અને તમારી ગતિ પાર ન પામી શકાય તેવી છે.

પ્રભુ ! જેમ ગાગંરમાં સાગર સમાય નહીં તેમ તમારા ગુણની ગણત્રી કોઇપણ જીવથી થઈ શકે તેમ નથી.

હે ભગવાન ! તમે સર્વ શક્તિમાન છો, અને તમે ચ્હાય તે કરી શકો એવા છો. તમારાથી ન બની શકે એવું કાંઇપણ નથી.

પ્રભુ ! તમે અમારી જમીનને આસમાનના માલેક છો, ચૌદે ભુવનના નાથ છો, અને ભુત, ભવિષ્ય તથા વર્તમાનકાળના જાણનાર છો.

હે અવિનાશી દેવ ! જુગે જુગની દોરી તમારા હાથમાં છે. તમે અનંત બ્રહ્માંડોમાં તમારી ઇચ્છા મુજબ કરી રહ્યા છો.

પ્રભુ! તમે સર્વ ગુણોથી પૂર્ણ અને સકળ ગુણોના નિધિ છો, તમે પૂર્ણ પવિત્ર છો, તમે સદાય સત્ય છો, તમે સર્વ સમર્થ છો.

પ્રભુ ! તમે બહુ બહુ ડાહ્યા, બહુજ ચતુર, ઘણાજ દયા-

ણુ, ઘણાજ કૃપાવાન, ને અતિશય ક્ષમાવાન છો. ટુંકામાં તમે સર્વ શુભ ગુણોના ભંડાર છો.

તમે સૌથી મોટામાં મોટા, સર્વના શિરોમણિને સૌના પૂજનીય દેવ છો.

બળવાનોને બળ પ્રભુ. તમે આપ્યું છે. ડહાપણવાળાને ડહાપણ પણ તમે આપ્યું છે. ધનવાળાને ધન પણ તમારૂંજ આપેલું છે. તેમજ રૂપવાનોને રૂપ અને સત્તાવાનોને સત્તા પણ તમેજ આપેલી છે.

અગ્નિમાં ઊષ્ણુતા, જળમાં ઠંડક, સૂર્યમાં તેજ, ચંદ્રમામાં શાંતિ, વિજળીમાં ઝડફ, પવનમાં જોશ, ફૂલમાં સુગંધ ને ફળમાં મિઠાશ તમેજ આપેલી છે.

તમારા હુકમથીજ સૂરજ તપે છે, તમારા હુકમથીજ વરસાદ વરસે છે, તમારા હુકમથીજ વાયુ વાય છે, તમારા હુકમથીજ સમુદ્રમાં ભરતી ઓટ થાય છે અને તમારા હુકમથી રૂતુઓ એક પછી એક આવે છે ને જાય છે.

કાનમાં સાંભળવાની શક્તિ, આંખમાં જોવાની શક્તિ, નાકમાં સુંઘવાની શક્તિ, દાંતમાં ચાવવાની શક્તિ, પગમાં ચાલવાની શક્તિ ને જીભમાં બોલવાની શક્તિ એ બધી તમારીજ છે ને તે બધી કૃપા કરીનેજ તમે અમોને આંપેલી છે.

તમે આગળ છો, તમે પાછળ છો, તમે અંદર છો, તમે બહાર છો, તમે ઉપર છો, તમે નીચે છો, તમે દશે દિશામાં વ્યાપી રહ્યા છો. પ્રભુ ! એવી કોઈ પણ જગ્યા નથી કે જયાં તમે ન હોય.

ડુંગરની ટોચ ઉપર, સમુદ્રના તળીયાંમાં, વેરાન જંગલના મધ્યમાં, અંધારી ગુફામાં અને અમારા અંતરમાં પણ એક તમારોજ વાસ છે.

તમારી ઇચ્છાથી અમે ઉત્પન્ન થયા છીએ, માટે તમે અમારા કર્તા છો.

તમે આજ દિન સુધી અમોને નીભાવ્યા છે માટે અમારા

પાલનકર્તા પણ પ્રભુ તમેજ છો.

અમને સારાં કામો કરવાની તમે બુદ્ધિ તથા તક આપો છો. માટે અમારા ખરા ગુરૂ પણ તમેજ છો.

પ્રભુ ! તમે અમને ઝાડ, પહાડ, પથ્થર, કે પશુ પક્ષી ન કર્યા પણ ઉત્તમ મનુષ્ય અવતાર આપ્યો એ કેટલો બધો ઉપકાર છે?

હે નાથ ! તમે અમને જોવાને આંખો આપી છે, સાંભળવાને કાન આપ્યા છે, ચાલવાને પગ આપ્યા છે, અને વિચારવાને બુદ્ધિ આપી છે, એ શું થોડો ઉપકાર છે ?

તમારો સુરજ અમને ઉજાસ આપે છે, તમારી નદીઓ અમને જળ આપેછે, અને તમારી પૃથ્વી અમોને ખાવાને અન્ન આપે છે. પ્રભુ ! આ કાંઇ અમારી માથે જેવી તેવી કૃપા નથી.

તમે અમને ખાવાને અન્ન, પીવાને પાણી, પેહેરવાને લુગડાં ને રહેવાને ઘર આપોછો. પ્રભુ ! દરરોજ તમે રાત્રીએ સુતી વખત સંભાળ લોછો, તથા જીવતા ઉઠાડોછો, અને જેમ પુત્રની પિતાને કાળજી હોય તેવી ચિંતા રાખી સદાય સૌ વસ્તુઓ પૂરી પાડો છો એ કેટલી બધી દયા છે ?

પ્રભુ ! કોઇ માણુસ ચ્હાય તો આસમાનના તારાઓ ગણી શકે, માથાના મોવાળા પણ ગણી શકે, વળી કોઇ સમુદ્રના મોજા પણ ગણી શકે, ને કદી કોઇ વરસાદનાં ટીપાં પણ ગણી શકે, પણં હે પ્રભુ ! તારા ઉપકાર તો કોઇથી પણ ગણ્યા જાય તેમ નથી.

પ્રભુ ! તમે અવિનાશી એટલે નાશ રહિત છો. આ જગતમાં ઘાસ સુકાઇ જાય છે, ફૂલો ખરી જાય છે, પાંદડાંઓ પડી જાય છે; હવામાં ઉડનારાં પક્ષીઓ, જળમાં રહેનારા જીવો અને વેરાન જંગલમાં વસ્તા વાઘ વરૂઓ પણ મરી જતા જણાય છેઃ પ્રભુ ! લીલું હોય તે સુકું થાય છે ને નવું હોય તે જુનું થાય છે, એમ કાળ સર્વને લાગુ પડે છે; તેમજ ખાખમાંથી ઉત્પન્ન થએલો મનુષ્યનો દેહ પણ અંતે ખાખમાં મળી જાય છે.

એવા લાખો કરોડો મનુષ્ય આ પૃથ્વી માથે થઇ ગયા છે, ઘણીક પ્રજાઓ અને મોટા મોટા રાજાઓનાં રાજ પાયમલ થઇને કયાં જતાં રહ્યાં એ કોઇ જાણતું નથી. અંતે કોઇક કાળે આસમાનના તારા પણ ખરી પડશે, સૂર્ય ચંદ્રાદિક ગોળાઓનો પણ નાશ થશે. પ્રલયકાળે આખી પૃથ્વીનો પણ નાશ થશે અને અંતે સર્વને ભક્ષણ કરનારો જે કાળ છે તેનો પણ કાળ થઇ જશે; પણ તમે જે કાળના પણ મહાકાળ છો અને સર્વના શિરોમણિ, સ્વયંપ્રકાશ, દેવાધિદેવ છો તેજ એક રહેવાના છો. તમારો કોઇ કાળે પણ નાશ થવાનો નથી, માટે તમને શાસ્ત્રમાં અવિનાશી કહ્યા છે.

તમે અજર છો, તમે અમર છો, તમે નિત્ય છો, અને તમે જન્મ મૃત્યુ રહિત છો.

તમે સૌથી નાનામાં નાના ને મોટામાં મોટા છો. તમે નાના નથી તેમ મોટા નથી, તમે લાંબા નથી, તમે ટુંકા નથી, તમે જાડા નથી, તમે પાતળા નથી, અને તમે દૂરથી પણ દૂર અને પાસેથી પણ પાસે છો.

પ્રભુ ! તમે સર્વને જાણો છો, પણ તમને કોઇ જાણતું નથી.

તમે આંખ વિના દેખી શકો છો, કાન વિના સાંભળી શકો છો, પગ વિના ચાલી શકો છો, અને હાથ વિના ગૃહણ કરી શકો છો. એવી તમારામાં અદ્‌ભુત શક્તિ છે.

સર્વત્ર તમારી આંખ છે, સર્વત્ર તમારે મુખ છે, સર્વત્ર તમારા હાથ છે, સર્વત્ર તમારા પગ છે, અને તમે આ જગતમાં સર્વત્ર વ્યાપી રહ્યા છો.

પ્રલયકાળે જ્યારે સર્વ પ્રાણી પદાર્થોનો લય થઇ જશે તે વખતે પણ આદિનાથ પુરૂષોત્તમ પ્રભુ ! તમે જીવત જાગૃત રહેવાના છો.

પ્રભુ ! તમે સૌથી પહેલાં પણ હતા અને અંતે સૌથી છેલ્લા પણ તમેજ રહેનારા છો.

હરિ ! આખા વિશ્વમાં ચાલતા સઘળા વેપારની દોરી હમણાં પણ તમારાજ હાથમાં છે. સઘળા જીવો, મનુષ્યો, સૂર્ય ચંદ્ર, પૃથ્વી, પાણી, એ બધું તમારે આધારે છે.

જડ ચેતન વિગેરે દેખાતી ન દેખાતી સઘળી વસ્તુના કર્તા પ્રભુ તમેજ છો, તમને કોઈ પણ જાણતું નથી પણ તમે સર્વને જાણો છો. તમને કોઇ જોતું નથી પણ તમે સર્વને જુઓ છો. તમે અચળ પ્રભુ સર્વને ચળાયમાન કરો તેવા છો. તમે સ્વયંપ્રકાશ પ્રભુ ! તમે પોતે પોતાનાજ આનંદમાં આનંદી છો. તમારી સર્વને ગરજ પડે છે, પણ તમને કોઇની ગરજ પડતી નથી માટે તમે સચ્ચિદાનંદ છો.

---

## આપણી નબળાઇ ને ઇશ્વરની મ્હોટાઇ સમજાવનારી પ્રાર્થનાઓ.

હે પ્રભુ ! અમે અમારા જન્મની અગાઉ ક્યાં હતા. તે અમે જાણતા નથી પણ જ્યારે તમારી મરજી થઇ ત્યારે તમે અમોને જન્મ આપ્યો છે.

પ્રભુ ! અમે તમને યાદ કરવામાં આળસ કરીએ છીયે, પણ જો તમે અમને ભૂલી જાઓ તો અમારી બહુજ માઠી વલે થઇ જાય.

અમારી માના પેટમાં પણ તમેજ અમારી: સંભાળ કરી હતી, અને હમણાં પણ તમેજ અમારી સંભાળ કરો છો.

અમને ઉછેરવામાં અમારા માબાપે બહુ સંભાળ લીધેલી છે, પણ હે પ્રભુ ! અમોને જીવાડવાની જો તમારી મરજી ન હોત તો તેઓ કાંઇ કરી શકત નહિં.

હે હરિ ! કાચના કટકાને ભાંગવા માટે કાંઈ મોટો હથોડો જોઇતો નથી. તેને તો માત્ર હાથમાંથી મૂકી દઇએ તો તુરતજ તેના ઘણાં ટુકડા થઇ જાય છે; તેમજ હે પ્રભુ ! જો તમારે અમોને મારવા હોય તો તેમાં તમોને કાંઇ મોટી મહેનત કરવાની

નથી; માત્ર તમારી શુભ દૃષ્ટિ ખેંચી લો, તો અમે નિર્બળ જીવો તો પેલા કાચના કટકાની માફક પળવારમાં ફુટી જઇએ તેવા છીયે.

અમારી પાછળ જન્મેલા ઘણા માણસો અમારી નજર આગળ મરી ગયા છે, અને અમે હજુ જીવીએ છીયે, એ કાંઇ તમારો થોડો ઉપકાર નથી.

તમે અમને મનુષ્ય બનાવ્યા, એટલુંજ નહિ પણ ઉત્તમ કુળ, સારી જાત, પ્રેમી માતા પિતા, રૂડા દેશ, અને સારા શેઠ આપ્યા છે, એ બધી તમારી કૃપાની નિશાની છે.

અમારા પગના તળીયાથી તે માથાના મોવાળા સુધી એવી કોઇ પણ વસ્તુ નથી કે જે તમોએ અમોને આપી ન હોય, એટલુંજ નહીં, પણ આખા દહાડા કે આખી રાતમાં એવી એકે પળ નથી કે જેમાં તમે અમારી સંભાળ લેતા ન હોય.

અમે તમારી પૃથ્વી માથે ચાલીયે છીયે, તમારા સૂરજના તેજ વડે કામકાજ કરીયે છીયે, તમારૂં સરજેલું પાણી પીને રહીયે છીયે, અને તમારી ઉત્પન્ન કરેલી હવા વડે જીવીયે છીયે, માટે હે નાથ! હવેતો અમે સઘલી વાતે તમારે વડીએજ છીયે, અને તમારા નીભાવ્યાજ નીભી રહ્યા છીએ, એમાં કાંઇ પણ સંદેહ નથી.

હે પ્રભુ! આ જગતની અંદરની સોના તથા રૂપાની બધી નદીઓ તમારી છે, હીરા અને રત્નોની ખાણની માલેકી પણ તમારી છે, અને સમુદ્રના પેટમાં પડેલા મોતીઓ પણ તમારાં છે. પ્રભુ! તમારો ભંડાર ભરપૂર છે, તમારો ખજાનો અખુટ છે, અને દુનિયાની સઘળી સમૃદ્ધિ તથા સાક્ષાત લક્ષ્મીના સ્વામી પણ તમેજ છો; અને તમે જેને જેટલું આપ્યું છે તેટલુંજ તેની પાસે છે.

અમારી પાસે એક ભીખારી માંગવા આવે, તોપણ અમે કંટાળી જઇએ છીએ, પણ તમારી પાસે કરોડો ભીખારીઓ કે જેમાં અમે પણ એક છીયે, તેઓ સર્વે જમાનાઓના જમાના-

ઓ થયા તમારી પાસે વારંવાર માંગ્યા કરીયે છીયે, તો પણ તમે કંટાળતા નથી, એવા તમે દયાળુ દેવ છો.

આ જગતમાં ઘણી વખત એવું બને છે કે જેની પાસે ધન હોય છે, તેનું મન મોટું હોતું નથી, અને જેનું મન મોટું હોયછે, તેની પાસે ધન હોતું નથી. પણ હે પ્રભુ! એ બંને ગુણ તમારામાં પરીપૂર્ણતાથી રહેલા છે. નાના મોટા લાખો કરોડો ભીખારીઓ તમારી પાસેથી બેશુમાર માલ લઇ જાયછે, પણ તમારો ખજાનો કાંઇ ખુટે તેમ નથી.

આ જગતમાં વસનારા સ્ત્રી પુરૂષો, વૃદ્ધ ને બાળકો, રંક ને રાજાઓ સૌ તમનેજ નમે છે. તેમજ સઘળા આશ્રમો અને વરણના લોકો તથા દુનિયાંની સઘળી દિશાઓમાં વસનારી મોટી મોટી પ્રજાઓ પણ પોત પોતાના ધર્મ પ્રમાણે તમારૂંજ ભજન કર્યા કરે છે.

હરિ! તમારી સુંદરતાને શોભા અવર્ણ્ય છે. જેને જેને તમારાં દર્શન થયા છે તેને હે નાથ! તમારા વિના બીજું કાંઇ પણ ગમ્યું નથી. તમારૂં જ્ઞાન અને તમારૂં દર્શન પામેલા પવિત્ર રૂષિયોએ પોતાની આખી જીંદગી તમારા ધ્યાન અને તમારા ગુણ ગાનમાંજ ગાળી હતી, એટલુંજ નહીં પણ આ ટાણે પણ જેની જેની માથે તમારી કૃપા ઉતરે છે, તેઓ સદાય તમારામાંજ નિમગ્ન રહેતા જણાય છે.

ઘણા માણસોએ પોતાના પુત્રો, ઘણાએ પોતાની સ્ત્રીઓ, ઘણાએ પોતાની દોલત, અને ઘણાઓએ પોતાના રાજપાટ મૂકી દઇને તમારામાંજ સુખ મેળવ્યું હતું, માટે ઓ પ્રભુ! તમે સૌ સુખના સમુદ્ર છો, અને જેઓ પ્રેમ આણીને તમારામાં લયલીન થાય છે, તેના તમે સઘળી વાતે સર્વસ્વ થઇને તેને પરમ આનંદ આપો એવા છો.

અમે આંધળાઓના તમે દોરનાર છો. અમે અજ્ઞાનીઓના તમે જ્ઞાની ગુરૂ છો. અમો નિરાધારના તમે આધાર છો. અ-

મારી શાંતિનું સ્થળ તમે છો. અને તમે સૌ ભક્તોના એક મોટા આનંદ સમુદ્ર છો.

---

## પ્રભુ પાસે માફ માગવા સારૂ આપણે કેવી રીતે આપણા વાંક કબુલ કરવા જોઇએ તે વિષે.

હે પ્રભુ ! તારી ઉપર પ્રેમ કરવા, તારા નિયમો પ્રમાણે ચાલવા, અને મોક્ષ મેળવવા માટે તેં અમોને આ જગતમાં પેદા કરેલા છે. અને તે સારૂજ તેં અમોને ઉત્તમ મનુષ્ય જન્મ આપેલો છે; પણ અફસોસ કે, અમે તો કાંઇ બીજીજ નજીવી બાબતોમાં ધ્યાન આપી અમૂલ્ય વખત અને તારી કૃપાને ફોગટ ગુમાવી નાંખીએ છીએ.

ધન મેળવવું, માન મેળવવું, અને મોજમજા મારવી તે સારૂજ જાણે અમોને જીંદગી મળી હોય, તે સારૂજ જાણે મનુષ્ય અવતાર મળ્યો હોય, અને તે સારૂજ જાણે દુનિયાંના વૈભવો મળ્યા હોય એમજ અમો માની બેઠા છીએ, ને હજી સુધી પણ એજ પ્રમાણે વરત્યા કરીએ છીએ. હે પ્રભુ ! હજી સુધી પણ અમારી એ બાબતમાં આંખો ઉઘડતી નથી, એટલા બધા અમે માયાવાદી જીવો અમારા ખોટા સ્વાર્થમાં ફસાઇ ગએલા છીએ, તેમાંથી તારી દયા વિના-તારા ચરણના શરણના આશરા વિના છુટી શકાય તેમ નથી.

પ્રભુ ! અમારા દિવસો કેવળ ખાવા પીવામાં, પેહેરવા ઓઢવામાં, ગાવા બજાવવામાં, વાતોના તડાકા ફડાકા મારવામાં, અને માત્ર અમારૂં મન ગમતું કરવામાંજ જાય છે. પણ મનુષ્ય અવતાર અને તમારો આપેલો રૂડો ધર્મ પામીને પણ જે તમને ન જાણે તેને મોટી ખોટ આવે છે, એ વાત તો હમે હમેશાં ભૂલીજ જઇએ છીએ.

આ જગતમાં કોઇ માણસ ગમે એટલું ધન મેળવે, ગમે એટલું માન મેળવે, અને ગમે એટલાં સંસારનાં સુખો ભોગવે,

પણ જો તે મુવા પછી મોક્ષ ન મેળવે અને નરકમાં જાય તો એ બધું શું કામનું ? એવાઓને માટે શાસ્ત્રો કહે છે કે, તેણે આ જગતમાં ફોગટ ફેરો ખાધો. માત્ર શાસ્ત્ર કહે છે એમજ નહીં, પણ અમે પણ એ વાત માનીએ છીએ, અને તો પણ અફસોસ કે, હે નાથ ! અમો તે પાળી શકતા નથી, એટલા બધા અમે તારાથી વિમુખ થઈ ગયા છીએ.

કોઇ માણસે સ્વપ્નામાં મેળવેલી સાહેબી જેમ જાગ્યા પછી તેને કાંઇ પણ કામ લાગતી નથી તેમ આ ટાણામાં અમારા વૈભવો પણ મરણ પછી અમોને કાંઇ પણ સુખ દઇ શકે તેમ નથી, એમ અમે સમજીએ છીએ; પણ હે પ્રભુ ! તારા શરણના બળ વિના અમે તે પ્રમાણે પાળી શકતા નથી. માટે અમારા અંતરમાં ભગવદ્ આશરાનું બળ આપવાની કૃપા કરો.

પ્રભુ ! અમે સારી રીતે જાણીએ છીએ કે, આ જગતમાં અમારૂં સૌથી મોટામાં મોટું કામ તમને જાણવાનું, તમારી ભક્તિ કરવાનું અને તમને ગમતાં કામ કાજો કરવાનું છે; પણ દિલગીરીની વાત એ છે કે અમે તો આજ દિવસ સુધી તમારાથી દૂરના દૂર રહ્યા છીએ, અને બીજા કાંઈ અવળેજ માર્ગે ગ્હડી ગયા છીએ.

કોઇ છોકરો જેમ કમાવા માટે પરદેશ જાય છે અને ત્યાંથી પોતાના બાપ પાસે પાછો દેશમાં આવે છે, તેમજ અમારે પણ આ જીંદગીમાં રૂડાં કામો કરીને અંતે તમારી પવિત્ર હજુરમાં આવવાનું છે, પણ હજી સુધી અમે તેમાંનું કાંઇ પણ કર્યું નથી. માટે ઘણુજ દિલગીર થઇને, નમ્રતાથી હાથ જોડીને ખુલ્લા દિલે હે પ્રભુ ! તારી પાસે કબુલ કરીએ છીએ કે,

જેમ એક છોકરો પોતાના બાપથી ઉત્પન્ન થઇ તેના પૈસાથી ભણી ગણી મોટો થઇને પરણ્યા પછી પોતાના બાપથી જુદો રહે છે, અને બાપનું કહ્યું કરતો નથી તે જેમ અકરમી છોકરો કહેવાય છે, તેમજ હે પ્રભુ ! અમે પણ એવાજ તારા અકરમી છોકરા જેવા છીએ.

વળી જેમ એક નોકર પોતાના શેઠનો પગાર ખાઇને તેનું કામ કરે નહીં, અને પોતાના શેઠના દુશ્મનો સાથે હળતો મળતો રહે, તથા તેનો શેઠ જે કામ કરવાની ના પાડે તે કામ પણ કરે, એ નોકર જેમ નિમકહરામ કહેવાય છે તેમજ હે પ્રભુ ! અમે પણ તારા એવાજ નિમકહરામ નોકર છીએ.

એ ઉપરાંત જેમ કોઇ સ્ત્રી પોતાના ધણીના માલ ખાય, તેનાં વસ્ત્ર દાગીના પેહેરે, અને પરપુરૂષ સાથે સ્નેહ રાખે, તે સ્ત્રી જેમ વ્યભિચારિણી કહેવાય છે, તેમ હે પ્રભુ ! અમે પણ બધું તારૂં દીધેલુંજ ભોગવીએ છીએ, તારાવડેજ જીવીએ છીએ, અને સઘળી વાતે તારા થકીજ છીએ, એવું છે છતાં પણ તારૂં નામસ્મર્ણ કરવાને બદલે અને તારી સેવામાં મચ્યા રહેવાને બદલે પેલી વ્યભિચારિણી સ્ત્રીની માફક અવળેજ ચાળે ચ્હડી ગયા છીએ. માટે હે હરિ ! અમારૂં તે ભલું કેમ થશે ?

અમો પાપીનો ઉદ્ધારતો તારી કૃપાથી થાય તેમ છે. બાકી બીજી કોઇ વાતે અમારો આરો આવે તેમ નથી, માટે અમે શરણાગત થએલા જીવો અતિદીન થઇને વારંવાર કરગરીને કહીએ છીએ કે, હે દીનાનાથ ! અમો દીનજનો ઉપર સદાય તમારી કૃપા બની રહે તેમ કરો.

---

## જીભથી થતાં પાપો.

હે પ્રભુ ! આ જીભ તેં અમોને તારા ગુણ ગાવાં તથા અમારા ભાઇબંધોને સાચી સલાહ આપવા માટે આપી છે. પણ અમો અભાગ્યા જીવોએ આ જીભનો ઘણોજ માઠો ઉપયોગ કર્યો છે. અમે આ જીભથી જુઠું બોલ્યા છીએ, ગાળો દીધી છે, ધમકીઓ આપી છે અને એવું એવું બીજું ઘણુંએ ન કરવાનું કર્યું છે.

પ્રભુ ! અમે જાણીએ છીએ કે, મશ્કરીમાં પણ ખોટું બોલવું એ પાપ છે, કોઇની પીઠ પાછળ નિંદા કરવી એ પણ એક પાપ છે, કોઇ માણસને વારંવાર તેના દોષ સંભળાવ્યા કરવા

એ પણ પાપ છે, કોઇના અજાણ્યા દોષ જાહેર કરવા એ પણ એક પાપ છે, અને કોઇને ખોટા આરોપ લગાડવા એ બધું પાપ પાપને પાંપજ છે; એમ અમે જાણીએ છીએ, તોપણ ફાટેલા મગજે ધનજોબનની મસ્તીમાં ગમે તેમ બકી દેવાનો અમે એક ધંધોજ માંડી બેઠા છીએ.

હે હરિ ! અમે જાણીએ છીએ કે, ઘણાક માણસો તો માત્ર જીભનાં પાપથીજ નરકમાં જાય છે. પણ હજુ સુધી એ જીભને નિયમમાં રાખી અદબરાર બોલવાની ટેવ અમારામાં જામી નથી. માટે હાથ જોડી દીનતાપૂર્વક મસ્તક નમાવીને વિનંતિ કરીએ છીએ કે, આ તારી કૃપાથી મળેલી જીભથી દુઃખીઓને દિલાસો આપીએ, અજ્ઞાનીઓને જ્ઞાન આપીએ, અને અમારા ગરીબ ભાઇબંધો તરફ વિવેક ભરેલાં મીઠાં વચનો બોલીએ, તથા તેઓની સેવા કરતા રહીએ, અને જેણે અમને આવી ઉમદી બક્ષીસ આપી છે તે દેવાધિદેવ મહાન પ્રભુના ગુણ ગાવામાં અમારી જીભને કામે લગાડીએ એવી અમો સૌ ઉપર હે પ્રભુ ! તમે કૃપા કરો.

---

## નામ મેળવવાની ઇચ્છા.

પ્રભુ ! અમે જાણીએ છીએ કે તમે અમને ઉત્પન્ન કર્યા છે, તમે અમને જીવતા રાખી રહ્યાછો, તથા જે જે કાંઇ અમારી પાસે છે તે સર્વ તમારૂંજ આપેલું છે, અને હવે પછે જે કાંઇ મળશે તે પણ તમારીજ કૃપાથી મળવાનું છે, એમ અમે જાણીએ છીએ, છતાં પણ દાન કરવામાં અમે હમેશાં માનની ઇચ્છા રાખીએ છીએ.

પ્રભુ ! અમારી પાસે જે ધન છે તે તમારી કૃપાથીજ મળેલું છે, એટલુંજ નહીં પણ અમોને દાન કરવાની બુદ્ધિ પણ તમેજ આપોછો, ત્યારેજ અમારાથી કાંઇ જરાતરા બની શકે છે, તેમ છતાં પણ દાન કરવામાં અમે અમારૂં નામ કઢાડવાની

ઇચ્છા રાખીએ છીએ, એ કેટલી બધી મોટી ભૂલ છે?

હે પ્રભુ! આ ઉપરથી અમને એમ લાગે છે કે, અમે ચોર છીએ; કારણ કે તમારો માલ વાપરીને અમે અમારૂં નામ જાહેર કરીએ છીએ. અમે જાણીએ છીએ કે આ મોટી ચોરી છે, અને શાસ્ત્રમાં તેને મહાપાપ કહેલું છે; પણ હે પ્રભુ! અમારામાંથી હજીસુધી માનની ઇચ્છા ગઇ નથી. તેથી અમારૂં નામ અને તમારો મહિમા વધારવાને બદલે અમે અમારાં નામ ઉપરજ મરી પડીએ છીએ.

અમે જાણીએ છીએ કે બધું તમારૂંજ છે માટે અમારાં સઘળાં દાન ધર્મો તમારે અર્થેજ થવાં જોઇએ; એટલુંજ નહી પણ અમારી આ જીંદગીનાં સર્વ કામો તમને અર્પણ કરીને તમારાજ થઇને તમારા આશરાના બળથીજ અમારે રહેવું જોઇએ, અને જ્યાં ત્યાં સદા સર્વદા તમારાં પાપનાશક પવિત્ર નામનીજ જય બોલાવવી જોઇએ; પણ આજ દિવસ સુધી અમારાથી તેમ બની શક્યું નથી, માટે હે પ્રભુ! ધરમદાન કરવામાં લુખાં માનપાનની ઇચ્છા ન રાખીએ પણ તમારે અર્થેજ —તમારાં પવિત્ર નામથીજ રોજરોજ વધારે વધારે ધરમદાન કરીએ એવી અમોને બુદ્ધિ આપો.

કાણાં પડેલાં ગજવાંમાં રાખેલા પૈસા જેમ પડી જાય છે તેમ અભિમાનથી કરેલાં અમારાં સઘળાં દાનો ફોગટ જાય છે; તોપણ હે પ્રભુ! અમે નામના એવા ભૂખ્યા છીએ કે એ ભૂલ સુધારી શક્તા નથી; કારણ કે તારાં મહાન નામની પૂરી મ્હોટાઇ ને તારો મોટો મહિમા હજુ અમે સમજ્યા નથી, તેથી અમારાથી માનની ઇચ્છા મૂકી શકાતી નથી.

જેમ જંગલી ગામડીયાઓ સોયદોરાને માટે હલકાં નાનકડાં તકલાદી રમકડાંને માટે અનાજનો મોટો ઢગલો આપી દેય છે, તેમ હે પ્રભુ! અમે પણ અમારૂં નામ કાઢવાને માટે તથા જગતમાં મોટો કહેવરાવવાને માટે ઘણી વખત મોટી રકમો ખરચી નાંખીએ છીએ; પણ કેવળ તમારેજ અર્થે, એટલે

કે લોકોનાં કલ્યાણને માટે તથા સ્વદેશને અર્થે ઇશ્વરાર્પણ વિધિથી અમે દાન ધરમ કરતા નથી, પણ માન મેળવવાને ખાતરજ કરીએ છીએ, એ અમારી મોટી ભૂલ છે.

આ ઉપરથી જણાય છે કે, પ્રભુ ! અમે તમારી પ્રસન્નતા મેળવવા ચાહતા નથી, પણ જગતની વાહવાહ મેળવવા ચાહીએ છીએ, તેથી તમારી ચોરી કરવામાં અને ફોગટ ફેરામાંજ રહી જઇએ છીએ. એમ ન થાય પણ જીંદગીની સાર્થકતા થાય માટે હે પ્રભુ ! હવે કૃપા કરીને અમને તમારા કરી લો કે જેથી અમે તમારે માટેજ જીવીએ, તમારા પ્રેમને ખાતર સત્કર્મો કરીએ, તમારી ઇચ્છા મુજબ વરતીએ, તમારા હુકમો પાળીએ અને સઘળી વાતે તમનેજ અર્પણ થઇને રહીએ એવી અમોને બુદ્ધિ આપો. એમ થવા માટે હે નાથ ! સદાય તમારી સેવા સ્મરણમાં દિવસો ગાળીએ એવું કરો.

---

## અહંકાર.

અમે જાણીએ છીએ કે, અહંકારી માણસ ઇશ્વરને કે દુનિયાંને એમાંથી કોઇને પણ ગમતો નથી. અહંકારી પોતાના ખાલી મીજાજમાં ફર્યા કરે છે પણ પ્રભુ પાસે તેનું ઠેકાણું નથી. અહંકારી માણસ પોતાના વખાણ કરવા કરાવવા અને સાંભળવા ચાહે છે. તેઓ હમેશાં સભાઓમાં પેહેલે નંબરે બેસવા ચાહે છે. અને પોતાનામાં કાંઇ ખાસ ગુણ ન હોય તોપણ ઠાલી ડોળડીમાક રાખીને ફર્યા કરે છે. પ્રભુ ! અમે પોતે પણ હજી સુધી થોડા ઘણા તેવાજ છીએ. અમારામાં પણ અહંકારીઓની પેઠે ઘણી બાબતોમાં ઢમઢોલ ને માંહી પોલ જેવું છે. એવી પોલમપોલ છેવટ સુધી ન ચલાવ્યા કરીએ એવી હે હરિ ! તમે અમારી ઉપર કૃપા કરો.

પ્રભુ ! તમારી ઇચ્છાથીજ અમારો જન્મ થયો છે અને તમારી કૃપાથીજ અમોને ઉત્તમ લાભો મળેલા છે. ધંધારોજ-

ચાર, ધનદોલત, રૂપ, આરોગ્યતા, હોદ્દો અને વિદ્યા એ બધા ગુણો તમારાજ આપેલા છે ને તે તમારી કૃપાનુંજ ફળ છે. છતાં પણ જાણે એ બધું અમારૂં પોતાનુંજ હોય, અને અમારી ખુશીથીજ એની મેળે મેળે બધું થઇ ગયું હોય એમ સમજીને ફોગટના મીજાજમાં અમે ફર્યા કરીએ છીએ; એવા અમે અહંકારી છીએ, માટે હે પ્રભુ! તમારા ચરણના શરણનાં બળથી અમારો એ ખોટો અહંકાર છુટે એવી અમોને સદ્બુદ્ધિ આપો.

પારકો ચુનો, પારકા પથ્થર, પારકાં લાકડાં, ને કોઇક પાસેથી મજુરીના પૈસા લઇ ઘર બંધાવવું. અને તે માલ ધણીઓને તેઓના પૈસા ચુકાવ્યા વિના એ ઘરને પોતાનું સમજી મનમાં મરડાયા કરવું એ જેમ ફોગટનું છે ને એ બેઆબરૂ જેવું છે તેમ હે પ્રભુ! અમે પણ એમજ કરીએ છીએ. અમારી પાસે જે કાંઇ છે તે બધું તારૂંજ આપેલું છે ને તોપણ અમે મફતનું અભિમાન કરીએ છીએ. એ પાપમાંથી હે પાપનાશક પ્રભુ! અમોને બચાવ, બચાવ.

વરઘોડામાં જેમ વરરાજા કોઇકને ઘોડે બેસી, કોઇકના જામા પીછોડી ને દાગીના પેહેરી તથા કોઇકના છત્રી પંખા વાપરીને જેમ પોતે ઠાલો ઠાલો મનમાં ફુલાયા કરે છે, તેમ હે પ્રભુ! અમે પણ સૌ તારી વસ્તુઓ લઇ નેને અમારી મૂર્ખાઇથી અમારી માનીને નાહકનાં અભિમાનથી ઠાલા ઠાલા ફુલાયા કરીએ છીએ.

અમે જાણીએ છીએ કે ઉંચા ડુંગરનાં શિખરો ઉપર જરાએ પાણી હોતું નથી પણ પાણી તો નીચેની ખીણમાંજ હોય છે; તેમ અહંકારી માણસમાં પણ કાંઇ ગુણ હોતા નથી પણ ગુણ તો દીનતાવાળાં નમ્ર માણસોમાં હોય છે. પણ તે ગુણ અમારાથી અમારાં અભિમાનને લીધે લેવાતા નથી, માટે હે પ્રભુ! માન લેવાના, દેખાવ કરવાના, ને વખાણ સાંભળવાના ઠાલા વિચારોથી અમને દૂર રાખો, અને અમે તમારા દીન સેવકો થઇ વરતીએ એવી અમને બુદ્ધિ આપો.

ગાડાં નીચે કૂતરૂં ચાલ્યું જાય અને તે પોતાના મનમાં

એમ માની લેય કે આ ગાડું હુંજ ખેંચી જાઉંછું, તેમ હે પ્રભુ! અમારા અધિકારો, અમારાં કારખાનાઓ, અમારી દુકાનો, અમારી વખારો, અને અમારા ઘર વ્યવહારનાં સઘળાં કાર્યો તમેજ ચલાવો છો, અને તે ચલાવવાની તમેજ અમોને શક્તિ આપી રહ્યાછો, તેથીજ એ બધું ઠીકઠાક ચાલ્યું જાય છે; પણ અમે તો અમારા અભિમાનથી એમજ માની બેઠા છીએ કે, એ બધું અમેજ ચલાવીએ છીએ, એમ માનીને અમે ઠાલા ઠાલા ફુલાયા કરીએ છીએ, માટે હે કૃપાનાથ! અમારી ઉપર કૃપા કરીને એ અમારી મોટી ભૂલ સુધારો: અને હે પ્રભુ! અમે વારંવાર દંડવત કરીને કહીએ છીએ કે, અમારામાં દીનતાનો ઉત્તમ ગુણ આવે એવી અમો સૌ ઉપર કૃપા કરો.

---

## મોત વિષે.

આ જગતમાં જે માણુસ અને પ્રાણીઓ જન્મ્યા છે તેને કોઇક દિવસ મરવું તો પડશેજ, મર્યા વિના કોઇનો છુટકો નથી. પછે તે રાજા હોય કે રંક હોય, ધનવાન હોય કે ગરીબ હોય, મુરખ હોય કે વિદ્વાન હોય, જુવાન હોય કે બુઢ્ઢો હોય, ગુરૂ હોય કે ચેલો હોય, અને બળવાન હોય કે નિર્બળ હોય પણ મરવું તો પડશેજ. જેમ લીલું સુકું થાય છે, નવું જુનું થાય છે, ભર્યું ઠલવાય છે, ને ફુલ્યું ખરી જાય છે, તેમ જન્મેલાને મરવું તો પડશેજ, એમ અમો જાણીએ છીએ તોપણ હે પ્રભુ! અફસોસ કે મોતનો ભય રાખીને અમે પવિત્ર રીતે જીંદગી ગાળી શકતા નથી, અને જલદી મરીજવું છે તોપણ અમે તમારે અર્થે રૂડાં કામો કરી લેતા નથી, એટલા બધા અમો આ દુનિયાંદારીથી અંધાધુનીમાં ગાફલ બની ગયા છીએ.

હે હરિ! મોતની વાતોને અમે અપશુકન ભરેલી સમજીએ છીએ, અને તેને યાદ કરવા કે સાંભળવા ચાહતા નથી, પણ પોસ્ટનો સીપાઇ જેમ અમારા કાગળો માટે અમારૂં ઘર શોધતો

શોધતો ને નામ પુછતો પુછતો આવે છે તેમ મોત પણ અમોને શોધતું ફરે છે. કાળ ચક્કર સદૈવ અમારી ઉપર ફર્યાજ કરે છે એમાંથી કોઇથી પણ બચી શકાય તેમ નથી, અને તોપણ હે પ્રભુ ! અમે પામર જીવો હજી પણ ચેતતા નથી અને હજી પણ તારા શરણમાં પડી જતા નથી, એટલા બધા અમે અજ્ઞાની રહી ગયા છીએ, માટે હે ઇશ્વર ! મોતથી ડરીને અમે તમારા માર્ગમાં આવી જઇએ, અને તમારા પવિત્ર નામનાં બળથી મોત પણ અમોને આનંદરૂપ થઇ પડે એવી અમારી ઉપર કૃપા કરો.

જે કોઠીમાંથી દરરોજ થોડું થોડું અનાજ નીકળ્યા કરેછે, અને જે ઘડામાંથી રોજ થોડું થોડું પાણી ઝરી જાયછે, તે કોઇક દિવસ પણ ખાલી થઇ ગયા વિના રહે નહીં, તેમ અમારૂં આયુષ્ય પણ રોજ રોજ થોડું થોડું કરતાં ઓછું થતું જાય છે, તે કોઇક દિવસ પણ મોડા વેહેલું પુરૂં થઇ જશે એમાં કાંઇપણ સંદેહ નથી, અને જ્યારે આયુષ્ય પુરૂં થઈ રહેશે ત્યારે મરવું તો નક્કી છેજ, માટે અમારૂં મોત સુધરે એવી અમારે અગાઉથીજ તૈયારી કરી મૂકવી જોઇએ, કે જેથી કરીને મરતી વખત દિલગીર થવું ન પડે, તથા મુવા પછે નરકનાં દુઃખ જોઇને પસ્તાવું ન પડે, માટે હે પ્રભુ ! મોતને વખતે દિલાસો મેળવી શકીએ એવાં કામો અમે હમણાથીજ કરી લેઇએ એવી અમોને સદ્બુદ્ધિ આપો.

જેમ ઝાડના પાંદડાં એક પછી એક ખરી જાય છે, તેમ માણસો પણ એક પછી એક મરતાં જાય છે. અમે જ્યારે બાળક હતા ત્યારે બીજા જે ઘરડાઓ હતા તે હમણા મરી ગયા છે. તેમ અમે પણ હવે રોજ રોજ ઓછા આયુષ્યવાળા થતા જઇએ છીએ, એટલે કોઇક દહાડો પણ મુવા વિના છુટકો નથી, અને તોપણ હે પ્રભુ ! હજી સુધી અમે એટલા બધા ગાફલ રહ્યા છીએ કે, મોતને વખતે દિલાસો મળે એવાં કાંઇ પણ કામો અમે કરી શકયા નથી, માટે હે કાળના પણ કાળ,

હે દીન દયાળુ દીનાનાથ ! અમારૂં મોત સુધારવાની અમોને તક મળે એવી અમારી ઉપર કૃપા કરો.

અમે જાણીએ છીએ કે અંતે મરવું તો નક્કી છેજ, એટલુંજ નહીં પણ અમે શાસ્ત્રોમાંથી એમ પણ સાંભળ્યું છે કે, હમણુાંથીજ હમેશાં જેવી વૃત્તિ રાખીએ તેવીજ અંતકાળે મતિ થાય છે, અને મરણ વખતે જેવી મતિ તેવી ગતિ થાય છે. કારણકે મરણ વખતે રોગને લીધે શરીર પરાધીન થાય છે એટલે એ વખતે બીજું કાંઈ નવું વિચારવાની શક્તિ રહેતી નથી, પણ જે જુની વાસનાઓ હૃદયમાં ભરેલી હોય તેજ એ વખતે અમારી નજર આગળ તર્યા કરે છે. માટે અમારૂં મોત સુધારવા સારૂ અમારે અમારી જીંદગી સુધારવી જોઇએ, પણ હે પરમ દયાળુ પ્રભુ ! આજ દિવસ સુધી જેટલું કરવું જોઇએ તેના પ્રમાણમાં અમે કાંઇ પણ રૂડા વિચારો કે રૂડાં કામો કીધેલાં નથી માટે મોતને યાદ કરતાં અમોને ત્રાસ લાગે છે. એ ત્રાસમાંથી છુટવા સારૂ પવિત્ર રીતે જીંદગી ગાળીએ એવી અમારા અંતરમાં પ્રેરણા કરો. અમે નજરે જોઇએ છીએ કે, કોઇ મુવેલાં જન્મે છે, ઘણાએ બાળક અવસ્થામાંજ મરેછે, કોઇ જુવાનીમાં મરે છે, થોડાક બુઢ્ઢા થઇને મરે છે, કોઇ એક જાતના રોગથી મરે છે, કોઇ બીજી જાતના રોગથી મરે છે, કોઇ ઉંચેથી પડીને મરે છે, કોઇ આગમાં બળીને મરી જાય છે, કોઇ પાણીમાં ડુબીને મરી જાય છે, કોઇ લડાઇમાં મરી જાય છે અને કોઇ કાંઇ અકસ્માતથી મરી જાય છે. આ પ્રમાણે મોઢા વેહેલું મોત સૌને પકડી પાડે છે, તેમ અમોને પણ પકડી લેશે એ નક્કી છે, તોપણ હજુ સુધી અમે મોતથી ડર્યા કરીએ છીએ, પણ મોતથી ડરવું ન પડે એવા ઉપાયો કરતા નથી કારણ કે અમારામાં ધર્મનું બળ નથી, અને અમારી આજ દિવસ સુધીની જીંદગી અમે રૂડી રીતે ગાળી નથી, તેથી હે પ્રભુ ! તારાં ભયંકર દંડથી અમે ડરીએ છીએ, માટે જમદૂતના દંડથી બચવા સારૂ હે સમર્થ ઇશ્વર ! તમે અમોને અમારા પવિત્ર ધ-

મનું બળ આપો, ધર્મનું બળ આપો.

હે પ્રભુ! હાલના જમાનામાં આ જગત ઉપર તમે મોટી કૃપા કરી છે. તમારી કૃપાથી માણસોની શોધક બુદ્ધિ વધી છે, તેથી આજે તેલ વિના દીવા થાયછે. ઘોડા વિના ગાડીઓ ચાલે છે. સેંકડો માઈલ દૂરથી પીવાનાં મીઠાં પાણી અમારી ઓરડીમાં પાંચમે માળે પણ ચાલ્યાં આવે છે. બલુનમાં બેસીને માણસ પક્ષીની માફક ઉડી શકે છે. હજારો ગાઉ દૂરની વાતો થોડા કલાકમાં જાણી શકાય છે. પાણી, પવન, અગ્નિ, ને વીજળી અમારા નોકર થઈને કામ કરે છે. સેંકડો ગાઉની મુસાફરી થોડા કલાકમાં કરી શકાય છે, અને લાખો માણસ જેટલું કામ ન કરી શકે તેટલું કામ એક એક સંચો ઘડીકમાં કરી શકે છે. આ બધી શોધો હે પ્રભુ! તારી કૃપાથી થઇ છે, પણ મોતને અટકાવી શકાય એવી શોધ હજી સુધી કોઇપણ માણસ કરી શકયું નથી, માટે અંતે મરવું તો પડશેજ. ભીષ્મપિતામહે થોડો વખત મોતને પાછું વાળ્યું હતું પણ અંતે તેને પણ કાળને આધીન થવું પડયું હતું. પ્રાચીન રૂષિયો યોગસિદ્ધિનાં બળથી હજારો વરસ સુધી જીવી શકતાં, તેમને પણ અંતે મરવું પડયું છે, અને સ્વર્ગના રાજા—દેવતાઓના રાજા ઈંદ્રને પણ કાળને આધીન થવું પડે છે, ત્યારે અમે તે શું બીસાતમાં? અમે તો મૃત્યુલોકનાં મનુષ્યોંજ છીએ એટલે મરવું તો નક્કી છેજ. મોત તો અમારા કપાળમાંજ લખેલું છે, અને તોપણ અફસોસ કે હજી સુધી પણ અમે મોતથી ચેતતા નથી અને જાણે અમરપટ્ટો લખાવીનેજ આવ્યા હોય તેવી રીતે મસ્ત થઇને વરતીએ છીએ. માટે હે પ્રભુ! અમારામાં એવું મોટું અભિમાન ન રહે, અને અમે આ દુનિયાંદારીનાં ઠાલાં સુખોમાં મોહવાઈ ન જઇએ પણ સદાય તારી સેવા સ્મરણમાં મચ્યા રહીએ એવી અમોને બુદ્ધિ આપો.

અમે જેમ અમારાં મરેલાં સગાંવ્હાલાંઓને રડીએ છીએ તેમજ અમારી પછવાડે પણ રડાવાનું છે. અમે જેમ કોણ કુટ-

ણાં કરીએ છીએ તેમ અમારી પછવાડે પણ કાણકુટણાં થવાનાં છે, અને અમે જેમ બીજાનાં સ્નાન સૂતક કરીએ છીએ તથા સોગ પાળીએ છીએ, તેમજ અમારાં પણ સ્નાન સૂતક થવાનાં છે અને અમારા પણ સોગ પળાવાના છે. આવું જાણતાં છતાં પણ અમે પાપથી દૂર રહી શકતા નથી, અને પુણ્યના પવિત્ર માર્ગમાં આવી શકતા નથી. માટે હે પરમદયાળુ, કૃપાના ભંડાર, ગરીબોના બેલી, અનાથના નાથ, જગતપાલક પિતા, માનપૂર્વક હાથ જોડીને પ્રેમથી હજારો હજાર દંડવત કરીને વારંવાર કહીએ છીએ કે, હે પ્રભુ ! અમોને તમારા પવિત્ર માર્ગમાં લાવવાની કૃપા કરો, કે જેથી કરીને અમારી જીંદગી સુધરે, અમારૂં મોત સુધરે, અને અંતે તમારી પવિત્ર હજુરમાં રહી મોક્ષમાં સુખ ભોગવી શકીએ એવી અમારી ઉપર કૃપા કરો.

---

## ઇશ્વરના ઇનસાફમાંથી કોઈ પણ છટકી શકે તેમ નથી, એ વિષે.

પ્રભુ ! તમે ઇનસાફી છો. તમો સૌ નાના મોટાઓને પોતપોતાના પુન્ય તથા પાપનો બદલો આપોછો.

ઘરમાં ઇનસાફ કરનારા ઘરડાઓ, ગામમાં ચુકાદો કરનારા પટેલીઆઓ, પંચમાં નીમાયલા લવાદો, નાતમાં ઇનસાફ કરનારા શેઠીયાઓ, અને અદાલતોમાં ઇનસાફ કરનારા જડજો એ સૌનો અંતે ઇનસાફ કરનાર પ્રભુ તમેજ છો.

હે પ્રભુ ! જેઓ પોતાની નાતજાતમાં મોટા કહેવાવાને માટે તથા ગામમાં નામ મેળવવા માટે દાન કરે છે, જેઓ સાધુ ગણાવવા માટે રાખ ચોળીને પેટ ભરે છે, તથા જેઓ ભગત ગણાવવા માટે મોટી મોટી માળાઓ પહેરે છે, ને તિલકો કાઢે છે, પણ જેઓના અંતરમાં તમારો સાચો પ્રેમ નથી તે બધાને તમે બરાબર રીતે જાણોછો. જેમ ગીલીટ દીધેલો રૂપીઓ સરાફને ત્યાં પકડાઇ જાય છે, અને બેંકમાં કપાઇ જાય

છે, તેમ સૌ ઢોંગીઓ તમારી હજુરમાં ઓળખાઇ જશે, અને તમારા પવિત્ર ઇનસાફ વખતે સખ્ત શિક્ષા પામશે.

અમારી નાની કોરટોમાં અને મોટી અદાલતોમાં બેસનાર ન્યાયાધીશોને બહારના સાક્ષીઓ ઉપર આધાર રાખીને ઇનસાફ દેવો પડે છે, પણ તમારે માટે તો શાસ્ત્રોમાં કહ્યું છે કે, સર્વત્ર તમારૂં મુખ છે, સર્વત્ર તમારી આંખ છે, અને તમો સર્વને સર્વ રીતે જાણનારા છો, એટલે તમોને કોઇ પણ સાક્ષી પુરાવાની જરૂર પડતી નથી. પ્રભુ! તમે સર્વ શક્તિમાન સર્વ વ્યાપક અને સર્વજ્ઞ છો એટલે સાક્ષીઓની જુબાની વિના પણ આપ અદલ ઇનસાફ કરી શકો છો, એવા સર્વ ન્યાયાધીશોના ન્યાયાધીશ, કાળના પણ કાળ અને ભયના ભય જે આપ છો, તેની પાસેથી નાશીને ગરીબ બાપડો પાપી જીવ તે કયાં સંતાઇ શકશે?

હે હરિ! તમારા રાજ્યમાં કોઈ પણ પાપી શિક્ષા પામ્યા શિવાય રહેતો નથી, અને કોઇ પણ પુણ્યશાળી પોતાંના કર્મોનું ફળ મેળવ્યા વિના રહેતો નથી, કારણ કે તમે ન્યાયી પ્રભુ સૌને ઓના કરમનો બદલો આપી રહ્યા છો.

હે સર્વ શક્તિમાન! અદલ ઈનસાફી, પરમ કૃપાળુ પિતા! તમારે માટે જેણે ઉપવાસો કર્યા છે, તીર્થો કર્યાં છે, દાનો કર્યા છે, યજ્ઞો કર્યા છે, તપ કર્યા છે, ત્યાગ કર્યા છે, અંને જંગલમાં જઇ તમારા ધ્યાનમાં તથા તમારા જ્ઞાનમાંજ નિમગ્ન રહીને જેણે પોતાના દહાડાઓ કહાડયા છેં તે સર્વ પવિત્ર જનોને તેઓના શુભ કર્મનો તમે રૂડો બદલો દેવાના છો, માટે શાસ્ત્રોમાં તમોને જીવો, મનુષ્યો અને દેવોના ઇનસાફ કરનાર અદલ ઇનસાફી મહાન ન્યાયાધીશ કહેલા છે.

---

## પરમાર્થ વિષે.

હે પ્રભુ! અમે એટલુંતો જાણીએ છીએ કે કોઇ મોટ ત-

ળાવમાંથી થોડાં પક્ષીઓ ચાંચ ભરી જાય તો તેમાં તેનું જળ કાંઇ ઘટી જતું નથી, તેમજ અમારી શક્તિના પ્રમાણમાં અમે જો લાચારોને મદદ કરીએ તો તેમાં અમારૂં પણ ઘટી જાય તેમ નથી; તેમ છતાં પણ અફસોસ કે અમે એ પ્રમાણે વર્તતા નથી. પ્રભુ ! અમે એવા અપરાધી જીવો છીએ કે, જે તમારૂં આપેલું છે તે તમારા પવિત્ર નામે તમારાં બાળકોને—અરે અમારાજ ભાઇબંધોને આપવામાં નિમિત્તમાત્ર થતાં પણ અમારો જીવ ચાલતો નથી, એટલા બધા અમે અમારા સ્વાર્થમાં ને લોભ લાલચમાં આંધળા થઇ ગયા છીએ.

કોઈ સારી જમીનમાં જો એક દાણો વાવ્યો હોય તો તેમાંથી એકને બદલે હજારો દાણા મળે છે, એવું અમે નજરે જોઇએ છીએ, તો પણ અમારૂં કઠણ અને લોભી હૈયું પીગળતું નથી અને ગરીબો ઉપર અમે દયા રાખીને વરતતા નથી; કારણ કે હજુ અમારા હૃદયમાં તમારા મહાન નામની ખરેખરી તાળી લાગી નથી, માટે હે પ્રભુ ! હવે તો અમને તારા નામની ખરેખરી તાળી લાગી જાય એમ કર, કે જેથી કરીને તારાં પવિત્ર નામ ઉપર, અમે અમારાં ભવિષ્યનાં સુખ સારૂ અમારા ગરીબ ભાઇબંધોમાં છુટથી માલ ફેંકી શકીએ.

હે નાથ ! અમે જેમ અમારા ગરીબ ભાઇબંધો તરફ નિર્દયતાથી વરતીએ છીએ તેમ જો તમે અમારી તરફ વરતશો તો અમારા શું હાલ થશે? એ વિચારતાં અમોને ત્રાસ લાગે છે, કારણ કે જો તમે અમારી સાથે એવી રીતે વરતોતો અમારૂં કદી પણ રૂડું થાય નહીં. માટે હે હરિ ! અમારી ઉપર દયા દૃષ્ટિ રાખો, અને અમે અમારા ગરીબ ભાઇ બેહેનો તરફ દયાથી વરતીએ એવી અમોને બુદ્ધિ આપો.

ડાહ્યાં માણસો પોતાના સ્વદેશમાં અને પોતાના બાપના ગામમાં પોતાની કમાણી મોકલી આપે છે, તેથી અંતે નીરાંતે બાપના ગામમાં સુખેથી રહી શકે છે, પણ અમેતો એવા અકરમી અને એવા મૂર્ખા છીએ કે બધું અહીંનું અહીંજ—પરદે-

શમાંજ ખાવા પીવામાં, પેહેરવા ઓઢવામાં, મોજ શોખમાં, ને ડોળ ડીમાકમાંજ ઉડાવી નાંખીએ છીએ; પણ એમ વિચારતા નથી કે પરમાર્થ કર્યા વિના બાપના ગામમાં એટલે કે પ્રભુના દરબારમાં છતાં સાધનોએ ખાલી હાથે જવું પડશે, એ વખતે અમોને કેટલી બધી શરમ થશે? અને કેટલુ બધું દુઃખ થશે? પણ હજી સુધી એ વિચાર અમે કરતા નથી, એટલા બધા અમે કઠોર થઈ ગયા છીએ. માટે હે દીનાનાથ ! અમો દીન-જનો ઉપર કૃપા કરી અમારા અંતઃકરણમાં પરમાર્થ કરવાની પ્રેરણા કરો.

નાત જાતમાં માન મેળવવા સારૂ તથા સગાં વ્હાલાંમાં મોટા કેહેવરાવવા સારૂ કરજ કરીને પણ અમે ખરચ કરીએ છીએ, પણ હે પ્રભુ ! તમારા અર્થે, અમારા દેશને અર્થે, અમારા ગરીબ ભાઇબંધોને અર્થે અને અમારા પવિત્ર ધર્મને અર્થે અમે કાંઇ પણ કરતા નથી. આ બહુ મોટી ભૂલ છે એમ અમે જાણીએ છીએ, પણ તમારી ભક્તિના બળ વિના એ ભૂલ સુધરી શકે તેમ નથી, માટે હે પ્રભુ ! અમોને તમારી ખરી ભક્તિ કરવાનું બળ આપો.

અમે જાણીએ છીએ કે, ગરીબોને આપવું તે કાંઇ ફેંકી દેવું એમ નથી, પણ તે તો સારામાં સારી જમીનમાં ઉત્તમમાં ઉત્તમ બી વાવવા જેવું છે, એટલુંજ નહીં પણ સુપાત્રોને તથા લાચારોને મદદ કરવી એતો મોટામાં મોટી બેંકમાં વધુમાં વધુ વ્યાજે નાણાં મૂકવા બરાબર છે, તેમ છતાં પણ પરમાર્થ કરવા માટે અમારી આંખ્યો ઉઘડતી નથી. હે વિશ્વંભર ! તમારા જેવો બીજો સાહુકાર અમોને કોણ મળનાર છે ? અને સ્વર્ગ જેવી બેંક બીજી કઇ મળનાર છે? પણ અમે એવા હૈયા-ફુટયા છીએ કે, તમારા શરણના બળ વિના એ અમૂલ્ય લાભ પણ અમે લઇ શક્તા નથી; માટે હે પ્રભુ ! અમારા હૃદયમાં તમારા ચરણના શરણનું બળ જામે એમ કરો.

હે પ્રભુ ! પરમાર્થનું ફળ કદી પણ જતું નથી એમ તમે

પોતે શાસ્ત્રો મારફત વારંવાર ખાત્રી આપેલી છે અને અમે પણ એ વાત માનીએ છીએ; એટલુંજ નહીં પણ અમે એમ પણ સમજીએ છીએ કે, સાથે કાંઇ પણ લાવ્યા નથી, અને કંઇ પણ લઇ જવાના નથી; ખાલી હાથે આવ્યા છીએ ને ખાલી હાથે પાછું જવુંછે. તેમ છતાં પણ અમારાથી કાંઈ પણ પરમાર્થ બનતો નથી. અમારાથી જે અમારૂં પોતાનું છે તે પણ ખવાતું નથી કે ખવરાવાતું નથી અને તોપણ અમે બીજાનું લેવા ઇચ્છીએ છીએ, એટલા બધા અમે અમારા સ્વાર્થમાં આંધળા થઇ ગયા છીએ; અને એટલા બધા અમે અભાગ્યા છીએ કે, હે પ્રભુ ! તમે કૃપા કરીને અમોને ઘણુંએ આપેલું છે તોપણ અમે તેનો લાભ લઇ શક્તા નથી. માટે તમારી કૃપાનો લાભ લઇને અમે અમારી શક્તિના પ્રમાણમાં મનથી, વચનથી ને કર્મથી પરમાર્થ કરી શકીએ એવી અમોને સદ્બુદ્ધિ આપો.

આ દુનિયાંમાં અધર્મથી ધન ભેળું કરનારા, કોરટો લડીને કોઈકના માલ ખાઇ જનારા, ટ્રસ્ટીઓ થઇને વિશ્વાસનો ભંગકરનારા, તથા અતિશય હાય હોય કરીને ધન મેળવનારાંઓનાં ધનનો નાશ થાય છે, ઘણી વખત તેઓનાં દીવાળાં નીકળી જાય છે, અને એવી રીતે અધર્મથી ધન ભેળું કરી શકનારનાં છોકરાંઓ રખડે છે તથા ભૂખે મરે છે, એવા અમે ઘણા દાખલાઓ જોઇએ છીએ, પણ કોઇ દાનેશ્વરીના છોકરાંઓ ભૂખે મરતાં જોયાં નથી તોપણ અમારાથી દાન દઇ શકાતાં નથી કે પરમાર્થ થઇ શકતો નથી: એટલા બધા અમે માયાવાદી થઇ ગયા છીએ, માટે હે પ્રભુ ! તમારાં પવિત્ર નામથી તમારા હરિજનોને અમે યથાશક્તિ આપી શકીએ, તથા અમારા દુઃખી ભાઇ બેહેનોના દુઃખમાં ભાગ લઇ શકીએ, અને તમે જેમ અમારી ઉપર દયા રાખોછો તેમ અમે જગતનાં સૌ જીવો ઉપર દયા રાખી શકીએ એવી હે પ્રભુ ! તમે અમારી ઉપર કૃપા કરો.

---

## ભગવદ્ ઇચ્છાને આધીન થવા વિષે.

ભગતો અને શાસ્ત્રો કહે છે કે, ગરીબાઇ ને શ્રીમંતાઇ નીરબળતાને બળવાનપણું, જશને અપજશ અને સુખ તથા દુઃખ, એ બધું હે સર્વશક્તિમાન પ્રભુ ! તમારી ઇચ્છાથી જાય છે ને આવે છે, માટે સર્વ વખતે હમેશાં અમે તમારી ઇચ્છામાં અમારી ઇચ્છાનો લય કરી શકીએ એવું કરો.

પ્રભુ ! તમારી ઇચ્છાને આધીન થવાથી એટલે કે જે સ્થિતિમાં તમે રાખો તે સ્થિતિમાં આનંદથી રહેવાથી અમારા હરખ શોક મટી જાય છે અને અમે સુખ શાંતિથી રૂડી રીતે જીંદગી ભોગવી શકીએ છીએ: એથી તમારી કૃપા વધતી જાય છે ને તેથી અંતે અનંતકાળનાં મોક્ષનાં સુખ ભોગવવા માટે અમે તમારી હજુરમાં આવી શકીએ છીએ. પ્રભુ ! તમારી ઇચ્છાને આધીન થવામાં આટલું બધું મોટું ફળ છે પણ અફ-સોસ કે અમે એટલા બધા ધર્મના બળ વિનાના થઇ ગયા છી-એ ને તેથી એટલા બધા અમારા ખોટા સ્વાર્થમાં ફસાઇ ગએ-લા છીએ કે, જરાપણ તમારી ઇચ્છાને આધીન થઈ શક્તા નથી; માટે હે પ્રભુ ! તમારી ઇચ્છાને આધીન થવા સારૂ અ-મારામાં ધર્મનુ બળ રાખો.

હે પ્રભુ ! અમે તો ઇંજીન છીએ: ઇજનેર તો તમે છો; માટે જેમ તમે કળ ફેરવો તેમ અમારે ચાલવું જોઇએ. તમે આગળ ચલાવો તો આગળ, તમે પાછળ ચલાવો તો પાછળ, તમે ધી-મું ચલાવો તો ધીમું ને તમે બહુ દોડાવો તો અમારે બહુ દો-ડવું જોઇએ. તમે વધારે ઉપાધિ આપો તો તે પણ ભોગવવી જોઇએ, તમે અમને સાવ ખાલી રાખીને દોડાવો તોપણ દોડવું જોઇએ અને તમે લાઇનમાંથી ખેસવી નાંખો તોપણ તમારી મરજી. એમાં કાંઇ અમારાથી હા કે ના કહેવાય નહીં; કારણ કે અમે તો ઇંજીન છીએ ને ઇજનેર તો તમેછો એટલે અમારી કળ તમારા હાથમાં છે. માટે હે સમર્થ પ્રભુ ! તમે જેમ

ચલાવો તેમ અમે ચાલીએ, એટલે કે જેમ નીભાવો તેમ નભીએ–જે સ્થિતીમાં રાખો તે સ્થિતિમાં આનંદથી રહી શકીએ એવું અમારા હૃદયમાં બળ આપો.

હે સર્વને જાણનાર સર્વ શક્તિમાન ઈશ્વર ! અમારૂં ભલું શેમાં છે એ જેવું આપ જાણો છો તેવું અમે અજ્ઞાની જીવો જાણતા નથી; માટે જેમ એક આંધળો પોતાના દોરનાર ઉપર આધાર રાખીને ચાલે છે તેમ અમે અજ્ઞાની જીવો સૌ વાતે તમારી ઉપર આધાર રાખીને જેમ તમે દોરો તેમજ અમે ચાલીએ એવી અમારી ઉપર કૃપા કરો. પ્રભુ ! અમારાં ધનભાગ્ય છે કે તમે પોતેજ અમારા દોરનાર છો. જીંદગીની ફરજો, આત્માનાં કલ્યાણ, તમારા પવિત્ર રસ્તાની ખબરો, અને તમારા મોક્ષધામનાં સુખની વાતો તમેજ અમોને પવિત્ર વેદશાસ્ત્ર મારફત જણાવી છે. એટલુંજ નહીં પણ તમેજ અમોને અનુકૂળ સંજોગોમાં મૂકો છો. તેમ છતાં પણ અમે છતી આંખે અને છતાં જ્ઞાને એટલા બધા આંધળા રહી ગયા છીએ કે, તમારી ઇચ્છાને આધીન થઇ જવામાં કેટલું બધું કલ્યાણ છે એ અમો હજી સુધી પણ સમજી શક્તા નથી. તમારા જેવા સર્વજ્ઞ દોરનાર છતાં પણ અમે પાપના ખાડામાં પડી જઇએ છીએ; કારણ કે અમે તમારા દોરવા પ્રમાણે ચાલતા નથી પણ અમે અમારી મરજી પ્રમાણે ચાલીએ છીએ, તેથી અમે પાપમાં ફસાઇને તમારા પવિત્ર રસ્તાથી દૂર થઈ જઇએ છીએ, માટે હે સર્વશક્તિમાન પ્રભુ ! અમારાં કલ્યાણ સારૂ ને તમારા સત્ય અમર માર્ગમાં આવવા સારૂ તમારી ઇચ્છાને આધીન થઈ શકીએ એટલે કે તમે જેમ રાખો તેમ આનંદથી રહી શકીએ એવી અમારી ઉપર કૃપા કરો.

અહીંની કોરટના કેસ માટે અમે જેમ વકીલ માથે આધાર રાખીએ છીએ, અને મંદવાડ વખતે જેમ ડાકતર ઉપર આધાર રાખીએ છીએ, તેમ અમારી આખી જીંદગી હે મહાન ઇશ્વર ! તમારે હાથ સોંપીએ છીએ, એટલે કે તમને અમારાં

જીંદગી અર્પણ કરીએ છીએ. માટે અમો શરણાગત જીવોનું જેમ તમારી કૃપાદૃષ્ટિમાં આવે તેમ કરો. અમે તો તમારા તમારાને તમારાજ છીએ, માટે તમે અમારા અમારાને અમારાજ થઇને રહો, એજ અમારી અંતરની ઇચ્છા છે.

ઓ મહાન ઇશ્વર ! અમે તો તમારા સીપાઇઓ છીએ. માટે જેમ તમે હુકમ કરો તેમ અમારે વરતવું જોઇએ, અને જેમ તમે હુકમ કરો તેમ અમારે રહેવું જોઇએ. તમે દુઃખ આપો તો દુઃખ પણ ખમવાં જોઇએ, તમે સુખ આપો તો સુખ પણ ભોગવવાં જોઇએ, તમે મંદવાડ આપો તો મંદવાડ પણ ખમવો જોઇએ, તમે મોટું કુટુંબ આપો તો એ જંજાળ પણ ભોગવવી જોઇએ, તમે બચ્ચાંન આપો તો તેમાં પણ સંતોષ રાખવો જોઇએ, તમે ગરીબી આપો તો તેને પણ ચલાવી લેવી જોઇએ, અને તમે મોત આપો તો તેને પણ શાંતિથી આધીન થવું જોઇએ.[1] કારણ કે ઓ પવિત્ર પ્રભુ ! તમે ધણીછો ને અમે તો તમારા સીપાઈ છીએ, માટે જેમ રાખો તેમ અમારે આનંદથી રહેવું જોઇએ; કારણ કે અમે જાણીએ છીએ કે, જે સીપાઇ સારી રીતે નોકરી બજાવે તેનોજ દરજો વધે છે અને તેનેજ વધારે પેન્શન મળે છે, તેમજ જેટલે દરજે અમે તમારી ઇચ્છાને આધીન થશું તેટલુંજ સુખ મેળવી શકશું, એમ જાણતાં છતાં પણ ઓ સર્વશક્તિમાન પ્રભુ ! અમે પામર જીવો તમારી ઇચ્છાને આધીન થઇ શક્તા નથી, અને તમે જે સ્થિતિમાં રાખ્યા છે તે સ્થિતિમાં સંતોષથી રહી શક્તા નથી, માટે ઓ કૃપાના ભંડાર ! તમારાં પવિત્ર નામનાં બળથી અમે અમારી સ્થિતિમાં દિલાસો રાખી શકીએ અને તમારા અખંડ માર્ગમાં આવી શકીએ એવી અમારા હૃદયમાં પ્રબળ પ્રેરણા કરો.

હે પ્રભુ ! આ જગત તથા બીજાં અનંત જગત અને તેમાં રહેલા અગણિત જીવોને તમેજ ચલાવી રહ્યાછો અને તમારી

---

૧ સ્વર્ગનાં વિમાનથી.

ઇચ્છા મુજબજ તે સૌ ચાલી રહ્યાં છે. માટે અમે પણ તમારી ઇચ્છા મુજબ ચાલવા તૈયાર છીએ, કારણ કે એક તમેજ અમારા ધણીછો.અને તમેજ અમારા સર્વસ્વ છો. અમે તો તમારા દાસાનુદાસ છીએ, માટે હે દીનદયાળુ દીનાનાથ સ્વયંપ્રકાશં સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા ! આપના આપેલા અમારા પવિત્ર ધર્મના બળથી તથા આપના મહાન નામના સેવાસ્મરણના બળથી આજથી અમે ખાસ ઠરાવ કરીએ છીએ કે, અમારા સર્વ મનથી સર્વ હૃદયથી ને સર્વ બળથી તમને શરણ થઇ તમારી પવિત્ર ઇચ્છા પ્રમાણેજ વરતશું.

---

## આપણામાં પ્રભુ પ્રેમ વધારવા માટે આપણે પ્રભુને શું કહેવું જોઇએ ?

હે જગતના ધણી ! આ જગતમાં પ્રેમ કરવા લાયક તો તું એકજ છે, માટે અમે સૌ તારા સાચા ભગત થઇ રહીયે એવું કર.

ઘણુંએ ન કરવાના કામો અમોએ કર્યાં છે, અને કરવાં જોઇએ તે કામો અમોએ કર્યાં નથી. પ્રભુ ! અમે એવા અધમ જીવો છીએં.

પ્રભુ ! અમને એક ખરો આશરો તમારાજ શરણનો છે.

પ્રભુ ! અમારા અપરાધો અમારા માથાનાં મોવાળા કરતાં પણ ઘણા છે, તે તમારા વિના બીજો કોઈ પણ માફ કરી શકે તેમ નથી; માટે હે દીનદયાળુ ! અને લોકોના રક્ષક પ્રભુ ! અમો શરણાગત જીવોનાં પાપો ક્ષમા કરો.

હે હરિ ! અમે તમારા માર્ગથી દૂર ન જઇએ એવી અમોને બુદ્ધિ આપો.

પ્રભુ ! તમો જે દયાના સમુદ્ર છો તે વિના અમને બીજું કોણ નીભાવી શકે તેમ છે ? અમે પાપમાંજ જન્મ્યા છીયે, પાપમાંજ ઉછરેલા છીયે, પાપોજ કરતા આવ્યા છીયે અને

હજી પણ અમારી પાપી બુદ્ધિ પાપમાંથી પાછી હઠી નથી; માટે હે અધમના ઉદ્ધાર કરનાર પાપમોચન પ્રભુ! અમો પાપીઓને સદ્‌બુદ્ધિ આપો.

પ્રભુ! અમારી ઉપર તારી દયાનો પણ પાર નથી, અને તારી સામે થઇને અમે જે પાપો કર્યાં છે, તેનો પણ કાંઈ પાર નથી.

હે દેવ! અમને તારાવિના બીજા કોઈનું પણ બળ નથી.

પ્રભુ! અમો પાપી જીવોના ઇનસાફ કરવા બેસશો તો અમારો આરો આવે તેમ નથી; માટે હે દીનાનાથ! અમો દીન જનો ઉપર તો દયા, દયા ને દયાજ કરો.

પ્રભુ! જે તમારા ગુણગાન કરતા નથી તે મોટી ભૂલ કરે છે; માટે હે મારા નાથ! અમે એવી ભૂલ ન કરીયે એવું કર.

પ્રભુ! તમને જાણ્યા વિના જે જીવે છે તે મુવા જેવાજ છે.

હે નાથ! અમો અજ્ઞાનીઓને એવું જ્ઞાન આપો કે તમારી સત્ય વસ્તુની શોધમાંજ અમે હમેંશા મંડયા રહીયે.

પ્રભુ! અમારૂં અંતઃકરણ શુદ્ધ કરીને તેમાં તારા ચરણનો પ્રેમ આપ.

અમો માયાવાદી બોલકણા જીવો તારો સુખદાઈ માર્ગ મૂકીને અવળે માર્ગે ચડયા છીયે, તેને નીતિના નિયમોમાં લાવો.

પ્રભુ! અમો માયિક પ્રપંચમાં મચેલા જીવોનો હવે તું માલીક થા.

અમો ઉપર એવી કૃપા કર કે અમે તારાવિના બીજા કોઇપર પ્રેમ ન કરીયે.

હે પ્રભુ! અમારો જીવ જેટલો આ જગતની જંજાળમાં રોકાઇ ગયો છે તેટલો તમારી સેવા અને તમારા ગુણગાનોમાં રોકાઇ જાય એવો દહાડો તે કયારે આવશે?

પ્રભુ! હવે મને તમારો દાસ કરી લો કે જેથી હું મારા બાકીના દહાડા તમારી સેવાના અને સ્મર્ણના સુખમાં કાઢી શકું.

હે હરિ! અમો ખોટે રસ્તે રખડતા જીવોને તમારા પવિત્ર માર્ગમાં લાવો.

પ્રભુ ! અમને તમારૂં ખરૂં દર્શન આપો કે જેથી અમે તમારી સાથે એકત્ર થઇ જોડાઇ જઇને રહીયે.

અમારૂં ચોમેર ભટકતું મન તમારા ચરણ તરફ ખેંચવાની કૃપા કરો.

અમો અજ્ઞાનરૂપી નિદ્રામાં સૂતેલા જીવોને હવે તમારા માર્ગમાં લેવાની કૃપા કરો. પ્રભુ ! અમો પારકા દુર્ગુણોની કથણી કરવામાં બહુ દહાડા ગુમાવ્યા છે; પણ એ દોષમાંથી છુટી અમે અમારા પોતાના દોષ તરફ જોતાં શીખીયે એમ કરો.

પ્રભુ ! જો તમે અમને ગરીબને તજી દેશો તો અમારી ગતિ થઇ શકવાની નથી.

અમારા અંતરમાં તારો પ્રેમ આપ, તારો પ્રેમ આપ. અમો ઉપર એવી કૃપા કર કે અમે તારા વિના બીજા કોઇ ઉપર પ્રેમ ન કરીયે.

હે વૈષ્ણવોના વહાલા ! તું અમને તારામાં અધિક અધિક વહાલપ આપ.

પ્રભુ ! અમે તારા દાસ થવાને લાયક થઇએ એવા ગુણ અમો સૌને આપ.

અમે સૌ તનેં તન, મન, ધનથી અર્પણ થઇને રહીયે એવી અમોને બુદ્ધિ આપ.

પ્રભુ ! હવે અમારૂં ચિત્ત તમારામાં લય થઇ જાય એમ કરો.

સર્વત્ર જેની દૃષ્ટિ છે એવા પ્રભુ ! સદાય અમારી સાથે છે, એવું જાણીને અમે પાપ કર્મ ન કરીયે એવી અમોને બુદ્ધિ આપો.

હે હરિ ! અમે સર્વે એક બીજા ઉપર ભાવ રાખી, એક બીજાના સંકટોમાં સહાય કરીયે, અને સર્વની તરફ ક્ષમાદૃષ્ટિથી વરતીયે, એવી અમોને બુદ્ધિ આપો.

પ્રભુ ! અમને તમારા કરીલો, અને તમે અમારા થઇ જાઓ, એટલુંજ અમે માંગીયે છીયે.

તું તારા સેવકના સુખનો એક મોટો સમુદ્ર છે, માટે હે પરમાનંદ પ્રભુ ! અમે સદા સર્વદા તારા આનંદમાં ડુબેલા રહી-

યે એવું કર.

કૃપા કર, પ્રભુ કૃપા કર, અમે સૌ તારા દાસના પણ દાસ છીયે તેની ઉપર કૃપા કર. પ્રભુ ! તમે કૃપાળુ છો, અને અમે સૌ તમારા આશ્રય ગતિ જીવ છીયે. તમારાવિના બીજો કોઇ પણ અમારો સમર્થ બેલી નથી.

પ્રભુ ! અમે તારે બળે બળીયા છીએ.

પ્રભુ ! તમે જેના સહાયક છો, તેનો કોઇ પણ વાંકો વાળ કરી શકે તેમ નથી.

અમે દરરોજ તમને ગમે એવાં કાંઈક કાંઈક રૂડાં કામો કરીયે એવું કર.

પ્રભુ ! મારી સઘળી શોભા તમારે વડેજ છે. હે ઇશ્વર ! મારૂં ભલું જેવું આપ જાણો છો તેવું હું જાણતો નથી. માટે હે દીન-જનપાલક ! શરણાગતની લજ્જા આપને હાથ છે.

રાતના સૂતી વખતે તુંજ અમારી સંભાળ લેછે, અને સવા-રના તુંજ અમને સાજાતાજા ઉઠાડે છે.

તમારી ઇચ્છાથી અમે ઉત્પન્ન થયા છીયે, માટે અમારા ખરા પિતા તમેજ છો, અને આજ દિવસ સુધી તમોએ અ-મોને નીભાવ્યા છે, માટે અમારા પાલન કર્તા પણ તમેજ છો.

પ્રભુ ! તમે અમારી અગાઉ આ જગત નહોહું ત્યારે પણ હતા, હાલ પણ છો, અને હવે પછી પણ રહેશો.

હે હરિ ! હું કાંઇ પણ સાથે લઇઆવ્યો નથી અને કાંઇ પણ સાથે લઈ જવાનો નથી, તેમ હું તમારી કૃપા શિવાય કાંઇ કરી શકું તેમ નથી.

વિશ્વંભર પ્રભુ ! આ જગતને તમેજ નીભાવી રહ્યાછો.

આ જગતમાં જે જે કાંઇ સુંદરતા દેખાય છે તે બધી તા-રીજ કૃતિ છે.

ધન્ય છે તારી કૃતિને અને પ્રભુ ! બલિહારી તારા નામને.

પ્રભુ ! તારૂં મંગળ નામ ઘણાંક જન્મનાં પાપોને બાળીને ભસ્મ કરી નાંખે તેવું છે; માટે અમે સદાય તારા નામનો જપ કરતા રહીયે એવું કર.

હે દેવોના દેવ ! આ જમીન ઉપર અને ઉપરના આસમાનમાં તમારાથી બીજો કોઇ પણ મોટો નથી; તમે સર્વ રાજાઓની માથે રહેલા મહારાજા છો તેથી સૌ તમને નમે છે.

પ્રભુ ! અમો નિરાધારના તમો આધાર છો, નિર્બળનું તમે બળ છો, અને અમો અનાથના તમે નાથ છો.

પ્રભુ ! તમે પોતે સુખ સ્વરૂપ છો, અને જે જે સેવક તમારી પાસે આવે છે તેને સદાય સુખી કરો છો.

તમારા સ્વરૂપની સુંદરતા ને આનંદ એ કોઇ પણ પ્રાણીથી કે દેવોથી પણ વર્ણવી શકાય તેમ નથી.

હે ઇશ્વર ! જીવથી કદી સમુદ્રકિનારાના રેતીના કણ ગણ્યા જાય, પણ તારા ઉપકારો ને તારા ગુણો ગણ્યા જાય તેમ નથી.

આ જગતમાં અને પરલોકમાં અમારો એક સાચો સગો તુંજ છે; તારા વિના બીજો કોઇ નથી, કોઇજ નથી.

પ્રભુ ! તું અમારા જીવનનો પણ જીવન થઇ જા, કે જેથી અમે તારા ગુણગાનમાંજ અમારૂં જીવન ગાળીયે.

---

## ઇશ્વરનો મહિમા સમજાવનારી પ્રાર્થના.

પ્રભુ ! તમે સૂર્ય ચંદ્રને કહ્યું કે, તમે આસમાનમાં રહી ફર્યા કરો, તો તેઓ એમજ કરે છે, અને પાણીના મોટા સમુદ્રને તમે જે હદ બાંધી આપી છે તેમાંજ તે રહ્યો છે. આ પ્રમાણે તમારી સરજેલી સઘળી વસ્તુઓ તમારા હુકમને તાબે છે અને તમારા આપેલા નિયમ પ્રમાણે વરતે છે.

તમારા હુકમથી પૃથ્વી અનાજ આપે છે. તમારાજ હુકમથી સૂર્ય ચંદ્ર પોતાની ગતિમાં રહે છે. તમારાજ હુકમથી વરસાદ વરસે છે. તમારાજ હુકમથી વાયુ વાય છે. તમારા હુકમથીજ સમુદ્રમાં ભરતી ઓટ થાય છે, અને તમારાજ હુકમથી રૂતુઓ એક પછી એક આવે છે ને જાય છે.

પ્રભુ ! તમે પહાડોને કહ્યું કે એક જગ્યાએ પડયા રહો,

તો તેઓ ત્યાંજ પડેલા છે. પ્રભુ ! તમે નદીઓને કહ્યું કે વહ્યા કરો તો તેઓ સદાય ચાલતીજ રહે છે.

નાથ ! તમારી ઇચ્છા વિના આસમાનમાંથી પાણીનું એક ટીપું પણ નીચે પડતું નથી, તેમજ આ વિસ્તીર્ણ મોટા જગતના કોઇ પણ ખુણામાં તમારી જાણ વિના કાંઇ પણ નાનો કે મોટો બનાવ બનતો નથી.

પ્રભુ ! કૂતરાને પોતાના ધણીને ઓળખવાની શક્તિ, ચકલાંને પોતાનાં માળા બાંધવાની જુકિત, માખીઓને મધપુડો બનાવવાની અક્કલ, અને કરોળીઆને ઝુલતા પુલો બાંધવાની ગોઠવણીના શીખવનારા પ્રભુ ! તમેજ છો.

જળના જીવો જળમાં વસી રહ્યા છે. પવનના જીવો પવનમાં ફર્યા કરે છે, અને પૃથ્વીના જીવો પૃથ્વીના પેટમાં વસીને પોતાનો ગુજારો કરે છે. આ બધું, પ્રભુ ! તમારૂં અગાધ ડહાપણ અને અદ્‌ભુત લીલાનું કાર્ય છે, જેને નીરખીને મનુષ્યો મોટા આશ્ચર્યમાં પડે છે.

પ્રભુ ! તમે સૌના પાલનકર્તા છો, તેથી છેક નાનામાં નાની કીડીથી તે હાથી પર્યંત સૌનું તમેજ પુરૂં કરો છો. અમારા જન્મની અગાઉ અમે શું ખાઇશું તેની ગોઠવણ તમેજ કરી રાખી હતી, એટલુંજ નહીં પણ મહાસાગરમાં રહેતા મોટા મગર મચ્છો, જેને દરરોજ ખોરાકનો મોટો જથ્થો જોઇએ છે, તે સૌનું પુરૂં કરનાર પાલનકર્તા પ્રભુ ! તમે પોતેજ છો.

પ્રભુ ! તમે સર્વશક્તિમાન છો, તેથી તમે ચહાય તે કરી શકો તેવા છો: તમારાથી ન બની શકે એવું કાંઇપણ નથી.

તમે સંતોને સહાય કરનારા, પાપીઓને શિક્ષા કરનારા અને શરણાગતની લજ્જા રાખનારા છો. તમે જલને ઠેકાણે થળ અને થળને ઠેકાણે જળ કરી શકો એવા છો. તમે નિરધનને ધનવાન કરી શકો તેવા છો–તમે મૂરખને વિદ્વાન કરી શકો તેવા છો. પ્રભુ ! તમે રાયને રંક અને રંકને રાય કરી શકો

એવા સર્વ સમર્થ ધણી છો.

પ્રભુ ! તમે ચાહોતો ધરતીકંપ કરીને સૌનો નાશ કરી શકો, તમે ચાહોતો પવન ચલાવીને નાશ કરી શકો, અને તમે ચાહોતો દુકાળો પાડીને, મરકીઓ ફેલાવીને, લડાઇઓ કરાવીને તથા મનુષ્યોની મતિયો ફેરાવીને નાશ કરી શકો એવા છો; એટલુંજ નહીં, પણ તમે જો ચાહો તો માંકડ, મચ્છરો, ટીડ કે વાઘ વરૂઓનો વધારો કરી માણુસોને લાચાર બનાવી પાયમાલ કરી શકો તેમ છો.

પણ તમે શાંતિદાતા પ્રભુ ઘણાજ ક્ષમાવાન છો, તેથી તમે જાણોછો કે અમે મને, વચને, અને કરમે કરીને અગણિત અપરાધો કર્યા છે, છતાં પણ તમે અમોને નીભાવો છો, એ કાંઇ તમારી થોડી દયાદૃષ્ટિ નથી.

પ્રભુ ! શાસ્ત્રમાં તમને દયાના સાગર કહ્યા છે, પણ સાગરનો તો કોઇક ઠેકાણે પણ છેડો આવે છે, પણ તમારી દયાની તો સીમાજ નથી; માટે તમને અધમઉદ્ધારણ, પાપમોચન, દીનજનપાલક, દયાના નાથ, અને ભક્તવત્સલ ભગવાન કહ્યા છે.

પ્રભુ ! તમે પવિત્ર છો. તમારા નિયમો પણ પવિત્ર છે: અને આ જગતમાં વસનારા, ભક્ત, હરિજનો, ને સંતો સદાય પવિત્રતાથી રહેવા ચાહે છે, એટલુંજ નહીં, પણ તમારી પાસે વસનારા દેવતાઓ અધિક અધિક પવિત્રતાથી વરતે છે, અને તમે પોતે તો સઘળી વાતે નિષ્કલંક એવી પરિપૂર્ણ પવિત્રતાથી સદા સર્વદા શોભી રહ્યા છો.

ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમમાં જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં સર્વત્ર તમારૂંજ રાજ છે; અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળના જ્ઞાતા પણ તમેજ છો; તથા જડ ચૈતન્યને ચલાવનારા સૌના સ્વામિ પણ તમેજ છો. પ્રભુ ! ચૌદે ભુવનની માલેકી તમારેજ હાથ છે.

હે અનંત બ્રહ્માંડોના નાથ ! જમાનાઓના જમનાઓ થયાં દુનિયાંની સઘળી પ્રજાઓ તમારા ગુણગાન કરે છે, અને તો-

પણ હે પ્રભુ ! તમારી મોટાઇનો કોઈ પાર પામ્યું નથી.

પ્રભુ ! તમારા કયા કયા ગુણો સંભારીને અમે તમારૂં ગુણગાન કરીયે તે અમે જાણતા નથી.

જેને આંગણે અમૃતની નદીઓ વહ્યા કરે છે, જેના બગીચામાં કલ્પવૃક્ષો શોભી રહ્યાં છે, ચિંતામણિથી જડિત સુશોભિત મહેલમાં જેનો વાસ છે, અને જેના ચરણના નખની શોભા કોટાનકોટિ સૂર્યને પણ લજ્જાયમાન કરે એવી છે, તથા મુક્તપુરૂષોનું મોટું મંડળ જય જયકાર કરી જેની આરતિ ઉતારી રહ્યું છે, એવા અવર્ણ્ય, અકળેશ્વર, સર્વેશ્વર, અને દેવેશ્વર, મહાન પ્રભુને અમારા હજારો હજારવાર દંડવત છે.

---

## ભ્રાતૃ ભાવ.

પ્રભુ ! આ જગતના કર્તા તમે એકજ છો અને અમે સૌ-પ્રાણી માત્ર તમારાં બચ્ચાં છીએ, તથા એક બીજાના ભાઇબંધ છીએ. અમારામાં કોઇ કાળા છે, કોઇ ગોરા છે; કોઇ શ્રીમંત છે, કોઇ ગરીબ છે; કોઇ વિદ્વાન છે, કોઇ મુરખ છે; કોઇ ગુણી છે ને કોઇ દુર્ગુણી છે; એવું છતાં પણ અમે સૌ એક તમારાંજ બાલક છીએ અને અમે એક બીજાંનાં ભાઇ બેહેન છીએ, પણ અફસોસ કે તે પ્રમાણે દુનિયાંદારીના વેહેવારમાં વરતી શકતા નથી.

પિતા જેમ પોતાના કુટુંબમાં સલાહ સંપ રાખવા ઇચ્છે છે અને સલાહ સંપ જોઇને રાજી થાય છે, તેમ હે જગતપિતા ! તમે પણ આ જગતમાં સંપ સલાહ રાખવા ઇચ્છો છો અને અમોને સૌને સ્નેહથી હળી મળીને ચાલતા જોઇને અતિશય રાજી થાઓ છો, એટલુંજ નહીં પણ અમે સલાહ સંપ રાખીએ તો તમે અમોને તે બદલ મોટું ઇનામ આપો છો; પણ અમે એવા અભાગીયા જીવો છીએ કે, ધૂળ જેવી વાત સારૂ પણ અમારા ભાઇઓ સાથે અમે લડી પડીએ છીએ અને તમો પવિત્ર

પિતાને અમે નારાજ કરીએ છીએ. એમ કરવું એ મોટું પાપ છે એમ અમે સમજીએ છીએ, અને તોપણ અમે અમારા વિચારોને, અમારાં વિકારોને, અમારા ફાંટાઓને, અમારા મતભેદોને અને અમારા સ્વાર્થને અમે રોકી શકતા નથી, તેથી ભ્રાતૃભાવ ભૂલીને વારંવાર અમે એક બીજા સાથે લડી પડીએ છીએ; માટે હે પ્રભુ ! અમારી જાંતવાળા અને પરજાતવાળા, અમારા ધર્મવાળા અને પરધર્મવાળા, અમારા દેશવાળા અને પરદેશવાળા, તથા અમારા રાજ્યવાળા અને પરરાજ્યવાળા, સૌ સાથે પ્રેમ રાખીને વરતીએ એવી અમોને સદ્બુદ્ધિ આપો.

અમે જાણીએ છીએ કે આ કાંઇ દેવતાઓને રહેવાની સ્વર્ગપુરી કે મોક્ષધામ નથી પણ આતો મનુષ્ય લોકને રહેવાનો મૃત્યુલોક છે. અહીંતો જુદા જુદા સ્વભાવનાં જુદી જુદી પ્રકૃતિનાં જુદી જુદી રીત ભાતનાં જુદા જુદા દેશનાં અને જુદા જુદા ધર્મનાં માણસો રહે છે: તેમા કોઇ લોભી હોય છે, કોઇ કામી હોય છે, કોઇ ક્રોધી હોય છે, કોઇ અદેખા હોય છે, કોઇ ધર્મના ઝનુનવાળા હોય છે, કોઇ બુરાં વ્યસનોવાળા હોય છે, કોઇ કજીયાખોર હોય છે અને કોઇ મુરખ હોય છે; પણ હે પ્રભુ ! એ બધા તમારાજ પુત્રો છે અને અમારા ભાઇઓજ છે, એમ સમજીને તેઓની ઉપર વેર ન રાખીએ પણ ઉલટી ક્ષમા રાખીએ, અને ધીરજથી તેઓના દોષ સહન કરીએ એવી અમારા અંતરમાં પ્રેરણા કરો:

પ્રભુ ! શાસ્ત્રોએ અમોને શીખવેલું છે કે, તમારા ભાઇબંધોના દોષો તરફ ન જુઓ પણ તેઓમાં મહાન પ્રભુનો પવિત્ર આત્મા રહેલો છે તેની તરફ જુઓ; પણ અમે અમારા સ્વાર્થમાં ને અમારા મતમાં એવા ફસાઇ ગયા છે, કે પવિત્ર આત્માનાં કલ્યાણને તો અમે ભૂલીજ જઇએ છીએ અને બહારની દોષદૃષ્ટિમાંજ અમે પડ્યા રહીએ છીએ, એ પાપમાંથી હે પ્રભુ ! તમારી કૃપા વિના છુટી શકાય તેમ નથી.

હે પ્રભુ ! તમારી માફી મેળવ્યા વિના અમારો કયાંઇ

પણ આરો આવી શકે તેમ નથી, કારણ કે અમે તો પાપનાજ ભરેલા છીએ, અને તમારી દયાનેજ આધારે છીએ, પણ જો અમે અમારા ભાઇબંધોના વાંક માફ કરીએ અને તમારાં બાળકોની તરફ દોષદૃષ્ટિથી ન જોઇએ પણ તેઓની ઉપર પ્રેમ રાખીએ તોજ તમે અમારા અપરાધો માફ કરો છો, એમ અમે જાણીએ છીએ પણ અફસોસ કે અમારાથી એમ બની શકતું નથી. અમે એવા નીચ બની ગયા છીએ કે અમે તો પહાડ જેવી ભૂલો કરીએ છીએ પણ અમારા ભાઇબંધોની રજ જેટલી ભૂલ પણ સાંખી શકતા નથી. બીજાઓની ભૂલો કાઢવામાં અને બીજાંઓની અદેખાઇ કરવામાં અમે એટલા બધા શૂરાપૂરા થઇ ગયા છીએ કે જાણે એ રોજનો ધંધોજ માંડી બેઠા છીએ. હે પ્રભુ! અમોને તમારી માફી મેળવ્યા વિના તો કદી પણ ચાલી શકે તેમ નથી, પણ અમે તો અમારા ભાઈબંધોની ખામીઓ જરા પણ માફ કરી શકતા નથી, ત્યારે તમે અમોને કેમ માફી આપશો? તમારી માફી વિના અમારૂં કલ્યાણ કેમ થશે? માટે હે પ્રભુ! અમે અમારા ભાઇબંધોની ભૂલો શોધવામાંજ મચ્યા ન રહીએ પણ તેઓની ખામીઓ દરગુજર કરીએ અને તેઓ તમારાજ પુત્રો છે એમ સમજી તેઓની ઉપર પ્રેમ રાખી સૌ સાથે શાંતિથી વરતીએ એવી અમોને બુદ્ધિ આપો.

આગગાડીના એકજ ડબામાં બેઠેલા મુસાફરો જેઓ એકજ ગામ જવાના હોય તેઓ જેમ એક બીજા સાથે હળીમળી દિન ગુજારો કરે છે તેમ અમે પણ સૌ મોક્ષ ધામ મેળવવા માટે નીકળેલા મુસાફરો છીએ, માટે હે પ્રભુ! અમારી સાથના સૌ જાતના એવા ભાઇબંધ મુસાફરો સાથે અમે સંપ રાખીને વરતીએ એવી અમારા અંતરમાં પ્રેરણા કરો.

હે પ્રભુ! અમારા ભાઇબંધો કે જે તમારાં બાળકો છે તેઓમાં જે કોઇ ભૂખ્યા હોય તેને ખાવાનું આપીએ, નાગા હોય તેને વસ્ત્ર આપીએ, માંદા હોય તેને દવા આપીએ, દુઃખી હોય તેને દિલાસો આપીએ, ધંધા રોજગાર વિનાના હોય તેને રોજી

અપાવવાની તજવીજ કરીએ, નિરાધાર હોય તેને આશરો આપીએ, મૂર્ખ હોય તેને જ્ઞાન આપીએ, ધર્મ ન જાણતા હોય તેઓને ધર્મ શીખવીએ, અને કોઇ મરી ગયું હોય તો તેને ઠેકાણે પાડીએ; તથા તેની ઉત્તર ક્રિયાઓ કરીએ, અને એવીજ રીતે કાળજી રાખી સદા સર્વદા સૌનાં કલ્યાણમાં મચ્યા રહીએ એવાં હે પ્રભુ ! અમારાં સૌનાં હૈયાં કરો.

જે જે માણસો અમારામાં મોટા હોય અને માનને યોગ્ય હોય તેઓને તેઓના દરજા પ્રમાણે માન આપીએ, ગરીબોને દાન આપીએ, તથા સૌ સૌને સૌના વાજબી હકો ચુકાવી આપીએ, અને સારા તથા નરસા, ગુણી ને અવગુણી, પંડિતને મુરખ, ધનવાનને નિરધન, ભગત અને ધરમ ન જાણનાર સૌ ઇશ્વરના ઉત્પન્ન કરેલા જીવો છે, તથા અમારા ભાઇઓ છે, એમ જાણી સૌ સાથે સ્નેહ રાખી વરતીએ, અને સદાય તમને દીનતા પૂર્વક હાથ જોડી દંડવત કરીને વારંવાર વિનંતિ કરીએ છીએ કે,

હે પ્રભુ ! અમારા દેશમાંથી દુકાળ, લડાઇ,:દરદ, દરિદ્રતા, અને એવાં બીજાં જે જે પ્રકારનાં પ્રજાનાં સંકટો હોય તે સર્વ ઓછાં થાય એવું કરો અને તેની સાથે અમારી ઇસ્પીટાલોમાં પડેલાં માંદાંઓ સાજાં થાય, તુરંગમાં પડેલા કેદીઓને સુમતિ આવે અને ઘરબાર વિનાનાં ભટકતાં રાંક બાપડાં ગરીબોને જોઇતો આશ્રય મળે એવી કૃપા કરો. પ્રભુ ! ધનવાનોનાં દિલ ઉદાર થાય, ગરીબો પોતાની સ્થિતિમાં સંતોષી બની રહે, સ્ત્રીઓ પોતાનો પતિવ્રતાનો ધર્મ પાળે, અને છોકરાંઓ પોતાનાં મા બાપના તાબેદાર થઈ રહે, તથા જગતમાં સૌ નાના મોટાઓ પોતાના દુર્ગુણો મૂકી સદાય સદ્‌ગુણી થવાની તજવીજમાં રહે; તથા અમારાં તળાવો પાણીથી ભરપુર ભરેલાં રહે, અમારાં ખેતરોમાં ઝાઝાં ઝાઝાં અનાજો થાય, અને સમસ્ત પ્રજા ધનધાન્યથી સુખી થઇ આનંદમાં વર્તે એવી કૃપા કરો; અને સર્વ લોકો પોતપોતાના વ્યવહારમાં નિષ્કપટપણાથી

વર્તે, એક બીજા સાથે રૂડો ભાવ રાખી એક બીજાનું બુરૂં કરે નહીં કે બુરૂ ઇચ્છે નહીં, એવું હે પ્રભુ ! તમે કરો.

હે જગતના ધણી ! આ જગતમાં સર્વત્ર તમારૂં જ્ઞાન ફેલાય, સર્વ લોકો પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તે, અને તમારૂં મંગળ ગુણગાન કરતા રહે તથા જયાં ત્યાં તામારા નામનો જય જયકાર બોલાઇ રહે એવું કરો. એવું થવા માટે અમે સર્વ હાથ જોડીને દીનતાપૂર્વક સ્તુતિ કરીએ છીએ કે:—

પદ.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ. (ટેક.)
નરનારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ. દયાળુ.
જગનાવાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠોજામ. દયાળુ.
દુનિયાંમાં દરદ દુકાળ પડે નહીં, લડે નહીં કોઇ ગામ. દયાળુ.
સર્વ જને સુખકારી વધે ને, વળી વધે ધન ધાન. દયાળુ.
કોઇ કોઇનું બુરૂં નવ ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન. દયાળુ.
પોત પોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન. દયાળુ.

**नारायण नारायण नारायण.**



ॐ

# સ્ત્રીઓનું સ્વર્ગ.

કીમત રૂા. ૧ાા દોઢ.

"સ્ત્રીઓનું સ્વર્ગ" ઉંચામાં ઉંચા ને નવામાં નવા વિચારોથી ભરપુર છે અને તે સ્ત્રીઓને ખાસ વાંચવા લાયક તથા દરેક કુંટુંબોમાં જરૂર રાખવા લાયક એ પુસ્તક છે. સ્ત્રીઓને માટે એવી જાતના ઉંચા વિચારોનું ગુજરાતી ભાષામાં બીજું એકે પુસ્તક નથી. વધારે ખાત્રી માટે એ પુસ્તકમાંથી થોડા પેરેગ્રાફ વાંચી જુઓ.

પાનું ૯૯ માંથી. મનુની આજ્ઞા.

મનુ મહારાજે અમોને તો ખાસ એમજ શીખવેલું છે કે,

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥

બેહેનૃ, દીકરી, વહુ વિગેરે પોતાના કુટુંબની સ્ત્રીઓનું માન ન રાખવાથી જે ઘરને સ્ત્રીઓ શ્રાપ દેય છે તે ઘર નાશકારક શક્તિથી સર્વ રીતે નાશ પાને છે.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥

જેના કુટુંબની સ્ત્રીઓ દુઃખમાં રહેછે તે કુલનો નાશ થાય છે અને જ્યાં સ્ત્રીઓ આનંદમાં રહેછે ત્યાં વંશની વૃદ્ધિ થાય છે.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥

જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે એટલે કે સ્ત્રીઓને સુખી

રાખવામાં આવે છે ત્યાંજ દેવતાઓ રમ્યા કરે છે અને જયાં સ્ત્રીઓનું સન્માન હોતું નથી તેઓને કોઇ પણ કામોનું ફળ મળતું નથી.

तस्माद्देताः सदा पूज्या भूषणाच्छादनाशनैः।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥

માટે જેઓ ધનની ઇચ્છા રાખતા હોય તેણે ધર્મની બધી જાતની ક્રિયાઓમાં તથા ઉત્સવમાં વસ્ત્ર દાગીના તથા ખાવાનું આપીને સ્ત્રીઓને રાજી રાખવી જોઇએ.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

જે ઘરમાં પુરૂષ પોતાની સ્ત્રીથી રાજી રહે છે અને સ્ત્રી પોતાના ધણીથી રાજી રહે છે ત્યાંજ ખરેખરૂં કલ્યાણ થાય છે.

---

## પાનું ૧૩૦ માંથી. સ્ત્રીઓની ઉત્તમતા.

સ્ત્રી જાતીનું અપમાન કરવું એ આપણી પોતાની માનું પણ અપમાન કરવા બરાબર છે. એટલુંજ નહીં પણ મહાન ઇશ્વરના રાજ્યની કોઇપણ વસ્તુને બીજી વસ્તુ કરતાં હલકી માનવી એ અમારા અભેદ માર્ગથી અને અભેદ ધર્મથી ઉલટું છે, એથી પણ આગળ વધીને અમે તો એમ માનીએ છીએ કે, ઇશ્વરની બનાવેલી કોઇપણ વસ્તુને હલકી માનવી એ આપણા મનની હલકાઇ છે, ને એ ઇશ્વરનું અપમાન કરવા બરાબર છે, કારણ કે દરેક વસ્તુ પોતપોતાને સ્થાને, પોતપોતાને વખતે, અને પોતપોતાની કામગીરીમાં જગતને એક સરખીજ ઉપયોગી છે. માટે કોઇપણ વસ્તુને અમે ખરાબ કહી શક્તા નથી, ત્યારે ઇશ્વરની કૃપાપાત્ર દેવોની પ્રતિનિધીઓ દયાની દેવીઓને અમે કેવી રીતે હલકી ગણી શકીએ? સ્ત્રીઓને તો અમે અમારા અતિથિયો સમજીએ છીએ. સ્ત્રીઓને તો અમે અમારી શર-

ણાગતુ સમજીએ છીએ. સ્ત્રીઓ નબળી છે, નાજુક છે, અને પરાધીન છે માટે તેને સુખી રાખવા સારૂ તો ઇશ્વરે અમોને પુરૂષાર્થ આપેલો છે. સ્ત્રીઓ એ ઇશ્વરનાં ફુલો છે. સ્ત્રીઓ એ જગતની શોભા છે. સ્ત્રીઓ એ પુરૂષોની જીંદગીની મિઠાશછે. સ્ત્રીઓ એ પુરૂષોનો પુરૂષાર્થ વધારવા સારૂ પ્રત્યક્ષ જાદુ છે. સ્ત્રીઓ એ જગતના પ્રવાહને આગળ વધારનારી મહાશક્તિ છે. સ્ત્રીઓ એ મહાત્માઓને ઉત્પન્ન કરનારી ખાણુ છે. ભવિષ્યની પ્રજાના સુખની દોરી સ્ત્રીઓના હાથમાં છે. સૌન્દર્યનો સ્વામી સ્ત્રીઓના ચ્હેરામાં છે. દયાનો દેવ સ્ત્રીઓના હાથમાં છે. શરમનો સ્વામી સ્ત્રીઓની આંખમાં છે. સંગીતનો દેવ સ્ત્રીઓના કંઠમાં છે. સ્વર્ગનું અમૃત સ્ત્રીઓની જીભમાં છે. સ્વર્ગ પોતે સ્ત્રીઓના પ્રેમમાં છે, અને જો સમજી શકો ને લઇ શકો તો મોક્ષધામ સ્ત્રીઓના હૃદયમાં છે. એટલુંજ નહીં પણ અમે તો એમ અનુભવીએ છીએ કે, દરેક પળે નવી નવી ખુબીવાળી લાગતી રમણીઓમાં રસિલો શ્યામ સુંદર પોતે પ્રત્યક્ષ રીતે રમી રહેલો છે. તેથીજ જગતની બીજી કોઇપણ વસ્તુઓ કરતાં સ્ત્રીઓમાં આપણને વધારે આકર્ષણ થાય છે, અને વધારે મિઠાશ લાગે છે. આવી દયાની દેવીઓને, આવી જગતની મિઠાશને, આવા આનંદના અવતારોને, આવી ખુબીઓના ભંડારોને, આવા સૌન્દર્યના નમુનાઓને, આવા સ્નેહના સમુદ્રોને, આવી પુરૂષાર્થની કુંચીઓને, આવી ઇશ્વરની ખુબીઓને, આવી મહાલક્ષ્મીઓને, અને જગતની આવી મહાશક્તિયોને અમે કેવી રીતે હલકી સમજીએ? અને જો તેને હલકી સમજીએ તો અમારા શું હાલ થાય? એ જરા ખ્યાલ તો કરો. પ્રોફેસર સાહેબ, અમે તો જેમ બને તેમ એ ભૂતલની દેવીઓને એ ઇશ્વરની મહાશક્તિયોને સુખીજ રાખવા માગીએ છીએ. આટલું જાણ્યાં છતાં અને તેઓને સુખી રાખવાની શાસ્ત્ર મારફત ઇશ્વરની આજ્ઞા છતાં પણ જો અમે તેનું અપમાન કરીએ તો પછી અમારા કરતાં વધારે નાલાયક બીજું કોણ?

---

પાનું ૧૩૫ માંથી.

## બહારનાં કોઇપણ સાધન અંતરના કુદરતી પ્રેમને કદી પણ પહોંચી શકેજ નહીં.

માટેજ તમે જે કામ તરવારની મદદથી પણ નથી કરી શકતા તે કામ નાજુકડી સ્રીઓ માત્ર આંખના ઇસારાથીજ કરી શકે છે. જે જ્ઞાન તમે સેંકડો પુસ્તકો વાંચવાથી નથી મેળવી શકતા તે જ્ઞાન પ્રેમીલી સ્રીઓ તમારો ચ્હેરો જોવામાંથીજ મેળવી લેછે. સમુદ્રની પાર ગયા છતાં પણ જે કામો તમે નથી કરી શકતા તે કામો ભલી સ્રીઓ હાલરડાં ગાવામાંથી કરી લે છે. જે કામો તમે સરકારના કાયદાની મદદથી પણ નથી કરી શકતા તે કામો રસિકડી સ્રીઓની જરાક જીભ હાલવાથીજ થઇ જાય છે. વરસોનાં વરસો ગુમાવ્યાં છતાં પણ શાસ્રના જે સિદ્ધાંતો તમારા મગજમાં ઉતરતા નથી તે સિદ્ધાંતો ભોળી સ્રીઓના હૃદયમાં સોનેરી અક્ષરે કોતરાઇ ગએલા હોય છે, અને ઘાયલ સ્રીઓના આચરણમાં ઉતરેલા હોય છે. ઘણી જાતની મિઠાઇઓ, ઘણી જાતનાં ફ્રુટો, અને ઘણી જાતનાં શરબતોથી તમે તમારી મંડળીઓમાં જે મિઠાશ ન લાવી શકો તે મિઠાશ મિઠડી સ્રીઓ પોતાની મધુરી વાણીમાંથી ને મંદમંદ હાસ્યમાંથી આપી શકે છે. જે કામો તમે નવી નવી જાતની રાક્ષસી બળવાળી તોપોથી પણ ન કરી શકો, સે કામો શક્તિમાન સ્રીઓ પોતાના થોડાંક પવિત્ર આંસુઓથી કરી શકે છે. સેંકડો જાતનાં મહાભારત જોખમો ખેડવા છતાં પણ જે લાભ તમે ન મેળવી શકો તેવા મોટા લાભો ચતુર સ્રીઓ પોતાના ઘરમાં બેઠે બેઠે માત્ર પોતાનાં બહારનાં સૌન્દર્યથીજ મેળવી લેય છે. લાખો માણસોના લશ્કરની મદદ છતાં પણ તમે જે ફતેહ ન મેળવી શકો તેવી મોટી ફતેહ લાગણીવાળી સ્રીઓ પોતાની જરાક આજીજીથી મેળવી જાય છે. ઘણા યજ્ઞ કર્યા છતાં તમે જે ફળ ન મેળવી શકો તે ફળ વાત્સલ્યભાવ-

વાળી સ્ત્રીઓ પોતાનાં છોકરાંઓનાં બાળોત્યાં ધોવામાંથી મેળવી જાય છે. મોટા મોટા પરોપકાર કર્યા છતાં પણ તમે જે આનંદ ન મેળવી શકો તે આનંદ ગરીબ સ્ત્રીઓ ભીખારીનાં છોકરાંને કટકો રોટલો આપીને કે પાડોશીનું પેટ ચોળીને મેળવી જાય છે. ઘણુંએ પુરાણો અને શાસ્ત્રો વાંચ્યા છતાં જે શ્રદ્ધા તમે નથી મેળવી શકતા તે શ્રદ્ધા ભાવિક સ્ત્રીઓ ફુટેલી તુટેલી જડ બેડોળ મૂર્તિયોમાંથી મેળવી શકે છે. તમારી મોટી મોટી યોજનાઓ છતાં જે આનંદ તમે નથી મેળવી શકતા તે કરતાં વિશેષ આનંદ ઘરના ખુણામાં પડેલી સેવાધર્મવાળી સ્ત્રીઓ પોતાનાં નાનાં નાનાં છોકરાંઓના કાલા કાલા શબ્દો-માંથી મેળવી શકે છે. અને તમારા પોતાના બળથી સેંકડો વરસોએ પણ તમે જે સુધારા ન કરી શકો તે સુધારાઓ કે-ળવાયલી સ્ત્રીઓની મદદથી તમે બહુજ ટુંકા વખતમાં કરી શકો તેમ છો. કારણ કે સ્ત્રીઓ બહારનાં નજીવા સ્થૂલ સાધ-નોથી કામ કરતી નથી, પણ સર્વ વ્યાપી નિઃસ્વાર્થી કુદરતી પ્રેમના બળથી કામ કરે છે. એટલુંજ નહીં પણ પ્રેમ એ ઇશ્વર નો મહાન નિયમ છે, પ્રેમ એ ઉંડામાં ઉંડું તત્વ છે, પ્રેમમાં સ્વાભાવિક આકર્ષણ છે, પ્રેમમાં અલૌકિક બળ છે, પ્રેમ એ ઇશ્વરની ઇચ્છા છે, પ્રેમ એ ઇશ્વરની કૃપા છે, અને પ્રેમ એ ઇશ્વરની આજ્ઞા છે. માટે પ્રેમથી જેટલું પોતાનું તથા જગતનું ભલું થઇ શકે તેટલું બીજી કોઇ પણ રીતે થઇ શકે નહીં. આવા મહા પવિત્ર પ્રેમથી કામ કરનારી મહાશક્તિયોમાંથી પ્રેમ કાઢી નાંખવો અને તેને બદલે કુદરતી રીતેજ તેનામાં જે શક્તિ ઓછી છે તેવાં ધંધારોજગારનાં ને શરીર બળનાં કામ કરાવવાં એ કેટલું બધું ખોટું છે? એ ક્યાં સુધી ચાલી શકશે? ને એનું પરિણામ શું આવશે? એ જરા વિચારતો કરો? એમ કરવું એતો માજીસ્ટ્રેટને ઝાડુ કાઢવાનું કામ સોંપવા જેવું છે, એમ કરવું એતો ઉત્તમમાં ઉત્તમ કવિ પાસે બેગારીનું કામ કરાવવા જેવું છે, એમ કરવું એતો સારામાં સારા ચિતારા પાસે

દળાણું દળાવવા જેવું છે, એમ કરવું એતો તત્વજ્ઞાની પાસે બાફણું બફાવવા જેવું છે, એમ કરવું એતો સરતના ઘોડાને ઘાણીએ જોડવા જેવું કામ છે, એમ કરવું એતો હાથીની અંબાડી ઉપર કૂતરાને બેસાડવા જેવું કામ છે, એમ કરવું એતો મુગટમાં જડેલા હીરાને ત્યાંથી કાઢીને પગરખાંમાં ચોંટાડવા જેવું કામ છે, એમ કરવું એતો સોનાની ખાણ ખોદવી છોડીને માટીની ખાણ ખોદવા જેવું કામ છે, એમ કરવું એતો મધુરી મેનાને ઉડાડી દઈને કાગડાઓને પાળવા જેવું છે, એમ કરવું એતો લાખ ઘોડાના બળનાં ઈંજીનને પડતું નાંખીને એક ઘોડાના બળનું ઇંજીન ચલાવવું એવું કામ છે, એમ કરવું એતો પવિત્ર ગંગાનો તિરસ્કાર કરીને તેને કિનારે કૂવો ખોદાવવાની મહેનત કરવા જેવું કામ છે, એમ કરવું એ મોટા પંડિત પાસે ફરજીયાત રીતે કકો કેવડો ઘુંટાવવા જેવું છે, એમ કરવું એતો મોટા રસાયણશાસ્ત્રી પાસે માટીનાં ઢેફાં ભંગાવવા જેવું કામ છે, એમ કરવું એતો બહાદુર યોદ્ધાઓ પાસે બકરાંઓ ચરાવવાં જેવું કામ છે, અને એમ કરવું એ બહુ ઝડપથી દોડનારી વિજળીના ગાડીમાંથી વિજળી કાઢી લઈને તેને બદલે ખચર જોડવા જેવું કામ છે. એટલુંજ નહીં પણ એમ કરવું એ ઈશ્વરનો મોટો અપરાધ છે, કારણ કે એમ કરવાથી આપણે જગતમાંથી ઇશ્વરી સ્નેહને ઓછો કરી નાંખીએ છીએ; અને ઇશ્વરી સ્નેહને ઓછો કરવો એ ઇશ્વરને પોતાને આપણા અંતરમાંથી ઓછો કરી નાખવા જેવું છે, કારણ કે આ જગતમાં ઈશ્વરનું આપણાથી જોઇ શકાય ને સમજી શકાય એવું જે રહેલું રૂપ તે ઇશ્વરી સ્નેહ છે. માટે એ સ્નેહને ઓછો કરવો તે આ જગતમાંથી ઈશ્વરને ઓછો કરવા જેવું છે, અને ઇશ્વર વડે જ બધું છે. ઇશ્વરજ આપણું જીવન છે અને ઇશ્વર આપણો સર્વસ્વ છે. માટે ઇશ્વરી સ્નેહ આપણામાંથી ઓછો થાય એટલે કે ઇશ્વર પોતે ઓછો થાય ત્યારે પછી રહ્યું શું ? ચૈતન્ય ઓછું થાય ત્યારે પછી એકલું જડ શું કામનું ? અરે ભલા માણ-

સ, જેમ ઘી સાકર વિનાના લાડુમાં મિઠાશ હોય નહીં તેમ ઇશ્વરી સ્નેહ અને ઇશ્વરી જ્ઞાન વિનાની જીંદગીમાં મિઠાશ હોયજ કયાંથી? નજ હોય.

---

## પાનું ૧૪૪ મું. સ્ત્રીઓ શું શું કરી શકશે?

પ્રોફેસર સાહેબ, આવી જુદી જુદી બાબતોના સેંકડો દાખલા દરરોજ આપણા હજારો કુટુંબોમાં બન્યા કરે છે, અને પ્રેમધર્મ તથા સેવાધર્મને લીધે એ બધા દાખલાઓમાં સેંકડે નેવું ટકા સ્ત્રીઓનીજ વાત રહે છે. હવે વિચાર કરો કે અજ્ઞાન સ્ત્રીઓ પણ સેવાધર્મથી જ્યારે આપણી ઉપર આટલી બધી સત્તા ચલાવી જાય છે, કજોડાંના લગ્નોમાં પણ જ્યારે બાઇડીઓનું રાજ્ય ચાલે છે, ગુલામગીરી જેવી સ્થિતિમાં પડેલી સ્ત્રીઓ પણ પ્રેમથી જ્યારે પોતાની હથેળીમાં પુરૂષોને નચાવી શકે છે, અને તમારા મત મુજબ પુરૂષોના કરતાં ઓછા હકવાળી ગણાતી સ્ત્રીઓ પણ જ્યારે પોતાની સેવાના બળથી આખા દેશને, સમસ્ત પ્રજાને અને પવિત્ર ધર્મને પણ ઝુકેલો રાખી શકે છે, ત્યારે લગ્નને યજ્ઞ સમજનારી, સત્ય પ્રેમવાળીને સેવા ધર્મવાળી પવિત્ર વિદ્વાન સ્ત્રીઓ પોતાના પ્રેમથી જગત ઉપર કેટલી બધી અસર કરી શકશે. એ ખ્યાલ તો કરો? આપણા સંસારમાં હાલ જે સ્ત્રીઓ છે તેમાં ખરેખરાં સ્ત્રીપણાવાળી સ્ત્રીતો કોઇકજ છે; બાકીતો બધી સ્ત્રીઓના આકારના પુતળાં પણ જ્યારે આપણા ઘર સંસારમાં આટલી બધી સત્તા ભોગવે છે ત્યારે દેશની દેવીઓ, પ્રેમની મૂર્તિયો, સૌન્દર્યના ભંડારો, આનંદના અવતારો, કુદરતની સખીઓ, સંસારમાં સ્વર્ગ લાવનારી, અને દેવોની પ્રતિનિધિ સ્ત્રીઓ પોતાનું તથા જગતનું કેટલું બધું કલ્યાણ કરી શકશે અને પોતાના પ્રેમથી પુરૂષો ઉપર કેટલી બધી સત્તા ચલાવી શકશે એ વિચારતો કરો? સ્ત્રીઓ પોતાના અંતઃકરણની સરળતાથી જગતમાંથી

ઘણી જાતનાં પાપો ઓછાં કરી શકશે. સ્ત્રીઓ પોતાની દયા-
ની લાગણીથી આ દુનિયાંમાંથી ઘણી જાતનાં દુઃખો ઓછાં
કરી શકશે, સ્ત્રીઓ પોતાના આકર્ષણથી તોફાની સ્વભાવના
ઉખડી ગએલા પુરૂષોને કાબુમાં રાખી શકશે, સ્ત્રીઓ પોતાની
મધુરી વાણીથી જગતમાં મિઠાશ લાવી શકશે, સ્ત્રીઓ પોતા-
ના પ્રેમથી પુરૂષોમાં પુરૂષાર્થ વધારી શકશે, સ્ત્રીઓ પોતાના
સૌન્દર્યના બળથી જગતને નવું સૌન્દર્ય આપી શકશે, સ્ત્રીઓ
પોતાની ભલી ઇચ્છાઓથી જગતનું કલ્યાણ કરી શકશે, સ્ત્રીઓ
પોતાના સ્નેહથી ભવિષ્યની પ્રજાનું ભવિષ્ય સુધારી શકશે,
અને સ્ત્રીઓ પોતાની સેવાના બળથી આ સંસારમાં સ્વર્ગ લા-
વી શકશે; એટલુંજ નહીં પણ તે પોતાની દીનતા, પવિત્રતા
અને પોતાના પ્રેમમાંથી પ્રભુને સાક્ષાત ખડો કરી શકશે. કા-
રણ કે સમુદ્રના ઉછળતા તોફાની મોજાઓ કરતાં સ્ત્રીઓની
વાણીમાં વધારે બળ છે, ચંદ્ર સૂર્યનાં આકર્ષણ કરતાં સ્ત્રીઓમાં
વધારે આકર્ષણ છે, અગ્નિમાં ગરમી છે તે કરતાં સ્ત્રીઓમાં
વધારે ગરમી છે, પવનના જોસ કરતાં સ્ત્રીઓની લાગણીમાં
વધારે જોસ છે, જગતને આગળ વધારનારી વિજળીની ઝડપ
કરતાં સ્ત્રીઓની ચંચળતાની ઝડપ ઘણી વધારે છે, જડ પૃથ્વી-
ની સહનશીલતા કરતાં સ્ત્રીઓમાં દુઃખ ખમવાની વધારે શ-
ક્તિ છે. જગતનાં બીજાં સૌ સૌન્દર્ય કરતાં સ્ત્રીઓમાં વધારે
સૌન્દર્ય છે, જગતના બીજા બધા પ્રેમ કરતાં સ્ત્રીઓનો પ્રેમ
સૌથી મોટો છે; કારણ કે લગ્ન સ્નેહ એ બીજા બધા પ્રેમનું
મૂળ છે. માટે ટુંકામાં એજ કે, સ્ત્રીઓના હાથમાં પારસમણિ
છે, સ્ત્રીઓની આંખમાં કલ્પવૃક્ષ છે, સ્ત્રીઓની જીભમાં રસાય-
ણ છે, સ્ત્રીઓના હૃદયમાં અમૃત છે, અને સ્ત્રીઓના સ્ત્રીપણામાં
પરમાત્મા પોતે છે.

---

## પાનું ૨૧૫ મું. સ્ત્રીઓની કામગીરી.

જગતમાં સૌન્દર્ય ફેલાવવું એ અમારૂં કામ છે, પુરૂષોમાં અમૃત રેડવું એ અમારૂં કામ છે, બાળકોમાં મનુષ્યપણું મુકવું એ અમારૂં કામ છે, જગતમાંથી દુઃખો ઓછાં કરવાં એ અમારૂં કામ છે, કામ ક્રોધ લોભ વિગેરે રાક્ષસોની સામે લડાઇ કરીને ફતેહ મેળવી શકો એવા તમને બનાવવા એ અમારૂં કામ છે, જગતમાં પ્રભુનો પ્રેમ ફેલાવવો એ અમારૂં કામ છે, તમોને નવું જીવન આપવું એ અમારૂં કામ છે, તમોને પરમાર્થ શીખવવો એ અમારૂં કામ છે, તમોને રસ ભરેલા રાખવા એ અમારૂં કામ છે, તમારામાં પુરૂષાર્થ વધારવો એ અમારૂં કામ છે, તમોને મર્યાદામાં રાખવા એ અમારૂં કામ છે, તમોને આનંદ આપવો એ અમારૂં કામ છે, મોટાં કામો કરવાની તમારી ઇચ્છાઓને ઉશ્કેરવી એ અમારૂં કામ છે, અને અમારી ઉત્તમ ભાવનાઓથી પ્રેમના બળે કરીને સ્વર્ગને આ સંસારમાં ખેંચી લાવવું તથા અમારાં હસ્તાં મ્હોડામાં તમોને સ્વર્ગનો અનુભવ કરાવવો એ અમારૂં કામ છે; એટલુંજ નહીં પણ ખુદ પ્રભુ પાસે તમોને દોરીજવા એ અમારૂં કામ છે. ભાઇ, આવાં સ્વાભાવિક મહાન કામો છોડીને અમે આગબોટનાં સુકાન પકડવા, ઘોડાની લગામ પકડવા, રાજ્યની તલવાર પકડવા કે આણોનાં ઓજાર પકડવા તે શા માટે જઇએ? અરે જરા વિચાર તો કરો કે આપણી બ્હેનો શિવાજીના સરદાર થવા જાય તો સારૂં કે શિવાજી જેવા સ્વદેશાભિમાની પુત્રો ઉત્પન્ન કરનારી થાય એ સારૂં? આપણી બ્હેનો એક પ્રતાપસિંહ તરફથી લડવા જાય એથી આપણા દેશનું વધારે કલ્યાણ થશે કે પોતાના દીકરાઓને પ્રતાપસિંહ જેવા શૂરવીર બનાવી દેશમાં હજારો પ્રતાપસિંહ બનાવી દેય તેથી વધારે કલ્યાણ થશે? આપણી કોઇક બ્હેનો મહા મેહેનતે થોડીક કવિતાઓ કરી શકે તેથી આપણે રાજી થઇ જવું જોઇએ કે હજારો કાલિદાશ અને હજારો ભવભૂતિ થઇ શકે એવી પોતાની પ્રજામાં બીજ

વાવે તેથી આપણે રાજી થવું જોઇએ ? અને ન્યુટન, લ્યુથર, વૉશીંગટન, સ્પેનસર તથા એડિસન જેવા દીકરાઓ જણનારી માતાઓ થાય એ સ્ત્રીઓનું વધારે સૌભાગ્ય ગણાય કે રેલ્વે ખાતામાં, દુકાનોમાં, વ્હાણોમાં ને સરકારી ખાતાંઓમાં સ્ત્રીઓ કારકુનગીરી કરે એ તેઓનું વધારે સૌભાગ્ય ગણાય ? બોલો, તમોને શું ગમે છે ? જરૂરને લીધે ગુજરાનના સાધન સારૂ કાંઇ નોકરી કે ધંધો કરવો પડે એમાં કાંઈ અડચણ નથી પણ સ્ત્રીઓનું સ્ત્રીપણું તો પ્રેમમાંજ છે અને સ્ત્રીઓની મુખ્ય ફરજ તો સેવાધર્મ એજ છે.

---

## પાનું ૨૧૯ મું. મને કેવી વહુ જોઇએ ?

મને બહુજ રૂપાળી બાઇડી જોતી નથી તેમજ કુરૂપડી બાઇડીને પણ હું પસંદ કરતો નથી. મને જાડી રાભડા જેવી બાઇડી જોતી નથી તેમજ સુકેલ સાંઠા જેવી બૈરી પણ જોતી નથી. મને બહુ વિદ્વાન બૈરી જોતી નથી તેમજ છેક મૂર્ખ બૈરી પણ જોતી નથી. મને બહુજ બહાદુર બૈરી જોતી નથી તેમજ બહુજ બ્હીકણ બૈરી પણ જોતી નથી. મને બહુજ પૈસાવાળી બૈરી જોતી નથી તેમજ સાવ ભીખારણ બૈરી જોતી નથી. મને અભિમાની બૈરી જોતી નથી તેમજ પોતાનું પોઝીશન સાચવી શકે નહીં એવી બૈરી પણ જોતી નથી. તદન સ્વતંત્ર"વિચારની હોય એવી બૈરી મને જોતી નથી તેમજ સાવ ગુલામગિરીમાંજ પડી રહે એવી બૈરી પણ મને જોતી નથી. વાતવાતમાં માઠું લાગી જાય ને એરંડીયું પીધા જેવું મ્હોં બગાડી જાય એવી બૈરી મને જોતી નથી તેમજ જેને કાંઇજ અસર ન થાય એવી કઠોર હૃદયની બૈરી પણ મને જોતી નથી. રીતરીવાજોની ગુલામગીરીમાંજ બંધાઇ રહે એવી બૈરી મને જોતી નથી તેમજ રીતરીવાજોની બિલકુલ દરકારજ રાખે નહીં એવી બૈરી પણ મને જોતી નથી. વાત વાતમાં રોઈ પડે તેવી પાંપણમાં પાણી-

વાળી.બૈરી મને જોતી નથી તેમજ જેને દુઃખની વખતે દુઃખ-
નાં તથા હરખની વખતે હરખનાં આંસુ ન આવે એવી બૈરી
પણ મને જોતી નથી. કોઇપણ બાબતમાં પોતાના કરતાં મને
હલકો અથવા ઉતરતો સમજે એવી બૈરી મને જોતી નથી તે-
મજ મને દેવ કે ઇશ્વર સમજીને મારી પૂજા કર્યા કરે એવી
બૈરી પણ મને જોતી નથી. મારાથી બિલકુલ ડરેજ નહીં એ-
વી બૈરી મને જોતી નથી તેમજ બિલાડીથી ડરીને ઉંદરડી ના-
શી જાય તેમ મારાથી ડરી ડરીને દૂરનીદૂર રહ્યા કરે એવી બૈરી
પણ મને જોતી નથી. બહુજ લટકા મટકાવાળી ને બહુજ ના-
જનખરાંવાળી બૈરી મને જોતી નથી તેમજ જરાય લટકો મ-
ટકો ન આવડે કે બિલકુલ નાજનખરાંમાં ન સમજે એવી બૈ-
રી પણ મને જોતી નથી. ચ્હડેલા ચ્હેરાવાળી રોતી સુરત બૈરી
મને જોતી નથી તેમજ વાતવાતમાં વગર મફતનું આખો દ-
હાડો હસ્યા કરે એવી બૈરી પણ મને જોતી નથી. પોતાને ગમે
ત્યાં રખડયાં કરે એવી બૈરી મને જોતી નથી તેમજ ઘરની
ઘુંસની પેઠે એક ખુણામાં ભરાઇ રહે એવી બૈરી પણ મને જો-
તી નથી. બહુજ ઉડાઉ ખર્ચ કરવાવાળી બૈરી મને જોતી નથી
તેમજ ચમડી તુટે પણ દમડી ન છુટે એવી મખીચુસ બૈરી
પણ મને જોતી નથી. જયારે ત્યારે ઘડી ઘડીમાં માંદી પડી
જાય ને હમેશાં રોગી રહે એવી બૈરી મને જોતી નથી તેમજ
ફાલી જાયને જાડી પાડી થઇ જાય એવી બૈરી પણ મને જોતી
નથી. બાપના બાપનો અફસોસ કર્યા કરે ને વગર મફતની
ચિંતા કર્યા કરે એવી બૈરી મને જોતી નથી તેમજ પોતાનું
ઘર ચલાવવાની જરાય ફિકર ન રાખે એવી બૈરી પણ મને જો-
તી નથી. રમત ગમતમાં ને મોજશોખમાંજ પોતાની જીંદગી
ખોઇ નાંખે એવી બૈરી મને જોતી નથી તેમજ રમત ગમતની
બાબતમાં મોઢું મીંડું હોય અને મોજશોખના નામથીજ જે
બળી મરતી હોય એવી બૈરી પણ મને જોતી નથી. ચીપી ચી-
પીને વાત કરનારા કે ચાપલુસીખોરજીવાળી બૈરી મને જોતી

નથી તેમજ જેને સારી રીતે વાતચીત કરતાં ન આવડે એવી બૈરી પણ મને જોતી નથી. બીજાઓનું કાંઇ કરવું પડે તો જાણે મોત આવ્યું એવી બૈરી મને જોતી નથી તેમજ બીજાઓનું બહુજ માન રાખે ને મને રખડતો મૂકે એવી બૈરી પણ મને જોતી નથી. બહુ બોલકણી બૈરી મને જોતી નથી! તેમજ મુંગી બૈરીને પણ હું પસંદ કરતો નથી. ઘરનું કામકાજ કરવું ગમે નહીં એવી બૈરી મને ગમતી નથી તેમજ કામકાજની આસક્તિમાં પોતાના આત્માને ભૂલી જાય એવી બૈરી પણ મને જોતી નથી. લાજશરમ વિનાની બૈરી મને જોતી નથી તેમજ લાજના ઘુંઘટામાંજ પડી રહે એવી બૈરી પણ મને જોતી નથી. મને પોતાના તાબામાં રાખે ને પોતાની મરજી પ્રમાણે નાચ નચાવે એવી બૈરી જોતી નથી તેમજ સાવ મારી ગુલામડી બની જાય તેવી બૈરી પણ મને જોતી નથી. ગામની કે નાતની પટેલાઇ કરે એવી બૈરી મને જોતી નથી તેમજ ગામમાં કે નાતમાં જેને કોઇ ન ઓળખે એવી બૈરી પણ મને જોતી નથી. દાગીના તથા લુગડાં ઉપર મરી પડનારી બૈરી મને જોતી નથી તેમજ સરખી રીતે લુગડાં ઘરેણાં પહેરતાં ન આવડે એવી બૈરી પણ મને જોતી નથી. ધર્મમાં પ્રેમ ન હોય એવી બૈરી મને જોતી નથી તેમજ ધર્મના ઝનુનમાં સાવ વ્હેમી થઇ ગઇ હોય એવી બૈરી પણ મને જોતી નથી. મને મારી મરજી પ્રમાણે સાવ છુટો મૂકે ને ગમે તેમ કરવા દેય એવી બૈરી મને જોતી નથી તેમજ પોતાની મરજી પ્રમાણેજ મને ચલાવે ને મારૂં કાંઇ ચાલે નહીં એવી બૈરી પણ મને જોતી નથી. બીજાંઓને છેતરી લેય એવી બૈરી મને જોતી નથી તેમજ બીજાંઓથી પોતે છેતરાઇ જાય તેવી બૈરી પણ મને જોતી નથી. બહુ પ્રપંચો કરી શકે એવી બૈરી મને જોતી નથી તેમજ સાવ ભોળીભટાક બૈરી પણ મને જોતી નથી. વાત વાતમાં વ્હેમાયા કરે ને અદેખાઈ કર્યા કરે એવી બૈરી મને જોતી નથી તેમજ વ્હેમ રાખવા જેવી વાતમાં પણ ન સમજે એવી બૈરી પણ મને જોતી

નથી. વારે વારે મોઢું ધોયા કરે ને સાબુ ચોપડ્યા કરે એવી બૈરી મને જોતી નથી તેમજ ફુવડ જેવી રહે એવી બૈરી પણ મને જોતી નથી: નજીવી નજીવી બાબતોનો પણ હમેશાં અફ્સોસ કર્યા કરે એવી બૈરી મને જોતી નથી તેમજ નુકશાન થઇ જાય તોપણ દરકાર રાખે નહીં એવી બૈરી પણ મને જોતી નથી: અને મને કાંઇ સ્વર્ગની દેવી કે .ઇંદ્રની અપ્સરા જોતી નથી પણ મનેતો જેના હૈયામાં હેત હોય, જેની આંખમાં શરમ હોય, જેની જીભમાં મિઠાશ હોય, અને જેના હાથમાં કામ હોય એવી આ પૃથ્વીની મારી ઓળખાણ પીછાણવાળી કોઇ લાયક સ્ત્રી જોઇએ છે; અને એ લાયકાત એટલીજ કે, જેને જોવાથી મારો જીવ જાગે અને મને જોવાથી જેનો આત્મા ઉછળવા લાગે એવી વહુ મને જોઇએ છે. જેને જોવાથી મારૂં અંતર ઠરે ને મને જોવાથી જેના અંતરમાં અજવાળું થઇ જાય એવી વહુ મને જોઇએ છે. જેના જોવાથી મારામાં નવું બળ આવે અને મને જોવાથી જેનાં બધાં દુઃખો ભાગી જાય એવી વહુ મને જોઇએ છે. જેને જોવાથી મારી બધી ભલી લાગણીઓ નાચી રહે અને મને જોવાથી જેના હૃદયના બધા ઉત્તમ ભાવો ખીલી જાય એવી વહુ મને જોઇએ છે. જેને જોવાથી મને તૃપ્તિ મળી જાય અને મને જોયા પછી જેને બીજું કાંઇ જોવાની ઇચ્છા રહે નહીં એવી વહુ મને જોઇએ છે. જેને જોવાથી મારી બુદ્ધિને પાંખો આવી જાય અને મને જોવાથી જેની બુદ્ધિ ઠરી જાય એવી વહુ મને જોઇએ છે. જેને જોવાથી મારી જીંદગી મને રસ ભરેલી થઇ પડે અને મને જોવાથી જે પોતાની જીંદગીની સાર્થકતા સમજે એવી વહુ મને જોઇએ છે. જેને જોવાથી જેની આગળ આખું જગત નીચું પડી જાય અને મને જોવાથી જેને સ્વર્ગની પણ દરકાર ન રહે એવી વહુ મને જોઇએ છે. જેને જોવાથી જેની આગળ જગતનું બધું સૌન્દર્ય ઝાખું પડી જાય અને મને જોવાથી ખુદ કામદેવ પણ જેને ઉતરતા પ્રકારનો લાગે એવી વહુ મને જોઇએ છે. જેને જોવાથી જાદુની માફક બદલાઇ જઇને હું નવોજ મનુષ્ય બની જાઉં અને મને જોવાથી જેના

જીવમાં નવું જીવન આવી જાય એવી વહુ મને જોઇએ છે. જેને જોયા પછી મને હલકા વિચારોજ ન આવે અને મને જોયા પછી જેને મારા વિના બીજા કાંઇ વિચારોજ ન આવે એવી વહુ મને જોઇએ છે. જેને જોવાથી જેને માટે હું ભયંકર જોખમો વેઠી શકું તથા મારા પ્રાણ પણ આપી શકું અને મારે ખાતર જે પોતાના પ્રાણ આપી શકે એવી વહુ મને જોઇએ છે: અને જેને જોવાથી મારી વ્યવહારિક નહી પણ આત્મિક લાગણીઓ જાગે તથા મને જોવાથી જેને એક પ્રકારની સ્હજ સમાધિ થઇ જાય એવી વહુ મને જોઇએ છે. ટુંકામાં એજ કે, જેને જોવાથી હું તેનો, તેનો, ને તેનોજ થઇ જાઉં અને મને જોવાથી જે મ્હારી મ્હારી ને મ્હારીજ થઇ જાય એવી વહુ મને જોઇએ છે. મતલબ કે બેય અર્ધા અર્ધા અંગ મળીને પૂર્ણ થઇ જઈએ અને પૂર્ણ થઇને પરમાત્મા પાસે પહોંચીએ તે સારૂજ લગ્નનો યજ્ઞ કરવાનો છે. માટે મને પૂર્ણ કરે એવી અને મારાથી પૂર્ણ થાય એવી વહુ મને જોઇએ છે; અને ઇશ્વર કૃપાથી મને એવું જ રત્ન મળી ગયું છે. કેમ રતન ? ખરૂં કેની ? એમ કહીને ખુશ મીજાજથી વકીલ સાહેબ રતન બાઇની સામે જોઇ રહ્યા.

"સ્ત્રીઓનાં સ્વર્ગ" નાં દરેક પાનામાં આવીને આવી કાંઇ કાંઇ નવી નવી ખુબીઓજ ભરેલી છે એટલુંજ નહીં પણ પોતાના ઘરમાં રહીને પણ સ્ત્રીઓ ભલાં કામો કેમ કરી શકે, એ બાબત બહુ ચોખ્ખી રીતે સમજાવેલી છે માટે સ્ત્રીઓને તથા સ્ત્રીઓનું ભલું ઇચ્છનાર સર્વે બાઇઓને એ પુસ્તક વાંચવાની વિનંતિ કરીએ છીએ.

"સ્ત્રીઓનું સ્વર્ગ" "સ્વર્ગનું વિમાન" તથા "સ્વર્ગની કુંચી" ના જેટલુંજ મોટું ને તેવુંજ સુંદર પુસ્તક છે. કી. રૂ. ૧।। પોસ્ટેજ ०)॥ જુદું. મુંબાઇના જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

મુંબાઇ—હનુમાનગલ્લી.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.

ચોરવાડકર.

ૐ

# સાચું સ્વર્ગ.

## કી. રૂા. ૧ા.

"સાચું સ્વર્ગ" તે સાચેસાચું સ્વર્ગજ છે, એમાં કાંઇપણ શક નથી. પણ હું એનાં વખાણ કરૂં તે કરતાં વાંચનારનું પોતાનુંજ અંતઃકરણ એ વાત કબુલ કરે ને ઝુકી પડે તો વધારે સારૂં, એમ હું ઇચ્છું છું; માટે એની વધારે તારીફ નહીં કરતાં તેની અંદર જે ભભક ભરેલું, નમુનેદાર, ને અસરકારક લખાણ છે તે લખાણમાંથીજ થોડો ભાગ વાંચનારની હજુરમાં રજુ કરૂં છું.

---

### પાનું ૨૭૭ માંથી. પુણેકર બાવાનો યોગ.

બારીસ્ટરે કહ્યું, હાલમાં તો તેની મને ખબર નથી, પણ ઘણા વખત ઉપર બાપુજીએ મને કહ્યું હતું કે મંડળીમાં પુસ્તક પછાડીને ગયા પછી બીજે દિવસે સવારમાં પહેલીજ ટ્રેનમાં કોઇને પણ ખબર આપ્યા વિના તેઓ હરદુવાર તરફ રવાના થયા; અને ત્યાં જઇને એક એકાંત ગુફામાં બેસી હઠયોગ સાધવા લાગ્યા. બે વરસ સુધી મહેનત કરી, પણ જે આનંદ મળવો જોઇએ તે આનંદ તેઓને મળી શકયો નહીં, તેથી તેઓએ યોગ અધુરો મુકયો, અને ફરી પાછા દેશાટન કરવા લાગ્યા; કારણ કે બે વરસના યોગના અનુભવથી તેઓને લાગ્યું કે, હજી મારા સ્વભાવમાં નિવૃત્તિ કરતાં પ્રવૃત્તિ વધારે છે, હજી મારા મનમાં સત્વગુણ કરતાં રજોગુણ વધારે છે, હજી મારા મનમાં માનસિક સંતોષ કરતાં તૃષ્ણા વધારે છે,

હજી મને એકાંત ગુફામાં બેસવા કરતાં મંડળીમાં ફરવું ગમે છે, હજી મને મુંગું રહેવા કરતાં ભાષણો આપવા ગમે છે, અને હજી ઇશ્વરી જ્ઞાન કરતાં ઈશ્વરી સ્નેહ–એટલે કે, જગતમાં ભ્રાતૃભાવની ઈશ્વરી સગાઇ વધારવાનું કામ મને વધારે ગમે છે, માટે યોગ સાધવા કરતાં જગતની સેવા કરવાને હું વધારે લાયક છું. એમ વિચારીને અને એ બાબતમાં પોતાના ગુરૂનો પણ એવોજ અભિપ્રાય જાણીને તેઓએ યોગ છોડી દીધો. તેઓ કહેતા કે, ખુણાવાળી બાયડીની પેઠે ખુણામાં ભરાઇ બેસે એવા માણસો કરતાં જાહેર હીંમતથી કામકાજ કરી શકે એવાં માણસોની અત્યારે આપણા દેશમાં વધારે જરૂર છે. પ્રભુને નામે ભીખ માગીને દેશમાં બોજા રૂપ થઈ પડે એવા માણસો કરતાં ઉદ્યોગ હુન્નર કરીને જાત મહેનતથી પોતાની રોટલી કમાઈ ખાય એવા માણસોની અત્યારે આપણા દેશને વધારે જરૂર છે. રાખમાં ભરેલા અગ્નિની પેઠે મનમાં સેંકડો વાસનાઓ ભરી રાખીને કોઇ પણ મહત્ ઉદ્દેશ વિના વિનાકારણ ઉછરતા જુવાનીયાઓ સાધુ થાય તે કરતાં એવાં માણસો રૂડી રીતે દુનિયાંદારી ચલાવે એમાં આપણા ધર્મની વધારે શોભા છે, અને નાનાં બચ્ચાંઓ કે જે દેશની ભવિષ્યની આશા છે, તેઓ તથા ધર્મનું કાંઇપણ રહસ્ય ન જાણનાર બીજા મૂર્ખાઓ આપણા ધર્મના પૂજનીય થવા સારૂ દીક્ષા લઇ પોતાના કાન ફુંકાવે, તે કરતાં તેઓ ખેતીવાડી કે મજુરી કરે એમાં દેશનું વધારે શ્રેય છે, અને એમાં વખત જતાં તેઓના આત્માનું વધારે કલ્યાણ છે. માટે બે વરસના મારા યોગના અનુભવથી અને ત્રેવીશ વરસના મારા સાધુપણાના અનુભવથી હું કહું છું કે, બહુ બહુ માથાકુટ છતાં પણ, બહુ બહુ સાધુઓના સંગ કર્યા છતાં પણ, આટલી અવસ્થામાં મોજશોખ ભોગવી લીધા છતાં પણ, અને હાલ પંચાવન વરસની ઉમર થવા છતાં પણ, હજી મારા અંતરની વાસનાઓ ગઇ નથી, હજી મારામાં સાચું સાધુપણું આવ્યું નથી; હજી

આપણા બંધુઓની સેવા કરવાનું બળ મારામાં જેટલું જોઈએ તેટલું આવ્યું નથી, હજી પણ આપણા બંધુઓ સાથે હું અભેદ દૃષ્ટિથી વરતી શકતો નથી, અને હજી પણ પ્રભુપ્રેમને લીધે મારૂં હૃદય દ્રવ્યા કરતું નથી, માટે હું યોગને લાયક નથી, પણ હું સેવા કરવાને લાયક છું. આવા અનુકૂળ સંજોગો છતાં પણ જ્યારે હું પવિત્ર ધર્મની ઉત્તમ શાંતિ મેળવી શકયો નથી ત્યારે જે પોતાના ચેલા બનાવવા સારૂ વિના કારણ બીજાઓનાં માથાં મુંડાવી નાંખી ભગવાં કપડાં પહેરાવી દેય છે તેઓના શું હાલ થતા હશે ?

મૂર્ખાઓ પોતાને માટે ગાંજાની ચલમો ભરાવવા સારૂ, પોતાના ઘોડાની લાદ ઉપડાવવા સારૂ, પોતાને માટે ભીખ માગવા સારૂ, અને પોતે સાધુ થવાની ખુમારીમાં મગજમાં જે પવન ભરી મૂકયો હોય તે ગાળ ગલોચને રસ્તે ખાલી કરવા સારૂ, બીજા અજ્ઞાનીઓનાં માથાં મુંડાવી ભગવાં કપડાં પહેરાવી દેય છે ને ચેલા બનાવી લેય છે તેઓના શું હાલ થતા હશે? તેઓ આપણા દેશને, આપણા બંધુઓને, અને આપણા ધર્મને શું મદદગાર થતા હશે ? એ તો વિચારો ! પ્રભુ ! દયા કર, દયા કર, દયા કર; એવાઓની ઉપર દયા કર.

### યોગ કયારે સિદ્ધ થાય ?

બાપુજી, તમે સમજોછો કે, પુર્ણકર બાવા મોટા મહાત્મા છે, પણ નહીં ભાઈ, મારા હજુ આવા હાલ છે. હું પોતે યોગભ્રષ્ટ થએલો છું, માટે હું સેવાધર્મ સ્વીકારૂંછું; કારણ કે પ્રભુને અર્થે પ્રભુના જીવોની સેવા કરીછે અંતરનો સંતોષ મેળવ્યો હોય તોજ વખત આવે યોગ સિદ્ધ થઈ શકે છે. જ્યાં સુધી આપણા દેશની, આપણા બંધુઓની અને આપણા ધર્મની સેવા ન કરી હોય ત્યાં સુધી અંતરનો સંતોષ મળી શકતો નથી, અને એ અંતરના સંતોષ વિના કદી પણ સાધુપણું સિદ્ધ થઈ શકતું નથી, માટે મફતના સદાવ્રતના ટૂકડા ખાવા છો-

ડીને, જંગલ છોડીને, ગુફા છોડીને, પવિત્ર ગંગાનો કિનારો છોડીને, અને અખંડ ઐશ્વર્યવાળો યોગ છોડીને હું તો આપણા બંધુઓની સેવા કરૂંછું. આ હકીકત સાંભળીને તમોને સૌને એમ લાગશે કે મહારાજ પડી ગયા, બાવાજી પાયરી ચુકી ગયા, મહારાજને મોહ વળગ્યો, અને મહારાજ ઉપાધિમાં પડી ગયા, એમ તમોને લાગશે કારણ કે તમે યોગની રિદ્ધિ સિદ્ધિયો અને યોગના માહાત્મ્ય તરફજ જુઓ છો, પણ યોગની જોખમદારીઓ અને યોગનો અધિકાર કોને છે એ તરફ જોતા નથી, એટલે હું પડી ગયો એમ તમોને લાગશે. ભલે તમને એમ લાગે, પણ હું તો મારી હાલની સેવાની સ્થિતિમાં પવિત્ર ગંગા કિનારાની અંધારી ગુફા કરતાં વધારે સંતોષ લઈ શકુંછું; કારણ કે મારો આત્મા ઉન્નતિ પામી શકે તેવાં અહીં હું કામ કરી શકુછું, અને તમારી વચ્ચે રહેવાથી મારો ભોગ આપીને હું મારા બંધુઓની સેવા કરી શકુછું. તમે સાંભળીને ખુશી થશો કે હરદુવાર છોડયા પછી આ છેલ્લાં ત્રણ વરસમાં જુદાં જુદાં પાંચ શહેરોમાં ના-વારસ નિરાધાર રખડતાં છોકરાંઓને માટે આશ્રમસ્થાન ખોલાવવા હું ભાગ્યશાળી થઇ શકયોછું; અને હાલમાં અહીં પણ એજ પ્રયાસ ચાલેછે. એવા કામ કરવામાં કોઇ વખત કેટલું બધું ખમવું પડેછે એ તમે જાણોછો ? ન જાણતાહો તો સાંભળો. એ જાણવાથી તમોને ખબર પડશેકે ભલા કામો કરવાથી એની મેળે મેળે યોગસિદ્ધિ થઇ જાય છે: કેમ સિદ્ધ થઇ જાય છે તે જુઓ.

---

પાનું ૩૦૧ માંથી.

## શક્તિના પ્રમાણમાં ભોગ આપ્યા વિના સુખો ટકી શકશે નહીં.

આવી રીતે મારી બાયડી મને બહુ બહુ સમજાવતી અને ખુલ્લી રીતે કહેતી કે, જો ધરમ નહી કરો તો ઓચિંતો કોઇક

એવો મોટો ધક્કો વાગી જશે કે જીંદગી સુધી ચંચવાવ્યા કરશો. મહારાજજી, તેની એ વાત સાચી પડી, એક દિવસ અચિંતો તાર આવ્યો કે, કાંઇ નહીં જણાએલા કારણોથી એકદમ મારો મોટો છોકરો ગુજરી ગયો છે. એ સાંભળીને હું માથું કૂટીને બેશી રહ્યો, પણ મારી બાઇડીને એવો ઘા વાગ્યો કે તેની જીંદગી રદ્દ થઇ ગઇ. તે ભક્તિમાન હતી ને સત્સંગમાં પડી રહેતી, એટલે તેની બહારની બહુ કળાપીટ નહોતી, પણ સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે અને પોતાના સ્નેહ પ્રમાણે તેને અંતરમાંથી એવી ઉંડી અસર થઇ કે, એ બાબત તો અનુભવીઓજ સમજી શકે. દુનિયાં તેને મન ફીકી થઇ ગઇ અને જીંદગી તેને ખારી લાગવા માંડી. જો કે મારી સાથે તે બહુ સ્નેહથી વરતતી, તોપણ તેના અંતરનો ઘા મારાથી ખમાયો નહી. તેની જીંદગી બગડવાની સાથે મારી જીંદગી પણ બગડી. એ ઘાથી ધીરે ધીરે તેના શરીરમાં સળો દાખલ થયો અને તે ઘસાતી ચાલી. તેનો ફીકો ચહેરો, તેનું ઉદાસ મ્હોઢું, તેની શિથિલ લાગણીઓ, અને તેનું દુઃખી મન જોઇને મને બહુ લાગી આવ્યું. તેનો આગલો સ્નેહ મને યાદ આવ્યો, મારી સમૃદ્ધિના વખતમાં તેના આવા હાલ થાય એ મને બહુ વશમું લાગ્યું. તેની ઉદાસી જોઇને મારૂં દિલ અંદરથી ધડકવા લાગ્યું અને મને એમ થવા લાગ્યું કે, આ ભલાઇની મૂર્તિને, પ્રેમની પુતળીને, અને આ સ્વર્ગની દેવીને હું કોઇપણ રીતે ખુશી કરી શકું તેમ છું કે નહી ? અરે હાય હાય ! હવે તે મરી જશે ! શું તેને માટે હું કાંઇ પણ ન કરી શકું ? શું આવી ને આવી ઉદાશીમાં, આવી ને આવી નિરાશામાં તેને મરી જવા દઉં ? અરે જો તે એમને એમ દુઃખમાંજ મરી જાય તો પછી હું સુખેથી કેમ મરી શકીશ ! તેના પ્રેમનો બદલો ન મળે ત્યારે મારા પચીશ વરસના ઘરવાસનું ફળ શું ? તેના મનને સંતોષ ન થાય ત્યારે મારી આટલી બધી સમૃદ્ધિ શું કામની ? હવે તે થોડા દિવસની મેહેમાન છે, માટે કોઇપણ

રીતે મારે તેના મનને સંતોષ આપવો જોઇએ. એમ વિચારીને મેં તેને પુછયું કે, તારી ઇચ્છા શું છે ? શા માટે તું આટલી બધી દુઃખી દેખાય છે ? હવે તો શાંતિ રાખ. ત્યારે તેણે કહ્યું કે, હું મારે માટે દુઃખી નથી, પણ તમારે માટે મને બહુ લાગે છે. મારો હવે એકનો એક છોકરો રહ્યો છે તેને માટે મને બહુ લાગે છે. તમને બેઉને લાંબી જીંદગી આપે એમ હું ઇશ્વર પાસે માગુંછું, કારણ કે તમારા બેઉને માટે મને ફીકર લાગ્યા કરેછે. મોટો જે ગયો તે તો ગયો. ઇશ્વર ઇચ્છા; એમાં કાંઇ આપણો ઉપાયં નથી. હવે હું તેનો અફ્સોસ નથી કરતી, પણ હું તો તમારા બંને માટે રોઉંછું, મને એમ લાગ્યા કરે છે કે, આપણા ઘરમાં હજી કાંઇક માઠું થશે; કારણ કે કુટુંબનું સુખ, પૈસાનું સુખ, શરીરનું સુખ, સંતાનનું સુખ, અને લાજ આબરૂનું સુખ, એ બધાં સુખો એક જગ્યોએ ઘણીવાર સુધી સાથે રહી શકે નહી. એમાંથી કોઇ પણ વસ્તુનો પ્રભુને અર્થે મોટો ભોગ આપવો જોઇએ, તોજ એ સુખ ટકી શકે. આપણાથી બની શકે તેવો અને આપણા અંતરાત્માને સંતોષ થાય તેવો ભોગ જ્યાં સુધી ન આપીએ ત્યાં સુધી દુનિયાંદારીનાં બધાં સુખો ટકી શકે નહીં, અને જો એક પણ સુખ ખંડિત થાય તો બીજા બધાં સુખોનો રસ ઉડી જાય છે. માટે હુંતો જાઉંછું પણ તમારા બધાં સુખો ટકી રહે, તે સારૂ કાંઇક ભોગ આપવાની મારી ઇચ્છા છે. મારી મોટી મા કહેતાં કે એકદમ કાંઇ મોટો લાભ મળે ત્યારે તુરતજ કાંઇક પરમાર્થ કરવો જોઇએ. જો એમ ન કરીએ તો તુરતજ કાંઇ મોટું નુકસાન ખમવું પડે; કારણ કે, સાચું સુખ પરમાર્થમાં છે; એટલે પરમાર્થ વિના સુખ ટકી શકેજ નહીં. માટે જયારે પણ કાંઇ લાભ થાય ત્યારે પ્રથમ બીજાઓને કાંઇક પણ લાભ આપીને પછીજ આપણે આપણા લાભનો ઉપયોગ લેવો જોઇએ તોજ તે લાભ ટકી શકે. તે કહેતા કે, તારા મોટા બાપા એક ગરાશીયાના કારભારી હતા. તેથી

આપણે ત્યાં શેરડીના ભારા આલ્યા આવતા, ત્યારે તેમાંથી તુરતજ હું પાંચ સાંઠા મંદિરે મોકલી આપતી, અને પાંચ કટકા કરી પાડોશીના છોકરાંઓને વહેંચી આપતી, તે પછી મારાં છોકરાંઓને શેરડી ખાવા આપતી, એટલે તે કોઇ દિવસ માંદા પડતાં નહીં; અને મારી જેઠાણી કોઇને કટકો આપતી નહીં, તેથી તેના ઘરમાં નાહકની શેરડી સુકાઇ જતી, અને તેનાં છોકરાંઓ જો શેરડી ખાય તો તેને તુરત ઉધરસ થતી હતી. હું હમેશાં સાધુસંતને, બ્રાહ્મણ શ્રવણને દુધની લોટી આપતી, અને ગરીબોને છાશ આપતી, તેથી મારે ઘેરે બહુ દુઝાણું હતું; અને મારી જેઠાણી કોઇને દુધનો છાંટો દેખાડતી નહોતી કે કોઇને છાશ પણ આપતી નહોતી; ઘણી છાશ થાય તેથી ભેંસોને પાઇ દેય પણ બારણામાં ટળવળતી ભીખારણને વાટકી છાશ આપે નહીં, તેથી પાંચ વરસમાં તેનું બધું આથમી ગયું, અને મારે ત્યાં પચાસ વરસ થયાં હજી પણ દુઝાણું નસે છે. અમારે ઘેરે કેરી ટાણામાં કેરીનાં ડાલાં ભર્યાં રહેતાં તેમાંથી દરરોજ હું સૌને પાંચ પચીશ કેરી આપીને હાથ ઠારતી, અને મારી જેઠાણી કોઇને કેરીનું ગોટલું પણ દેખાડતી નહીં, તેથી રોજ વાસ મારતી સડેલી કેરીનાં સુંડલા ઉપાડીને તેને ઉકરડે નાંખવા જવું પડતું હતું. આવી રીતના ઘણા દાખલાંઓથી મેં જોએલું છે કે, જો ધરમ કરીએ તોજ માલ પચે. કારણ કે પુણ્યે પાપ ઠેલાય. પુણ્ય વિના માલ પચે નહીં.

---

## પાનું ૩૨૦. આપણે કેવી જાત્રા કરવી જોઇએ ?

આવી જાતનાં જમાનાને અનુસરતાં બધી જાતનાં દાન એક ઠેકાણે રહ્યાથી બની શકે નહીં, માટે એવી જાતનાં પાત્ર શોધવા સારૂ અને તેઓને આપણી શક્તિ મુજબ દાન આપવા સારૂ આપણે જાત્રા કરવી જોઇએ, એટલે કે દેશાટન કરવું જોઇએ. કાંઇ માત્ર મુછો મુંડાવવા સારૂજ જાત્રા કરવા જવાનું

નથી, પણ આપણામાં દીનતા લાવવા સારૂ જાત્રા કરવા જવાનું છે. ઠેકાણે ઠેકાણે ટાઢે પાણીએ ન્હાવા સારૂજ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ ભગતોનાં દર્શન કરી તેઓના સત્સંગનો લાભ લઇ આપણાં આચરણો સુધારવા સારૂ જાત્રા કરવા જવાનું છે. ગોરના ચોપડામાં નામ લખાવી આવવા સારૂજ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ દુઃખીયાની સંભાળ લેવા સારૂ જાત્રા કરવા જવાનું છે. લોટના પિંડ મૂકવા સારૂજ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ પ્રભુને આપણા અંતઃકરણના પિંડનું દાન આપવા સારૂજ જાત્રા કરવા જવાનું છે. ભૂખ્યાં તરસ્યાં રહીને અગવડો ભોગવવા સારૂજ કાંઇ જાત્રા કરવા જવાનું નથી, પણ બીજાંઓની અગવડતા દૂર કરવા સારૂજ જાત્રા કરવા જવાનું છે. હવા ફેર કરવા તથા મોજમજા મારવા સારૂજ કાંઈ જાત્રા કરવા જવાનું નથી, પણ ગુણીઓને શોધવા તથા તેઓની સેવા કરીને તેઓની પાસેથી ગુણ શીખવા, અને જે અધિકારી જનો હોય તેઓને આપણા ગુણ કે આપણી વિદ્યા શીખવવા સારૂ આપણે જાત્રા કરવા જવું જોઇએ. આજ દિવસ સુધી આપણે મુવેલાઓનાં કલ્યાણને માટેજ જાત્રા કરવા જઇએ છીએ, પણ હવે મહાત્માઓનો એવો હુકમ છે કે, મુવેલાંઓની સાથે જીવતાઓનું પણ કલ્યાણ થાય એવી રીતની સાચી જાત્રા કરો. આપણે કાશી, જગન્નાથ, મથુરા, કે બદ્રિનારાયણને મોટી જાત્રા કહીએ છીએ, પણ હરિજનો કહે છે કે, જ્યાં દુઃખીઓને દિલાસો મળતો હોય, જ્યાં અજ્ઞાનીઓને જ્ઞાન મળતું હોય, જ્યાં ભૂખ્યાંઓને ભોજન મળતું હોય, જ્યાં રોજગાર વિનાનાને રોજી મળતી હોય, જ્યાં બીમારોની સેવા થતી હોય, અને જ્યાં ધર્મની ને પરમાર્થની ચર્ચા ચાલતી હોય તે જગ્યાઓજ સૌથી મોટાં તીર્થ છે. આપણે માત્ર જુદાં જુદાં મંદિરોની મ્હોટાઇને ઠાઠમાઠ જોવા સારૂજ કાંઈ જાત્રા કરવા જવાનું નથી, પણ જુદા જુદા દેશના મહાન વિદ્વાનોનો સત્કાર કરવા સારૂ જાત્રા કરવાની છે. ભાઇબંધીને તોડનારી

આભડછટની તોપો ગળામાં ઘાલવા સારૂજ કાંઇ આપણે જાત્રા કરવા જવાનું નથી, પણ આપણેતો જગતમાં ભાઇબંધી વધારવા સારૂ જાત્રા કરવી જોઇએ; અને આપણે કાંઈ માત્ર જડ મૂર્તિયોના દર્શન સારૂજ જાત્રા કરવા જવાનું નથી, પણ એ મૂર્તિયોની મારફત હૃદયમાં ઉત્તમ ભાવનાઓ ભરવા અને એ ભાવનાઓથી ખીલેલા પ્રભુપ્રેમનો આપણા જીવતા જાગતા ભાઈબંધો ઉપર વર્ષાદ વર્ષાવવા માટે આપણે જાત્રા કરવી જોઇએ. જો એવી જાત્રા કરી શકીએ તોજ જાત્રાની સાર્થકતા છે; બાકી અંતરમાંથી મુંડાયા વિના અને મનમાંથી ભીંજાયા વિના ટાઢે પાણીએ નાહી આવીએ ને દાઢી મુછ મુંડાવી આવીએ એથી કાંઇ કલ્યાણ થઇ જાય નહીં. માટે તમારા જેવા શ્રીમંત ગૃહસ્થોએ તો સમજીને આવી સાચી જાત્રા કરવી જોઇએ. તમારા જેવા આગેવાન માણસો કે જે દેશના સ્તંભ છો ને બીજાઓને દોરનાર છો, તે પણ જયારે રૂઢોના ગાડરીયા–પ્રવાહમાં પડયાં રહેશો ત્યારે પછી ભારતનો ઉદ્ધાર કેમ થશે? માટે બીજાઓ ગમે તેમ કરે પણ તમે તો તમારૂં સાચવો; બીજાઓની દેખાદેખીએ સમજતાં છતાં તમે શાં માટે કૂવામાં પડો છો ? તમારા જેવા હુશિયાર માણસથી કાંઇ એવી બહારની જાત્રા થાય નહીં; તમારે તો આવી રીતની અંતરની જાત્રા કરવી જોઇએ. બહારના પાણીના ખોબા ભરવામાંજ કાંઇ તમારા જેવાથી રહી જવાય નહીં; તમારે તો આપણા ભાઇબંધોને અર્થે નાણાના ખોબા ભરવા જોઇએ, અને આપણે તો મહાન પ્રભુને અર્થે આપણાં અંતઃકરણ અર્પણ કરવાં જોઇએ.

---

પાનું ૩૯૩.

## રાજદ્વારી જુસ્સાથી આપણે શું શું કરી શકીએ એ તમે જાણો છો ?

રાજદ્વારી જુસ્સાથી આપણું જીવન બદલાઈ જાય છે. રા-

જદ્દારી જુસ્સાથી આપણામાં એક નવી જાતનું બળ પેદા થઇ જાય છે, તેથી આપણે આપણી માયાળુ સરકારને હાલના કરતાં વધારે મદદ કરી શકીએ છીએ; અને જેટલા આપણે સરકારના વધુ મદદગાર થઇ શકીએ તેટલા આપણા હકો વધતા જાય છે, અને જેટલા આપણા હકો વધે તેટલું આપણું સુખ વધતું જાય છે. એટલુંજ નહીં પણ રાજદ્વારી જાગૃતિથી જેમ જેમ આપણી પ્રજામાં નવું બળ આવતું જાય તેમ તેમ પ્રજામતનું રાજ્ય ઉપર મજબુત દબાણ થતું જાય છે, તેથી વખત આવ્યે આપણા હકો આપણને મળ્યા વિના રહેતા નથી. આ બધું અને એ કરતાં પણ વધારે પ્રજાની રાજદ્વારી જાગૃતિથી થઇ શકે છે. માટે મારો તો એ ઠરાવજ છે કે, આપણા દેશની ઉન્નતિને ખાતર પ્રજાનો રાજદ્વારી જુસ્સો વધારવામાંજ મારી જીંદગી ગાળવી.

## મારી શાંતી ને મારૂ સ્વર્ગ કયાં છે ?

પંડિતજી, તમારા જેવા જુના વિચારના એક ભગત મિત્ર છે. તે પણ મને કહે છે કે, હવે તમે રીટાયર થઇને પ્રભુ ભજન કરો. આ ઉપાધિ તે કયાં સુધી કરશો ? મોતને કિનારે પહોંચ્યા, હવે તો કાંઇક સમજો ! સરકારે આમ કરવું જોઇએ ને પ્રજાએ આમ કરવું જોઇએ, એમાં તમારૂં શું વળ્યું ? ને એમાં તમે શું કર્યું ? એમ કરતે કરતે મરી જશો તો અવગતે જશો. એ પંચાતી ઘણા વરસ કરી હવે તો કાંઇક ચેતો. જ્યારે ત્યારે તે મને આવું આવું ઘણુંએ કહે છે, પણ તેની એ વાત મારે ગળે ઉતરતી નથી. હું તેને એમ કહુછું કે, મારી શાંતિ કાંઇ રાંડી રાંડોની પેઠે ઘરના ખુણામાં ભરાઇ બેસવામાં કે જંગલની અંધારી ગુફામાં બેસવામાં નથી. મારી શાંતિ કાંઇ આળસુ થઇને ગાદી તકીએ કે પથારીમાં પડયા રહેવામાં નથી અને હું કાંઇ મરી ગયા પછીની શાંતિ માગતો નથી, પણ હું તો મારા હાલના કામમાંથીજ આનંદ શોધુંછું, હું તો

મારા ભાઇબંધોમાં પ્રવૃત્તિ વધારવામાંથીજ નિવૃત્તિ શોધુંછું, હું તો મારા બંધુઓ પોતાના હક સમજતા થાય તોજ મારૂં મોત સુધર્યું માનુંછું, મારા બંધુઓમાં રાજદ્વારી નવો જોસ આવે તોજ મારાં લાકડાં ઠંડા થાય, અને હું તો એમજ માનુંછું કે, રાજ્યનો ને પ્રજાનો સંબંધ વધારે દૃઢ થવામાં હું કાંઇ પણ અંશે ઉપયોગી થઈ શકું તોજ મને સ્વર્ગ મળે.

### મારૂં ભજન કયું? એ તમને ખબર છે?

મારૂં ભજન મોઢેથી માત્ર રામ રામ કરવામાં નથી, પણ મારૂં ભજન તો "પ્રભુ અને મારો હક" એમ લોકો સમજતા થાય એવા ઉપાયો કરવામાં છે. મારૂં ભજન કોઇ માત્ર મંદિરમાં જવાથીજ પુરૂં થતું નથી, પણ મારૂં ભજન તો લોકોના હૃદય મંદિરમાં તેઓની સાચી સ્વતંત્રતાનો સ્વાભાવિક જોસ ભરવામાં છે. મારૂં ભજન કાંઇ ટીલાં ટપકાંમાં કે બહારના ડોળ ડીમાકમાં નથી, પણ મારૂં ભજન તો પ્રજાની ઉપરના કર ઓછા થાય તેવા પ્રયત્ન કરવામાં છે; અને મારૂં ભજન કાંઇ એકજ જડમૂર્તિ પૂજવામાં નથી, પણ મારૂં ભજન તો આપણા કરોડો ભાઇબંધોની સેવા કરવા માટે તેઓને થતો ગેરઇનસાફ અટકાવવાના કામમાં મંડયા રહેવામાં છે.

### રાજદ્વારી મહાત્માઓનું તપ.

પંડિતજી, તમે રાજને અંતે નરક કહોછો, અને રાજદ્વારી બાબતોને પ્રપંચ કહોછો; પણ અમે એ પ્રપંચમાં પડયા રહીને તેમાંથીજ કેમ તપ કરીએ છીએ એ તમને ખબર છે? તમે અગ્યારસને દહાડે દશ વીસ જાતનું બશેર ત્રણશેર ફરાળ કરીને ભૂખ્યા રહ્યાનો ડોળ ઘાલતા હશો અને તેને તપ સમજતા હશો, પણ અમે તો માલ માલ ખાઇએ છીએ, અને તોપણ રાજ્યના અમલદારી તરફની કેટલીક જાતની પોલ જોઇને તથા પ્રજાને ઘણી જાતના ગેરઈનસાફ થતા જોઇને મારૂં કલેજું અંદરથી એવું બળી જાય છે કે, મારૂં ખાવું પીવું તો

ક્યાંક ભસ્મ થઈ જાય છે, એટલે માલ ખાધા છતાં પણ પરમાર્થની એ ફિકરને લીધે હું તો સાવ ભૂખ્યોજ રહું છું. તમે જન્માષ્ટમી, શિવરાત્રિ રામનવમી કે એવાજ બીજા કોઇ મોટા દિવસે જાગરણ કરીને રોજ કરતાં ઉલટી વધારે મોજ મજા ઉડાવતા હશો અને તેને તપ સમજતા હશો, પણ મને તો આપણા દેશના રાજદ્વારી હકો માટે જયારે ત્યારે ઉજાગરા થાય છે. ઘણી વખત એ ફીકરમાં મને પુરી ઉંઘ પણ આવતી નથી. મારા ભાષણો તૈયાર કરવા માટે વારંવાર ઘણી રીતે મને ઉજાગરા કરવા પડે છે અને આપણા બંધુઓના હિતને લગતા ચોકસ ખ્યાલોને લીધે ઘણીવાર હું ઉંઘમાંથી ભડકીને જાગી ઉઠુંછું. તમે જન્માષ્ટમી જેવા મોટા દિવસે પવિત્ર મંદિરોમાં બેઠા બેઠા પણ ઠઠ્ઠા મશ્કરીમાં, ઢોંગ સોંગમાં, ને ગાવા બજાવવામાં વખત ગાળો છો, અને હું મારા મોટા પલંગ ઉપર પોચાં પોચાં રેશમી ગાદલામાં સુતો સુતો પણ તમારા હિતનાજ વિચાર કરૂંછું. એ વિચારોની ધુનમાં વાલકેશ્વરના ભભકાદાર બંગલાની સુંદર હવા તથા ફેશનેબલ પલંગ છતાં પણ ઉંઘ આવતી નથી, ને ઉજાગરા થાય છે. તમારા મોજ શોખના તેહેવારના ઉજાગરા એતો જાણે તમારે મન શાસ્ત્ર પ્રમાણેનું તપ કહેવાય, પણ તમારે મન પારકી પીડાના આ મારા ઉજાગરાનું શું કહેવાય? એ કાંઇ કહેશો? કયું તપ સાચું તે તો ઇશ્વર જાણે. હું તીર્થોમાં ન્હાવા તો હજી નથી ગયો, પણ આપણા દેશને ખાતર, આપણા બંધુઓને ખાતર, અને આપણા રાજ્યને ખાતર ઘણી વખત હું મારા આંસુઓથી તો નહાએલો છું. જેને તમે હાલની રૂઢી પ્રમાણે ધર્મ કહોછો તેને ખાતર તો મેં કાંઇ અપમાન સહન કરેલાં નથી, પણ પ્રજાની સેવા બજાવતાં સરકારી અમલદારો તરફથી તો ઘણી વખત હું હડધુત થએલો છું. જો હું જરાક "હા, જી, હા" શીખત તો મને બહુ માન પાન મળત. જો હું થોડુંક માખણ વાપરત તો ચોકસ વર્ગમાં મારી વાહ વાહ થઇ જાત,

અને જો હું થોડીક ખુશામત શીખ્યો હોત તો ઘણી જાતના ભયમાંથી છુટત. ઘણુ આપણા લોકોના રાજદ્વારી હકોને ખાતર મારાં એ બધાં ખાનગી સુખો ઉપર પુળો મૂકીને ઉલટી થોડીક પંચાત ખરીદેલી છે. ચોકસ મત તરફ ઢળી ગએલાં છાપાંવાળાઓ પ્રસંગોપાત અમારા કેવાં છાલ ગોટલા ઉડાડે છે એ તમને ખબર છે ? તમે "પંચ" વાંચો છો ? એમાં કોઇ વખત મને બીલાડો, કોઈ વખત કૂતરો, કોઇ વખત ગધેડો, ને કોઈ વખત ફુલના હાર પહેરેલો ચીતરે છે. એ ચિત્રો તમે જોયાં છે ! આ બધું કોને ખાતર ? કોઇપણ જાતના અંગત સ્વાર્થ વિના રાજ્યના અને પ્રજાના હિતને ખાતરજ આવા, અપમાન સહન કરવા, એનું નામ તપ નહીં તો બીજું શું ? કેટલીક વખત સગામાં આભડવા જવું હોય તે છોડીને કચેરીમાં જવું પડે છે, કેટલીક વખત ભાણેજ ભત્રિજાના વરઘોડા મૂકીને સ્વદેશ હિતની સભામાં જવું પડે છે, કેટલીક વખત બાપડા છોકરાં છોડીને, પ્રજાહિતના કાયદાઓ સારૂ ઘરના ખરચે બહાર ગામ રખડવું પડે છે, અને ધંધામાં ધ્યાન નહી આપી શકાવાથી કેટલીક જાતના ખાસ મોટા લાભો છોડી દેવા પડે છે, એ કાંઇ તમને ખબર છે ? એ બધું કોને સારૂ ? આ પ્રપંચ કહેવાય કે તપ કહેવાય ! આ નરકનો રસ્તો કહેવાય કે સ્વર્ગની ટીકીટ કહેવાય ? આવી પ્રજાહિતની બાબતને જો તમે પ્રપંચ સમજશો તો પછી પ્રજામાં જાગૃતિ કેમ આવશે ? અને જો આવી ઉપયોગી બાબતો તરફ તમે બેદરકાર રહેશો તો પછી તમારા હકો તમે કેમ મેળવી શકશો ?

---

## પાનું ૩૨૮. હું શા માટે રોઉં છું ?

ભાઇઓ ! તમને ખબર છે ? હું મારે માટે નથી રોતો, હું તમારે માટે રોઉં છું. હું આપણી ભવિષ્યની પ્રજાના હિતને માટે રોઉં છું. હું આપણી નાતોના જુલમ માટે રોઉં છું. હું

આપણા ફોગટના મૂર્ખાઇ ભરેલા વહેમોને માટે રોઉંછું. આ-
પણું સત્યાનાશ કહાડનારી આપણી માનીતી આભડછટને મા-
ટે હું રોઉંછું. આપણે આપણા ધર્મના હાથપગં બાંધીને તેને
ટુંકી હદમાં કેદ કરેલો છે તેને માટે હું રોઉંછું. પ્રભુએ કૃપા
કરીને આપણને જે મહાન બુદ્ધિ આપેલી છે, તેનો આપણે
ઉપયોગ કરતા નથી એ માટે હું રોઉંછું. આપણા દેશની
ભવિષ્યની આશા જે નાના બચ્ચાંઓ તેને યોગ્ય કેળવણી
મળતી નથી એ જોઇને હું રોઉંછું. આપણા કરોડો ભાઇ
બંધુઓ ભીખારીનો ધંધો લઇ બેઠેલા છે ને દેશ ઉપર બોજારૂ-
પ થઇ પડેલા છે તેને માટે હું રોઉંછું. આપણા ચાલાક બાળ-
કો દુનિયાંદારીની હવા ખાધા પહેલાં મૂર્ખોને હાથે ગુંડાઇ
જાય છે ને પોતાનો ભવ બાળી ભગવા કપડાંને લજવે છે તેને
માટે હું રોઉંછું; અને આપણા પ્રાચીન ધર્મની ઉત્તમત્તા, આ-
પણા દેશની અસલની સમૃદ્ધિ તથા આપણા વડવાઓની
ભલાઇ યાદ કરી કરીને હું રોઉંછું. ભાઇઓ ! મને રોવા દો,
પેટ ભરીને રોવા દો. હું જેની આગળ હૃદય ખોલીને રોઇ શકું
એવા માણુસો પણ કયાં છે ? ભલે તમે મારા આંસુઓ ન લુછી
શકો પણ મારા હેતુઓ તો સમજો; અરે, કોઇ મારી વાત તો
સાંભળો. હું મારે માટે નથી કહેતો, મેં તો તમારે ખાતર મા-
રી જીંદગી આપી દીધેલી છે, મેં તો મારા બંધુઓને ખાંતર
મારી જીંદગી બ્રહ્માર્પણ કરેલી છે; હવે મને બીજાં સુખ નથી
જોઇતાં, હવે તો મને પ્રભુને ખાતર હસવું ગમે છે અને આ-
પણા બંધુઓને ખાતર રોવું ગમે છે. માટે હજી મને રોવાદો,
રોવાદો. દેશને ખાતર અર્પણ થવામાં જે મજે છે, આપણા
બંધુઓના કલ્યાણને ખાતર રોવામાં જે આનંદ છે, અને આપ-
ણા ઉત્તમ ધર્મને ખાતર આપણા સ્વાર્થનો ત્યાગ કરવામાં જે
મજે છે તે તમે શું સમજો ? નહીં સમજો, ભાઇ નહીં સમજો.
એ સમજવું બહુ મુશ્કેલ છે. જો એમ ઘણા જણ સમજતા
હોત તો આપણા દેશના, આપણા ધર્મના અને આપણા બં-

ધુઓના આવા હાલ થાત નહીં, માટે હજી મને રોવાદો. આપણા બંધુઓ પ્રભુને અર્થે આવી જાતનું રોવું શીખે ત્યાં સુધી મને રોવાદો, રોવાદો.

સ્વદેશપ્રેમને માટે, આપણા દેશની ખરી સ્થિતિ સમજવા માટે, આપણા બંધુઓની દુઃખી હાલત સમજવા માટે અને આપની પોતાની લાગણીઓને ઉત્તમમાં ઉત્તમ બનાવવા સારૂ તથા આપણે પોતે બીજાઓને કેવી રીતે મદદ કરી શકીએ, એ સમજવા સારૂ દેશ દાઝ ધરાવનારાં હરેક માણસોએ "સાચું સ્વર્ગ" વાંચવું જોઇએ. કારણ કે "સાચું સ્વર્ગ" વાંચવાથી નહીં જાગેલા હોય તે જાગશે; જાગેલા હશે તે ઉભા થશે; ઉભેલા હશે તે કામ ઉપર લાગી જશે કામ ઉપર લાગેલા હશે તેઓ બેવડા જોરથી કામ કરી શકશે; અને જેઓ બેવડા જોરથી કામ કરી રહ્યા હશે તેઓને "સાચું સ્વર્ગ" વાંચ્યા પછી નવી પાંખો આવી જશે તેથી તેઓ બહુ ઉંચી ભૂમિકામાં ઉડવા લાગશે આવું સાચાં સ્વર્ગમાં જાદુ છે, માટે ઉપરનું નમુનાનું લખાણ વાંચીને જેઓની લાગણીઓ ઉછળતી હોય તે સર્વે સજ્જનોને "સાચું સ્વર્ગ" વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

રોયલ બાંર પેજી ૬૦૦ પાનાનું બહુ મોટું ને સુંદર પુસ્તક છે. કીંમત માત્ર રૂપીયો દોઢ.

મુંબાઇના જાણીતા બુકસેલરો પાસેથી મળશે.

મુંબાઇ—હનુમાનગલી.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.

ચોરવાડકર.

ૐ

# પ્રેમ પ્રેમ ને પ્રેમ.

## કીંમત રૂપિયો સવા.

પ્રેમ પ્રેમ ને પ્રેમની ખુબી તો રસિકોજ સમજી શકે છે. ઘણા વિદ્વાનોએ કબુલ કરેલું છે કે, "પ્રેમ પ્રેમ ને પ્રેમ" તે પ્રેમ પ્રેમ ને પ્રેમજ છે. એની જોડીનાં બીજાં પુસ્તકો આપણી ભાષામાં નથી એટલુંજ નહીં પણ ઘણાએ રસજ્ઞોએ પ્રેમ પ્રેમ ને પ્રેમ ઉપર ફીદા ફીદા થઇ ગએલા છે. માટે ઉંચી જાતનો કુદરતી પ્રેમ સમજવા સારૂ એ પુસ્તક વાંચવાની સૌ ભાઇ બેહેનોને ભલામણ કરવામાં આવે છે. પણ મારો વિચાર છે કે, મારાં પુસ્તકોનાં હું વખાણ કરૂં તે વખાણ ઉપરથી મોહવાઇ જઇને લોકો મારાં પુસ્તકો ખરીદે ને કરતાં તેમાં રહેલો માલ જોઇને પોતાના અંતઃકરણની ખાત્રી કર્યા પછી લોકો મારાં પુસ્તકો ખરીદે તો વધારે સારૂં. માટે વાંચનારાઓની ખાત્રી સારૂ "પ્રમ પ્રેમ ને પ્રેમ"માંથી લખાણનો થોડોક નમુનો નીચે બતાવેલો છે.

---

પાનું ૧૧૯.

### ભાઇઓ ! તમે કોની ઉપર પ્રેમ કરો છો ?

ભગવાન રૂષભદેવના પુત્ર મહાત્મા ભરતજીને હરણીનાં બચ્ચાં ઉપરના પ્રેમને લીધે અવતાર લેવો પડયો હતો, શ્રી વલ્લભાચાર્યના પિતા લક્ષ્મણ ભટને કુટુંબ પ્રેમને લીધે સંન્યાસ છોડીને ભોગ ભોગવવા પડયા હતા, ગરબા ગાતી રૂષિપત્નીની ઉપરના પ્રેમને ખાતર શિવને લિંગપાત થયો હતો, અને પિતૃપ્રેમને ખાતર ભગવાન પરશુરામને પૃથ્વી નક્ષત્રી કરવી

પડી હતી. વ્યક્તિના પ્રેમનાં પરિણામ હમેશાં એવાંજ હોય છે. બાલ્યાવસ્થામાં વ્રજબાલિકાઓના પ્રેમનો લ્હાવો લીધા પછે શ્રીકૃષ્ણને લાગ્યું કે, વ્યક્તિના પ્રેમમાં હમેશાં દુઃખજ છે. તેથી ઉત્તર અવસ્થામાં એજ રસિકડો કનૈયો અર્જુનને અભેદ પ્રેમનો જ્ઞાનમાર્ગનો યોગવૈરાગ્યનો ઉપદેશ કરે છે.

---

## પાનું ૧૧૯. મનુષ્યની વિચિત્રતા.

પ્રેમીલા બંધુઓ કુદરત ઉપર પ્રેમ કરો. મનુષ્ય ઉપરના પ્રેમથી તમે કદીપણ કૃતાર્થ થશો નહીં. મનુષ્ય એ બહુ વિચિત્ર ખાસીયતવાળું પ્રાણી છે. જો ઇશ્વરે દુનિયાંમાં કોઇપણ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પ્રાણી બનાવ્યું હોય તો તે મનુષ્યજ છે. તેમજ જો કોઇપણ નીચમાં નીચ પ્રાણી બનાવ્યું હોય તો તે મનુષ્યજ છે. નાગણી પોતાના બચ્ચાંને ખાઇ જાય છે, વીંછણનાં બચ્ચાં પોતાની માને ખાઇ જાય છે, કૂતરાં અપવિત્ર વસ્તુ ખાય છે, ઝરક હાડકાં કરડે છે, વાઘ ખાઇ ન શકે તોપણ જાનવરોને મારી નાંખે છે, કાગડાઓ વિષ્ટાના કીડા ખાય છે, તથા બીજાં ઘણાં પ્રાણીઓ બહુ મલિનતાથી વર્તે છે, અને તોપણ તે બધાં કરતાં માનવવૃત્તિ વધારે નીચ છે, એ સિદ્ધાંત છે. બીજાં પ્રાણીઓ પોતાની પ્રેરણા શક્તિથી અમુકજ હદમાં ચાલનારાં છે; મનુષ્ય તેવી કોઇ શક્તિથી બંધાએલો નહીં હોવાથીજ મોક્ષનો ને નરકનો અધિકારી છે. એવાં પરસ્પર વિરૂદ્ધ વૃત્તિવાળાં મનુષ્યમાં તમે આત્માની શાંતિ ખોળો છો, તે મહાભાગ્ય વિના કયાંથી મળશે ? મનુષ્યમાં જેટલી જાતના અવગુણ છે તેટલા અવગુણ બીજાં કોઇ પણ પ્રાણી કે વનસ્પતિમાં નથી. મનુષ્યમાં જેટલી જાતની શક્તિ છે તેટલી શક્તિ બ્રહ્માંડમાં બીજાં કોઇ પણ પ્રાણી કે પદાર્થમાં નથી. મનુષ્ય પોતાની શક્તિને કાબુમાં રાખવા શક્તિમાન છે છતાં પણ તે તેનો જેવો દુરૂપયોગ કરે છે તેવોને તેટલી હદ સુધી બીજું કોઇ પણ

પોતાની શક્તિનો દુરૂપયોગ કરી શકતું નથી. દુનિયાંમાં જેટલાં આફતનાં સાધનો છે ને દુઃખનાં કારણો છે, તેમાંનો મોટો ભાગ મનુષ્યે પોતે પોતાની શક્તિથી ઉપજાવેલ છે અને બાકીનાં તેની બેદરકારીથી સ્વતઃઉત્પન્ન થએલાં છે.

મનુષ્યનું મન એવું વિચિત્ર પ્રકારનું છે કે તેનું યથાસ્થિત વર્ણન થઇ શકતું નથી. હમણાં તેને અમુક વસ્તુ ગમે છે, ઘડીક પછી તેજ વસ્તુ ઉપર ધિક્કાર છુટે છે. આજે તે એક રંગ પસંદ કરે છે, કાલે તેનો શોખ બદલાઇ જાય છે. હમણા એક વિચાર બુલંદ લાગે છે, પળ પછે તેજ વિચાર નીચ લાગે છે. હમણાં અમુક બાબત ઉપર ઇચ્છા થાય છે એટલામાં મન બીજી જ- ગ્યોએ દોડયું જાય છે; દોડતે દોડતે બીજાજ તર્કો કરતું જાય છે, બીજા તર્કો કરતે કરતે કાંઇક જોતું જાય છે, જોતે જોતે કાંઇક સ્પર્શ અનુભવતું જાય છે, સ્પર્શ અનુભવતે અનુભવતે કાંઇક ખુશાલી કે દિલગીરી લેતું જાય છે, અને તે બધાં ને પડયું મુકી નિમિષમાત્રમાં કાંઇક બીજાજ વિષયમાં દોડયું જાય છેઃ દોડતે દોડતે આગળ પાછળનાં સ્વરૂપ કરે છે. એ સ્વરૂપમાં વૃત્તિયો- નાં અધુરાં અધુરાં કાર્યોને પરિણામો નચાવે છે, એ સ્વપ્નવત કાર્યોને પરિણામોમાંથી કલ્પિત સુખ દુઃખ ખરાભાવથી અનુ- ભવે છે, અને તેની વાસનાનો વિસ્તાર વધારે છે. એવાં મનુ- ષ્યોનાં અનિશ્ચિત મન સાથે આપણે પ્રેમ કરીએ છીએ, એ પ્રેમ કદીપણ કેમ સુખદાયી હોઇ શકે ? પ્રેમનો મન સાથે નહીં પણ અંતઃકરણ સાથે, અને ખરૂં કહીએ તો અંતરાત્મા સાથે સંબંધ છે. આપણે અંતરાત્માને પીછાનતા નથી; આપણે તો મનના પ્રેમનેજ પ્રેમ માનીએ છીએ, અને તેમાંજ સુખ શોધીએ છીએ. મનની વાસના વધારીને કોઇ પણ ખરા પ્રેમનો કે આત્મોન્નતિને પહોંચ્યા હોય એવો કલ્પિત દાખલો પણ મળતો નથી. દરેક શાસ્ત્રનો પહેલો સિદ્ધાંત એજ છે કે મનો- નિગ્રહ કરવો. મનોનિગ્રહ એજ સિદ્ધિનું પગથીયું છે, મનો- નિગ્રહ એજ પ્રેમનું રહસ્ય છે, મનોનિગ્રહ એજ આત્માની

શાંતિ છે, મનોનિગ્રહ એજ કુદરત ઉપરનો બે માલુમ ભેદી પડદો ઉંચકનાર છે, અને એવા મનોનિગ્રહથીજ અંતરાત્માનો પ્રેમ પ્રગટ થાય છે. એવા મનોનિગ્રહને છોડી જેમાં મનોવૃત્તિ પશુવૃત્તિથી ઘુમે છે એવી બાબતોને આપણે પ્રેમ કહીએ છીએ એ ખચીત બહુ મૂર્ખાઇ ભર્યું છે. મનોવૃત્તિને રાજી રાખનારા પ્રેમમાં કદીપણ શાંતિ નથી એ નક્કી સમજજો.

---

પાનું ૧૬૪ માંથી.

## લોકો જેને રૂપ કહે છે તેને પ્રેમ સાથે શું સંબંધ છે ?

લોકો જેને રૂપ કહે છે, ખુબસુરતી કહે છે, ભભક કહે છે, મોહિની કહે છે, ખુબી કહે છે, સૌંદર્ય કહે છે, તેવાં સૌંદર્યને માટે આ લેખ નથી. જે રૂપ ઘડીક પછી બદલાઇ જાય છે, જે આકર્ષણ જરા વારમાં ઢીલું પડી જાય છે, અને જેને માટે વારંવાર સંકલ્પ વિકલ્પ થયા કરે છે, એવાં સૌંદર્યને માટે ઉપલા વિચારો નથી; એવાં સૌંદર્યને અમે મનુષ્ય વિકાર માત્ર સમજીએ છીએ. એવા વિકારને વશ થવું એતો અધોગતિ છે. એવા વિકારમાં પ્રેમ શોધવો એતો રેતી પીલીને તેલ કાઢવાના પ્રયત્ન જેવું છે. એવી ખુબસુરતીએ તો કેટલાકોની દૃષ્ટિનો દોષમાત્ર છે. એવી ખુબસુરતી એતો મોહનો ઉછાળો છે. એવી ખુબસુરતી એતો યુવાનીની આંખનાં પડળ છે. એવી ખુબસુરતી એતો યુવાનીની સ્વાભાવિકતા છે. એવી ખુબસુરતી એતો એક જાતનું બંધનછે. એવી ખુબસુરતી એતો સત્ય સૌંદર્યતાનું નીચલામાં નીચલું પગથીયું છે; અને એવી ખુબસુરતીમાં લુબ્ધ થવું એતો મનુષ્યમનની નબળાઇ છે. સ્થૂલ દેહની જાડાઈ અથવા કૃષતાને, કે અવસ્થાના ભેદે પ્રાપ્ત થતા સંકોચ વિકારને, અથવા મનુષ્યકળાથી કરેલી ઉપલક ટાપટીપને અમારા ભાઇબંધો ખુબસુરતી સમજી તેમાં અંજાઇજઇ તળે ઉપર થયા

કરે છે, તેમાંજ અટવાઇ જાય છે, તેમાંજ સાર્થકતા માની લેય છે, અને એવી સ્થૂલ કાંઇક સ્વાભાવિક ને વધુ ભાગે ધારણ કરેલી, સ્હેજવારમાં બદલાઇ જનારી, મનોવૃત્તિના ફાંટામાંથી ઉત્પન્ન થએલી, અને સર્વ માન્ય નહીં એવી ઉપલક ખુબસુરતીનાં નીચવૃત્તિયોના જુસ્સાને ઉશ્કેરનારાં હલકી પ્રતિનાં ખેંચાણને ઘણા લોકો પ્રેમ કહે છે; અને અફસોસ કે તેની જાળમાં ગુંચવાઇ અધર્મની ઉંડી ખાડમાં ઉતરતા પડતા પડતાજ જાય છે. શિવ, શિવ, શિવ! તેમને બચાવવાનો સત્ય પ્રેમના ઉદય શિવાય બીજો એકે રસ્તો નથી: અને અમોને કેળવણી આપવાની રીતો, અમોને મળતું વાંચન, અમારી વ્યવહારની રૂઢીઓ, અમારી ધર્મની અનિશ્ચતતા—અનાસ્થા, અમારો સંસર્ગ—અનુકરણ, અને અમારી વધતીજતી હાજતો, તથા પ્રકૃતિ સ્વભાવ જોતાં સત્ય પ્રેમનો ઉદય એતો આકાશ કુસુમવત્ છે. અમારી આવી અવસ્થા એ બહુ ભયંકર છે, અને તોપણ તે છુપાવવામાં સાર નથી. યુવાન વાંચકોની પ્રેમની સ્ફૂર્ણા અટકાવવા માટે, પ્રેમમાં પાર નહીંજ પડી શકાય એવું સમજાવવા માટે, પ્રેમમંત્રની દીક્ષા લેવીજ નહીં એવું બતાવવા માટે, અથવા પ્રેમના આપણે અધિકારી નથી એવું દેખાડવું એ આ લેખનો ઉદ્દેશ નથી; પણ પ્રેમને નામે અમે જે જે અધમતાના ખાડામાં પડી જઇએ છીએ તે પ્રેમ નથી. પ્રેમ એ કરતાં અલૌકિકજ છે. પ્રેમનું સ્વરૂપ જાણવું એ બહુ કઠિન છે. મહાભાગ્યની વાત છે. ઘણા જન્મના પરિશ્રમનું એ ફળ છે. એવા દિવ્ય પ્રેમને અમો વિષયના કીડાઓ ઇંદ્રિયજન્ય રજોગુણી સુખ સાથે ભેળી નાંખીએ છીએ, અને તેમાંજ આનંદ આનંદ માની બેસીએ છીએ. એ ક્ષણિક આનંદથી સ્હેજવાર તૃપ્ત થઇએ છીએ, અને તોપણ વિશેષ આનંદની—મહા આનંદની—અખંડાનંદ આનંદની ઇચ્છાતો કાયમજ રહે છે. એ હૃદયના ઉંડા ભાગમાં, કાંઇક અસ્ફુટ ભાવથી ખડી રહેલી મહાનુભાવ ઇચ્છાને અમો હતભાગીઓ હડસેલી કહાડીએ છીએ, અને થાકી

જઇએ, કંટાળીએ, હેરાન થઇએ, આધિ, વ્યાધિ, ઉપાધિમાં ફસાઇ પડીએ તોપણુ તમાચો મારીને મ્હોડું રાતું રાખીને પણુ કુદરતજ જેને ખસેડવા ઇચ્છે છે, કાળજ જેને ચારી આપતો નથી, એવાં ઇંદ્રિય જન્ય સુખને તરફડીયાં મારીને પણુ વળગતા જઇએ છીએ, અને પ્રેમતું નામ લેતા જઇએ છીએ. આવી અમારી હાલત છે, ત્યાં સત્ય પ્રેમનો ઉદય કેમ થશે ? શું નહીંજ થાય ? પ્રભુ ! પ્રભુ ! ઇશ્વર સમર્થ છે, પ્રેમ અદ્દ્ભુત શક્તિવાળો છે, તે કોના હૃદયમાં કયે વખતે કેમ વસી જશે એ કોણુ જાણી શકે તેમ છે ?

પ્રેમીઓ પ્રેમ શિખવા માટે, વૈરાગીઓ વૈરાગ્ય શીખવા માટે, રસિકોએ પોતાનો રસ વધારવા માટે, દંપતીએ પોતાનો આનંદ વધારવા માટે, અને જ્ઞાનીઓએ પોતાના જ્ઞાનને વિશાળ બનાવવા માટે " પ્રેમ પ્રેમને પ્રેમ " નું પુસ્તક જરૂર વાંચવું જોઇએ.

" પ્રેમ પ્રેમને પ્રેમ " ની કીંમત રૂા. ૧ા છે. તે મુંબાઇના જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

મુંબાઇ. હનુમાન ગલ્લી.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.

ચોરવાડકર.

---

ૐ

# સ્વર્ગનો ખજાનો.

## કીમત રૂપીયો એક.

"સ્વર્ગનો ખજાનો" એ હમણા નવું બહાર પડેલું પુસ્તક છે. તેમાં "સ્વર્ગની કુંચી" ને "સ્વર્ગના વિમાન" ના જેવાજ પણ તેથી વધારે ઊંચી જાતનાને વધારે ખુલાસાવાળા સવાસો દાખલાઓ છે તેમાંથી વાંચનારની ખાત્રી માટે બે દાખલા નીચે ટાંકેલા છે.

---

દાખલો ૩.

**તમને અનુકૂળતા મળે પછી તમે ભજન કરો એમ કાંઇ બનવાનું નથી; અને એમ કરો તેમાં કાંઇ વળે નહીં, માટે પ્રથમ અડચણો વેઠીને પણ ભગત થાઓ, એટલે વખત આવ્યે એની મેળે અનુકૂળતા મળશે.**

ઘણા માણસો કહે છે કે, અમને જો થોડાક પૈસા મળી જાય તો પછી બધી હાય હોય છોડી દઇને નિરાંતે ભજન કરીએ, કેટલાકો કહેછે કે, છોકરાં મોટાં થઇ જાય ને એનું સાચવી લેય તો પછી હમે શાંતિથી ભજન કરીએ. કેટલાકો કહેછે કે, અમારે આ ડોશીની કે બાપાની ઉપાધિ છે, એ રસ્તે પડે એટલે અમે છુટા, પછી નિરાંતે ભજન થશે. કેટલાકો કહેછે કે, અમારૂં ગામજ ખરાબ છે, ત્યાંના માણસો સુખે ભજન કરવા દેય તેમ નથી, કાંઇને કાંઈ નડયાજ કરેછે, માટે જ્યારે કોઈ તીર્થમાં જશું ત્યારે એકાંતમાં ભજન કરશું. કેટલાકો કહેછે કે,

ભજન કરવાનું ઘણુંએ મન થાય છે, પણ કરીએ શું ? અમારો ધંધો એવો ખરાબ છે, કે પા ઘડીની પણ ફુરસદ મળતી નથી; ને કામ એવું છે કે હમણાં છોડી દેવાય તેમ પણ નથી. કેટલાકો કહેછે કે, અમારા ઘરનાં માણસો એવાં ખરાબ છે, કે કાંઇ વાતજ ન પુછો, ઘડીવાર પણ જંપીને બેસવા દેજ નહીં ! અરે, સુખે રોટલો પણ ખાવા દેય નહીં ત્યાં ભજનની વાત કયાં કરીએ ? કેટલાકો કહેછે કે, અમારી નોકરી એવી ખરાબ છે કે તોબાં ? ઉંચી આંખજ કરાય નહીં, એટલે ઉપાય શું ? ઘણુંએ મન થાય કે, બે ઘડી સત્સંગ કરીએ તો ઠીક, પણ નશિબના એવા ફુટેલા કે કોઈ દિવસ એવો જોગજ ન મળે; માટે હવે તો ભજન બની શકે એવી નોકરી ગોતુંછું પણ હજી કયાંઇ પાટો બાંધતો નથી. કેટલાકો કહેછે કે, હજી વાર છે; જરા પાકી ઉમ્મર થાય પછી વાતઃ કેમ જાણે પાકી ઉમ્મર થવાનો પરવાનો મળી ચુક્યો હોય. કેટલાકો કહેછે કે, ભજન ધ્યાન કરવાની અમારી ઘણી મરજી છે, પણ સાચો રસ્તો દેખાડે તેવા ગુરૂ કયાં છે ? એવા મહાત્માને શોધીએ છીએ; ને તે જયાં સુધી ન મળે ત્યાં સુધી ઘર પકડીને બેઠા છીએ. કેટલાકો કહેછે કે, ઘણું બધુંએ છે, પણ જીવ એવો અભાગ્યો છે કે કાંઇ બનતું નથીઃ કોઇક મહાત્મા કૃપા કરીને કાંઇક પ્યાલો પાઇ દેય તો કામ થાય, બાકી અમારાથી તો કાંઇ બને તેમ નથી. કેટલાકો કહેછે કે, અમારા જેવા માણસો ભજનમાં ભળતા નથી ત્યાં સુધી અમારાથી પણ સત્સંગમાં ન જવાયઃ મનતો ઘણુંએ થાય કે સત્સંગમાં જઇએ તો સારૂં, અને એમ પણ સમજીએ છીએ કે, એ બહુ સારી વાતછે, પણ અમારે અમારૂં પોઝીશન સંભાળવું જોઇએ. કેટલાકો કહે છે કે, અમારૂં શરીર સારૂં રહેતું નથી તેથી કાંઇ બનતું નથી. જો શરીર સારૂં થાય તો પછી બધું સુઝેઃ અને કેટલાકો કહે છે કે, અમને મમમમના વાંધા છે એટલે ભજન કરવું કયાંથી સુઝે ? અમારે તો પ્રથમ પોટોબા ને પછી વીઠોબા, માટે પ્રથમ પેટનું

થાય પછી ભજનની વાત કરીએ.

ભાઇઓ! પરમકૃપાળુ, પ્રાણદાતા, અન્નદાતા, અને મોક્ષદાતા સર્વશક્તિમાન મહાન ઇશ્વરનું ભજન કરવામાં બધા લોકો પછાત રહે છે, અને આવી રીતે કાંઇને કાંઇ બહાનાં કાઢ્યા, કરે છે, પણ એ માટે એક મહાત્મા કહેતા હતા કે, સર્વશક્તિમાન મહાન ઇશ્વરનું ભજન કરવામાં એવી રીતનાં બહાનાં કાઢવાં, એ આપણા મનની નબળાઈ છે, એ આપણું એક જાતનું આળસ છે, અને એ આપણી નાલાયકી છે; એટલુંજ નહીં પણ એ પણ યાદ રાખજો કે, બધી જાતની અનુકૂળતા મળે પછી ભજન કરો, એમ ક્યાંઈ બન્યું નથી, અને બનવાનું પણ નથી; કારણ કે સાત સાંધીએ ત્યાં તેર તુટે એવો સંસાર છે, એટલુંજ નહીં પણ જો બધી જાતની અનુકૂળતા મળ્યા પછીજ ભજન થતું હોય તો ગરીબોનો ને દુઃખીઓના શું હાલ થાય? તેઓ કેવી રીતે ભજન કરી શકે? આ બધી બાબતો વિચાર કરીને સમજશો તો જણાશે કે, ભજન કરવાનો આધાર કાંઇ બહારની અનુકૂળતા ઉપર નથી, પણ અંતરની વૃત્તિ ઉપર છે. જો એમ ન હોય તો જુવો કે, તમારા મિત્રોમાં ને તમારા ગામવાળાઓમાં ઘણા જણાને ઘણી જાતની અનુકૂળતા છે, પણ તેમાંથી કેટલા જણા ભજન કરે છે? કહો કે ખરી રીતે કોઇજ નહીં. જો અનુકૂળતાથીજ ભજન થતું હોય તો એમ કાં થાય? ભાઇઓ! ભજનનો સંબંધ કાંઇ માત્ર બહારની સગવડો ઉપરજ નથી, પણ અંતઃકરણમાંથી તાળી લાગવા ઉપર છે. જેનો જીવ જાગેલો છે, જે પ્રભુપ્રેમના આકર્ષણમાં ખેંચાયા છે, અને જેના અંતરમાં ઇશ્વરી આનંદ આવી ગએલો છે તે તો ફાંસીના લાકડાં ઉપર પણ ભજન કરી શકે છે; તે તો બળતી અગ્નિ વચ્ચે પણ ભજન કરી શકે છે; તે તો તોફાની સમુદ્રમાં ડુબતે ડુબતે પણ ભજન કરી શકે છે; અને તે તો કાળના ડાચામાં રહીને પણ ભજન કરી શકે છે. પણ જેને પોલમાં ખેડયે જવું હોય, જેને ઉપર-

છતાં બહાનાં કહાડ્યાં કરવાં હોય, જેને આળસુ થઇને પડ્યું રહેવું હોય, અને જેને પોતાના આત્માની દરકાર ન હોય તેને લાખો રૂપીયાં મળે, લાંબું આયુષ્ય મળે, ખુબ તન્દુરસ્તી મળે, સારા મહાત્માઓ મળે, બહુ જાતનાં અનુકૂળ સાધનો મળે, અને ઇંદ્રાસન મળે તોપણ તેઓ ભજન કરવાના નથી; અને કદી એવી બધી જાતની અનુકૂળતા મળ્યા પછી ભજન કરીએ તો તેમાં આપણી બલિહારી શું? જ્યારે અડચણો છતાં પણ ભજન કરીએ ત્યારેજ આપણી ખુબી કહેવાય, માટે યાદ રાખજો કે, ઉપર કહી તેવી જાતની કાંઇ કાંઇ અડચણો હોય તે આપણી કસોટી માટે છે, ને એવી કસોટીમાંથી પાસ થઇએ ત્યારેજ સર્વ શક્તિમાન મહાન ઇશ્વર આપણી ઉપર પ્રસન્ન થાય છે; અને તે પ્રસન્ન થાય પછીજ જોઇતી અનુકૂળતા મળે છે, માટે અનુકૂળતાની વાટ નહીં જોયા કરતાં પ્રથમ અડચણો વેઠીને પણ જેમ બને તેમ ભક્તિ કરો, એટલે વખત આવ્યે સર્વશક્તિમાન પરમ કૃપાળુ મહાન ઇશ્વર પોતાની મેળે જોઇતી અનુકૂળતા આપશે, કારણ કે ભકતોનું યોગક્ષેમ કરવાને તે બંધાએલા છે. માટે અડચણો સામે નહીં જોતાં ભક્તિમાં મચ્યા રહો, ભક્તિમાં મચ્યા રહો.

---

દાખલો ૬૫

## ધર્મની બહારની જુદી જુદી ક્રિયાઓ સામે નહીં જુઓ, પણ અંતરના હેતુઓ સામે જુઓ.

એક જીજ્ઞાસુએ કોઈ સંતને પુછ્યું કે, મહારાજ કોઇ માને છે કે, વારે વારે ન્હાવું તેમાં ધર્મ છે; ત્યારે કોઇ માને છે કે, બહુ પાણી ઢોળવાથી જીવડાં મરે છે માટે ન્હાવાથી પાપ થાય છે. કોઇ માને છે કે, ચોટલી રાખવાથી ધર્મ થાય છે; ત્યારે બીજાઓ માને છે કે, માથું મુડાવવાથી ધર્મ થાય

છે. કોઇ માને છે કે, ઠાકોરજીના પ્રસાદ ખાવાથી ધર્મ થાય છે; ને કોઇ માને છે કે, ઉપવાસ કરવાથી ધર્મ થાય છે. કોઇ માને છે કે, ઘરમાં અખંડ અગ્નિ રાખવાથી ધર્મ થાય છે; ત્યારે બીજાઓ કહે છે કે, અગ્નિનો ત્યાગ કરવાથી ધર્મ થાય છે. કોઇ માને છે કે, મૂર્તિ પૂજવાથી ધર્મ થાય છે; ને કોઈ માને છે કે, મૂર્તિ પૂજવાથી પાપ છે: કોઇ માને છે કે, ઇશ્વર અવતાર લેય છે; ને કોઇ કહે છે કે, ઇશ્વરનો અવતાર હોયજ નહીં. કોઇ કહે છે કે, તીર્થોની અમુક જગ્યાઓ પવિત્ર છે; ત્યારે બીજાઓ કહે છે કે, બધી જગ્યાઓ સરખી છે. કોઇ મુડદાંની કબરો પૂજે છે; ત્યારે બીજાઓ કહે છે કે, કબરો પાસે જઇએ તો અભડાઈ જઇએ. કોઇ માને છે કે, અમુક મહાત્માની મારફતેજ તરી શકાય છે; ત્યારે બીજાઓ કહે છે કે, તમે જેને મહાત્મા કહો છો તેમાં કાંઇ માલ નહોતો. કોઇ માને છે કે, મરજાદ લઇ સૌથી અલગ થઇ જવાથી પ્રભુ રાજી થાય છે; ત્યારે કોઇ માને છે કે, સૌ સાથે અભેદ રાખ્યાથી પ્રભુ રાજી થાય છે. કોઇ માને છે કે, યજ્ઞો કરવાથી પ્રભુ રાજી થાય છે; ત્યારે બીજાઓ કહે છે કે યજ્ઞ કરવાથી પાપ થાય છે. કોઇ કહે છે કે, ગૃહસ્થાશ્રમ ભોગવવાથી ધર્મ પાળી શકાય છે; ત્યારે કોઇ કહે છે કે, ત્યાગી થવાથી ધર્મ પાળી શકાય છે: અને કોઇ કહે છે કે, ઇશ્વર સાકાર છે; ત્યારે બીજાઓ કહે છે કે, ઇશ્વર નિરાકાર છે. આવી રીતે પરસ્પર એક, એકથી તદન વિરૂદ્ધ એવી હજારો બાબતો છે. તેમાંથી શું સાચું ને શું ખોટું ? તે હું સમજી શકતો નથી. માટે મહારાજ ! મને સત્ય બતાવો. મને તત્વ બતાવો. મને મારી જીંદગી સુધારવાનો ઉપાય બતાવો.

એ સાંભળીને તે સંતે કહ્યું કે, ભાઇ, જો ઉપલક નજરે જોઇએ તો એ બધી બાબતોમાં પરસ્પર બહુ મોટો વિરોધ દેખાય છે, પણ એમાંની કોઈ પણ બાબત ઉપર બહુ ઉંડા ઉતરીને જો વિચાર કરીએ તો તે દરેક બાબતમાં કાંઈક રહ-

સ્ય દેખાય છે. કારણ કે એ દરેક બાબતો તે ફળ ઉપરની છાલ છે, પણ તેની અંદરનો માવો કાંઇક જુદોજ છે. માટે આપણી જે ભૂલ થાય તે એજ કે, આપણે સૌએ અમુક અમુક રંગનાંને જુદી જુદી જાતનાં ચસ્મા પહેરી લીધેલાં છે; એટલે એ ચસ્માના રંગ પ્રમાણે આપણને બહારની વસ્તુઓ દેખાય છે; ને તેમ છતાં આપણે એ બહારની છાલના રૂપ રંગ ઉપરથી અંદરના માવાનું અનુમાન કરીએ છીએ, તેથી વસ્તુની પરીક્ષા કરવામાં આપણે ઠગાઈ જઇએ છીએ; પણ જો સાચી રીતે વસ્તુને ઓળખવી હોયતો આપણે વિચાર કરવો જોઇએ કે, જે બાબતની આપણે નિંદા કરીએ છીએ તે બાબત તેવીજ છે, કે આપણા ચસ્માના રંગને લીધે તે એવી દેખાય છે? જો એમ વિચારીએ તો સમજાય કે, જે માણસ ઉપવાસ કરે છે, તે પણ પોતાના અંતરની ભાવનાને તૃપ્ત કરવા સારૂ ને પોતાનું કલ્યાણ થાય તે સારૂ પ્રભુને અર્થે તેમ કરે છે; અને જે માણસ ઠાકોરજી પાસે છપ્પન ભોગ ધરાવીને પોતે તે પ્રસાદ લેય છે, તે પણ પોતાના અંતરની ભાવનાને તૃપ્ત કરવા સારૂ પોતાના કલ્યાણની ઇચ્છાએ પ્રભુને અર્થે તેમ કરે છે. જો કે એ બંને કર્મો જુદાં જુદાં છે, પણ તે બંનેની મૂળ ભાવનાઓ એકજ છે; અને તે બંને એ પ્રમાણેની એક એકથી ઉલટી ક્રિયાઓ મહાન પ્રભુને અર્થેજ કરે છે માટે તે બંનેને પોતપોતાની ભાવનાને પોતપોતાના પુરૂષાર્થ પ્રમાણે સર્વ રૂપે રહેનાર, સર્વના અંતરના હેતુ સમજનાર, અંતરયામી, સર્વજ્ઞ, કૃપાળુ ઇશ્વર તરફથી રૂડાં ફળ મળે છે. જે માણસ અગ્નિહોત્રી થઇને હમેશાં અગ્નિ પ્રજવલિત રાખે છે, ને તેમાં વિધિસર હોમ કરે છે તે પણ પોતાના અંતરાત્માને તૃપ્ત કરવા સારૂ મહાન પ્રભુને અર્થે કરે છે; અને જે માણસ પોતાની સર્વ વસ્તુનું દાન આપી દઇ પોતાનાં સંસારિક સુખોનો ભોગ આપી સંન્યાસ લઈ અગ્નિનો ત્યાગ કરે છે તે પણ પોતાના અંતરાત્માને તૃપ્ત કરવા સારૂ પોતાની શુદ્ધ ભાવનાથી

સર્વ શક્તિમાન મહાન પ્રભુને અર્થેજ કરે છે. તેમજ આ વસ્તુમાં માલ નથી, આ બાબતમાં સાર નથી, આ વિષય કાંમના નથી, અને આમાં પ્રભુ નથી, આમાં પ્રભુ નથી, એમ સમજીને જે માણસ મરજાદ લઇ સૌથી અલગ થઇ જાય તે પોતાના કલ્યાણ સારૂ પ્રભુને અર્થે એમ કરે છેઃ તેમજ જે માણસ એમ સમજે છે કે, સર્વવ્યાપક અનંત બ્રહ્માંડના નાથ એક ઇશ્વરની સત્તા વિનાની કોઇપણ વસ્તુ નથી, માટે સર્વવ્યાપક પ્રભુ આમાં છે, આમાં છે, ને આમાં પણ છે, એમ સમજીને જે સર્વમાં અભેદ રાખે છે, સર્વમાં સમદૃષ્ટિ રાખે છે, ને સર્વમાં આત્મદૃષ્ટિ રાખે છે, તે પણ પોતાના કલ્યાણ સારૂ સચ્ચિદાનંદ પરમાત્માને અર્થેજ એમ કરે છે. આવી રીતે જુદા જુદા વિચારના લોકોની બહારની ક્રિયાઓ જોકે જુદી જુદી હોય છે, તોપણ તેઓના અંતરના હેતુઓ એકજ હોય છે; અને આપણને એક એકથી વિરૂદ્ધ દેખાતી એ બધી જુદી જુદી દરેક બાબતો પ્રથમ શુદ્ધ અંતઃકરણની વિશુદ્ધ ભાવનામાંથી પોતાના કલ્યાણ સારૂ ને સર્વ શક્તિમાન અખંડ આનંદરૂપ, પૂર્ણ સ્વરૂપ, પરમકૃપાળુ પિતા મહાન પરમાત્માને અર્થેજ નીકળેલી છે. માટે એ બાબતો બહારથી ઉપલક નજરે જોતાં એક બીજાથી ગમે એટલી જુદી જુદી દેખાતી હોય તોપણ અંતઃકરણને તૃપ્ત કરનારી તે સર્વ ક્રિયાઓ પવિત્ર ભાવના નામે એકજ મૂળમાંથી નીકળેલી છે, ને એકજ ઇશ્વર તરફ જનારી છે. માટે ભાઇ, "આ મારૂં તે સારૂં" ને "તારૂ તે ખોટું" એવા વિવાદમાં રહી બહારની ક્રિયાઓ સામે જોવામાંજ નહીં રહી જતાં સૌના અંતરના ઉત્તમ હેતુઓ સામે જોઇ કોઇ પણ રીતે વિરોધ છોડી દઇને તત્વ સમજી પ્રભુના માર્ગમાં આવો. પ્રભુના માર્ગમાં આવો.

આવી જાતના એક એકથી સરસ એવા સવાસો દાખલાઓ સ્વર્ગના ખજાનામાં છે. એની વધારે હકીકત જાણવા સારૂ સ્વર્ગના ખજાનામાંથી વાંચનાર સાહેબોએ જાણવું જોઇએ કે,

**પાનું ૭ પ્રસ્તાવનામાંથી.**

"સ્વર્ગના ખજાના" માં ઘણાંએ અમૂલ્ય દૈવતાઇ રત્નો છે. જેમકે, પ્રેમ એટલે શું ? આપણી ભક્તિ ફળીભૂત થતી નથી તેનાં કારણો શું ? આપણી જીંદગીમાં મિઠાશ કેમ લાવી શકાય ? ભ્રાતૃભાવની ઇશ્વરી સગાઇ કેમ વધારી શકાય ? મનને કેમ વશ કરી શકાય ? પ્રભુની ઇચ્છામાં આપણી ઇચ્છાને કેમ મીલાવી શકાય ? મહાત્મા કેમ થઇ શકાય ? સત્સંગથી શું ફાયદો થાય ? વિશ્વાસ કેમ વધારી શકાય ? ભક્તિને મજબુત કેમ કરી શકાય ? ઇશ્વરને ખાતર આપણે શું શું કરવું જોઇએ ? શા માટે આપણાં કર્મો ઇશ્વરને અર્પણ કરવાં જોઇએ ? આપણાં કર્મો આપણે કેવી રીતે ઇશ્વરને અર્પણ કરી શકીએ ? ઇશ્વરનું સ્વરૂપ કેવું છે ? શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા ? મહાત્માઓના આચાર વિચાર કેવા હોય ? હરિજનોએ કેવી રીતે પોતાની જીંદગી ગાળવી ? પાપથી બચવા માટે શું ઉપાય કરવા ? પ્રભુની પાસે જવાના સ્હેલા રસ્તા કયા ? પ્રભુ ઉપરના પ્રેમને કેમ જગાડવો ? સાચો પરમાર્થ કેમ થઇ શકે ? આપણાં આચરણો કેમ સુધરી શકે ? અને આપણી જીંદગીનો મૂળ હેતુ શું ? એ વિગેરે ઘણી ઘણી બાબતોના આ પુસ્તકમાં સહેલી રીતે દ્રષ્ટાંત સહિત, વિસ્તારપૂર્વક મીઠી ભાષામાં અસરકારક રીતે ખુલાસા કરેલા છે, માટે તેનું નામ "સ્વર્ગનો ખજાનો" રાખેલું છે.

**પાનું ૯ પ્રસ્તાવનામાંથી.**

છેવટ આ પ્રસ્તાવના પુરી કરતાં પહેલાં મારે મારા સંતોષને ખાતર તથા મારી ફરજને ખાતર કહેવું જોઇએ કે, મારી ઉપર ઘણાએ કાગળો આવે છે, તથા મને ઘણાએ માણુસો રૂબરૂ મળે છે, તેઓ કહે છે કે, તમારાં પુસ્તકો ઘણાંજ સારાં છે. ભાષા બહુજ સહેલી ને રસીલી છે. દાખલાઓ અસરકારક છે. વિચારો ઉત્તમ છે, શૈલી ભભક ભરેલી છે, તેમાંની બાબતો ખાસ જરૂરની છે, પુસ્તકો મોટાં ને શોભીતાં છે અને

કીંમત સરતી છે. એટલુંજ નહીં પણ આપણા પવિત્ર ધર્મ શાસ્ત્રના સાર્વજનિક મહાન સિદ્ધાંતો તથા મહાત્માઓના ઉત્તમ વિચારોજ તમે કહોછો, અને તે પણ જનસ્વભાવ સમજીને જમાનાને અનુસરતી રીતેજ તમે કહો છો, તેથી તે સૌને બહુજ પસંદ પડે છે, અને ઘેરે ઘેરે, હોંસે હોંસે, ફરી ફરીથી એ પુસ્તકો વંચાય છે. માટે તમારાં બધાં પુસ્તકો અમને વી. પી થી મોકલી આપશોજી. આવી આવી રીતે સેંકડો ભાઇ બેહેનો ઘણુંએ લખે છે, તથા કહે છે, અને પુછે છે કે હાલમાં નવું લખો છો? પણ તે સૌને હું જુદા જુદા કાગળો લખી શકતો નથી, માટે આ પ્રસંગે તે સૌ ભાઇ બેહેનોનો હું માનપૂર્વક ઉપકાર માનું છું, અને મારી ઉપરની ભલી લાગણીઓને લીધે તેઓ રાજી થાય તે સારૂ જણાવું છું કે,

"સ્વર્ગના વિમાન"ની પ્રસ્તાવનામાં મેં કહેલું છે કે, મહાન ભક્તરાજ મહારાજ પાસેથી આ જાતના સાદા, સહેલા, મનોરંજક અને ભક્તિમાર્ગના ઉત્તમ વિચારોવાળા એક હજાર દાખલા લખવા મારો વિચાર છે. તેમાં "સ્વર્ગના વિમાન"માં ૩૨૫, "સ્વર્ગની કુંચી"માં ૨૧૦, તથા 'સ્વર્ગના ખજાના"માં ૧૨૫ એવી રીતે કુલ ૬૬૦ દાખલાઓ હરિજનોની સેવામાં હું મુકી ચુકેલો છું. બાકી ૩૪૦ દાખલા લખવા રહ્યા, તેનાં ઇશ્વર ઇચ્છા હશે તો આવાં ને આવાં હજી પણ બીજાં ત્રણ પુસ્તકો થઇ શકશે. દિન પ્રતિદિન વધારે રસિક, વધારે અસરકારક, વધારે ઉંડા વિચારનું, વધારે ઉપયોગી અને ઇશ્વરની વધારે નજીક જનારૂં લખાણ હું લખી શકું, અને આપણા ગરીબડા દેશની, આપણા દુઃખીયારા બંધુઓની તથા આપણા ઢીલા પડી ગએલા ધર્મની સેવા કરવામાં હું પણ કાંઇક નિમિત્ત થઇ શકું એમ ઇચ્છું છું, અને એવી શુભ તક મને ઇશ્વર આપે એવી પ્રાર્થના કરૂં છું.

"સ્વર્ગનો ખજાનો" એ પુસ્તક મહાન ભક્તરાજ મહારાજની પ્રસાદી છે માટે સૌ લોકોએ જરૂર તેનો લાભ

લેવો જોઇએ.

"સ્વર્ગના ખજાના" નું પુસ્તક "સ્વર્ગનું વિમાન" તથા "સ્વર્ગની કુંચી" ના જેવડુંજ છે. છતાં પણ કીંમત માત્ર એકજ રૂપિયો છે. પોસ્ટેજ બધાં પુસ્તકોનું જુદું સમજવું. એ પુસ્તક મુંબાઇના જાણીતા બુકસેલરો પાસેથી મળી શકશે.

મુંબાઇ—હનુમાનગલ્લી.

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર.

ચોરવાડકર.

---

ॐ

# સ્વર્ગનું વિમાન.

( બીજી આવૃત્તિ. )

હવે થોડાંજ પુસ્તકો બાકી છે.

કીંમત રૂપિયો એક.

"સ્વર્ગના વિમાન" ની વધારે હકીકત કહેવાની કાંઇ જરૂર નથી, કારણ કે એ બહુ લોકપ્રિય થઇ પડેલું પુસ્તક છે અને ઘેરે ઘેરે હોંસે હોંસે વંચાય છે માટે એના બેજ દાખલા આમાં બતાવેલા છે.

દાખલો ૯૮.

**બહારવટીયાઓનો નજરાણો કાંઇ રાજા લેય નહીં, તેમજ હૃદયમાં પાપ ભરી રાખીને કાંઇ પ્રભુને પ્રસન્ન કરી શકાય નહીં.**

એક રાજાને ત્યાં પુત્ર આવ્યો. ત્યારે બધા અમીર લોકો ને

શેઠીયાઓ તેને ત્યાં નજરાણો આપવા ગયા. એ વખતે કેટલાક ધાડપાડુ લુચ્ચાઓ પણ રાજા પાસે નજરાણો લઇ ગયા. ત્યારે રાજાએ તેને કહ્યું કે, તમારો નજરાણો અમે નહીં રાખીએ. તે લુચ્ચાઓએ કહ્યું કે, અમે તમારી રૈયત છીએ ને તમારી ખુશાલીમાં અમારી પણ ખુશાલી છે, માટે અમારો નજરાણો રાખવો જોઇએ. ત્યારે રાજાએ કહ્યું કે તમે મારી સાથે બહારવટું રાખો છો તે તો બંધ કરો, મારી રૈયતને લુટો છો તેતો બંધ કરો, મારા અમલદારોને ત્રાસ આપો છો તેતો બંધ કરો અને મારી વિરૂદ્ધમાં તમારા મનમાં જે જે કાવત્રાં રચો છો તે તે બંધ કરો; એ બધું છોડીને પછે મને નજરાણો આપો. મારા દુશ્મન રહીને મને નજરાણો આપો તે હું કેમ લઉં ? તમારા એવા નજરાણાથી હું કાંઇ તમારા ઉપર ખુશી થાઉં નહીં, ને જ્યાં સુધી તમે મારી સાથેનું બહારવટું બંધ કરો નહીં ત્યાં સુધી આપણી મિત્રાઇ થાય નહીં. જો મને ખુશી કરવો હોય તો તમારે મારી ઇચ્છાને આધીન થવું જોઇએ. મારી ઇચ્છાને આધીન થયા વિના હું તમારો નજરાણો લઈ શકું તેમ નથી.

આવીજ રીતે આપણે પેલા બહારવટિયાના જેવાજ છઇએ. પ્રભુની વિરૂદ્ધમાં આપણે વર્તીએ છીએ, પ્રભુનાં બાળકોને–આપણા ભાઇબંધોને આપણે ઠગીએ તથા લુટીએ છીએ, આપણા મનમાં ખોટા વિચારો કરીએ છીએ, પ્રભુના વિરોધી કામ–ક્રોધ–લોભને આપણે આશરો આપીએ છીએ, અને રાત દિવસ ખોટાં કામોમાં મચ્યા રહીએ છીએ, અને વાર તેહેવાર તથા ઓચ્છવ સમયે તીર્થમાં કે પર્વણિ સમયે આપણે પ્રભુને નજરાણો આપવા જઇએ છીએ, એટલે કાંઈક સ્હેજ સ્હાજ દાન ધર્મ કરીએ છીએ; તે પણ ખાસ પ્રભુ ઉપરના પ્રેમને ખાતર નહીં, પણ આપણા અહંકારને ખાતર આપણી લોકલાજને ખાતર આપણે કાંઇક કાંઇક કરીએ છીએ, પણ પ્રભુ તે કબૂલ રાખતો નથી. પ્રભુ કહે છે કે, તમે સુધરીને એટલે કે મારા હુકમમાં રહીને પછે તમે મને નજરાણો આપો. મને

નજરાણાની પણ જરૂર નથી. માત્ર તમારાં હથિયાર છોડીને, એટલે કે પાપને છોડીને મારે શરણે આવો એટલે હું તમારો-જ છું, ને તમે મારાજ છો.

---

દાખલો ૧૧૩.

## પ્રભુએ આપણા મોતના વારંટ ઉપર અને નરક-માં નાંખવાના ઠરાવ ઉપર હજુ સહી કરી નથી, એટલામાંજ આપણે પાપ છોડી દેવાં જોઇએ.

એક છોકરો બહુ ખરાબ ચાલનો હતો, તેથી તેનાં ઘરનાં સૌ માણસો બહુ હેરાન થતાં હતાં. એ પછી એ છોકરો રોજ રોજ રોજ વધારે વધારે બગડતો ગયો, અને ગામનાં માણુ-સોને પણ ત્રાસ આપવા લાગ્યો. ગામનાં બધાં માણસો એ છોકરાની બુરી ચાલચલગતથી નારાજ થયાં, તેથી તેઓ સર્વેએ મળીને ઠરાવ કર્યો કે એ છોકરાને ગામ બહાર કાઢી મૂકવો. ગામના લોકોએ ભેગા થઇ એ પ્રમાણે ઠરાવ કર્યો ને તે છોકરાના બાપની સહી માગી. બાપ પણ પોતાના છોકરાથી કાયર થઇ ગયો હતો તેથી તથા લોકોના દબાણથી એ છોક-રાને ગામમાંથી કાઢવાની તેણે હા પાડી હતી; પણ એ પછે ગામના સૌ લોકો તેની સહી લેવા આવ્યા ત્યારે પોતાના છોકરાને દેશવટો દેવાના ઠરાવ ઉપર સહી કરવાની તેની હિં-મત ચાલી નહીં. તે બહુ દિલગીર થયો. તેના હાથમાંની કલમ ધ્રુજવા લાગી, અને એ દેશનિકાલના ઠરાવ ઉપર સહી કર-વાની તે આનાકાની કરવા લાગ્યો. ત્યારે ગામના લોકોએ ઉશ્કેરાઇ જઇને કહ્યું કે આ શું? આ કેવી રીત? તમે પ્રથમ હા પાડી છે ને હવે શું વિચાર કરો છો? સહી કરતાં વાર કેટલી? એવા નઠારા છોકરા ઉપર એટલો બધો પ્રેમ શા માટે

જોઇએ? ત્યારે બાપે કહ્યું કે, એ ગમે તેવો નઠારો છે, પણ મારો દીકરો છે. તેને દેશ પાર કરતાં મારો જીવ ચાલતો નથી. "છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય." માટે હજી પણ એ છોકરાને સુધરવા માટે તેને 'કાંઇક તક આપવામાં આવે તો સારૂં. છોકરો દૂર ઉભો ઉભો આ બધો દેખાવ જોઇ રહ્યો હતો. તેને લાગ્યું કે મારે માટે મારા બાપને આટલું બધું દુઃખ થાય છે? અને હું એટલો બધો ભુંડો છું તોપણ મને તજી દેવાનો તેનો જીવ ચાલતો નથી. ત્યારે તેના પ્રેમને ખાતર, તેની ભલાઇને ખાતર સુધરી જતાં મને શું વાર છે? એમ વિચાર થતાં એજ વખતે તુરતજ ઠરાવ કરીને તે છોકરો બોલી ઉઠયો કે બસ, બસ, બહુ થયું મને માફ કરો. હું આજથી મારી ચાલ સુધારવાની પ્રતિજ્ઞા લઉં છું. ગામના લોકોએ કહ્યું કે, એ કેમ બને? એવી રીતે એકદમ સુધરી જવાનું કાંઈ કારણ? ત્યારે તે છોકરાએ કહ્યું કે, મારા બાપને મારી ખરાબ ચાલને લીધે કેટલું બધું દુઃખ થાય છે, એ હું આજે સમજયો છું. માટે મારા બાપને ખાતર આજથી મારી ચાલ સુધારવાનો હું ઠરાવ કરૂં છું. આ સાંભળીને તેનો બાપ બહુજ ખુશી થયો. તેણે એ છોકરાને પોતાના ઘરમાં રાખ્યો અને ગામના લોકોએ તેને માફી આપી. એ પછે બહુ થોડા વખતમાં એ છોકરો સુધરી ગયો.

જેને અંદરથી ફટકો વાગી જાય, જેને અંદરથી તાળી લાગી જાય, તેને સુધરી જતાં વાર લાગતી નથી. પણ વાત એટલીજ છે કે, આપણે સુધરવા માટે દૃઢતાથી ઠરાવ કરવો જોઇએ; અને જે મન બુરાઇ તરફ વળેલું છે, તેને ભક્તિ તરફ ફેરવી નાંખવું જોઇએ. આપણે પણ એ લુચ્ચા છોકરાના જેવા અંતરમાંથી બુરા છીએ. પણ આપણા દયાળુ પિતા પરમેશ્વરે હજી પણ આપણને ઘર બહાર કાઢયા નથી; અને આપણને દેશવટો દેવાના—નરકમાં નાંખવાના ઠરાવ ઉપર તથા મોતના વારંટ ઉપર હજી પણ તેણે સહી કરેલી નથી, એટલા વખતમાં

આપણે સુધરી જવું જોઇએ, તો બચી શકાશે. આપણા સમર્થ પિતાને દુઃખ દઇને-તેનું અપમાન કરીને આપણે શું ફાયદો મેળવી શકશું? ભુંડાઇથી જે સુખ મળે છે તે પણ દુઃખજ છે, અને ભુંડાઇનાં કરતાં ભલાઇનું સુખ મેળવવાનો ઠરાવ કરો. ઇશ્વરને રીઝવવાનો એ ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે. પ્રભુની સામે થઇને સારૂં ફળ નહીં મેળવી શકાય એ વાત તો રાક્ષસો પણ સમજે છે, ને મૂર્ખો પણ સમજે છે, ત્યારે આપણે તો માણસો છીએ, અને તે પણ અમેરિકાના અસલી ઇન્ડિયનો કે આફ્રિકાના હોટેન્ટાટ નહીં, પણ આર્ય છીએ. માટે આજથી આપણા પવિત્ર પિતા પ્રભુને અર્થે પાપ છોડી દેવાનો ઠરાવ કરો.

"સ્વર્ગનું વિમાન" નિશાળોમાં છોકરાંઓને ઇનામમાં આપવા સારૂ, પોતાની નાતમાં કે સગાં વ્હાલાંમાં લ્હાણું કરવા સારૂ, બૈરાંઓમાં તથા ગામડીયા લોકો પાસે વાંચવા સારૂ અને સત્સંગમંડળોમાં વાંચવા સારૂ બહુજ ઉપયોગી પુસ્તક છે.

"સ્વર્ગના વિમાન"ની કીંમત રૂપીયો એક. પોસ્ટેજ જુદું મુંબાઇના જાણીતા બુકસેલરો પાસેથી મળશે.

મુંબાઇ—જુની હનુમાનગલ્લી.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.

ચોરવાડકર.

---

४७१

ॐ

# "સંસારમાં સ્વર્ગ."

બીજી આવૃત્તિ છપાય છે

કીંમત રૂા. ૧ાા દોઢ

**પ્રસ્તાવનામાંથી પાનું ૧૨.**

સ્વાભાવિક રીતેજ પુછવામાં આવે કે, "સંસારમાં સ્વર્ગમાં" શું છે ? હું કહીશ કે તેમાં ભ્રાતૃભાવનો ને દેશસેવાનો મહામંત્ર છે. તેમાં આપણામાં વધારે કામ કરવાનું બળ આવે તેવું જાદુ છે. તેમાં આપણુ પોતાનાજ જોરથી ઝડફથી દોડનારી બાઇસિકલ છે. તેમાં આપણી ભૂલોને ખરા રૂપમાં બતાવનારી અદ્ભુત દૂરબીન છે. તેમાં આત્મિક ગાયનનું–હૃદય ઊર્મિયોનું ફોનોગ્રાફ છે. તેમાં આપણી જોખમદારીઓ બતાવનારૂં (સૂક્ષ્મદર્શક યંત્ર) માઇક્રોસ્કોપ છે. તેમાં આપણી રોજની ભૂલોનાં જીવતાં ચિત્રો દેખાડનારૂં સિનેમેટોગ્રાફ છે. તેમાં નવું જીવન લાવનારી વીજળી છે. તેમાં જીંદગીનો હેતુ સમજવાની એ. બી. સી. ડી. છે તેમાં માત્ર માણસોનેજ નહીં પણ પ્રભુને વશ કરવાનું મેસ્મેરિઝમ છે. તેમાં આપણા હૃદયની અંદરનાં પડેપડ જોઇ શકાય તેવાં એકસરેઝ કિરણો છે. તેમાં આપણા જુના વ્હેમોનાં ઑપરેશન કરવા માટે યુરોપ અમેરિકાની સુધરેલી ફેસનનાં ઓજારો છે. તેમાં આપણા મગજની આપણા વિચારોની ગરમી શરદી બતાવનારૂં થરમૉમીટર છે તેમાં ભક્તિનો ખુશ કેફ ચ્હડાવે તેવો નરમ પ્રકારનો મીઠો ને શુદ્ધ દ્રાક્ષારસ છે. સાતમા આસમાન સુધી ઉડી શકાય એવું તેમાં બલુન છે. હૃદયના જખમો તુરત રૂઝાઇ જાય એવી તેમાં મહાત્માઓની જડીબુટીઓ છે.

આપણા શેઠીયાઓની સુસ્તી ઉડી જાય તેવો તીખો તમતમતો ઝમઝમાટી લાવનારો ડોઝ તેમાં છે. પાણી વિનાના કરમાઇ જતા રોપાની પેઠે આશ્રય વિના કરમાઇ જતા વિદ્વાનોનાં તેમાં આબેહુબ ફોટોગ્રાફ છે: અને તેમાં એવા પ્રકારનું હોકાયંત્ર છે કે જેનો કાંટો સદાય પ્રભુ તરફજ રહે છે.

એટલુંજ નહીં પણ "સંસારમાં સ્વર્ગમાં" અટપટા વ્યવહારને સરલ બનાવવાનો તિલસ્માત છે. કર્મ કર્યા છતાં પાપ લાગે નહીં એવો તેમાં ગુરૂમંત્ર છે. દુઃખોના ડુંગરોને ઉડાવી દેય એવી તેમાં છેલ્લામાં છેલ્લી શોધોની બળવાન તોપો છે. હૃદયના ધનના ગુપ્ત ભંડાર ખોલવાની તેમાં ફેશનેબલ સોનેરી ચાવીઓ છે. તેમાં આપણા મનમાં જરાપણ અંધકાર ન રહે તેવી વીજળીની રોશની છે. તેમાં આપણું વ્હાણ કયે ખરાબે અટકે છે તે બતાવનારી દીવાદાંડી છે. સંસારસાગર તરવા માટે બધી જાતની સગવડતાવાળી તેમાં મોટામાં મોટી સલામત મનવારો છે. હઝરત, રમલ, કેરલ, નજુમ કે બીજાં કોઇપણ સાધનોથી ન જાણી શકાય તે ભવિષ્ય જાણવાની ખરી વિદ્યા આમાં છે. આખી જીંદગીમાં કોઇ દિવસ ન આવ્યું હોય તેવું મીઠડું સ્વપ્નું આમાંથી જ્યારે માગો ત્યારે આવી શકે એમ છે. સ્વર્ગને આપણા ઘરમાં–આપણા મનમાં ખેંચી લાવવાનું આમાં આકર્ષણ છે. આત્મોન્નતિનો ક્રમ સમજાવનારા તેમાં પ્રોફેસરો છે. તેમાં મહાત્માઓના એવા પ્રકારના આશીર્વાદ છે કે જે અગ્નિમાં બળતા નથી ને પાણીમાં ડુબતા નથી. તેમાં ખાસ એવા પ્રકારની પેટંટ તીજોરી છે કે આપણાં મોટામાં મોટાં જોખમ માટે પણ બેફિકર રહી શકીએ છીએ. તેમાં મરણનો ભય રહે નહીં તેવી સંજીવની શક્તિ છે. તેમાં તારનાં દોરડાં વિના છેક ઈશ્વર સુધી આપણો સંદેશો પહોંચાડાય એવી કરામત છે. દેવતાઓનું સમુદ્રમથનનું અમૃત તેમાં છે. ગોપીઓને ઘેલી બનાવી હતી તે કનૈયાની મોહિની આમાં છે. તેમાં બુઢ્ઢાઓને જુવાન બનાવવાનું રસાયન સ્ટાર

છે * તેમાં લોઢાનું સોનું બનાવનારૂં પારસમણિ× છે; અને તેમાં મનુષ્યને દેવ બનાવવાનો કીમિયો છે. આ બધું બનવાનો વીમો એવી સધર કંપની+ પાસે ઉતરાવેલો છે કે જે કદીપણ દીવાળું કહાડે નહીં એટલુંજ નહીં પણ એ વીમાકંપનીની ગેરેન્ટી ખુદ શહેન શાહોનાશહેનશાહ† પોતાની છે.

---

પાનું ૩૧ માંથી.

## સ્વાર્થબુદ્ધિ ઇશ્વરી રસ્તામાં આગળ વધવા દેતી નથી.

ભાઈ, ધર્મ મર્યાદાની દીવાલ પાસે મને ચાર વરસ સુધી ખોટી થવું પડયું તેનું કારણ એ છે કે, અતિ સૂક્ષ્મ પણ નહીં ને અતિ સ્થૂળ પણ નહીં, એવી સ્વાર્થવૃત્તિ મારામાં રહેલી હતી; એટલે હું આગળ વધી શકતી નહોતી. અહા ! સ્વાર્થવૃત્તિ એ કેવી પાછળ પાડનારી શક્તિ છે, તે હું હવેજ બરાબર રીતે સમજી શકું છું. ખરા ભકતોએ તો ઇશ્વરને પોતાનું સર્વસ્વ અર્પણ કરવું જોઇએ. અરે ! તેણે પોતે ઇશ્વરમય બની જવું જોઇએ. પણ જ્યાં સુધી જરા પણ સ્વાર્થવૃત્તિ હોય, જ્યાં સુધી તેની સૂક્ષ્મ ગંધ પણ હોય ત્યાં સુધી ઇશ્વરને સર્વ-

---

* અસલી વિચારના લોકોના મનમાં નવા વિચારો ઉતારી તેઓને દેશસેવામાં લગાડવા એ બુઢ્ઢાને જુવાન બનાવવા જેવું બલ્કે તેથી પણ સરસ છે.

× મિથ્યાચાર એ લોખંડ છે અને ભ્રાતૃભાવ એ સોનું છે. મિથ્યાચારીઓ ભ્રાતૃભાવના રસ્તામાં આવે, તે લોઢાનું સોનું બનાવવા કરતાં પણ સારૂં છે.

+ એ સધર કંપની તે **વેદશાસ્ત્ર.**

† **શ્રી કૃષ્ણે** ગીતામાં આપેલી કબુલાતો. આવીજ રીતે ઉપરના બીજાં સર્વે અલંકારોના અર્થ ગુણજ્ઞ વાંચનારાઓ સમજી શકશે.

સ્વ આપણે કેમ અર્પણ કરી શકીએ? નાનામાં નાની સ્વાર્થવૃત્તિથી પણ આત્મિકબળ એટલું બધું ઓછું થઇ જાય છે કે વ્યવહારિક જ્ઞાની માણસોને પણ તેની કલ્પના થઇ શકે નહીં, જેમ ઘણા શુદ્ધ દુધને ક્ષારનું માત્ર એક ટીપું પણ બગાડી દે છે. જેમ અગ્નિનો માત્ર એકજ તણખો મોટા મોટા શહેરો અને જંગલો બાળી શકે છે, જેમ એક પણ મલિન વિચાર બધી સદ્ભાવનાઓ માથે પાણી ફેરવી દે છે; અને જેમ નાનકડો એકજ રાહુ અનંત શક્તિવાળા મહાન સૂર્યનું ગ્રહણ કરે છે, તેમજ સ્વાર્થનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશ પણ આત્મિક બળને તોડી નાંખી, ઢાંકી દઇ, આપણને પરમાત્માથી વિમુખ કરે છે. ઇશ્વર અને આપણી વચ્ચે મોટામાં મોટો અંતરાય આપણી સ્વાર્થવૃત્તિજ છે. તેનો ઉચ્છેદ કરવોજ જોઇએ અને એજ સૌથી કઠિન કામ છે. આપણે તીર્થ યાત્રા કરી શકીશું, આપણે યજ્ઞ દાન કરી શકીશું, આપણે થોડા ઘણા યમ નિયમો પાળી શકીશું, સહેજ ધારણા ધ્યાન પણ અભ્યાસથી કરી શકીશું, બીજું પણ ઘણુંઘણું કરી શકીશું, અને ઉપર ઉપરથી દેખાતી બહારની સ્વાર્થવૃત્તિ છોડવાનો આડંબર કરી શકીશું. કદાચ એ છોડી પણ શકીશું, તોપણ અંદરની સૂક્ષ્મ સ્વાર્થવૃત્તિ આપણે છોડી શકવાનાજ નથી; કારણ કે ઇશ્વરને માટે માણસો બહુજ થોડામાં થોડુંજ કરે છે, અને તોપણ ઘણું કર્યું હોય એમ માની લેવું એ મનુષ્યનો સ્વભાવજ પડી ગયલો છે. આમ હોવાથી આપણી સ્વાર્થવૃત્તિ નાબુદ થતી નથી. કારણ કે જ્યાં સુધી ઇશ્વરને માટે આપણાથી બની શકતું ઘણામાં ઘણું આપણે આપણે કરીએ નહીં ત્યાં સુધી આપણો પ્રેમ—આપણી ભાવના, ઇશ્વરને—સત્યને—પરમાત્માના અખંડ પ્રકાશને આકર્ષી આપણામાં લાવી શકે નહીં; અને જ્યાં સુધી થોડું પણ એ સત્ય અને પ્રકાશ આપણા હૃદયમાં ન આવે ત્યાં સુધી સ્વાર્થવૃત્તિના સૂક્ષ્મ અંશ નાબુદ થઇ શકે નહીં; અને એ પણ સિદ્ધ છે, કે ઇશ્વરી સત્ય અને પ્રકાશ સામે સ્વાર્થવૃત્તિ ટકી

શકે નહી; કારણ કે સ્વાર્થવૃત્તિ એતો અંધકાર છે, અને ઇશ્વરી સત્ય એતો મહાન અખંડ પ્રકાશ છે.

---

પાનું ૪૦ ભકતોની વણીની અસર.

હવે હું જે જે બોલું છું તેની અસર બીજા માણસો ધારે તે કરતાં પણ ઘણી વધારે થાય છે; કારણ કે સ્વાર્થવૃત્તિનો નાશ થવાથી, અહંભાવ છુટી જવાથી, ઇશ્વરી સત્યમાંથીજ સત્ય લેવાથી, અને હિતને ખાતરજ હિત કરવાથી મારી વાણીમાં કાંઇક એવું રહસ્ય આવી ગયું છે, કે તેવું થવા મને કદી પણ સંભવ નહોતો. હાલ જે હું પ્રત્યક્ષ અનુભવું છું તેની અગાઉ હું કલ્પના પણ કરી શકતી નહોતી. આવી ઉત્તમ સ્થિતિ થવાનું કારણ સદ્ભાવના અને ઇશ્વરભક્તિજ છે.

બાઇ, પ્રભુનું નામ એજ સાચો કીમીયો છે. લોઢાને સોનું કરનાર ખરૂં પારસમણિ પવિત્ર ઇશ્વરનું નામજ છે. આહા, ઇશ્વરનું નામ! શું તેની મીઠાશ! શું તેની ખુબી! શું તેની મહત્તા! ધન્ય છે, ધન્ય છે, પ્રભુના પવિત્ર નામને ધન્ય છે, અને તે નામ લેનારને પણ ધન્ય છે, ધન્ય છે. બાઈ, હું લોખંડ જેવીજ હતી. લોખંડ કરતાં પણ વધારે ઉતરતી સ્થિતિમાં હતી, પણ હવે મને ભક્તિરૂપી રસાયણ પ્રભુના નામરૂપી કલ્પવૃક્ષ મલી જવાથી અત્યારે હું કૃતકૃત્ય થઇ ગયેલી હોઉં એમ મને લાગે છે. અરે બાઇ, પ્રભુના નામનો મહિમા તો જુઓ! કયાં હું મારા પ્યારાના હૃદયમાં તનમનાટ ઉપજાવી તેની ઉપર પ્રેમની મીઠડી સત્તા ભોગવનારી એક વખતની ઉન્મત્ત ભભકકિશોરી, કયાં હું એક ખુણામાં પડી રહ્યા કરતી, જીંદગીથી કંટાળતી, તથા ક્ષુદ્ર વિચારમાં રહ્યા કરતી, વૈધવ્યની ઝાળમાં બળતી ભભકકિશોરી! અને કયાં આજે સર્વત્ર અનુભવતી ભક્તોના ચરણની રજ ભભકકિશોરી! બાઇ, મને મારા સ્વર્ગના આનંદમાંથી આવી સરખામણી કર-

વાનો વખત પણ મળતો નથી, તેમ તેવી ઇચ્છા પણ થતી નથી, પણ મને પ્રાપ્ત થયેલું સ્વર્ગ બતાવવા આજે તમારી ઉપર પત્ર લખું છું. તેમાં એવી બાબતો તાણી તોડીને લખું છું. એવી આશાથી કે તમારી મારફતે કદાચ આ પત્ર કોઇ જીજ્ઞાસુને ફાયદો કરે.

પ્રભુનું પવિત્ર નામ જયારથી મારા હૃદયમાં જામ્યું ત્યારથી મારી વાણીમાં સૌને ગમે એવું અમૃત આવેલું છે, ત્યારથી મારી જીભ પર સરસ્વતી બેઠેલી છે, એટલે પંડિતાઇના અભિમાનમાં અને શબ્દના અરણ્યમાં ફસી પડેલા વિદ્વાનોને મુશ્કેલીથી પણ જે ન પ્રાપ્ત થાય તેવા સત્યો સ્પષ્ટતાથી સમજાવી શકું છું; એટલુંજ નહીં, પણ તે હું સહેલાઇથી વહેવારમાં અનુભવી શકું છું, અને ત્યારથી મારી આજ્ઞાઓમાં સામો માણસ ભંગ ન કરી શકે એવું સામર્થ્ય આવેલું છે, કારણ કે એ આજ્ઞાઓ ઇશ્વરી સ્નેહને માટે ઇશ્વરના નામથી હોય છે. ભકતોની વાણીમાં મહાત્માઓના શબ્દોમાં ખાસ રહસ્ય હોય છે તેનું કારણ એજ છે કે પ્રભુનું નામ તેઓના હૃદયમાં જામી ગયલું હોય છે, તેથીજ તેઓની વાણીમાંથી જગતનું કલ્યાણ કરનારૂં સત્યજ બહાર પડે છે. જેઓની વાણીમાં મલીનતા છે તેઓ ખરા ભક્ત નથી; કારણ કે મલીનતા અને પવિત્રતા સાથે રહી શકે નહી. જે ભકતોની વાણીમાં કઠોરતા છે તેઓનો અહંભાવ પૂરેપૂરો છુટયો નથી એ નક્કી સમજવું. એવા સાધુઓ પોતાના તપની કીંમત પોતાની વાણીની મલીનતાથી પોતેજ ઓછી કરી નાંખે છે. જેમ છિદ્રવાળા ઘડામાં પાણી રેડતાં તેમાંનું કેટલુંક પાણી છિદ્રના પ્રમાણમાં ચાલ્યું જાય છે તેમ એવા ભકતોએ મેળવેલું ઇશ્વરી ધન કુટિલ વાણીરૂપી છિદ્રથી નીકળતું જાય છે અને એ ધન જેટલું ઓછું થાય તેટલો ઓછો આનંદ અનુભવી શકાય છે. માટે વાણીની શુદ્ધતાની સૌને, અને તેમાં પણ ભગતોને તથા જ્ઞાનીઓને બહુ જરૂર છે.

“ સંસારમાં સ્વર્ગ ” હૃદયને પીગળાવે છે, જીવને જગાડે

છે, મનને ઉત્તમતા તરફ દોરે છે, અંતરની શુભ વૃત્તિયોને નચાવે છે, નવું જીવન આપે છે અને આત્માને તેનું અસલ સ્વરૂપ બતાવે છે, માટે દરેક આગળ વધેલાં માણસોએ જીંદગીનું કર્તવ્ય સમજવા સારૂ, એ કર્તવ્ય કરવા સારૂ, અને જીંદગીની સાર્થકતા અનુભવવા સારૂ "સંસારમાં સ્વર્ગ" વાંચવું જોઇએ: એથી હૃદય દ્રવીભૂત થાય છે, પ્રેમનાં આંસુ આવી જાય છે, અંતરમાં કાંઇક એક જાતનો ઝણકારો થઇ જાય છે, ઘણી જાતના અંતરના ઉંડા ઉંડા સવાલોના ખુલાસો થઇ જાય છે અને એ પુસ્તક વાંચવાથી જાણે આપણા જીવાત્માને નવી પાંખો આવી ગઇ હોય એમ થઇ જાય છે. કારણ કે એ પુસ્તકમાં અનુભવી ભગતના અનુભવની વાતો છે, માટે સૌ ભાઇ બેહેનોને "સંસારમાં સ્વર્ગ" વાંચવા અમે ખાસ વિનંતિ કરીએ છીએ.

"સંસારમાં સ્વર્ગની" કીંમત રૂપિયો દોઢ છે. એ પુસ્તક પણ મોટું ને સુંદર છે. તે મુંબાઇના જાણીતા બુકસેલરો પાસેથી મળશે.

મુંબાઇ—હનુમાનગલ્લી.

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર.

ચોરવાડકર

---

ૐ

# બાળકોની વાતો.

ભાગ પહેલો.

થોડા વખતમાં બહાર પડશે.

## કીમત ૪ આના.

મારા મિત્રો મને વારંવાર ભલામણ કરતા કે, તમારી ભાષા બહુ સેહેલી છે અને સૌ લોકો સમજી શકે તેમ ઉત્તમમાં ઉત્તમ વિચારોને તમે સેહેલામાં સેહેલા રૂપમાં મૂકી શકો છો, માટે તમે બાળકો સારૂ કાંઇક લખો તો સારૂં. કારણ કે છોકરાંઓને વાંચવા લાયક પુસ્તકોની આપણી ભાષામાં બહુ મોટી ખોટ છે; અને તેમાં પણ હાલના જમાનાને અનુસરતા નવા વિચારોનું તો બાળકો માટે એક પણ પુસ્તક નથી. માટે બાળકો સમજી શકે તેવી સેહેલી ભાષામાં, તેઓને ગમી જાય ને તેઓ વારે વારે વાંચ્યા કરે એવી રીતની, તેઓના મનમાં ઠસી જાય એવી યુક્તિવાળી અને તેઓના ઉપયોગમાં આવી શકે એવી નવી નવી વાતો આ પુસ્તકમાં લખેલી છે. માટે દરેક મા બાપોએ, પોતાના છોકરાંઓ પાસે "બાળકોની વાતો" નું પુસ્તક જરૂર વંચાવવું જોઇએ. એ પુસ્તકમાં કેવી જાતની વાતો છે તેનો નમુનો જાણવા માટે તેમાંની થોડી વાતો વાંચી જોવાની મેહેરબાની કરો.

## છોકરાંઓનાં સારાં કામો.

એ પછી બીજે દિવસે નિશાળમાંથી છુટી મળ્યા પછી મણિભાઇની સાથે ઘણા છોકરાઓ ડાહ્યાભાઇને ત્યાં આવ્યા ને કહ્યું કે, આજના પાઠમાં નવું શું છે?

ત્યારે ડાહ્યાભાઇએ કહ્યું કે, આજનો પાઠ તો બહુજ સરસ છે, કારણ કે નાનાં છોકરાંઓ સારાં કામો કેમ કરી શકે? એ તેમાં સમજાવેલું છે.

એ સાંભળીને ત્યાં બેઠેલાં ડાહ્યાભાઈની દાદી હસી પડયાં, ને બોલી ઉઠયાં કે, છોકરાંઓને તો મસ્તી કરતાં આવડે; એને તે સારાં કામ કરતાં કયાંથી આંવડે ? ને એ બિચારાં તે એવડી નાની ઉમરમાં સારાં કામોમાં શું સમજે ? અમે આવાં ઘરડાં થયાં તો પણ હજી અમને સારાં કામ કરતાં આવડતાં નથી, ત્યારે આજકાલના ટીણુકુજી તે સારાં કામોમાં શું સમજે ?

એ સાંભળીને ડાહ્યાભાઇએ કહ્યું કે, છોકરાંઓ તો ઘણુંએ સારાં કામો કરી શકે. શું શું કરી શકે એ તમારે જાણવું હોય તો આ પાઠ સાંભળો.

ત્યારે તેની દાદીએ કહ્યું કે, વાંચ, ભાઈ વાંચ. તેથી ત્યાં પોતાના ફળીયામાં એક ઓટલા ઉપર બેસીને ડાહ્યાભાઈ તે પાઠ વાંચવા લાગ્યો.

## છોકરાંઓનાં સારાં કામો.

વિલાયતમાં એક મઢમ હતી તે રવિવારને દિવસે ગરીબ લોકો રહેતા હોય તે ફળીયામાં જતી, અને હાથે વગાડવાનું મોટું વાજું વગાડતી. તેથી એ વાજું સાંભળવા સારૂ ઘણાં છોકરાંઓ ભેળાં થઇ જતાં. એ પછી તે કહેતી કે, ઓ મારાં વ્હાલાં છોકરાંઓ ! અહીં આવો, હું તમને ખાવાનું આપું ને મજેની વાતો કહું. જે છોકરાંઓ અરધો કલાક મારી વાતો સાંભળશે તે બધાંને એક સફરજન આપીશ, અને જે એ વાતો યાદ રાખીને ફરીથી મને કહી બતાવશે તેને આ સોનેરી શીખામણની ચોપડી ભેટ આપીશ. તેથી ઘણાં છોકરાંઓ એ ભલી બાઇની વાતો સાંભળવા સારૂ ત્યાં ઉભાં રહેતાં. તેઓની આગળ એ બાઇ કહેતી કે,

આપણે ભલા થઇએ તો ભગવાન રાજી થાય છે. આપણે

ભલા થઇએ તો આપણને જે જોઇએ તે મળે છે. આપણે ભલા થઇએ તો આપણાં મા બાપો ખુશી થાય છે. આપણે ભલા થઇએ તો આપણા માસ્તર આપણી ઉપર મહેરબાની રાખે છે. આપણે ભલાં થઇએ તો આપણી ઉપર આપણા દોસ્તારો બહુ હેત રાખે છે. આપણે ભલા થઇએ તો આપણી આબરૂ વધે છે: અને આપણે ભલા થઇએ તો આપણને બહુ સુખ થાય છે. માટે આપણે ભલા થવું જોઇએ, અને ભલા થવા સારૂ આપણે સારાં કામો કરવાં જોઇએ. પણ તમે હમણા નાના છો માટે તમારે હમણાં પ્રથમ નાનાં નાનાં ભલાઇના કામો કરવાં જોઇએ; કારણ કે જો હમણા તમોને નાનાં નાનાં ભલાં કામો કરતાં આવડશે તો પછી જયારે તમે મોટા થશો ત્યારે તમને ભલાઇના મોટાં મોટાં કામો કરતાં આવડશે. માટે તમારે હમણાથીજ ભલાઇનાં કામો કરવાં જોઇએ. જેમ કે,

કોઇ છોકરાની પેનસીલ ખોવાઇ ગઇ હોય અને તમારી પાસે વધારે પેન હોય અથવા એ વખતે તમારી પેનની તમને જરૂર ન હોય તો તમારી પેન તમારે તેને આપવી જોઇએ. કોઇ છોકરાનો સાહીનો ખડીયો ઢોળાઇ ગયો હોય અથવા કાંઇ કારણસર કોઇ છોકરો પોતાનો સાહીનો ખડીયો નિશાળમાં ન લાવી શકયો હોય તો તમારા ખડીયામાંથી તેને લખવા દેવાની તમારે મહેરબાની કરવી જોઇએ. કાંઈ કામકાજને લીધે તમારા ધોરણવાળો કોઇ છોકરો નિશાળે ન આવી શકયો હોય તેથી તે જો તમોને શું લેસન ચાલ્યું અથવા શું લેસન ચાલવાનું છે એ પુછે તો તમોને જે ખબર હોય તે તમારે કહેવું જોઇએ. તમારી પાસે પાણી પીવાનું હોય અને કોઇ છોકરાને તરસ લાગી હોય તો તમારે તેને પાણી પીવા આપવું જોઇએ. કોઇ છોકરૂં ભૂલું પડયું હોય અને તમે તેનું ઘર કે ફળીયું જાણતા હોય તો તે બતાવવાની ભલાઇ કરવી જોઇએ. તમારા પાડોશમાં કોઇ આંધળું, લુલું, માંદું કે દુઃખી માણસ

હોય અને તે જો તમારાથી બની શકે એવું કાંઇ સ્હેલું કામ કાજ કોઈ વખત તમોને બતાવે તો તે તમારે કરી આપવું જોઈએ. કોઇ ભૂખે મરતું કૂતરૂં તમારા ફળીયામાં તમારા જોવામાં આવે તો તમારી માને કહીને તેને રોટલાનો કટકો નાંખજો: અને કોઇ ગરીબ છોકરા પાસે ચોપડી ન હોય ને તમારી પાસે આગલા ધોરણમાં ચાલી ગએલી ચોપડીઓ નકામી પડી રહેતી હોય તો તે એવાં ગરીબ છોકરાંઓને વાપરવા આપવાની મહેરબાની કરજો. બોલો, મારાં વ્હાલાં છોકરાંઓ! આવાં સ્હેલાં સ્હેલાં ભલાં કામો તમારાથી બની શકે એમ છે કે નહીં?

એ સાંભળીને તેમાંથી ઘણાં છોકરાંઓ બોલી ઉઠ્યાં કે, હા માજી, અમારાથી એવાં ભલાં કામો બની શકે એમ છે.

એ પછી બીજાઓનું ભલું કરનારી તે દયાળુ બાઇએ કહ્યું કે, આવતે રવિવારે આ વખતે હું પાછી તમારી પાસે આવીશ. એ વખતે જે છોકરાંઓ આ વાતો પાછી મને કહી બતાવશે તેને આ સોનેરી શીખામણના પુસ્તકનું ઇનામ આપીશ, અને જે છોકરાંઓએ એક અઠવાડીયાંમાં પોતે કરેલાં ભલાં કામો બતાવશે તેઓને એક એક રૂમાલ ભેટ આપીશ, તથા જે છોકરાંએ તેમાં સૌથી વધારે સારાં કામો કરેલાં હશે તેને મજેની ટોપીનું ઇનામ આપીશ, અને જેને કાંઇપણ ઇનામ નહીં મળે તેને પણ નારંગી ખાવા આપીશ. માટે આવતે રવિવારે સૌ છોકરાંઓ જરૂર આંહી આવજો. હવે હારદોર બેસી જાઓ ને આ એક એક સફરજન લો. એમ કહીને તે ભલી બાઇ સૌ છોકરાંઓને સફરજન આપવા લાગી. ત્યારે માથું નમાવીને તથા ઉપકાર માનીને સૌ છોકરાંઓએ તે ફળ લીધાં. એ પછી છોકરાંઓનાં વખાણ કરીને તથા સૌ છોકરાંઓ સાથે બહુ હેતથી સલામ કરીને તે પરોપકારી બાઇ ત્યાંથી ચાલી ગઇ.

આ પાઠ સાંભળીને ડાહ્યાભાઇની દાદીએ કહ્યું કે, ઓહો: આતો બહુ મજેની વાત. આવી વાતો તો છોકરાંઓને જરૂર શીખવવી જોઇએ. એમ કહીને તે ડોશીએ કહ્યું કે, રળીયાત

વહુ, મોટાભાઇ આજે બાજરાનો પોંક લઇ આવેલા છે તે લાવો. આ છોકરાઓએ આપણને મજેની વાત સંભળાવી માટે આપણે તેને તાજો તાજો પોંક ખવરાવીએ. એ પોંકમાં નવા તલ ને સાકરનો ભુકો નાંખજો.

---

## રોતી સુરત છોકરી.

વ્હાલી નામે છ વરસની એક છોકરી હતી. તે વાત વાતમાં રોયા કરતી હતી. કોઇ છોકરાંઓ તેને રમવા તેડી જવા સારૂ તેનો હાથ પકડે તોપણ રોઇ પડે. તેનાં સગાં વ્હાલા કહે કે, વ્હાલી લે આ ખાવાનું આપું, તોપણ તે રોઇ પડતી. કોઇ અજાણ્યું માણસ તેની સામે જોય તોપણ તે રોઇ પડતી. પોતાની મા પાસે ખાવાનું માગતે માગતે પણ તે રોતી. કોઇ સગાં વ્હાલીને ઘેર કાંઇ કામે જવું પડે તોપણ તે રોતી. લુગડાં પહેરતી વખતે પણ તે રોતી. ન્હાવું પડે ત્યારે પણ તે રોતી. માથું હોરતી વખત પણ તે રોતી. નિશાળે જતી વખત પણ તે રોતી, અને કોઇ ઓળખાણ પીછાનવાળાં માણસો હેતે કરીને તેને બોલાવે અને તેના ખબર પુછે કે, વ્હાલી, કેમ છે? તોપણ તે રોઇ પડતી. તેથી ઘણા માણસો તેને રોતીસુરત છોકરી કહીને બોલાવતા હતા; અને ફળીયાંનાં છોકરાંઓ પણ વ્હાલી ગાંડી, વ્હાલી ગાંડી, વ્હાલી કજીયાળી ને રોતી સુરત છોકરી, રોતી સુરત છોકરી, એમ કહીને તેને ચીરડવતાં હતાં. તેથી એ રોતી સુરત છોકરીને કયાંઇ પણ સુખ મળતું નહોતું. ઘરમાં પણ તે રોયા કરતી, નિશાળે પણ તેને રોવું પડતું, ફળીયામાં પણ છોકરાંઓ તેને જંપીને બેસવા દેતાં નહીં અને પાડોશીઓને ઘેર જાય ત્યાં પણ વાત વાતમાં તેને રોવું પડતું હતું; તેથી એ છોકરી કોઇને ગમતી નહીં; એટલે કોઇ પણ ઠેકાણેથી તેને માન મળતું નહીં પણ ઉલટું બધે ઠેકાણેથી તેનું અપમાન થતું હતું. કોઇ તેનાં વખાણ કરતું નહીં પણ સૌ તેને ચીરડવતાં હતાં.

શેરડી, બોર, જમરૂખ, ચણા કુરમરા વિગેરે ખાવાનું કોઇ તેને આપતું નહીં પણ તેની પાસે જે ખાવાનું હોય તે પણ તે રોયા કરે એટલી વારમાં બીજું કોઇ ખાઇ જતું, અથવા નં ખાઇ જતું, ઢોળાઇ જતું કે ખોવાઈ જતું હતું. તેથી તેનો સ્વભાવ ખારો ઝેર જેવો થઇ જતો, તેનું મોઢું ઉદાસ જેવું થઈ જતું, તેના માથાના બાલ ખીંખર વીખર થંઇ જતા, તેનાં લુગડાં મેલાં થઇ જતાં, તેના ગાલ ઉપર સુકાઇ ગએલાં આંસુના રેલા દેખાતા, વારેવારે રોવાથી તેના નાકમાંથી લીંટ ચાલ્યું જતું અને મોઢામાંથી લાળ પડતી હતી; તથા બહુ રોય ત્યારે શ્વાસ ભરાઈ આવે તેથી ગભરાઇ જાય ને ખોં ખોં કરે ત્યારે તે કોઇને ગમે નહીં એવી અળખામણી ને ભૂતડી જેવી લાગતી હતી: અને આ બધી ખરાબી તે બહુ રોયા કરે તેને લીધે થતી હતી.

એજ રોતી સુરત છોકરીની બીજી મોટી બ્હેન હતી તેનું નામ આનંદી હતું. તે આઠ વરસની ઉમરની હતો. અને વ્હાલી કરતાં જરા શ્યામળી હતી તો પણ તે વ્હાલી કરતાં વધારે શોભીતી હતી; કારણકે આનદી તે ખરેખર આનંદીજ હતી. તે ખાસ કારણ વિના કદી પણ રોતી નહીં, રમતમાં કોઇ વખતે કદી કાંઇ વાગી જાય તોપણ તે રોતી નહીં. કોઇ મૂર્ખ માણસ કદી તેને ચીડવે તો પણ તે ચીરડાતી નહીં. કોઇ બ્હેનપણી રમુજમાં તેને ટાપલી મારી લેય, તેની બાલ હોરવાની કાંસકી છુપાવી દેય કે તેની પેનસીલની અણી ભાંગી નાંખે તોબણ તે રોતી નહીં; અને વખતે બે ચાર દિવસ પોતાની મા થી જુદુ પડવું પડે ને ઘરમાં બીજાંઓની પાસે રહેવું પડે તો પણ તે રોતી નહીં.

વ્હાલીને તેની મા ન્હવરાવે ત્યારે તે રોતી હતી પણ આનંદી તો પોતાની ખુશીથી હમેશાં શરીરને ચોળી મસળીને ન્હાતી હતી. વ્હાલીની મા વ્હાલીનું માથું હોરે ત્યારે તે રોતી હતી. માથું હોળવા દેતી નહા તેથી વ્હાલીના માથાંમાં જુ ભરેલી રહેતી ને જુ કરડે એટલે તે માથું ખંજવાળ્યા કરતી,

તેથી તે બહુ ખરાબ દેખાતી હતી, પણ આનંદી તો હમેશાં પોતાને હાથે પોતાનું માથું હોરતી તેથી તેના બાલ બહુ સફાઈદાર રહેતા હતા. વ્હાલીને કોઇ બોલાવે ત્યારે તે રોંઇ પડતી ને કાંઇ જવાબ દેતા નહીં, પણ આનંદી ને હેતે કરીને કોઇ બોલાવે ત્યારે તે રાજી થતી અને જે પુછે તેના બહુ સારા જવાબો આપતી હતી; અને વ્હાલીને સગાં વ્હાલાંમાં કયાંઇ જવું પડે તો તે રોતી પણ આનંદી ને કયાંઇ જવું આવવું પડે તો તે ઉલટી ખુશી થતી હતી; અને વ્હાલી નિશાળે જતી વખત પણ રોતી, ને પાઠ વાંચતી વખત પણ રોતી, તેથી રોવામાંજ તેનો ઘણો વખત જતો એટલે તેને લેસન આવડતું નહીં, પણ આનંદી તો ખુશીથી નિશાળે જતી અને ધ્યાન આપીને પાઠ વાંચતી હતી, તેથી પોતાના ધોરણમાં તે પહેલે નંબરે આવતી, અને વ્હાલી પોતાના વર્ગમાં છેલ્લે નંબરે રહેતી.

આનંદીનો આવો આનંદી સ્વભાવ હોવાથી સૌ ઠેકાણેથી તેને આનંદ મળતો, ઘરમાં પણ તે આનંદથી રહી શકતી. નિશાળમાં પણ તેનો નંબર પહેલો હતો એટલે ત્યાં પણ તે મહેતાજીની માનીતી ને બીજી છોકરીઓની ઉપરી જેવી હતી. પાડોશીઓના ઘરમાં પણ તેનો દાખલો દેવાતો, અને પાડોશણો પોતાની છોકરીઓને કહેતી કે,. બ્હેનો આનંદી જેવી થાઓ: અને સગાં વ્હાલાંમાં જ્યાં જાય ત્યાં પણ બધે ઠેકાણે તેનાં વખાણ થતાં હતાં ને તેને માન મળતું હતું. આ બધું શાથી ? આનંદી સ્વાભાવ રાખવાથી. માટે આપણે પણ આનંદી સ્વભાવ રાખવો જોઇએ.

આનંદીને જ્યારે સૌ ઠેકાણેથી ઉપર પ્રમાણે આનંદ મળતો ત્યારે રોતી સુરત વ્હાલીની મા લોકો મશ્કરી કરતા અને તેનો તિરસ્કાર કરતા હતા, એટલુંજ નહીં પણ વ્હાલીની મા પણ તેના રોવાથી કંટાળી જતી ત્યારે કહેતી કે, આ રાંડ મરી જાયતો સારૂં: અને એ બધું શાસારૂ ? વ્હાલીના રોતીસુરતપણાંને લીધે.

એ પ્રકારાં વ્હાલા છોકરાંઓ બોલો, હવે તમોને શું ગમે છે? આનંદી જેવા હસમુખા સ્વભાવના થવું ગમે છે કે વ્હાલી જેવા રોતી સુરત થવું ગમે છે? જો રોતી સુરત થવું ન ગમતું હોય તો ખાસ કારણ વિના કદી પણ રોશોમાં, પણ હમેશાં આનંદમાં રહેવાય તેમ કરજો.

---

## આપણો દેશ પ્રથમ કેવો હતો?

મહેતાજીએ પુછયું, હરિદાસ, અસલના વખતમાં આપણો દેશ કેવો હતો એ તમને ખબર છે?

હરિદાસે કહ્યું, હા સાહેબ, એ મને ખબર છે. મેં એક ચોપડીમાં વાંચ્યું છે કે, અસલના વખતમાં આપણો દેશ બહુ પૈસાવાળો હતો, લોકો બહુ નીતિવાળા હતા, બધાં માણસો બહુ સુખી હતાં, અને વેપાર ખુબ ચાલતો હતો.

એ પછી મહેતાજીએ બીજા છોકરા સામે જોઇને પુછયું કે, રામચંદ્ર, તમે આ બાબતમાં કાંઇ જાણો છો?

ત્યારે રામચંદ્રે કહ્યું કે, હા સાહેબ, મારા દાદા કહે છે કે, હાલના વખતમાંજ આપણે ભીખારી જેવા થઇ ગયા છીએ, બાકી અસલના વખતમાં તો બહુ સુખ હતું. અનાજ સસ્તું, ઘી સસ્તું, દુધ સસ્તું, ગાયો સસ્તી, ઘરનાં ભાડાં સસ્તાં, અને જરાય ઉપાધિ નહીં; એટલુંજ નહીં પણ બધાં માણસને ધંધો રોજગાર મળી રહે તેથી કોઇ પણ માણસ ભૂખે મરે નહીં, ને ઝાઝી ઉપાધિ નહીં તેથી ઝાઝા રોગ પણ નહીં, એટલે આપણા દેશમાં અસલના વખતમાં સૌ લોકો બહુ આનંદમાં રહેતા હતા.

એ પછી મહેતાજીએ ત્રીજા છોકરાને પુછયું કે, ઇશ્વરલાલ, તમે કાંઇ આ બાબતમાં જાણો છો?

ત્યારે ઇશ્વરલાલે કહ્યું, હાસાહેબ, અમારે ઘેરે વ્યાસ કથા વાંચવા આવે છે, ને શ્રીકૃષ્ણના વખતનું દ્વારકાનું વર્ણન વાંચતા હતા તેમાં એમ આવ્યું હતું કે, હીરા મોતીના ને માણેક

મણિના લોકો દાગીના પહેરતા હતા. સોના રૂપાનાં વાસણો વાપરતા હતા. હાથી ઘોડાનો કાંઈ સુમાર નહોતો. ગાયો તો પાર વિનાની હતી. માણુસો વિમાનમાં બેસીને આકાશમાં ઉડતાં હતાં: હાથીઓ ઉપર રત્નો જડેલી સોનાની અંબાડીઓ ને હીરા મોતીની ઝુલો હતી. સોનાની ગાગરોથી બાઇડીઓ પાણી ભરતી હતી! અને એ વખતે દ્વારકાના લોકો એવા સુખી હતા કે, સ્વર્ગના દેવતાઓને પણ એમ લાગતું કે, અમે દ્વારકામાં જઈને રહીએ તો સારૂં.

એ સાંભળીને મહેતાજીએ કહ્યુ કે, તમે ત્રણે જણાએ બહુ સારા જવાબ આપ્યા છે એ સાંભળીને હું બહુ ખુશી થાઉંછું આવી બાબતો નિશાળની ચોપડીઓમાં ન હોય તોપણ એ વાતો જાણવાની તમારે કાળજી રાખવી જોઇએ; કારણ કે એવી આજુબાજુની વાતો જાણવાથી ડહાપણ વધે છે, વાતચીત કરતાં આવડે છે, સારૂં નરસું સમજાય છે અને જ્યારે મોટા થઇએ ત્યારે એવું જાણી રાખેલું બહુ કામ લાગે છે. માટે જ્ઞાન-તો જ્યાંથી મળે ત્યાંથી મેળવ્યાજ કરજો.

એ પછી મહેતાજીએ કહ્યું કે, અસલના વખતમાં આપણો દેશ બહુ આબાદ હતો ને આપણા લોકો બહુ સુખી હતા એ વાત ખરી. પણ માત્ર એટલુંજ જાણીએ એમાં કાંઈ વળે નહીં, એનાં કારણો જાણીએ તોજ ફાયદો થાય. માટે હવે મને કહો કે, અસલના વખતમાં શા માટે આપણો દેશ આબાદ હતો ને શા માટે આપણા લોકો સુખી હતા ?

એ સાંભળીને એક છોકરાએ કહ્યું કે, એ વખતે આપણા દેશમાં હુન્નર કળા બહુ હતાં, તેથી આપણો માલ પરદેશોમાં જતો, ને પરદેશી વસ્તુ આપણા લોકોને લેવી પડતી નહીં, તેથી તેઓ સુખી હતા.

બીજાએ કહ્યું કે, લોકોમાં સંપ હતો ને એક બીજાને અરસ પરસ મદદ કરતા હતા તેથી લોકો સુખી હતા.

ત્રીજાએ કહ્યું કે, એ વખતનાં માણુસો ધર્મ બહુ પાળતાં,

નીતિવાન હતાં ને દયાળુ હતાં તેથી તેઓ સુખી હતાં.

ચોથાએ કહ્યું કે, આપણું ધનને આપણું અન્ન આપણા દેશમાંજ રહેતું પરદેશમા ઢસડાઇ જતું નહીં તેથી લોકો સુખી હતા.

પાંચમાએ કહ્યું કે, એ વખતે આપણા લોકોના રાજ હતાં કાંઇ પરદેશી રાજા નહોતા તેથી એ લોકો સુખી હતા.

છઠ્ઠાએ કહ્યું કે, એ વખતે આપણા દેશમાં વિદ્યા વધારે હતી એ વખત કાંઇ હાલના જેવા અજ્ઞાની લોકો નહોતા તેથી તેઓ સુખી હતા.

અને સાતમાએ કહ્યું કે, હાલમાં આપણે બાયલા જેવા બની ગયા છીએ પણ એ વખતે બધા લોકો બહુ બહાદુર હતા, અને દેશને અર્થે પોતાનાં માથાં આપતા હતા તેથી તેઓ સુખી હતા.

આવા સારા જવાબો સાંભળીને મહેતાજી અજબ થયા, તેથી તેમણે રાજી થઇને કહ્યું કે, ઓહો બહુ ખુશીની વાત. આ બધું તમે કયાંથી શીખ્યા ? મેં તો તમને આવું કાંઈ શીખવ્યું નથી.

ત્યારે રઘુનાથે કહ્યું કે, મારા મોટા ભાઇએ "બાળ સમાજ" નામે મંડળી સ્થાપી છે, તેમાં રજાને દિવસે બધા છોકરા ભેગા થાય છે; કારણ કે જે છોકરાઓ એ સભામાં જાય તે બધાને દર અઠવાડીએ એક દોઢીયાંવાળી ચોપડી મફત મળે છે. એ ચોપડીમાં આવીજ સારી સારી વાતો લખેલી હોય છે ને ત્યાં સ્વદેશભક્ત નામે સ્વામી એક કલાક સુધી આવી વાતો અમને સમજાવે છે, તેથી આવા જવાબો આપતાં અમને આવડે છે.

એ સાંભળીને મહેતાજીએ કહ્યું કે, એ પણ બહુ ખુશીની વાત. એવાં મંડળ તો ઠેકાણે ઠેકાણે થવાં જોઇએ. હવે આપણો ટાઇમ થયો છે પણ રજા આપતાં પહેલાં એક વાત મને કહો કે, અસલની પેઠે આપણો દેશ ફરીથી આબાદ થાય અને

આપુણે સૌ લોકો સુખી થઇએ એવું કેમ થાય? એને માટે આપણે શું શું કરવું જોઇએ? એ કાંઇ તમે જાણો છો?

ત્યારે નરહરિએ કહ્યું કે, હા, સાહેબ, ઉપર જે સાત કારણો બતાવેલાં છે તે સમજીએ ને તે પ્રમાણે વરતી જ્ઞાન મેળવવાની, ધંધા રોજગાર વધારવાની, નીતિ ધર્મ વધારવાની ને બહાદુરી વધારવાની મહેનત કરીએ તો થોડાં વરસોમાં આપણે પણ ઇસલના લોકોની પેઠે સુખી થઇ શકીએ. માટે આપણે પણ એવા ભલા ને ઉપયોગી થવાની તજવીજ કરવી જોઇએ.

---

આપણા દેશમાં બાળકો માટે જ્યારે આવી જાતનાં સેંકડો પુસ્તકો લખાશે અને મા બાપો જ્યારે ખાસ ચાહીને પોતાના છોકરાંઓ પાસે આવાં પુસ્તકો વંચાવશે ત્યારેજ આપણા દેશમાં નવો યુગ આવી શકશે, ત્યારેજ પ્રજામાં નવું જીવન આવી શકશે, ત્યારેજ આપણું કર્તવ્ય આપણને સમજાશે, ત્યારેજ આપણો દેશ આબાદ થઇ શકશે અને ત્યારેજ આપણા બંધુઓ સુખી યઇ શકશે. માટે દરેક મા બાપોએ પોતાના બચ્ચાંઓ પાસે આવાં પુસ્તકો જરૂર વંચાવવાં જોઇએ.

યાદ રાખજો કે, નફો મેળવી લેવાને ખાતર આ પુસ્તક લખવામાં આવ્યું નથી પણ સેવા બજાવવાને ખાતર આ પુસ્તક લખવામાં આવ્યું છે. અને એ જો વધારે ઉપયોગી જણાશે તો એ જાતનાં બીજાં વધારે પુસ્તકો લખવાની પણ મારી ઇચ્છા છે.

મુંબાઇ—હનુમાનગલ્લી.

**વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર.**

ચોરવાડકર.

---

ૐ

# સ્વર્ગનું અમૃત.

તૈયાર થાય છે.

કીંમત રૂપીયો દોઢ.

"સ્વર્ગના અમૃત"માંથી થોડા વિચારો તો જુઓ.

---

## આ સોનાની થાળીમાં લોઢાની મેખ કયાંથી ?

જગતનાં દુઃખો કરતાં ભગતનાં દુઃખો જુદીજ જાતનાં હોય છે, તે માંહેલું એક દુઃખ આજે મને બહુ ખુલ્લી રીતે સમજાયું હતું અને ચોખ્ખી રીતે દેખાયું હતું. જો કે એ દુઃખ કાંઇ નવું નથી એતો હમેશનું છે અને વારંવાર મને જરા તરા હેરાન કર્યા કરે છે. તો પણ એ દુઃખનું પુરેપુરૂં દુઃખપણું તો હું આજેજ સમજયો છું. કારણ કે આજે સંધ્યાકાળે સમુદ્રકિનારે પ્રાર્થના કરતી વખત હું કાંઇક અજબ લહેરમાં હતો એટલે એ દુઃખ તેના ભયંકર રૂપમાં મને દેખાઇ ગયું છે. એ દુઃખ કયું ? એ તમને ખબર છે ? હું મારા વ્હાલાના વિચારમાં હતો, એ વિચાર કેવા કે જગતનું ભાન ભુલી જઇએ ત્યારેજ મળે તેવા હતા, ઉંચામાં ઉંચા હતા, તન્મયતા કરનારા હતા, હૃદયને પીગળાવનારા હતા, આનંદમાં ઝબોળાએલા હતા, મસ્તીમાં મસ્ત થએલા હતા, નવું જીવન આપનાર હતા, સ્હજ સમાધિમાં લઇ જનારા હતા, અને કાંઇક ભેદનો પડદો ઉંચકાઇ જાય તેવા હતા. પણ એટલામાં એક મલીન વિચાર મારા મનમાં આવી ગયો, તેથી એ બધા વિચારો ઝાંખા પડી ગયા અને થોડી વારમાં જતા રહ્યા. એ વખતે મને જે દુઃખ લાગ્યું તે દુઃખની હું આ વાત કરૂં છું, પણ અફસોસ કે તમે મારાં

એ દુઃખની ભયંકરતા સમજી શકશો નહીં. કારણ કે એ અનુભવ બહુ મુશ્કેલ છે, તોપણ મને કહેવાદો કે, આનંદથી બેસીને છત્રીસ જાતનાં સ્વાદીષ્ટ ભોજન કરતા હોય એ વખતે કોઈ લુચ્ચો માણસ આવીને તેમાં મુઠી ભરીને ધૂળ નાંખે તો તેથી એ વખતે આપણને જે દુઃખ થાય તે કરતાં પણ એ મલીન વિચારથી એ વખતે મને વધારે દુઃખ થયું હતું. વરઘોડા વખતે ચૌટા વચ્ચે રાજન માજનાના દેખતાં વિના કારણ કોઇ વરરાજાનો મુગટ પાડી નાંખે એ વખતે તેને જે દુઃખ થાય તે કરતાં પણ એ પાપી વિચારથી એ વખતે મને વધારે દુઃખ લાગ્યું હતું. અમૃતનો પ્યાલો પીવા જતા હોય એટલામાં ઝડફ મારીને કોઇ તેને ઢોળી નાંખે એ વખતે જે દુઃખ થાય એ કરતાં પણ એ નકામા વિચારથી એ વખતે મને વધારે દુઃખ થયું હતું. ઘણાં વરસનાં તરફડતાં આશક માશુક મહા મુશ્કેલીએ માંડ માંડ જરાવાર મળ્યાં હોય તેમાં કોઈ આવીને અડચણ કરે એ વખતે તેઓને જે દુઃખ થાય તે કરતાં પણ એ પાપી વિચારથી એ વખતે મને વધારે દુઃખ થયું હતું. અને લાખો રૂપીયા ખરચીને બહુજ પવિત્રતાથી કરેલા યજ્ઞમાં ઓચીંતો કોઇ ભટકતો કૂતરો આવીને મુતરી જાય એ વખતે યજમાનને તથા બ્રાહ્મણોને જેવું દુઃખ થાય તે કરતાં પણ એ પાપી વિચારથી એ વખતે મને વધારે દુઃખ થયું હતું. ટુંકામાં એજ કે પૃથ્વી કરતાં સૂર્ય પચાસ હજાર ગણો મોટો છે અને કરોડો માઈલ દૂર છે, છતાં પણ તેની ઉપર પૃથ્વીની છાંયા પડવાથી તે કાળો પડી જાય છે, તેમજ મારા વ્હાલા માટેના મારા વિચારો બહુ ઉંચા ને જબરદસ્ત હતા પેણ એક પાપી વિચારથી તેઓ ઝાંખા પડીને વિખેરાઈ ગયા હતા. ભાઇઓ! ખરાબ વિચારો આટલું બધું દુઃખ દઇ શકે છે અને આટલી બધી ખરાબી કરી નાંખે છે, એમ સમજતા ને અનુભવતાં છતાં પણ અફસોસ કે હજી સુધી પણ હું એ વિચારોને છોડી શકતો નથી. માટે આવી રીતે સ્વર્ગ ન ગુમાવી દેવાય તે સારૂ પાપી

વિચારોથી બચવાની કોશીશ કરજો ને પ્રાર્થના કરજો કે, હે પ્રભુ ! મલીન વિચારોથી બચાવ, બચાવ, બચાવ.

---

## હું ત્યાગી શેનો ? હુંતો રાગી છું.

અરે બંધુઓ ! તમે ઠગાઓમાં અને મને ત્યાગી ગણવાની ભુલ કરોમાં; કારણ કે હું ત્યાગી શેનો ? હુંતો રાગી છું. મેં થોડીક વ્યવહારની જંજાળ ઓછી કરી છે એ વાત ખરી, પણ તેને બદલે મેં વિરહની અગ્નિ મારે માથે વ્હોરી લીધેલી છે. મેં થોડુંક ખાવા પીવાનું તજેલું છે એ વાત ખરી પણ તેને બદલે હું બીજા અલૌકિક આનંદો મેળવું છું. મેં થોડા ઘણા બહારના મોજ શોખ તજેલા છે એ વાત ખરી પણ તેને બદલે અંતરની મજે લુટયા કરૂં છું. શરીરનાં સગાંઓ સાથેના સંબંધો મેં ઓછા કરેલા છે એ વાત ખરી પણ તેને બદલે બીજાં આત્માના સગાંઓ સાથે મેં નવા સંબંધો બાંધેલા છે. ઇંદ્રિયોનાં કેટલાંક સુખો મેં છોડયાં છે એ વાત ખરી પણ તેને બદલે હું સ્વર્ગનાં સુખો ભોગવું છું. કેટલાંક માણસો સાથેના સ્નેહ મેં તોડેલા છે એ વાત ખરી પણ તેને બદલે હું ઇશ્વરી સ્નેહમાં જોડાએલો છું. કેટલાક બુદ્ધિના વિલાસો મેં તજેલા છે એ વાત ખરી પણ તેને બદલે હું શ્રદ્ધાના શિખર ઉપર ચ્હડેલો છું. કેટલીક જાતના સંકલ્પ વિકલ્પ મેં તજેલા છે એ વાત ખરી પણ તેને બદલે હું ઇશ્વરી જ્ઞાનમાં આગળ વધતો જાઉંછું. નજીવા ચમત્કારોની લાલચો મેં છોડી છે એ વાત ખરી પણ તેને બદલે અંતરના કુદરતી ચમત્કારો હું જોતો જાઉં છું. બહારનાં જરાક વારનાં માયાનાં સુખો મેં છોડેલાં છે એ વાત ખરી પણ તેને બદલે હમેશાં ટકી શકે તેવાં આત્મતૃપ્તિનાં સુખો હું ભોગવતો જાઉંછું; અને મેં જુદા જુદા દેવોને પૂજવાનું છોડી દીધું છે એ વાત ખરી પણ કાંઇ દેવોનાં જેવાં કામો કરવાનું મેં છોડી દીધું નથી, ત્યારે હું ત્યાગી શેનો ? એટલુંજ નહીં પણ સ્વર્ગની

લાલચ મેં તજી દીધેલી છે એ વાત ખરી પણ સ્વર્ગને જગતમાં ખેંચી લાવવાની ઇચ્છા કાંઇ મેં તજી દીધી નથીઃ અને આ દુનિયાંની મને કાંઈ દરકાર નથી એ વાત ખરી પણ મારા નાથના હુકમો પાળવા માટે મેં મારો આત્મા તેને અર્પણ કરી દીધેલો છે એટલે હું ત્યાગી શેનો? હુંતો રાગીછું. એટલુંજ નહીં પણ ઉલટો તમારા કરતાં હું વધારે લોભીયોછું, કારણ કે તમેતો થોડાંમાંજ રાજી થઇ જાઓછો ને હુંતો વધારેમાં વધારે માગુંછું; અને તે મારા નાથની કૃપાથી મને મળે છે; માટે ત્યાગી થવામાં શું ફાયદો? હુંતો હવે આવો રાગીજ રહેવા માગુંછું. પ્રભુ! મને આવો રાગી રહેવા દે, મને આવો રાગી રહેવા દે.

---

## ચ્હેરો ધોવાની દવા.

સૌન્દર્ય એ ઇશ્વરનું સ્વરૂપ છે. સૌન્દર્ય એ જ્ઞાનનું સ્વરૂપ છે. સૌન્દર્ય એ ભક્તિનું સ્વરૂપ છે. સૌન્દર્ય એ ઇશ્વરી લીલાનું સ્વરૂપ છે. અને સૌન્દર્ય એ પ્રેમનું સ્વરૂપ છે; એટલુંજ નહીં પણ ઈશ્વરનુંજ બીજું નામ તે સૌન્દર્ય છે. આમ હોવાથી સૌ માણસોને સૌન્દર્ય ગમે છે, તેથી જુદી જુદી કળાઓમાં લોકો સૌન્દર્ય શોધે છે અને પોતે પણ રૂપાળા થવા ઇચ્છા છે ને તેની તજવીજ કરે છે. એ સારૂ ઘણાં માણસો જુદી જુદી જાતની દવાઓ વાપરે છે, પણ ખરી ખુબસુરત મેળવવાની એક દવા હજી સુધી તેઓને હાથ આવી નથી, પણ એ અમૂલ્ય દવા ઇશ્વર કૃપાથી મારે હાથ આવી ગઈ છે. એ દવા એવી સરસ છે કે તેથી અજબ પ્રકારની ખુબસુરતી મળી જાય છે. એ દવા એવી ઉત્તમ છે કે તેથી જીંદગીની સાર્થકતા થઇ જાય છે. એ દવા એવી સસ્તી છે કે તે સૌને સાવ મુફતજ મળે છે. એ દવા એવી સ્હેલી છે કે તેને કયાંઇ બહાર ગોતવા જવું પડતું નથી. સૌની પાસેજ તે હોય છે. એ દવા એવી અસરકારક

છે કે તુરતજ તેનો ફાયદો જણાય છે. એ દવા એવી સ્વાદિષ્ટ છે કે એક વખત તેની લ્હેઝત ચાખ્યા પછી વારે વારે તેનો લાભ લેવાનું મન થાય છે. એ દવા એવી મહા ગુણવાળી છે કે તેથી કોઇને અવગુણ થતોજ નથી; અને એ દવા ચમત્કારિ.છે કે દેહથી આત્મા સુધી, આત્માથી પરમાત્મા સુધી, તથા આ બ્રહ્માંડમાં ને મોક્ષધામ સુધી તેની.અસર પહોંચી શકે છે. કારણ કે એ કાંઇ મારી દવા નથી પણ એતો મસ્ત ફકીરોની દવા છે, એતો મહાત્માઓની દવા છે, એતો કાંઇ પણ સાધનો વિના તરી ગએલી વ્રજની પ્રેમીલી ગોપીઓની દવા છે, એતો નારદને સનકાદિકની દવા છે, અને એતો શિવ બ્રહ્માદિકની દવા છે. માટે એ દવાનો ઉપયોગ કરવાથી એવી અદ્દ્ભુત પ્રકારની ખુબસુરતી મળી જાય છે ને એવું દેવતાઇ બળ આવી જાય છે કે તેથી ઉલ્લુ જેવા મૂર્ખ હોય તે મહાત્મા થઇ જાય છે, કીડી જેવા નિર્બળ હોય તે ઇંદ્રને ધ્રુજાવનારા થઇ જાય છે, અને જેનું મ્હોંડું જોવું ગમતું ન હોય તેઓ જગતને નમાવનારા થઇ જાય છે. એ દવાથી એવી ખુબસુરતી આવી જાય છે કે લોકો તેના મ્હોડા સામુંજ જોયા કરે છે. એ દવાથી એવી ખુબસુરતી આવી જાય છે કે તેથી અંજાઇ જઇને લોકો તેના પગમાં પડવા માંડે છે. એ દવાથી એવી ખુબ સુરતી આવી જાય છે કે, એ ખુબ સુરતીના આકર્ષણથી દેશ દેશાવરોથી લોકો તેની પાસે ઘસડાઇ આવે છે. એ દવાથી એવી ખુબસુરતી આવી જાય છે કે એ ખુબ સુરતીમાંથી પેદા થતા વિશ્વાસને લીધે લોકો તેને પોતાની જીંદગી અર્પણ કરી દેય છે. એ દવાથી એવી ખુબસુરતી આવી જાય છે કે એ ખુબસુરતી જોઇને ઘણા લોકોને એવી ખુબસુરતી મેળવવાનું મન થઇ જાય છે, તેથી તેઓનું જીવન સુધરી જાય છે. એ દવામાં એવી ખુબસુરતી છે કે એ ખુબસુરતીથી રાજી થઇને મહાત્માઓ તેના મદદગાર થાય છે. એ દવામાં એવી ખુબસુરતી છે કે એ ખુબસુરતીથી મોહવાઇ જઇને અપ્સરાઓ તેને વરવા આવેછે: અને એ દવામાં એવી ખુબસુરતી છે કે એ

ખુબસુરતીનો મહિમા સમજીને સ્વર્ગના દેવો તેની ઉપર પુ- ષ્પની વૃષ્ટિ કરેછે. એટલુંજ નહીં પણ એ ખુબસુરતી પોતાનું- જ સ્વરૂપછે એમ જોઇને ઇશ્વર પોતેપોતાના સ્વરૂપમાં તેને મેળવી દેમછે. આવી અલૌકિક ખુબસુરતી જે દવાથી મળે છે તે દવાની અમે વાતો કરીએ છીએ, અને કાંઈ પણ ભેદ ભરમ રાખ્યા વિના ખુલ્લી રીતે સાચે સાચી એ દવા તમોને જ- ણાવી દઉંછું, કારણ કે બીજાઓની પેઠે મારે કાંઇ એ કુદરતી દવાનું પેટેંટ લેવું નથી. એ દવા તે પ્રેમના આંસુઓ છે. એ આંસુઓથી જેને પોતાનો ચ્હેરો ધોતાં આવડે છે તેનાં સર્વ કામો થઇ જાય છે. પણ આ વાત તમે માની શકશો નહીં; કારણ કે મીઠું મરચું ભભરાવ્યા વિના, વાર લગાડયા વિના, અટપટી ક્રિયાઓ બતાવ્યા વિના, અને મોટી કિંમત લીધા વિના જે વાતો કહેવામાં આવે તે ઉત્તમ વાતો પણ હવામાં ઉડી જાય છે. માટે તમે ન માનો તો ભલે તમારી મરજી; પણ હું કહુંછું કે, પ્રેમનાં આંસુએ પોતાના ચ્હેરો ધોવાથી જગત- ને ઝુકાવી શકાય છે ને પ્રભુને વશ કરી શકાય છે. માટે જો કલ્યાણની ઇચ્છા હોય તો પ્રેમનાં આંસુઓથી તમારો ચ્હેરો ધુવો, પ્રેમનાં આંસુઓથી તમારો ચ્હેરો ધુવો, પ્રેમનાં આંસુ- ઓથી તમારો ચ્હેરો ધુવો.

---

## અમારી ગરીબાઇ.

એક વખત મારા દોસ્તએ કહ્યું કે, તું તે આટલો બધો મસ્ત શેનો બની ગયો છે? તારી પાસે ધન નથી, તારી, પાસે સત્તા નથી, તારી પાસે લાગવગ નથી, તારા શરીરમાં બળ નથી, તારી પાસે વિદ્યા નથી, તને કોઇનો આશ્રય નથી, તારી પાસે કાંઈ રિદ્ધિ સિદ્ધિ નથી, તારી પાસે કાંઇ જડીબુટી નથી, અને તું કાંઇ મોટો માણસ નથી. તું તો ભૂખરી બારસ છે, છતાં પણ આટલો બધો મસ્તીમાં કેમ રહી શકે છે? અરે યાર,

કહે તો ખરો? તું આવો બેદરકાર કેમ રહી શકે છે?. તું આવો નિઃસ્પૃહી કેમ રહી શકે છે? તું આવો આનંદી કેમ રહી શકે છે? અને તું બડેખાંઓના માથાં ઉપર પગ મૂકીને કેમ ચાલી શકે છે? એ સાંભળીને મેં કહ્યું કે, એમાં કાંઇ મારી ખુબી નથી, એતો મારા નાથની મ્હોટાઇ છે. એતો મારા વ્હાલાની બલિહારી છે. એતો મારા ઘેલુડાની મસ્તી છે. એ તો મારા રસિકડાનું રહસ્ય છે. એતો મારા પ્રેમીલાના પ્રેમની લ્હેઝત છે: અને એતો મારા લાલની લાલી છે. એ લાલીની ખુબીની તને ખબર નથી એટલે તને અજાયબી લાગે છે. કારણ કે તું મારી બહારની ગરીબાઇ સામે જુવે છે, પણ એ ગરીબાઇને પકડી રાખવા માટે મને કેવો પુરૂષાર્થ કરવો પડે છે એ તું જોતો નથી. તું મારી સુકાઇ ગએલી ચામડીની કરચલીઓ તરફ જુવે છે, પણ એ કરચલીઓમાં મારી મહેનતની જે છાપો પડી ગએલી છે તથા એ કરચલીઓમાં જે સ્વર્ગના પરવાનાઓ લખાએલા છે તે તું જોઇ શકતો નથી. તું મારી ઉંડી ઉતરી ગએલી આંખો તરફ જુવે છે પણ એ આંખોને ઉંડી ઉતરતાં પહેલાં મારા વ્હાલા સારૂ તેને કેટલી બધી વખત રોવું પડયું છે એ તને ખબર નથી. તું મારી ઝુકી પડેલી ગરદન તરફ જુએ છે પણ એ ગરદનને ઝુકેલી રાખવા સારૂ મગજમાં કેટલો બધો શાસ્ત્રનો ભાર ભરવો પડયો છે એ તને ખબર નથી. તું મારી ખુલ્લી દેખાતી જાડી જાડી નસો તરફ જુએ છે પણ એ નસોમાં જે લોહી ફરે છે તેની શાંતિ તરફ તું જોઇ શકતો નથી. તું મારા શરીરના કઠણ દેખાતાં લાંબા લાંબા હાડકાંઓ તરફ જુવે છે પણ એ હાડકાંઓને તેવાં થતાં પહેલાં કેટલું તપ કરવું પડયું છે? ને કેવું કષ્ટ સહન કરવું પડયું છે? એ સામે તું જોતો નથી. તું મારા ગાલના ખાડાઓ સામે જુવે છે પણ એ ખાડાઓમાં જે અમૃત ભરેલું છે તે તું દેખી શકતો નથી. તું મારાં ઢંગધડા વગરનાં કપડાં સામે જુવે છે પણ એ કપડાંઓથી ઢંકાએલા ખુદ શરીરની

પણ અમને કેટલી દરકાર છે એ તું જોઇ શકતો નથીઃ અને તું મારી ખખડધજ ઝુંપડીના ગળે પડુ સામાન તરફ જુવે છે, પણ એના બદલામાં બ્રહ્મલોકમાં અમારે માટે વિશ્વકર્મા કેવા દેવતાઈ મહેલો બાંધી રહ્યા છે તે તું જોઇ શકતો નથી માટે તને એમ લાગે છે કે હું ગરીબ છું; પણ ભાઇ એવી જાતની ગરીબાઇની દેવતાઓ પણ ઇચ્છા રાખે છે એ તને કયાં ખબરછે ?

અરે શું વાત ? મારી એ ગરીબાઈ ઉપરતો દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરે છે. એ ગરીબાઇનાં દેવીઓ વારણાં લેય છે. એ ગરીબાઇ પાસેઃ ગંધર્વો વાજીંત્રો વગાડે છે. એ ગરીબાઇ પાસે કિન્નરો તેના ગુણ ગાય છે. એ ગરીબાઇ પાસે સિદ્ધ લોકો નાચ કરે છે. એ ગરીબાઇનાં દર્શન કરવાની ઇંદ્ર ઇચ્છા રાખે છે. અને બ્રહ્મા પણ એ ગરીબાઇ જોઇ જોઇને રાજી રાજી થયા કરે છે. ત્યારે એ ગરીબાઇના પ્રતાપે હું જરાક મસ્ત થઇ શકું તો એમાં શું મોટી વાત છે.

---

## સ્વર્ગનાં અમૃતની કીંમત કોણ સમજી શકે ?

સ્તર્ગનું અમૃત ! શું ? સ્વર્ગનું અમૃત !! આહાઃ કેવી મજેની વસ્તુ ? કેવી અલૌકિક વસ્તુ ? કેવી ઉત્તમ વસ્તુ ? કેવી આનંદની વસ્તુ ? અને કેવી મહત્ વસ્તુ ? પણ એ અમૃતને કોણ પ્રી શકે ? પીવું તો દુર્લભ છે, પણ એની કિંમત સમજવી પણ મુશ્કેલ છે. કારણ કે પુરાણોમાંથી આપણે જાણીએ છીએ કે, જે દેવ હોય તેજ સ્વર્ગનું અમૃત પી શકે છે, અને જો અસુરો એ અમૃત પીવા જાય તો રાહુના જેવા તેના હાલ થાય છે. તેમજ આ સ્વર્ગનું અમૃત પણ કાંઇ બધાઓને રૂચે એવું નથી; કારણ કે એ વિચારોને જીરવવા મુશ્કેલ છે, એ સ્થિતિયોનો અનુભવ થવો કઠિન છે, એવી રહેણી કરણી રાખવી એ બહુ લાંબા અભ્યાસનું કામ છે, એવું સત્ય પાળવું એ બહુ પુરૂષાર્થનું ફળ છે, અને એવું આત્મિક બળ મેળવવું

એ મહાભાગ્યની વાત છે. માટે તુરતમાં બધાઓથી તે બની શકે એમ નથી, માટે અમે કહીએ છીએ કે "સ્વર્ગનું અમૃત" બધાઓથી પી શકાય એમ નથી. પીવું તો બાજુએ રહ્યું, પણ હજી ઘણા જણાઓ એની કિંમત પણ સમજી શકે એમ નથી. કારણ કે "સ્વર્ગનાં અમૃત"ની કિંમત કોણ સમજી શકે એ તમને ખબર છે? જેણે વરસોનાં વરસો સુધી એકાંતમાં બેસીને જીગરની પ્રાર્થનાઓ કરી હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જે પોતાના મનની નબળાઈ સમજેલા હોય અને તેને પાછું ખેંચવા માટે તજવીજ કરી રહ્યા હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જેણે મહાત્માઓની જીંદગી સાથે પોતાની જીંદગીની સરખામણી કરી હોય અને એ પ્રમાણે પોતાનું જીવન સુધારવા ઇચ્છતા હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત શમજી શકશે. જેણે ધર્મના નિયમો પાળ્યા હોય અને તીર્થ વ્રત આદિ ખુબ કરેલાં હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જેણે બહુ સત્સંગ કર્યા હોય અને ઉંડા ઉતરીને શાસ્ત્રના અભ્યાસ કર્યા હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જેણે પોતે દુઃખ ભોગવીને તથા અભિમાન છોડીને ઘણા વખત સુધી સંતોની સેવા કરી હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જે પહાડોમાં ને જંગલોમાં જઈ એકાંતમાં પ્રભુને અર્થે રોતા હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જે પોતાના સંસાર વ્યવહારમાં દુઃખી થઇ જવાથી હારી જઈને પ્રભુ તરફ વળી ગયા હોય અને એમાં જેને તાળી લાગી ગઇ હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જેણે ઉંચી જાતનાં વાંચન ઉપર પોતાની આંખોના તેજનો ભોગ આપ્યો હોય તથા જેની રસવૃત્તિ ઉંચા પ્રકારની હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જેણે મનમાનતી સદ્દગુરૂની સેવા કરી હોય અને જે યોગનો અભ્યાસ કરતા હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. ધર્મ સંબંધી પોતાની જી-

જ્ઞાસા તૃપ્ત કરવા માટે જે ખુબ રડયા હોય અને જેણે આજુ-બાંજુનું સારી રીતે જ્ઞાન મેળવ્યું હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જેણે ઘણાએ ગરીઓનાં આંસુ લુંછયા હોય અને તેઓના અંતરના આશીર્વાદ મેળવ્યા હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જેને પૂર્વના સારા સંસ્કારો હોય તથા જેનું જીવન પવિત્ર હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે. જેણે લાંબાકાળ સુધી પોતાના ઇષ્ટની સાધના કરી હોય તથા વિશ્વાસનું બળ મેળવ્યું હોય તે સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે: અને જેણે પોતાની જીંદગી પ્રભુને અર્પણ કરી હોય તથા રાત દિવસ એમાંજ રમતા હોય તે હરિજનો સ્વર્ગનાં અમૃતની કિંમત સમજી શકશે, અને એવાઓને માટેજ આ પુસ્તક છે, કારણ કે એવા જીજ્ઞાસુઓના મનમાં જે જે વિચારો થાય છે તે વિચારો આમાં છે. એવા અભ્યાસીઓને પોતાના અનુભવથી જે જે દુ:ખો સમજાય છે તે તે દુ:ખો દૂર કરવાના ઉપાયો આમાં છે. એવા ભાગ્યશાળીઓને જે જે પ્રકારના આનંદો થાય છે તે તે આનંદોની આમાં ઝાંખી કરાવેલી છે. એવા પુરૂષાર્થીઓનો કેટલો પુરૂષાર્થ સફળ થયેલો છે તે જાણવાના આમાં રસ્તા છે. એવા હરિજનોને આગળ વધવામાં જે જે મુશ્કેલીઓ લાગે છે તે તે મુશ્કેલીઓનાં ઠેકાણું તથા ઉપાયો આમાં બતાવેલા છે. એવા સંતોને જે જે અનુભવો થાય છે તે અનુભવોનાં બીજો આમાં છે. એવા મુમુક્ષોઓની વૃત્તિયો કયાં તથા કેમ રમે છે તેનાં ચિત્રો આમાં છે. એવા ભગતોમાં બીજા વ્યવહારિક સાધારણ માણસો કરતાં શું વિશેષતા હોય છે તેના ખુલાસા આમાં છે. એવા પ્રેમીઓમાં કેવી મસ્તી હોય છે તેનાં વર્ણનો આમાં છે. એવા ઉપાસકોમાં કેવી અલૌકિક શક્તિયો હોય છે તેની હકિકતો આમાં છે. એવા સાધકો પોતે કઇ સ્થિતિમાં છે તથા કયે પગથીયે ઉભેલા છે તે જાણવાનાં સાધનો આમાં છે. એવા કૃપાપાત્રો હજી કેટલી બધી કૃપા

મેળવી શકે અને એ કેમ મેળવી શકે એ જાણવાના રસ્તા આમાં છે; અને એવા મહાત્માઓ મહાત્મા કેમ થઇ શકયા તથા હજી વધારે મોટા મહાત્માઓ કેમ થઇ શકે એ બધું સમજવાના ભેદો આમાં છે; અને જે આમાનું કાંઈક પણ કરી શકે તેને સ્વર્ગનું અમૃત પીવાના જેટલોજ લાભ થાય છે માટે-જ આ પુસ્તકનું નામ "સ્વર્ગનું અમૃત" રાખેલું છે.

ટુંકામાં એટલુંજ કે પોતાના દોષો સમજવા માટે ને આગળ વધેલા જ્ઞાનીઓના જાતી અનુભવો સેહેલામાં સેહેલી રીતે જાણવા માટે એવી જાતનું બીજું એકે પુસ્તક આપણી ભાષામાં નથી. પણ તે છોકરાંઓના કે મૂર્ખાઓના કામનું નથી. જેને જ્ઞાનની ચટકી લાગી હોય, જેને ભક્તિનો રંગ લાગ્યો હોય, અને પોતે જાતે સુધરવા માટે, પોતાના દેશને સુધારવા માટે તથા ઇશ્વરને ઓળખવા માટે જેના અંતરમાં તાલાવેલી લાગેલી હોય તેણેજ એ પુસ્તક મંગાવવાની તસ્દી લેવી.

મુંબાઇ—હનુમાન ગલ્લી.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.

ચોરવાડકર.

ૐ

# સ્વર્ગનો પ્રકાશ.

તૈયાર થાય છે.

રોયલ પાંત્રીસ ફરમાનું પાકા પુંઠાંનું પુસ્તક ને તેમ છતાં

**કીંમત માત્ર આઠ આના.**

મારાં બધાં પુસ્તકોમાં આ પુસ્તક સૌથી સરસમાં સરસ થશે એમ હું માનું છું. કારણ કે સ્વદેશપ્રેમ માટે, પરમાર્થ માટે, સત્ય જ્ઞાન માટે, સ્વતંત્રતા માટે અને આત્માની ઉન્નતિ માટે, મારા મનમાં જે મસ્ત વિચારો ભરેલા છે તે બધા ઉત્તમ વિચારોને આ પુસ્તકમાં તેના પૂર બહારમાં જાહેર કરવાની મારી ઇચ્છા છે. માટે હું આશા રાખું છું કે, આ પુસ્તક બહુજ ઉત્તમને બહુજ અસરકારક થઇ શકશે.

આવું ઉપયોગી પુસ્તક સૌ લોકો સેહેલાઇથી વાંચી શકે તે સારૂ કાંઇપણ નફો લીધા વિના પડી કીંમતે એ પુસ્તક આપવામાં આવશે એટલુંજ નહીં પણ બહુ સસ્તી કીંમતે પરવડી શકે તે સારૂ તેની ચાર હજાર નકલો કહાડવામાં આવશે., માટે સૌ ભાઇ બેહેનોને એ પુસ્તક જરૂર વાંચવાની ખાસ વિનંતિ કરવામાં આવે છે.

મુંબાઇ—હનુમાન ગલ્લી.

**વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર.**

ચોરવાડકર.

---

# સ્વર્ગના સંદેશા.

તૈયાર થાય છે.

## કીંમત રૂપીયો દોઢ.

"સ્વર્ગના સંદેશા" તે ખરેખરા સ્વર્ગનાજ સંદેશા છે. એમાંના થોડાક સંદેશા "સ્ત્રીઓના સ્વર્ગ" તથા "સાચા સ્વર્ગ" માં આવી ગએલા છે તે ઉપરથી એ પુસ્તક કેવું છે તે વાંચનારાઓ જોઈ શકશે. ટુંકામાં એજ કે, એ જાતનું પુસ્તક ગુજરાતી ભાષામાં તો નથીજ પણ બીજી કોઇ ભાષામાં છે કે નહીં ? એ પણ એક સવાલ છે; કારણ કે, સમુદ્રની લહેરો ઉપરથીજ "સ્વર્ગના સંદેશા" લેવામાં આવેલા છે. માટે જે જે વિદ્વાનોએ એ સંદેશા સાંભળેલા છે તે સર્વે અજબ થયાછે ખુશી થયાછે, અને એ સંદેશા સૌ લોકો વાંચે તો બહુજ લાભ થાય, એમ તેઓએ કહેલું છે માટે એ પુસ્તક વાંચવાની સૌ ભાઇ બહેનોને ભલામણ કરૂંછું.

પણ "સ્વર્ગનું અમૃત" "સ્વર્ગનો પ્રકાશ" અને "સ્વર્ગના સંદેશા" એ ત્રણે પુસ્તકો બહાર પડવાને હજી વાર છે. માટે હમણાથી એ પુસ્તકો મંગાવવાની કોઇએ તસ્દી લેવી નહીં બહાર પડશે ત્યારે છાપામાં ઝાહેર ખબર આપવામાં આવશે. એ વખતે મંગાવવાની મેહેરબાની કરવી કારણ કે હમણાંથી એ પુસ્તકો મંગાવે તે બધા ગ્રાહકોને જુદા જુદા જવાબ લખવાનું, તેની નોંધ રાખવાનું અને ગ્રાહકોના ઠેકાણાં બદલાઇ જાય તે બધી તજવીજો રાખવાનું મારાથી બની શકતું નથી કારણ કે મને જુદે જુદે ઠેકાણે મુસાફરી કરવી પડેછે માટે ગ્રાહકોને આ સુચના આપવી પડે છે. એજ.

મુંબાઇ—જુની હનુમાનગલી.

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર.
ચોરવાડકર.